આદ્યદ્રષ્ટા
એક અભેદમાર્ગ પ્રવાસી.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૧. ] ( માસિક ) [ ઑકટોબર ૧૯૦૬. ]

## ॥ क्रिया–साध्य ॥

( મળેલું )

રાગ-મલાર.

પરમપદ કુણ્ડલિની હે ! જાગ્ય—
કુણ્ડલિની હે ! જાગ્ય— પરમપદ૦

સન્ધ્યા વીતી વીતી રાત્રી;
પ્રગટ્યું ઉજ્જ્વું પ્રભાત— પરમપદ૦

નાભિદેશ વિષે તું વિધાત્રી;
કરતી નવીન પ્રકાશ— પરમપદ૦

રજ-તમ-ને આવરી લેતી તું;
પ્રગટે સત્વ પ્રભાવ— પરમપદ૦

વ્યવહારે દક્ષિણ થાતામાં;
કેમ અધોમુખ થાય— પરમપદ૦



# आपात–परित्याग.

( મનેહર. )*

મન ધાર્યું હતું જવું એકલડાં
પણ સાથ થયો તુજ આ વચમાં
કયમ તોડી શકું, રીત પાંથની એ
જશું એક બીજાં અહા સાથ હવે,

કરી નિશ્ચય, આગળ માર્ગ પળ્યા
વચમાં વચમાં તુજ માર્ગ નવા
અવલોકી કુતૂહલ થાય મ્હને
મુજ માર્ગ હતો નવ દેખું જ તે,

મુજ માર્ગ ન એ મુજ માર્ગ ન એ
ઘણી જોઈ પછી મન વાળી પ્રિયે
મુજ માર્ગ ફર્યો અવ ન્હાય ભલે
લઇ જા તવ ઇચ્છિત માર્ગ પરે,

મુજને પરવા નથી કોઈ તણી
પરવા દયિતે તુજ એક તણી
મન ધારી પછી વ્યવહાર બધો
કરવા તુજને અનુકૂલ બન્યો,

મર લોક લવે પરતંત્ર થયો
નિજરૂપ તજી પરરૂપ થયો
ખરું પ્રેમ સમર્પણ એજ ગણું
નહિં જાણી શકે અનભિજ્ઞ સહુ,

પ્રિય યાદ હશે તુજને સહુ એ
પણ આજ થયું નહતું હતું એ

---

* કાવ્યમાં 'પુરૂપ' પ્રકૃતિનો સંસ્કાર વશે સદવાવી બને છે. તદુત્તર મોહ અને પ્રેમમાં વાસ્તવ. કાંઇ અંતર નથી એ માન્યતાએ પારતંત્ર્ય ભોગવે છે. અને આખરમોહ અને પ્રેમનું સત્ય સ્વરૂપ પૃથક્ સ્ફુટ થતા—સ્વાનુભૂત પરિકીર્તન પૂર્વક પ્રકૃતિથી સ્વયંમુક્ત થાયછે,

નવું જોઉં બધું તુજ અંતરમાં
યુગ એક હજી ન ગયો પણ જ્યાં;

નવ રંગ થતા તુજ નેત્રતણા
નવ રંગ થતા તુજ રૂપતણા
નહિં ભાવ અને રસ પૂર્વતણા
કયમ આજ પ્રિયે તુજ અંતરમાં,

ઘડી શંકિત એમ બનું મનમાં
ત્યમ કેંક ઉઠે ઉભરા ઉરમાં
પ્રિય તું પણ તાણી ગઈ મનમાં
દુખ થાતું હતું, ગમ શું દિલમાં,

પલ એક પછી, ભરી નેત્ર જલે
નિરખે, મુજને, નયનાંતવડે
નવ કારણ કાંઈ, જણાય પ્રિયા
પ્રણયિ નયનો કયમ અશ્રુભિનાં,

વદી એવું પ્રિયે, તવ કંઠ ગ્રહી
હૃદયે હૃદયંગમ, શ્લેષ લઈ–
તવ અશ્રુ લહ્યાં મુજ નેત્રવડે
પ્રિય યાદ હશે પણ એ તુજને,

પછી શાંત થઈ ઘડી ધ્યાન ધરી
કહું વાણિ જરા મુખથી ઉચરી
તુજને હમણાં મુજ નેત્ર વિષે
નવરંગ દિસે તુજ દોષજ એ,

ત્યમ રૂપ વિષે રસભાવ વિષે
નિજ દોષવડે અવળું તું જુવે
નવ દોષ કશો મુજનો ગણવો
શુભ દોષ વિપર્યય આપ તણો

કટુ એ વચનો શ્રવણે પડતાં
હૃદયે વ્રણ તૂર્ત થયું સુજના
ભરનિંગળ થયું, ન રૂઝાય હવે
તુજની સ્મૃતિ, એ, ન ભુલાય પ્રિયે,

ફરી સંગની, આશ, ધરૂં કદિએ
અવ, રહ્યું નથી, પ્રિય, આ સમયે
તદપિ મમ અંતર એમ ચહે
તવ, સંગમ, એ મમ જીવન છે;

ગઇ તેય, દશા, પણ યાદ હશે
પણ આજ થયું નહતું હતું એ
પ્રિય કોણ, પ્રિયા વળી કોણ હવે
ગઈ આંખની તો-વ્યવહાર નવે.

સહવાસ વિનોદ, સદા સ્મરજે
મન દુઃખ વિયોગનું ના ધરજે
ફરી યોગ, હશે, કદિ સંચિતમાં
મળવું પ્રકૃતિ, કંઇ કાળ જતાં.+

---

## ॥ पत्र ॥

( મળેલું. )

સદા સાથે રે'વું,
બને કયાંથી એવું ?

પ્રિયે તો સૌ સે'વું કઠણ મન રાખી ઉચિત છે;
પ્રભુની ઇચ્છાના અનુસરણમાં મૌન હિત છે.

"દિવસ રજની ચેન પડતું
નહિ, હૃદય તો માત્ર રડતું"

+ મોહરૂપે યતિકિંચિત્ટેવ રહેલી આ પ્રકારની 'વાસના' બહુધા પુનર્ભવ હેતુ બને છે.

લખે છે તો મ્હારે પણ અહિં હશે શું નહિ થતું?
દયા હીણો જાણી,
રખે ઓછું આણી,
ભરે નેત્રે પાણી વિરલક્ષણ તે કંઠ વળગી
મળીશું પાછાં કે ફરિ નહિ થવા દેઉં અળગી
કયમ સખિ કરે તર્ક અવળા?
અચિર વિસરીશું સહુ હલાઃ
વહી કાલસ્રોતે કંઇ નિરખશું રંગ નવલા.

—:—

# ॥ वेदान्त अने वर्तमान सुधारो ॥

"Your average Englishman," says *Carlyle*, "does not greatly care whether there be a god or not, provided the price of stock does not fall. If you want to awaken his real beliefs, you must descend into his stomach, purse, and the adjacent regions"

'The rulling goddess of England" mournfully observes *Ruskin*, "may well be described as the "goddess of getting on" or "Britannia of the market." It is long since you built a Cathedral, but your railroad mounds are vaster than the walls of Babylon, your railroad stations vaster than the temple of Ephesus and innumberable; your chimneys are more mighty and costly than Cathedral spires; Your harbour piers, your warehouses, your exchanges, all these are built to your great "goddess of getting on" She formed and will continue to form your whole nature as long as you worship her."

ઘણા દૂરના આડાઅવળા ગામડામાં રહેતો એક ગૃહસ્થ એક સમયે અકસ્માત વડોદરા જેવું શહેર જોવા ગયો; ત્યાં તેણે એકાદ ખરાબ ચોઘડીયામાં એક ઘડીયાળ ખરીદીને ઘેર અર્પ્યું. આવી ચીજ તેની નેવુવર્ષની બુઢ્ઢી દાદીના જોવાજાણવામાં નહોતી તેથી પ્રથમથીજ તેના પ્રતિ વ્હેમની દૃષ્ટિથી જોવા માંડ્યું: ઘડીયાળના વારેવારે થતા ટીકટીક અવાજ વડે પણ આ વ્હેમ બીલકુલ દૂર થયો નહિ. આ નવીન પદાર્થ આવ્યા પછી થોડા

દિવસમાંજ ઘરમાનું એક બાળક મરી ગયું; તે વૃદ્ધા આ ઘડીઆલને આવા અશુભ બનાવનું કારણ ગણીને અત્યંત ગુસ્સે થઇ. જો ઘરમાં કોઇ માંદુ પડતો તે પણ દુષ્ટ ટીકીટીક કરતા ઘડીઆળને લીધેજ થયુંછે એમ મનુવામા આવતું. જો કોઇ શોકકારક સમાચાર સાભળવામાં આવતા તો તેના કારણભૂત પણ આ "ટકટક" કરતું ઘડીયાળજ હતું. તેને ઘરમાંથી દૂર કરવાને અથવા કોઇ શત્રુને આપીદેવાને તે વૃધ્ધા પોતાના પુત્રને રાતદિન ફંદાળો આપ્યાં કરતી; પરંતુ કમનશીબે જેટલુ તેનાથી તે વૃદ્ધા બ્હીતી હતી તેટલુંજ તે તેને મન પસંદ હતું, તેથી તે ફેંકી દેવાનું અથવા આપી દેવાનુ તેને રૂચ્યું નહિ. આનું પરિણામ એ થયું કે અમુક અંધારી રાત્રે તે અંધવૃધ્ધાએ પોતાના પૌત્રની ઓરડીનાં બારણાં તોડી પાડયાં, ઘડીયાળને બ્હાર લાવી ચુરેચુરા કરીનાંખીને પોતાના એક શત્રુપાડોશીના ઘરમાં ફેંકી દીધું, બીજી સવારે તેને ત્યા પડેલુ જોઇને તેતો ખુશખુશ થઇ ગયો.વૃધ્ધાના વ્હેમનું આવુ પ્રાબલ્ય હતું.

ગમે તેમ હોય તોપણ વ્હેમોનો વય અથવા જાતિ સાથે કોઇપ્રકારનો સંબધ હોય એમ લાગતુ નથી; જેમ વાર્તામાના ઘડીયાળે બાળકને મારી નાખ્યું તથા કુટુમ્બમાં દુઃખનો વર્ષાદ વરસાવ્યો તેમ વેદાન્તના અભ્યાસ વડે તથા વેદાન્તભાવનાઓના પ્રચાર વડે સર્વ પ્રકારના શિષ્ટાચારનો શિક્ષણનો સુધારાનો તથા ઐહિકઉન્નતિનો વિનાશ થઇ જશે તથા જીંદગીને જીવવા સરખી પણ ભાગ્યેજ રહેવા દેશે, એવો એક નવીન પ્રકારનો વ્હેમ વર્તમાન કાલમાં પ્રચાર પામતો જાય છે. વેદાન્ત આવો કોઈ પણ પ્રકારનો અપરાધ કરે એ તદન અસંભવિત વાત છે. તેને તો ઇશ્વરી સત્તાના સામ્રાજ્યમાં અત્યંત બલવત્તી શ્રદ્ધા છે; કોઇ પણ બાબત ગમેતો તે પદાર્થવિજ્ઞાન વિષયકહો, કલાવિષયકહો, ઔદ્યોગીકહો અથવા ધાર્મિક હો પરંતુ તે દુનિયાંમાં ભૂલ વડે આવી પડી છે, એમ તેનું ભાગ્યેજ માનવું છે. તેનો માત્ર ઉદ્દેશ વ્યક્તિ અને સમાજને બની શકે તેટલાં સુધારવાનો છે

હવે વિષયવિચાર ચલાવીએ; મનુષ્યમાં હૃદય અને બુદ્ધિરૂપી અગત્યની ઉભયશક્તિયો છે. વેદાન્તનુ કહેવું છે કે આ ઉભયનો વિકાસ થવો જોઇએ, એકને રહેવા દઇને અન્યને વિકસાવવાની નથી એક ગાડીને ખેંચતી અશ્વજોડીની માફક દરેક અન્યોન્યને મદદ કરીને દોરી શકે માટે આ ઉભયશક્તિઓને સાથેસાથેજ ગોઠવવામાં આવી છે. હૃદયનું કાર્ય લાગણી પ્રેમ અનુભવવાનુ છે પરંતુ તે વારંવાર ભૂલો કરી બેસે છે; આ સમયે બુધ્ધિ મદદે આવીને તેને સુધાર છે. દૃષ્ટાંત તરીકે મરણ પથારીએ પડેલો વૃદ્ધપુરૂષ પાછળ છોડી જવાનાં જન્મેલા અને જન્મવાનાં બાળકો માટે અશ્રુપાત કરે છે પરંતુ બુધ્ધી ઉપદેશે છે કે, તે તણાતાંતણાતાં તણખલાનો આધાર રાખે છે, બાળકો, મિત્રો, સગાંસંબંધીઓ જરજમીન મરણ પછી તેની પાછળ અનુસરવાનું નથી, સર્વપાસાથી વર્જાયલા એકલાજ તેને મુસાફરી કરવાની છે. તેવીજ રીતે વિવેક કરવાનુ વિવાદ કરવાનુ ન્યાય તોલવાનું કાર્ય બુધ્ધિનું છે, અને જાતે એકલી પડતાં તો તે પણ ભૂલો કરે છે, જેમને હૃદય સુધારે છે. "જ.પ" બાલઝેકની નવલકથામાં એક પદાર્થવિજ્ઞાનવાદી પોતાની રડતી પત્નીને કહે છે "જ.પ, મેં અશ્રુનું પ્રથક્ કરણ કર્યું છે; અશ્રુમા થોડાક ફાસફેટઓફલાઈમનો, થોડાક કેલોરાઇડઓફસોડાનો, થોડાક શ્લેષ્મનો તથા થોડાક પાણીનો સમાવેશ થાય છે. આ પંડિતમન્યને મન અશ્રુપાતનો આટલામાજ સમાવેશ થતો

હતો. આ એકલી સૂની પડી ગયલી બુધ્ધિનું પરિણામ છે; અત્રે હૃદય તેને આદેશે છે, "પંડિતમન્ય મૂર્ખા પાછળ તપાસ કર રડનાર તો હૃદય છે." આથી એટલુંજ સિદ્ધ થાયછે કે બુદ્ધિ અને હૃદય અન્યોન્યને સુધારી શકે એમ છે, તેઓ માત્ર સુધારી શકે એટલુંજ નહિ પરંતુ અન્યોન્યનો વિકાસ પણ કરી શકે એમ છે,

હૃદય અને બુદ્ધિના એક મોહકમિશ્રણરૂપ સંપૂર્ણ વિકાસપામેલો મનુષ્ય છે તેને ઉભયમાંના કોઈ સાથે તકરાર થતી નથી કારણકે તે દરેકનાં સ્થાન અને કાર્ય પ્રદેશને પીછાને છે

સમાજનું બંધારણ વ્યક્તિઓવડે થાય છે, તથા વિશેષ ઉંડા ઉતર્યા વિના કહેતા માગીએતો તેમનો હૃદય-વિભાગ ધર્મમાં સ્વતઃપ્રદર્શિત થાય છે અને બુદ્ધિ વિભાગ શિષ્ટાચારનું "સુધારાનું" કેળવણીનું રૂપ ધારણ કરે છે. જેમ વ્યક્તિમાં હૃદય અને બુધ્ધિ અન્યોન્યને અરસપરસ સુધારે છે અને વિકસાવે છે તેમ સમાજમાં પણ ધર્મ અને ઐહિકઉન્નતિ શ્રધ્ધા અને પદાર્થવિજ્ઞાન ઉભયે અન્યોન્યના સાથી અને નિયામક થવુંજ જોઇએ. આપણા જીવનના સર્વસ્વ રૂપે અંધબુધ્ધિહીન ધર્મને ટેકો આપવો અને કેળવણીની સુધારાની નિન્દા કરવી એ એક ભૂલ સમાન છે; તેમજ સુધારાને ઉન્નતિને ટેકો આપવો અને અન્યની નિન્દા કરવી એ પણ ઉપરના જેટલુંજ ભૂલ ભરેલું છે. જીવનનું અંતિમસ્થાન અંધ, બુધ્ધિહીન ધર્મ નથી તેમજ તે પદાર્થવિજ્ઞાનના શુષ્કબુધ્ધિવિલાસરૂપ નથી, તેતો બુધ્ધિ અને હૃદયના પ્રેમ અને પ્રકાશના શ્રધ્ધા અને જ્ઞાનના એકતાન મિશ્રણરૂપ છે. તેતો તત્વશાસ્ત્રમાં ઉન્નતદશા પામતો ધર્મ છે, પ્રજ્ઞારૂપે વિકાસ પામતી પદાર્થવિદ્યા છે. સંપૂર્ણ જ્ઞાન, સંપૂર્ણપ્રેમમય છે; સંપૂર્ણપ્રેમ સંપૂર્ણ જ્ઞાનમય છે.

તેટલા માટે વેદાન્તિને પદાર્થવિજ્ઞાન સાથે તથા સુધારા સાથે, કેળવણી સાથે બીલકુલ તકરાર નથી; તેમજ શ્રધ્ધા અને ધર્મ સાથે તેને કંઇ તકરાર નથી; તેને જે કહેવાનું છે તે એટલુંજ છે કે પદાર્થવિજ્ઞાને આધ્યાત્મિકલક્ષ્ય લેતા જવું જોઇએ તથા ધર્મે બુદ્ધિપૂર્ણક નિર્ણયપ્રતિ વળવું જોઇએ, દરેકે પોતપોતાનું સ્થાન જાણવું જોઇએ; મનુષ્યનાં ચક્ષુ અને કાનની પેઠેજ એ ઉભય વચ્ચે કોઇ પ્રકારનો વિરોધ રહેવો જોઇએ નહિ. તેમણે અન્યોન્યને અરસપરસ મદદ કરવી જોઇએ, અન્યોન્યને વિકસાવવા જોઇએ તથા આ પ્રકારનો સુખી સંયોગ ભાગ્યેજ થાય છે. વારંવાર વ્યક્તિના સંબંધમાં બને છે તેમ— અનેક પ્રાચીન શિક્ષણ સુધારાસંસ્થાઓ એકપક્ષના વિકાસને લીધે નાશ શરણ થઇ ગઇ છે. ધર્માધઝનુની બની જતા પુરૂષોનાં આપણે કેટલાં બધાં દૃષ્ટાંત જોઇએછીએ. કારણ કે યોગ્ય સમયે તેમની ઉર્મિને આગળ દોરવાને બુધ્ધિની સહાય મળતી નથીજ. બુદ્ધિના પારને પામેલા એવા પુરૂષોનાં કેટલાં બધાં દૃષ્ટાંત જોઈએછીએ કે જેઓ પ્રેમ અથવા દયામાં દર્શાવવામાં બીલકુલ અયોગ્ય નિવડે છે. આવીજ રીતે સમાજના સંબંધમાં પણ મહાન રાજ્યોવસામ્રાજ્યો આધ્યાત્મિકસંસ્થાઓની સાથેસાથેજવિનાશ શરણ થતાં આપણા જોવામાં આવે છે, તથાં ઇજીપ્ત, અસીરીઆ, ગ્રીસ, રોમના શિષ્ટાચારો સુધારાઓના અધઃપતનને વર્ણવનાર ઇતિહાસજ પેગનની ઝમના વિનાશનુ પોપસામ્રાજ્યના ભાગીપડવાનું ધર્મિકમહામારીઓના બંધ પડવાનું ફ્રાન્સીસ્કન સુધારાની નિષ્ફળતાનું, પ્રોટેસ્ટંટ ધર્મની

નેરૂપયોગીતાનું તથા આવી અન્ય અનેક બાબતોનું શોકકારક વર્ણન આપે છે. આ ઉભય બાબતોમાં નિષ્ફળતાનું રહસ્ય એટલુંજ છે, સમાજનાં બુધ્ધિ અને હૃદય જરૂર હતાં તેમ યોગ્ય સમયે અન્યોન્યનાં સહાયકારક નિવડયાં નહિ.

વર્તમાન મહાન શિષ્ટાચાર, સુધારો, પ્રાચીન સુધારાઓની સરખામણીમાં ભૂલ વિનાનો નથી, કારણ કે તેના પૂર્વગામીઓ કરતાં તે વિશેષ જડવાદપરાયણ છે. તે પ્રકૃતિ ઉપર પોતે મેળવેલા કાલ્પનિકવિજય માટે ફુલાઇ જાય છે. તેની ગણી ગાંઠી સત્ય શોધો માટે તે ગર્વિષ્ટ બને છે. તેનામાં આત્મપ્રસંશા સહજ વધારે આગળ તરી આવે છે. તે વારંવાર વિસરી જાય છે કે, પ્રકૃતિના બાહ્યપડની આરપાર પણ તે પ્રવેશ પામી શકતો નથી. પાંડવોની શ્રેષ્ટપત્ની દ્રૌપદીની પેઠે પ્રકૃતિને એક બીજા નીચે રહેલાં વધારે વધારે અદ્ભૂત અસખ્ય પડે છે. તેનાં બધાં વસ્ત્ર હરણ કરવાં, એ તદન અસંભવીત વાત છે. જેમ જેમ તમે વધારે વધારે ઉંડા ઉતરતા જાઓ છો તેમ તેમ તમે વધાર વધારે ઝખવાઇ જાઓ છો. કોપ પછી કોપ દૂર કરવામાં આવે તો પણ અસખ્ય કોપો બાકી રહે છે. આ બાબતનો વિચાર કરવામાં વર્તમાનશિષ્ટાચાર, સુધારો કેટલીક રીતે હદપારનો ગર્વિષ્ટ છે; સદ્ભાગ્યે પોતાનો અવાજ આગળ પાડતા અસંતોષી હૃદયના સુર-પ્રતિ લક્ષ નહિ આપવામાં આવે તો તે નિષ્ફળજ નિવડો જોઇએ

વર્તમાનઝમાનાના સદ્ભાગ્યે તથા વર્તમાન માનવઇતિહાસમાં કદાચ પ્રથમ વાર જ હૃદયનો "શાંત અલ્પ અવાજ" યોગ્ય અવસરે સંભળાવા લાગ્યો છે, અને બુદ્ધિ અને હૃદયનો સાથેસાથે જોડાવાનો, અન્યોન્યને મદદ કરવાનો, વિકસાવવાનો સમય પ્રાપ્ત થયો છે—એટલું જ નહિ પરંતુ એ બાબતનો સંભવ નજીકમાં જ છે. પદાર્થવિદ્યા ધીમે ધીમે આધ્યાત્મિક વલન ધરાવતી થતી જાય છે અને ધર્મ બુદ્ધિપૂર્વક શાસ્ત્રીય આધાર ઉપર સાબિત થતો જાય છે આ ઉભય વચ્ચેનો પ્રાચીન અને ઘણા સમયનો ચાલતો આવતો વિરોધ ક્રમેક્રમે મરણશરણ થતો જાયછે. વર્તમાનસમયમા તો તેઓ અન્યોન્યનો અરસપરસ સુધારો કરે છે, વિકાસ કરે છે: કદાચ આ ઉભયના મિશ્રણમાંથીજ વેદાન્તનો નમુનાદાર સમાજ ઉત્પન્ન થશે.

ભાવિને પોતાની સંભાળ લેવા રહેવા દઇને આપણે વિષય વિચાર ઉપર આવીએ; પદાર્થવિજ્ઞાન સાથે અથવા સુધારા સાથે, કેલવણી સાથે, વેદાન્તને કોઈ પ્રકારનો વિરોધ નથી. તે તો, કહે છે, "પદાર્થવિદ્યાની ધામધુમમાં તમારી નજરમાં આવે તેટલા મચ્યા રહો, દુનિયાઓ જીતો, સામ્રાજ્યો સ્થાપો, ' પૃથ્વિને ચીરી નાખો, વિદ્યુતને ચમકાવો, પાણીને વહેવરાવો, સૂર્યનુ તોલ કરો" આ ઉપરાંત ગમે તો નવીન ગૃહો બનાવીને અવકાશમાં છુટા મૂકો, પરંતુ હમેશાં આટલું યાદ રાખો કે આ સર્વે જીવનના અતિમ ઉદ્દેશો નથી; હૃદય તેમજ બુદ્ધિ ઉભયને સતોષ મળવો જોઇએ, એ લક્ષમાં રાખવાનું છે. હૃદયના સૂરને લક્ષમાં લેવો જોઇએ, તથા પ્રેમ, દયા, દાન અને ધર્મની ભાવનાઓ પ્રતિ દુર્લક્ષ ના કરવું જોઇએ." વર્તમાન કેલવણીના, સુધારાના જોખમનો એમા સમાવેશ થાય છે કે, મનુષ્યનામાં વધારેવધારે પોતાની જાતને બાહ્યભુવન ઉપર વર્તતી કરવાનું વલન વધતું જાય છે, તથા ખાવુંપીવું અને પાશવ-સુખો પાછળ ભટકવુ એજ જીવનનો ઉદ્દેશ છે, એવું તેની કલ્પનાનું વલન થતું જાય છે. તે પોતાને માટે કૃત્રિમ જરૂરીઆતો તથા

પરંતુ આમાં માત્ર વિષયસુખોપભોગનો જ હેતુ હોવો જોઈ નહિ; કલ્યાણની તથા વંશની વૃદ્ધિ, એજ હેતુ હોવો જોઇએ. યથાર્થ ત્યાગ સંભવિત બની શકવા માટે, ઉચ્ચ જીવન માટેની તૈયારીરૂપે લાગતું નથી, તેમને લગ્નમાં જોડાવાની જરૂર નથી; ત્યાગ, એટલે માનસિક ત્યાગ, એજ આ ઉભયની સામાન્ય ભાવના છે. આવી જ રીતે બાહ્યદુનિયાના જ્ઞાનની જીજ્ઞાસાવાળા પુરૂષોને વેદાન્ત કહે છે, "કેથેમાં એક શતક ગાળવું તેના કરતાં યુરોપમાં પચાશ વર્ષ વસવું વધારે લાભકારક છે," કારણ કે આવા પુરૂષો માટે વર્તમાનશિષ્ટાચાર, કેલવણી, તમસના (આળસ, અજ્ઞાન) વિનાશરૂપે અમૂલ્ય મદદ સમાન છે. તથાપિ કેટલાક પુરૂષો ઉપરની જીજ્ઞાસામાંથી છૂટા હોય છે, તેઓ પોતાની જાતને પીછાનવા માટે ઘણા જ ઉત્સુક હોય છે. પરમાત્મજ્ઞાન અથવા, જ્ઞાનરૂપી ઉભયની ભાવના એક જ હોય છે. આપણો અધમશિષ્ટાચાર, ઉચ્ચશિષ્ટાચાર પ્રતિની તૈયારી સમાન છે. આ ઉપરાંત જેમ એક યોગર્ષિ માટે ગમે તો તે કુટુમ્બ સહિત અથવા એકલો હોય, પરણેલો અથવા કુંવારો હોય એ સર્વસમાન છે, તેમ તેને માટે ગમે તો તે સમાજમાં હોય અથવા એકાકિ હોય તો તે પણ સમાનજ છે. ગમે તો તે શુકદેવની પેઠે વનમાં વાસ કરે અથવા વિદેહજનકની પેઠે રાજ્યો ઉપર આધિપત્ય ભોગવે. વિદેહિમહર્ષિજનકરાજે, યુદ્ધ ચલાવ્યાં છે, વ્યાપારકૃષિઆદિ સુધાર્યાંવધાર્યાં છે તથાપિ તેઓ દુનિયામાંના નીતિમાનમાં નીતિમાન મહારાજા ગણાય છે, હિંદના અતિ મહાન્ વેદાન્તિ મનાય છે.

વર્તમાન સુધારો, કેલવણી, બલ્કે એકપક્ષિ છે, પરંતુ તેનામાં સંપૂર્ણતાએ પહોંચવાના સંભવો પણ છે, એટલું ઉપસંહારમાં કહેવું જરૂરનું છે. જીવનના પાશવ સુખોના ઉપભોગનેજ સર્વસ્વગણીલેવાનું તેનું જડવાદમય વલન તથા યથાર્થ ભાવનાના ઉદ્દેશની ખોટ, એ તેની મુખ્ય ખામીઓ છે. વર્તમાન કેળવણી સુધારો એ એક ઉચ્ચભૂમિકાપ્રતિની પ્રથમારંભક તૈયારી સમાન છે. વેદાન્તનો ઉદ્દેશ તેમનો વિનાશ સાધવાનો નથી પરંતુ તેમનું વલન સુધારીને તથા તેમને એક ભાવના પુરી પાડીને તેમનામાં યોગ્ય સુધારો કરીને ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરાવવાનો છે.

આપણે અત્રે સુધી માત્ર સ્પષ્ટ રીતે માનવદૃષ્ટિબિંદુથી સુધારાનો, કેળવણીનો વિચાર ચલાવ્યો છે. દુનિયાની ઉન્નતિ, વૃદ્ધિ એટલે શું, એ વિષે સંપૂર્ણતાથી વિચાર ચલાવવો એ સમાન રીતે આનંદજનક નિવડશે. આ વિષયને આગળના કોઈ પ્રસંગ માટે મુલતવી રાખીશું.

ઉપતંત્રી.

"હમેશાં હૃદયને કેળવો, કારણ કે હૃદયદ્વારા પરમાત્મા બોલે છે, પરંતુ બુદ્ધિદ્વારા તો તમે તમારી જાતેજ બોલોછો."

સ્વા. વિવેકાનંદ.

# "મારા ગુરુદેવ."*

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્મા ગાય છે, "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે તથા અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું માનવ જાતને સહાય કરવા માટે દેહ ધારણ કરૂં છું." જ્યારે જ્યારે આપણી આ સૃષ્ટિમાં, વૃદ્ધિને લીધે, વૃદ્ધિંગત થતા બનાવોને લીધે, એક પ્રકારના નવીન સુધારાની જરૂર પડે છે ત્યારે એક શક્તિમાન્ આંદોલન ફરી વળે છે; આધ્યાત્મિક અને સ્થૂલ ઉભય ભુવનો ઉપર મનુષ્ય કાર્ય કરતો હોવાથી સુધારાનાં આંદોલનો ઉભય ભુવનો ઉપર પ્રવર્તે છે. એક પક્ષે સ્થૂલભુવનના સુધારાના સંબંધમાં વર્તમાનઝમાનામાં મુખ્યત્વે કરીને યૂરોપ એક આધારરૂપ થઇ પડ્યું છે; અન્યપક્ષે આધ્યાત્મિકભુવનના સુધારાના સંબંધમાં, દુનિયાના સમગ્રઇતિહાસમાં એશિયા આધારરૂપે જણાઇ આવે છે. વર્તમાનકાલે આધ્યાત્મિકભુવનઉપર મનુષ્ય માટે એક વિશેષ સુધારાની આવશ્યકતા છે; વર્તમાનકાલે જ્યારે જડવાદના વિચારો કીર્તિ અને સત્તાના શિખરે પહોંચ્યા છે, જડપ્રત્યેની અધિનતા વધવાને લીધે મનુષ્ય પોતાની દિવ્યપ્રકૃતિ ભૂલીજવાના અણી ઉપર આવી ચૂક્યો છે, તથા માત્ર એક વિત્તોત્પાદક-યંત્રરૂપ થઇ પડવાની તૈયારીમા છે, ત્યારેજ એક પ્રકારના સુધારાની આવશ્યકતા ખડી થાય છે તથા જડવાદનાં એકઠાં થતાં વાદળોને વિખેરી નાખનારી સત્તા આવે છે, અંતઃપ્રેરણા થઈ ચૂકી છે. અલ્પસમયમાં માનવજાતને તેની યથાર્થ પ્રકૃતિનું પુનઃસ્મરણ કરાવનાર સત્તા ક્યારનીએ ગતિમતિ થઇ ચૂકી છે; આ સત્તાને જન્મ આપનારૂં સ્થાન ફરીથી પણ એશિયાંજ બનશે. ઉદ્યોગ વિભાગની કલ્પના ઉપર આપણી આ દુનિયાનો આધાર છે. એક મનુષ્ય ગર્વનાં મેળવી શકેજ, એમ કહેવું તદ્દન વ્યર્થ છે. તથાપિ આપણે કેટલા બધા બાલિશતા ભર્યા છીએ! બાલભાવમા બાલક ધારે છે કે, સમગ્રવિશ્વમાં મેળવવા યોગ્ય પદાર્થ માત્ર તેની પૂતળીજ છે. તેવીજ રીતે ઐહિકશક્તિયોની પ્રાપ્તિવાળી એક મહાન્ પ્રજા ધારે છે કે, સ્પૃહાગમ્યના યોગ્ય સર્વનો આમાંજ સમાવેશ થાય છે, વૃદ્ધિ, ઉન્નતિથી સૂચવાતું સર્વ પણ એજ છે, શિષ્ટાચાર, કેલવણીથી સૂચવાતા સર્વનો પણ તેમાંજ સમાવેશ થાય છે, તથા આ શક્તિયો વિનાની અને તેમને મેળવવાની દરકાર વિનાની જો અન્ય પ્રજાઓ હોય તો તેઓ જીવવાને પણ લાયક નથી, તેમનું સમગ્ર જીવન નિરૂપયોગી છે. અન્યપક્ષે અન્યપ્રજા એમ ધારે છે કે, માત્ર ઐહિક શિષ્ટાચાર, કેલવણી, તદ્દન નિરૂપયોગી છે. જો એક મનુષ્ય સૂર્યના ઉપરિ અને અધોપ્રદેશના સર્વ પદાર્થો પ્રાપ્ત કરે તથાપિ

---

* "વેદાન્ત સોસાયટી" ના દેખરેખ નીચે ન્યુયોર્કમાં (અમેરિકા) સ્વા. વિવેકાનન્દે આપેલું મનનકરવા યોગ્ય ભાષણ. આ ભાષણમા ધાર્મિક, સામાજીક, રાજકીય આદિ વિવિધ પ્રશ્નોનું અત્યુત્કૃષ્ટ રીતે વિવેચન કરવામાં આવ્યું છે. હિંદના સમગ્રદુનિયા સાથેના સંબંધ ઉપર તથા તેની પોતાની વાસ્તવિક દશા ઉપર ખાસ અજવાળું પાડવામાં આવ્યું છે.

ઉપતંત્રી.

તેનામાં આધ્યાત્મિકતા ના હોય તો એ સર્વ શા કામનું છે? આ પ્રકારે એક સમયે સમગ્રદુનિયાપ્રતિ ઉદ્ઘોષ કરવો પૂર્વમાંથી પ્રતિધ્વનિ પ્રસર્યો. આ પૌર્વાત્ય આદર્શ છે, અન્ય પાશ્ચાત્ય આદર્શ છે.

આ દરેક આદર્શમાં પોતપોતાની શ્રેષ્ઠતાનો સમાવેશ થાય છે, દરેકને પોતપોતાનાં વિજયસ્થાન છે. આ ઉભયભાવનાઓના મિશ્રણરૂપ, એકીકરણરૂપ, એકતાલરૂપ વર્તમાન સુધારો થશે. પાશ્ચાત્યને ઇન્દ્રિયોની (ઐહિક) સૃષ્ટિ જેટલી યથાર્થ છે તેટલીજ પૌર્વાત્યને આધ્યાત્મિકસૃષ્ટિ યથાર્થ છે. એકપૌર્વાત્યને જેનીજેની આકાંક્ષા હોય છે તે સર્વ આધ્યાત્મિકસૃષ્ટિમાં મળી રહે છે, જીવનને યથાર્થ બનાવનાર સર્વ તેને તેમાંજ જડી રહે છે. પાશ્ચાત્યને મન તે એક મિથ્યા કાલ્પનિક સમાન છે; પૌર્વાત્યને મન એચારક્ષણ રચાથી પુત્તલિકાઓ સાથે રમનાર પાશ્ચાત્ય એક વૃથાકાલ્પનિક સમાન છે; થોડા અથવા ઘણા કાલ પછી ત્યાગવાના એવા મુઠ્ઠીભરજડમાટે પુખ્તઉમ્મરનાં સ્ત્રીપુરુષો આટલી બધી માથાકૂટ કરે છે, એ વિચારથી તેને હસવું આવે છે. દરેક અન્યોન્યને વૃથા કાલ્પનિક રૂપે ગણી કાઢે છે. પરંતુ પાશ્ચાત્યભાવનાના જેટલીજ પૌર્વાત્યભાવના માનવજાતની વૃદ્ધિ માટે આવશ્યક છે, તથા મારા ધારવા પ્રમાણે તેની વિશેષ આવશ્યકતા છે. યંત્રોએ કોઇ કાલે માનવજાતને સુખી બનાવી નથી તથા કદાપિ તેમ કરી શકવાનાં પણ નથી. યંત્રોવડે સુખ મળશે એવું મનાવવાનો પ્રયત્ન કરનાર પુરુષ સુખનો સમાવેશ યંત્રમાં સમાવાનો દાવો કરશે પરંતુ તેનો સમાવેશ તો હમેશાં મનમાંજ થાય છે. પોતાના મનનો અધિપતિ મનુષ્યજ છે, માત્ર તેજ સુખી થઇ શકે છે, અન્ય કાંઇ પણ નહિ. ભલું તો ઠીક પરંતુ આ યાંત્રિકશક્તિનો શામાં સમાવેશ થાય છે? તારમારફતે વિદ્યુત્પ્રવાહને વ્હેવરાવી શકનાર મનુષ્ય શામાટે ઘણોમહાન્ તથા બુદ્ધિશાળી ગણવો જોઇએ! શું આના કરતાં અનંત વધારેવાર કુદરત આમ વર્તતી નથી? તો શા માટે આપણે સાષ્ટાંગ દંડવત કરીને કુદરતને ના પૂજવી જોઇએ? તમારી સત્તા સમગ્રવિશ્વ ઉપર પ્રવર્તતી હોય, વિશ્વના અણુઅણુ ઉપર તમે વિજય મેળવ્યો હોય તો તેથી પણ શું? તમારા પોતમાં સુખની સત્તા હોવા વિના, તમારી જાતના રાજા બન્યા વિના, આથી તમે સુખી થવાના નથી. એટલું સત્ય છે કે, પ્રકૃતિ ઉપર વિજય મેળવવા મનુષ્ય જન્મ્યો છે, પરંતુ પાશ્ચાત્ય દેશવાસિનો “પ્રકૃતિ” વડે માત્ર સ્થૂલ અથવા બાહ્યપ્રકૃતિનુંજ સૂચન કરે છે. પર્વતો, સમુદ્રો, નદિઓવાળી તથા અનંત શક્તિયો અને વિધવિધતાઓવાળી બાહ્યપ્રકૃતિ સૌંદર્યથી ભરપૂર છે, એટલી વાત ખરી છે; તથાપિ સૂર્યચંદ્રતારાઓ કરતાં, આપણી આ દુનિયા કરતાં અતિ શ્રેષ્ઠ, આ સ્થૂલવિશ્વના કરતાં પણ ઉચ્ચ, આપણાં સંકુચિત જીવનોની પાર વિસ્તરતી માનવની એક અત્યંત ઉન્નત આંતરપ્રકૃતિ છે; આ અભ્યાસનું એક અન્ય ક્ષેત્ર પૂરું પાડે છે. જેમ અન્યપક્ષે પાશ્ચાત્યો ઉત્કૃષ્ટસ્થાન ભોગવે છે તેમ પૌર્વાત્યો આ પક્ષે ઉત્કૃષ્ટ સ્થાન ભોગવે છે, તેટલા માટે એટલું બરોબર છે કે જ્યારે જ્યારે આધ્યાત્મિક સુધારાની જરૂર હોય ત્યારે તે પૂર્વમાંથીજ આવવો જોઇએ. એટલું પણ યથાયોગ્ય છે કે, જ્યારે પૌર્વાત્યને યંત્ર બનાવવાનું શિખવાની જરૂર પડે ત્યારે તેણે પાશ્ચાત્યનું પાદસેવન કરીને તેની પાસેથી શિખવાની જરૂર છે. જ્યારે પશ્ચિમને પરમાત્માવિશે; ઇશ્વર

વિશે, જીવાત્માવિશે, વિશ્વના અર્થ અને રહસ્યવિશે શિખવાની જરૂર પડે ત્યારે પૂર્વનાં પાદસેવન કરીને શિખવાનું છે.

હિંદમાં આવા પ્રકારનું એક આંદોલન પ્રવર્તાવનાર મનુષ્યનું જીવનવૃત્તાંત તમારા સમિપ દર્શાવવા માગું છું. પરંતુ આ મનુષ્યના વૃત્તાંતમાં ઉતરતા પૂર્વે હિંદનું રહસ્ય, "હિંદ" એ શબ્દોથી શું સુચવાય છે, એ તમારા સમક્ષ, દર્શાવવાનો હું પ્રયત્ન કરીશ. જેમનાં ચક્ષુઓ જડપદાર્થોના ઝગઝગાટમાં અંધ બની ગયાં છે, જેમણે ખાવાપીવા અને મોજમઝામારવામાં સમગ્રજીવન અર્પણ કર્યું છે, જેમની પ્રાપ્તિની સમગ્ર ભાવનાનો સમાવેશ જરૂ અને જમીનમાંજ થાય છે, જેમની સુખની સમગ્રભાવના ઇન્દ્રિય સંસ્કારરૂપ (ઐહિક) છે, જેમનો પરમેશ્વર વિત્ત છે, જેમનો અંતિમ ઉદ્દેશ આ દુનિયામાં સુખચેનના જીવનરૂપ અને પછીથી મરણરૂપ છે, જેમનાં મન ભાવિનું બીલકુલ અવલોકન કરી શકતાં નથી, જેઓ ઇન્દ્રિયોપભોગના પદાર્થો જેમના મધ્યમાં તેઓ પોતાનું જીવન ગાળે છે તેની પારનો ભાગ્યેજ વિચાર કરે છે, એવા પ્રકારનાં મનુષ્યો જો હિંદુસ્થાનમાં જાય તો ત્યાં તેમના જોવામાં શું આવે? સર્વ પ્રકારે દારિદ્ર, મલિનતા, વ્હેમ, અંધકાર, ઉગ્રતા, તેમના જોવામાં આવે છે. આમ શા માટે? કારણ કે આવાં મનુષ્યોને મન, પહેરવું ઓઢવું, કેલવણી અને સામાજીકવિનિતતામાં શિષ્ટાચારરૂપજ્ઞાનનો સમાવેશ થાય છે. પાશ્ચાત્ય પ્રજા પોતાની ઐહિક (જડ, સ્થૂલ.) સ્થિતિ સુધારવાને દરેક પ્રકારનો પ્રયત્ન કરી ચૂકી છે; હિંદમાં તો આથી જુદીજ રીતે વર્તવામાં આવ્યું છે. આ દેશમાં સમગ્ર દુનિયાની પ્રજાઓમાંની માત્ર એક એવી પ્રજા વસે છે કે જે માનવજાતના સમગ્ર ઇતિહાસમાં, અન્ય કોઇ ઉપર વિજય મેળવવા માટે સ્વદેશની હદ બહાર ગઈ નથી, જે અન્યનું હોય તે માટે જેણે કદાપિ લોભ રાખ્યો નથી; તેની ભૂલ ફક્ત એટલીજ હતી કે તેની ભૂમિ અત્યંત ફલદ્રુપ હતી અને તેના પ્રજાજનો બહુ તીવ્ર બુદ્ધિના હતા, તેથી તેમણે સખ્ત મજુરી વડે સમૃદ્ધિનો સંચય કરીને અન્ય પ્રજાઓને અત્રે આવીને લુટ ચલાવવા માટે લલચાવી. તેઓ લુટાવામાં તથા જંગલીઓ તરીકે ઓળખાવામાં સંતોષ માને છે, આના બદલામાં તેઓ આ દુનિયામાં (પાશ્ચાત્ય) પરમાત્મ સાક્ષાત્કારની ઝાંખીનાં દર્શન કરાવવા માગે છે, માનવ પ્રકૃતિનાં રહસ્યોને દુનિયા સમક્ષ ખુલ્લાં કરવા માગે છે, યથાર્થ દેહીને છુપાવી રાખનાર પડદાને ચીરી નાખવા માગે છે; કારણ કે ઐહિકસૃષ્ટિનો સ્વપ્નવત ખ્યાલ તેમના સમજવામાં આવ્યો છે તથા વર્તમાન જડવાદની પાછળના પ્રદેશમાં, પાપથી દુષિત ના થાય એવી, દુરાચારથી ભ્રષ્ટ ના થાય એવી, કામથી ભસ્મ ના થાય એવી અગ્નિથી દાહ ના થાય તેમજ પાણીથી ના ભીંજાય એવી, તાપથી ના શોષાય તેમજ મરણથી ના મરે એવી, માનવની યથાર્થ દિવ્યપ્રકૃતિ વર્તે છે એમ તેમના અનુભવવામાં આવ્યું છે: એક પાશ્ચાત્યની દૃષ્ટિથી એક જડપદાર્થ જેટલો યથાર્થ છે તેટલીજ તેમને મન માનવની આ સત્યપ્રકૃતિ યથાર્થ છે. જેમ તમે તુરેના ખુશીના પુકારો સહિત તોપનાં મૂખમાં ઝંપલાવો છો, જેમ તમે સ્વદેશાભિમાન શબ્દ સાંભળીને તમારા દેશ માટે તમારાં જીવનો અર્પવા તૈયાર થઇને શૌર્યદર્શાવો છો, તેમ તેઓ ઇશ્વરનું નામ સાંભળીને કુદી પડવાને તૈયાર હોય છે. અત્રેથી જ મનુષ્ય જ્યારે દર્શાવે છે કે, વિચારોની બનેલી આ એક દુનિયા છે, એ સર્વ એક સ્વપ્નસમાન છે ત્યારથી જ તે વસ્ત્રાદિ સમૃદ્ધિનો

એકાદા ચોર-ઉમરાવમાંથી ઉતરી આવેલી બતાવવા માગે છે, તેમ હિંદમાં રાજ્યાસન ભોગવનો એક રાજા પણ, વનના કોઇ ભિક્ષુક-મહાત્મામાંથી, વલ્કલ ધારણ કરનાર વનફલો આરોગીને રહેનાર, પરમાત્માનો સાક્ષાત્કાર અનુભવનાર એક પુરૂષમાંથી પોતાનો વંશ ઉતરી આવેલો દર્શાવવામાં ગર્વ ધરાવે છે. અમારે આવા પ્રકારની વંશપરંપરાની આવશ્યકતા છે તથા જ્યાં સુધી પવિત્રતાનું શ્રેષ્ઠ પ્રકારે પૂજન કરવામાં આવે છે ત્યાં સુધી હિંદ મરણશરણ થઇ શકવાનો નથી.

હિંદમાં વિવિધપ્રકારના સુધારાઓનો આરંભ થવાના અરસામાં બંગાળાના એક ખુણાખોચરાના ગામડામાં ઈ. સ. ૧૮૩૫—ફેબ્રુઆરીની ૨૦ મી તારીખે ગરિબ બ્રાહ્મણ માતપિતાને પેટ એક બાલકનો જન્મ થયો. માતા અને પિતા પ્રાચીન પરંપરા માટે અત્યંત આસ્થાવાળાં હતાં. યથાર્થ પ્રાચીનતાના પૂજક એક બ્રાહ્મણનું જીવન એક સતત આગ્રહરૂપ છે. તે ઘણાં થોડાં વર્તનો જ કરી શકે છે, તથા આ ઉપરાંત પ્રાચીનતાના પૂજક બ્રાહ્મણે પોતાની જાતે કોઇ પણ જાતના વ્યાવહારિક ધંધામાં બીલકુલ જોડાવું જોઇએ નહિ આ ઉપરાંત વળી તેને દરેક જણ પાસેથી દાન ગ્રહણ કરવાનું નથી. આવું જીવન કેટલું સખ્ત હોવું જોઇએ તેની કલ્પના કરો. બ્રાહ્મણો અને તેમના કર્મકાંડ વિશે તમે વારંવાર સાંભળ્યું હશે, પરંતુ માનવોનું એક આવા પ્રકારનું અદ્ભુતટોળું પોતાના જાતભાઇઓ ઉપર એક પ્રકારની શાશકસત્તા શી રીતે ચલાવે છે, એ પ્રશ્નનો વિચાર કરવાને તમારામાંના ગણ્યાગાંઠ્યાએજ તસ્દી લીધી હશે. દેશની સમગ્રવર્ણો કરતાં તેઓ અત્યંત ગરિબ છે, તથા ત્યાગમાં તેમના સામર્થ્યના રહસ્યનો સમાવેશ થાયછે. તેઓ કદાપિ સમૃદ્ધિ માટે લોભ રાખતા નથી. આમનોજ સમગ્રદુનિયામાં ગરિબમાં ગરિબ શુકલવર્ગ છે, અને તેથીજ તે અત્યંત સામર્થ્યવાળો છે. આવા દારિદ્રમાં પણ એક બ્રાહ્મણપત્ની એકાદા ગરિબ માણસને ગામમાંથી ખાવાનું આપ્યા વિના કદાપિ પસાર થવા દેશે નહિ. હિંદમાં માતાનું એ ઉત્તમોત્તમ કર્તવ્ય ગણવામાં આવે છે, માટે માતાના સ્થાને હોવાથી તેને સર્વથી છેલ્લું ભોજન લેવાનું છે: પોતાનો વારો આવતા પહેલાં સર્વને પૂરૂં પાડવામાં આવ્યું છે તે તેણે તપાસવું જ જોઇએ. આ કારણથી હિંદમાં માતાને ઈશ્વર સમાન ગણવામાં આવે છે. આ દૃષ્ટાંતનાં માતાજી, આપણા ગુરૂદેવનાં માતાજી, એક હિંદુમાતાજીના સાક્ષાત નમુનારૂપ હતાં. જેમ ઉચ્ચવર્ણ તેમ વધારે બંધનો પાળવાં પડે છે. અધમાધમ વર્ણના લોકો પોતાની મરજી પ્રમાણે ખાઇપી શકે પરંતુ જેમ જેમ ઉચ્ચ વર્ણના મનુષ્ય સંબંધી વિચાર કરવામાં આવે છે તેમ તેમ વધારે વધારે બંધનો ખડાં થાય છે? હિંદનો વંશપરંપરાગત શુકલવર્ગ બ્રાહ્મણોની અતિ શ્રેષ્ઠ વર્ણ વિષે વિચાર કરતાં મારા પૂર્વકથનાનુસાર તેમનાં જીવનો અત્યંત સંકુચિત હોય છે. પાશ્ચાત્ય રીતભાતોની સરખામણીમાં તેમનાં જીવનો હમેશના રોગ સમાન છે. પરંતુ તેમનામાં અત્યંત સ્થૈર્ય હોય છે; એક વાર એક ભાવનાનું ગ્રહણ થતાં તેઓ તેને તેના અંત પર્યંત લઇ જાય છે, તથા તેને વંશપરંપરાપર્યંત જાળવી રાખે છે, આખરે તેનો કંઇ શ્રેષ્ઠ ઉપયોગ કરે છે. આમને એકવાર એક ભાવના આપો અને તે તેમની પાસેથી પાછી લઇ લેવી એ કંઇ સહેલી વાત નથી; તેમને એક નવીનભાવનાનો સ્વીકાર કરાવવો એ અત્યંત વિકટ કામ થઇ પડે છે.

આથી પ્રાચીનતા માટે પૂજ્યતાવાળા હિંદુઓ અત્યંત સંકુચિતમર્યાદાવાળા, નિષેધક છે, વિચાર અને લાગણીની તેમની પોતાની જ દષ્ટિમર્યાદામાં ફક્ત તેઓ જીવનગાળે છે. નાનીનાની બાબતોના વિગતવાર વર્ણન સહિત અમારાં પ્રાચીન શાસ્ત્રોમાં તેમના જીવન ક્રમનો નિર્ણય કરવામાં આવ્યો છે, તથા આ નાનીનાની બીનાતોને પણ તેઓ લગભગ વજ્રસમાન દૃઢતાથી વળગી રહે છે. જ્ઞાતિના પોતાના નાના વિભાગનો ના હોય એવા મનુષ્યના હાથે રંધાયલું અન્ન ખાવા કરતાં તેઓ ભુખે મરવાનું વધારે પસંદ કરશે. પરંતુ આ સાથે પણ તેમનામાં ચંડતા તથા દારૂણ આતુરતા હોય છે. પ્રાચીનતા પરાયણ હિંદુઓમાં તીવ્રશ્રદ્ધા અને ધાર્મિકજીવનનું પ્રાબલ્ય વારંવાર જોવામાં આવે છે, કારણ કે તે યથાર્થ છે એવી મહાન્ શ્રદ્ધામાંથી તેમની પ્રાચીનભાવનાપરાયણતાનો જન્મ થાય છે. તેઓ જેને આટલી બધી ખંતપૂર્વક વળગી રહે છે તેને કદાચ આપણે બધા યથાર્થ ના ગણીએ, પરંતુ તેમને મન તો તે યથાર્થ છે. દરેક મનુષ્યે હમેશાં હદપારના પણ પરોપકારી થવું જોઇએ, એવું અમારાં શાસ્ત્રોમાં ઉપદેશવામાં આવ્યું છે. જો એક મનુષ્ય, અન્યને સહાય કરવા માટે, એ મનુષ્યનુ જીવન બચાવવા માટે, પોતાની જાતને ભુખે મારે તો તે અતિ ઉત્તમ છે; મનુષ્યે આ પ્રમાણે વર્તવુજ જોઇએ, એમ પણ માનવમાં આવે છે. એક બ્રાહ્મણ માટે તો આ વિચારને લગભગ હદપારનો આચારમાં ઉતારવાની આશા રાખવામાં આવે છે. હિંદના બાધાસહિત્યથી જેમિયા પુરૂષોને મહાભારતમાં વર્ણવાયલી આવા પ્રકારના હદપારના દાનની એક સુંદર પ્રાચીન આખ્યાયિકા સ્મૃતિમાં હશે કે કેવી રીતે એક આખું કુટુંબ પોતે ભુખે મરવા પડ્યું પરંતુ પોતનો અંતિમ ગ્રાસ એક ભિક્ષુકને આપી દીધો. આ કોઇ પ્રકારની અતિશયોક્તિ નથી કારણ કે આવા બનાવો વર્તમાન કાલમાં પણ બને છે. મારા ગુરૂદેવનાં માતપિતાનું ચારિત્ર લગભગ ઘણું આવા પ્રકારનું હતું. તેઓ ઘણાંજ ગરિબ હતાં તો પણ એક ગરિબ મનુષ્યને મદદ કરવા માટે માતાજી આખો દિવસ ખુશીથી ભુખે મરતાં. આવા પ્રકારનાં માતપિતાથી આ બાલકનો જન્મ થયો હતો; બાલ્યકાલથી જ આ બાલક વિલક્ષણ પ્રકારનું હતું. જન્મથીજ તેમને પોતાના ભૂતકાલની સ્મૃતિ હતી, શા હેતુથી આ દુનિયામાં આવવું થયું છે તેનું તેમને સારી રીતે ભાન હતું તથા તે હેતુને પાર પાડવા માટે જ દરેક પ્રકારના પ્રયત્નને યોજવામાં આવતો હતો. તેઓ બાલ્યાવસ્થામાં હતા તેવામાં જ તેમના પિતા પંચત્વ પામ્યા; આ બાલકને શાલામાં મુકવામાં આવ્યું બ્રાહ્મણોના છોકરાએ શાલામાં જવુંજ જોઇએ; જ્ઞાતિ તેને માત્ર એકાદો ભણેલો ધંધો કરતાં અટકાવે છે. હજુ પણ દેશના વિવિધ વિભાગોમાં, તથા ખાસ કરીને સન્યાસિયોના સંબંધમાં પ્રવર્તતી હિંદની કેલવણીની પ્રાચીન રૂઢિ, વર્તમાન કાલની રૂઢિ કરતાં તદન જુદાજ પ્રકારની હતી. શિષ્યોને કંઇ આપવું પડતું નહોતું. જ્ઞાનને એટલું બધું પવિત્ર માનવામાં આવતું હતું કે તેને કોઇએ કદાપિ નાજ વેચવું જોઇએ એવી ભાવના પ્રવર્તતી હતી. જ્ઞાન તો છુટથી અને કોઇ પણ પ્રકારની કીંમત લીધા વિના અપાવું જોઇએ. ગુરૂઓ કાંઈ પણ લીધા વિના શિષ્યોને પોતાની શાલાઓમાં દાખલ કરતા હતા, અટલું જ નહિ પરંતુ તેમનામાંના ઘણા ખરા તો પોતાના શિષ્યોને અન્નવસ્ત્ર પૂરાં પાડતા હતા. લગ્ન અથવા મરણ જેવા અમુક પ્રસંગોએ સમૃદ્ધકુટુંબોમાંથી મળતાં દાન વડે આવા ગુરૂઓનો નિભાવ ચાલતો

હતો. આમને અમુક દાનોના સંબંધમાં સર્વથી પ્રથમ અને અગ્રે ગણવામાં આવતા હતા તથા આના બદલામાં તેઓ પોતાના શિષ્યોને પોષતા આપણા બાલકને એક મોટા ભાઇ હતા, તેઓ અગ્રગણ્ય પંડિત હતા, તેમની પાસે આ બાલક અભ્યાસ કરવા માટે ગયું. અલ્પ સમયમાં બાલકની ખાત્રી થઇ કે, સર્વ પ્રકારના વ્યાવહારિક શિક્ષણનો ઉદ્દેશ માત્ર ઐહિકવૃદ્ધિનોજ હતો, તેથી તેણે અભ્યાસને છોડી દેવાનો તથા અધ્યાત્મજ્ઞાનની પ્રાપ્તિમાં સમય ગાળવાનો નિશ્ચય કર્યો. પિતા મરણશરણ થયલા હોવાથી કુટુમ્બ અત્યંત દરિદ્ર હતું, તથા આ બાલકને પોતાનું ગુજરાન જાતે ચલાવી લેવું પડતું હતું. તે કલકત્તા નજીકના એક સ્થાનમાં ગયો તથા એક મંદિરમાં પૂજારી થયો. એક બ્રાહ્મણ માટે એક મંદિરના પૂજારી થવું, એ અત્યંત અધમદૃષ્ટિથી જોવામાં આવે છે. અમારાં મંદિરો તમારા શબ્દના અર્થાનુસાર દેવલો નથી. તે સર્વ સાધારણ ( Public ) પૂજાનાં સ્થાનો નથી, કારણ કે યથાર્થ રીતે કહેવા માગીએ તો હિંદમાં સર્વસામાન્ય પૂજા જેવું કંઇ નથી. ઘણે ભાગે સમૃદ્ધિવાળા પુરુષો ધાર્મિકપુણ્યકૃત્ય તરીકે મંદિરો બંધાવે છે.

જો મનુષ્ય પાસે ઘણું વિત્ત હોય છે તો તેને એકાદ મંદિર બાંધવાની ઇચ્છા થાય છે. તેમાં તે ઇશ્વરના એકાદ અવતારની એક પ્રતિમાની અથવા એક પ્રતિકની પ્રતિષ્ઠા કરે છે તથા ઇશ્વરના નામમાં તેની પૂજા ચલાવે છે. આ પૂજાવિધિ, તમારાં રોમનકેથોલિકદેવલોમાં ચાલતા આચારને, લગભગ તમારા માસ ( પ્રાર્થના ) વિધિ સાથે સહજસાજ મળતો આવે છે; પવિત્ર પુસ્તકોમાંથી પાઠકરવો, મૂર્તિની આરતિ ઉતારવી, તથા એક મહાપુરૂષ સાથે આપણે જેવી રીતે વર્તીએ છીએ તેવી રીતનું મૂર્તિપ્રતિ માનસહિત વર્તન, એ આદિ વિધિઓ સહજસાજ સામાન્ય છે. મંદિરમાં જે કરવામાં આવે છે તેનો આટલામાં સમાવેશ થાય છે. કદાપિ મંદિરમાં ના જનાર પુરૂષ કરતાં મંદિરમાં દરરોજ જનાર પુરૂષને તેટલાજ માટે એક શ્રેષ્ઠ પુરૂષ તરીકે ગણવામાં આવતો નથી. યથાર્થ રીતે પ્રથમ પુરૂષને વિશેષ ધાર્મિક ગણવામાં આવે છે, કારણ કે હિંદમાં ધર્મ દરેક મનુષ્યની પોતપોતાની ખાનગી બાબત છે, પોતાના ગૃહના એકાંતમાં સર્વ પ્રકારનો પૂજાવિધિ ચલાવવામાં આવે છે. અમારા દેશમાં ઘણા પ્રાચીન સમયથી એવું માનવામાં આવે છે કે, મંદિરના પૂજારી થવું એ એક હલકો પાડી નાખનાર ધંધા તરીકે ગણાય છે, આ ભાવના પાછળ, કેળવણીની ભાવનાની પેઠે પરંતુ ધર્મના સંબંધમાં વિશેષ કડક વિચારનો સમાવેશ થાય છે કે, મંદિરના પૂજારીઓ પોતાના કાર્યના બદલામાં શી સખાન કરી મૂકવી દક્ષિણા લઇને પૂજ્યપદાર્થોનો વ્યાપાર ચલાવી રહ્યા છે. આ બાલકને દારિદ્રને લીધે તેને માટે ખુલ્લો ફક્ત એક ધંધો–મંદિરના પૂજારીનો–એજ એક સ્વીકારવાની ફરજ પડતાં તેની માનસિક દશાનો ચિતાર તમે તમારી કલ્પનામાં ખડો કરી શકશો.

બંગાળામાં અનેકવિધ કવિઓ થઇ ગયા છે, તેમનાં ગીતો લોકમાં પરંપરા પ્રચલિત છે; કલકત્તાની ગલીઓમાં અને ગામડાંમાં એમને લલકારવામાં આવે છે. આમાંનો મોટો ભાગ ધાર્મિકગીતોનો હોય છે, હિંદના ધર્મોની કદાચ ખાસ થઇ પડેલી તેમની મુખ્યભાવના અનુભવસાક્ષાત્કારની હોય છે. હિંદમાં એવું એક પણ ધાર્મિકપુસ્તક ના-

ગયેજ હશે કે જેમાં આ ભાવના ના મળી આવે એમ બને. મનુષ્યે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવોજ જોઇએ. ઇશ્વરને અનુભવવો જોઇએ. ઈશ્વરનાં દર્શન પામવાં જોઇએ, ઇશ્વર સાથે વાતચીત કરવી જોઇએ. આનુંજ નામ ધર્મ. પરમાત્માની ઝાંખી પામેલા સંતપુરૂષોનાં વૃત્તાંતોથી હિંદનું વાતાવરણ ઉભરાઈ જાય છે. આવા સિદ્ધાન્તો ઉપર તેમના ધર્મનો આધાર છે; સર્વ પ્રકારના પ્રાચીન શાસ્ત્રો અને ગ્રંથો આધ્યાત્મિક બાબતોના અપરોક્ષાનુભવવાળા પુરૂષોના ગુંફનો છે. આ ગ્રંથો બુદ્ધિ માટે યોજવામાં આવ્યા નહોતા તેમજ કોઇ પણ પ્રકારના તર્કવડે તેમને સમજી શકાય એમ નથી, કારણ કે જે જે બાબતોને જોઈ છે અનુભવી છે એવા પુરૂષોએ તે તે બીનાઓની તેમાં યોજના કરી છે; જેઓ આટલી ઉચ્ચ ભૂમિકા પર્યંતના અધિકારી હોયછે તેઓજ તેમને સમજી શકે છે. આ જીંદગીમાં જ અનુભવ સાક્ષાત્કાર જેવું કંઇક બની શકે છે, તેનો દરેક જણ અનુભવ કરી શકે તથા આ શક્તિના વિકાસ, વૃદ્ધિ સાથે ધર્મનો આરંભ થાય છે, એમ પણ કદાચ હું કહી શકું. સર્વ ધર્મોની કેન્દ્રરૂપ ભાવના આજ છે, તથા આથી જ આપણે સંપૂર્ણ વક્તૃત્વશક્તિવાળા અથવા અસંત ખાત્રી કરી આપે એવા ન્યાયનિપુણ મનુષ્યને સર્વોત્કૃષ્ટ સિદ્ધાંતો ઉપદેશતો જોઇએ તથાપિ તેને શ્રોતા વર્ગ મળવો મુશ્કેલ થઇ પડે છે, અને પોતાની માતૃભૂમિની ભાષાને ભાગીતુટીરીતે બોલના અન્ય દરિદ્રમનુષ્યને, તેની પોતાની હયાતીમાંજ અર્ધપ્રજાવડે ઇશ્વર સમાન પૂજાતો જોઇએ છીએ, એ વાતનો ખુલાસો થઇ રહે છે. ગમે તેવી રીતે સર્વ પાસા એવો વિચાર ફેલાઇ રહ્યો છે કે, આ મનુષ્યે પોતાની જાતને અનુભવસાક્ષાત્કારની ભૂમિકાપર્યંત ઉચ્ચ દશાએ ચઢાવી છે, તેને મન ધર્મ હવે બીલકુલ કલ્પનવિષયસમાન રહ્યો નથી, હવે તે વધારે વાર ધર્મ, આત્માની અમરતા, તથા ઇશ્વર જેવા મહાન્ પ્રશ્નો વિશે અંધારામાં બાચોડીયાં મારતો નથી; સર્વ પાસાથી લોકો આમનાં દર્શનાર્થે આવે છે, અને ધીમે ધીમે તેમને ઇશ્વરના અવતાર ગણીને પૂજવાનો પ્રારંભ કરે છે.

મંદિરમાં " સુખદમાજીની " એક મૂર્તિ હતી. આ બાલકને સવારસાંજ પૂજા કરવાની હતી; ધીમે ધીમે આવા પ્રકારની એક વિચાર પરંપરા તેના મનમાં ઉભરાઇ જવા લાગી,—" આ મૂર્તિની પાછળ કંઇ હશે ! વિશ્વમાં એક સુખદમાતાજી છે, એ વાત શું સાચી હશે ! તેઓ જીવે છે અને વિશ્વને દેરે છે, એ વાત શું સાચી હશે અથવા એ સર્વ એક સ્વપ્નસમાન હશે ! ધર્મમાં કોઈ પણ પ્રકારની સસતા હશે ? " લગભગ દરેક હિંદુ બાલકનામાં આવા પ્રકારની નાસ્તિકબુદ્ધિનો ઉદય થાય છે. આપણે આ જે કરીએ છીએ તે શું સત્ય હશે!—આવો પ્રશ્ન અમારા દેશની હમેશની નાસ્તિકતા સમાન છે. વાદો, સિદ્ધાંતોથી અમને સંતોષ વળતો નથી; ઈશ્વર અને જીવાત્મા વિશેના અદ્યાપિ પર્યંત થયલા અને થતા લગભગ સર્વ પ્રકારના વાદવિવાદો અને સિદ્ધાંતો અમારી સમીપ તૈયાર હોય છે તો પણ સંતોષ વળતો નથી. શાસ્ત્રગ્રંથો તેમજ વાદવિવાદના સિદ્ધાંતો ઉભયમાંનું એકે અમને સંતોષ આપી શકતું નથી, અમારા હજારો લોકોને ગિરફ્તાર બનવનાર એક જાતના અનુભવસાક્ષાત્કારની આવાપ્રકારની ભાવના છે. એક ઇશ્વર છે, એ વાત શું સાચી હશે ? જો એ સત્ય હોય તો શું તેનાં દર્શન કરી શકાય ! આ

સત્યનો મારાથી અનુભવ થઈ શકે ? પાશ્ચાત્ય વિચારકો ભલે આ સર્વને અવ્યાવહારિક ગણે પરંતુ અમારે મન તો એ સર્વ સંપૂર્ણ રીતે વ્યાવહારિક છે. આ ભાવના માટે માનવો પોતાનાં જીવન અર્પણ કરશે. આ ભાવના માટે હજારો હિંદુઓ પ્રતિવર્ષે ગૃહનો ત્યાગ કરે છે તથા તેમનામાંના ઘણાક કષ્ટ ભોગવતાંભોગવતાં મરણશરણ થાય છે. પાશ્ચાત્ય વિચારકને આ ભાવના ઘણીજ કાલ્પનિક, મિથ્યા લાગશે; આવા પ્રકારના વલણનું કારણ મારા સમજવામાં છે; પશ્ચિમમાં ઘણાં વર્ષો સુધી વસ્યા પછી પણ, હજુ હું આ ભાવનાને જીવનની અત્યંત વ્યાવહારિક બાબતરૂપે ગણું છું.

ગમે તો તમે માર્ગમાંના એક મજુર હો અથવા કરોડો ઉપર રાજ્ય કરતા રાજા હો, તો પણ જીવન માત્ર ક્ષણિક છે. તમારી પ્રકૃતિ આરોગ્ય વા અનારોગ્ય હોય તો પણ જીવન માત્ર ક્ષણભંગુર છે. હિંદુ કહે છે કે, જીવનનો માત્ર 'એક ખુલાસો છે,' અને તેનો સમાવેશ તેઓ જેને ઇશ્વર અને ધર્મના નામથી વ્યવહરે છે તેમાં થાય છે. જો આ બે સત્ય હોય તો જીવનનો ખુલાસો થઈ રહે છે, જીવન વહન કરવા યોગ્ય બને છે, આનંદદાયક બને છે. જો એ સત્ય ના હોય તો જીવન એક નિરર્થક બોજા સમાન છે. અમારી આ ભાવના છે, પરંતુ તે ગમે તેટલી તર્કપરંપરા વડે સિદ્ધ થઇ શકે એમ નથી; વધો તો તે સંભવિત બની શકે છે, અને ત્યાંજથીજ અટકે છે. સત્ય બાબતોનો માત્ર ઇન્દ્રિયાનુભવમાં સમાવેશ થાય છે, અને ધર્મને અમારી જાત માટે સાબિત કરવા સારૂ ઇન્દ્રિયાનુભવની (સાક્ષાદનુભવની) આવશ્યકતા છે. એક ઇશ્વરનું અસ્તિત્વ છે એવી ખાત્રી કરવા માટે આપણે ઇશ્વરનો ઇન્દ્રિયાનુભવ કરવાનો છે. માત્ર આપણા પોતાના અનુભવાનુભવોજ આ બાબતો વિષેની આપણી ખાત્રી થશે.

(અપૂર્ણ ચાલુ.)

સ્વા. વિવેકાનંદ,

---

## કર્મ વિપાક.

(મળેલું) *

(અનુસન્ધાન ગત વર્ષ પૃષ્ઠ ૨૫૪ થી.)

કર્મની ગતિ હમેશાં એકની એકજ દિશામાં રહેતી હોય, અને એ દિશા કદિ પણ એક જીવનમાં બદલાતી ન હોય, એવું બનતું જીવવાન દેહધારીને માટે કદાપિ પણ કદી સંભવ નથી, કેમકે વિવિધ પ્રસંગોને લીધે વારંવાર દિશાઓનો ફેરફાર બદલાવાં કરે છે પવનની દિશા જાણવાને માટે ઉંચી જગ્યા ઉપર તેનું યંત્ર ગોઠવવામાં આવે છે, અને જ્યારે પવન તદન શાન્ત હોય ત્યારે તે યંત્ર પણ સ્થિરતા ધારણ કરે છે. પવનનું જોર અને વેગ વધતાંજ તે અસ્થિર થઇ ફરવા માંડે છે. જુદેજુદે વખતે પવનનું વહન જુદીજુદી દિશામાંથી હોય છે, તેમ તે યંત્ર ને ફરવાનું પણ તેના માર્ગે સંબંધ ગણે છે.

---

* લેખક—રા. રા. મહાશંકર નાગર.

વાયુનું દરેક મોજું તેની ફરતી ગતિને વધારે જોસ આપવાને મદદ કરે છે, અને પવન શાન્ત થતાં તે પછી પણ યંત્રની ગતિ થોડીવાર સુધી ચાલુ હોય છે. તે ધીમી પડતી ગતિમાં ફરી પવનનું જોર વધે તો તેની પેલી ગતિ છેક બન્ધ થઇ જશે નહીં, પણ વધતી ગતિ આપી વધારે જોરથી ફેરવશે. તેમજ એવી રીતે આ કર્મની ગતિને શાન્તિ બહુજ ઓછી મુદત મળે છે. ગતિનો વેગ સદા સર્વદા દેહધારી જીવોને ચાલુજ સમજવો, કારણ કે કર્મથીજ ગતિ ઉત્પન્ન થાય છે.

કર્મની ગતિ હવાની ગતિની પેઠે અનિયમિત છે, અને પાણીના પ્રવાહની પેઠે અનેક સત્વો સંમિશ્રિત છે. વૃષ્ટિના સમયમાં જેમ સર્વત્ર જળજ જોવામાં આવે છે, પણ તે ખરેખર શુદ્ધ સ્વરૂપનું જળ નથી, પણ તેહમાં અનેકવિધ પદાર્થો મળેલા હોય છે, અને નદીમાં જ્યારે તેનું આવી મલવું થાય છે ત્યારે પણ તેવાજ પ્રકારનાં સત્વોની વૃદ્ધિ થતી જાય છે. પ્રવાહની ગતિ ગમે તેટલી પ્રબળ છતાં પણ પાછળ નવીન કાંપના સ્વરૂપે થરો થતા જોવામાં આવે છે. કર્મની ગતિ ગમે તેમ જોરમાં ચાલી જતી હોય તો પણ પાછળ પાછળ પરિણામી ફળ જામતાં જાય છે. ત્યારે હવે એ ફળ ક્રમ અને કેવી રીતે ઉત્પન્ન થાય છે, તેની આકૃતિઓ, આકૃતિઓનું વહન, વહનની કૃતિ, કૃતિથી થતાં પરિણામ, અને પરીણામથી થતો ફેરફાર વગેરેનું યથામતિ દિગ્દર્શન કરી બતાવવું આ સ્થળે યોગ્ય ધારૂં છઉં.

પાણીની વરાળ નિરંતર થયા કરે છે એ તો સર્વ કોઇ જાણે છે. એ બાષ્પિભવન થયલાં રૂપોને હવા ઉંચે લઈ જાય છે અને પોતાના સ્વરૂપની સાથે તેની એક રૂપતા યોજે છે, તેમજ કર્મની ગતિ પણ નિરંતર છે. તેને પણ હવા પોતાની સાથે પોતાના રૂપમાં મેળવી દેછે, અને ઘણી મુદત સુધી વરાળની પેઠે અદ્રસ્ય રાખે છે આપણે જે બાષ્પિભવનનું ઉદાહરણ લીધું છે, તેની સાથે સર્વાંશે આ દ્રષ્ટાંત બન્ધ બેસતુ નથી કારણ કે વરાળમાં પાણીની સાથે મળેલા બીજા પદાર્થોનું રૂપાન્તર થઇ સંમિલન થતું નથી. ફક્ત પાણીનાજ શુદ્ધ સ્વરૂપનું રૂપાન્તર હવામાં મળી જાય છે. પણ આ કર્મની ગતિમાં તો કર્મની સાથે મળેલાં સઘળાં તત્વનું બાષ્પિભવન એકી સાથે ઉત્પન્ન થઇ મિશ્રિત રૂપ હવામાં અદ્રસ્ય રહે છે. પછી યોગ્ય સમયે તે દ્રસ્યમાન થાય છે. ત્યારે પેલાં સઘળાં તત્વો તેમાં એવી રીતે સેળભેળ થઈ રસાયનિક સંયોગની માફક કોઇ જુદાજ પ્રકારનું એવું સ્વરૂપ ધારણ કરે છે, કે ત્હેને આપણે પોતાનીજ કૃતિથી ઉત્પન્ન થયેલું ઓળખવું બહુ દુર્ઘટ થઈ પડે છે.

પ્રમાણમાં આવતા તત્વનુંજ મિશ્રણ થઇ શકે છે, અને જે પ્રમાણની બહાર છે તેનું મિશ્રણ થઇ શકતું નથી. તેનુ તો જુદુંજ રૂપ રહે છે, એવું આપણે આગળ કહી ગયા છીએ, તેથી એવું સાબીત થાય છે કે એકજ કર્મના અંશોનું જુદે જુદે વખતે વિધાન કરવામાં આવતું હોય તો પણ આકૃતિનાં રૂપો ઉત્પન્ન થવામાં તો તેતે વખતે રૂપરેખાઓનું અગાઉની ઉત્પન્ન થયેલી રૂપરેખાઓ સાથે અનુસન્ધાન કરવામાં આવે છે, તેથી કરીને જુદી જુદી આકૃતીઓ જુદે જુદે વખતે ઉત્પન્ન થઈ શકે છે. કેટલોક સમય વચ્ચે સંધિ કરનારી રૂપરેખાઓ જો આવીને ન મળે તો તેટલી મુદત

વાની ક્રિયા નહીં કરતું હોય, એમ બને જ કેમ ? એ વાત નહીં માની શકાય એવી છે. તો પણ આપણે સાધારણ દૃષ્ટાન્તો ઉપરથી જોઇએ કે આમ બની શકે નહિ. દૃષ્ટાન્ત. આપણે જમીનમાં વાવેલા બીજનું લેવાનું છે. જ્હાં સુધી બીજ જમીનમાં દટાયલું રહે અને તે બંનેને પાણીથી અલગ રાખવામાં આવ્યાં હોય તો તે બીજને અંકુરો પ્રકટી શકે નહીં. બીજ બીજનું કામ કરે છે. જમીન જમીનનું કામ કર્યે જાય છે. તો પણ અરસપરસનો જે સંબંધ છે, તે પાણી વિના યથાર્થ રીતે જેવા રૂપમાં પ્રકટી નિકળવો જોઇએ તેવા રૂપમાં પ્રકટી નિકળતો નથી. બીજ અને જમીન કરતાં પાણી વિશેષ હોય તો પણ નકામું છે. ત્રણેનું અનુકૂળ પ્રમાણ હોવા ઉપરાન્ત વાતાવરણનું પણ સાહાય્ય સારી પેઠે હોવું જોઇએ. વાતાવરણને જો પાણી બીજે નાંખેલાં મૂળિયામાં પ્રવેશવાદે નહીં તો ત્રણેની કૃતિ જોઇએ તેવા પ્રમાણમાં ફલિભૂત થતી નથી. સમયની, પ્રમાણની, હવાની એકંદર કૃતિ જેમ બીજના આવિર્ભાવના વિકાસને આગળને આગળ વધારતી જાય છે, પછી પકન બનાવી છેવટે નવીન બીજના પ્રકારરૂપે દેખાવ આપે છે, અને તેમાં તેના આખા સ્વરૂપનું ગ્રથન કરવામાં આવ્યું હોય છે—બીજના સંરક્ષક તરીકેનું ગ્રથન બીજમાં ક્યાંઈ પણ જોવામાં આવતું નથી—છતાં પ્રતિત થાય છે તેમજ આ કર્મે કૃતિની સંસ્થા પણ કાંઇ આવાજ પ્રકારની છે. એટલે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જાગ્રત થયા પછી એક પણ કાર્ય કર્યા વગર રહી શકે નહીં એવી એની મનસ તરીકે માનસિક ભુવનમાં સંસ્થા થયેલી છે. ત્યારથીજ આગળ વધવાની કૃતિ પણ શરૂ થાય છે, ત્યાં સુધી કર્મ કરવા છતાં વૃદ્ધિ નથી એમ માની શકાય છે. સ્થુલ સિવાયના મનસની માનસિક ભુવનમાં ગતિ સ્થીર થાય છે, એમ કેટલાક મહાન પુરૂષોનું કહેવું છે. ઘણા ખરા યોગીઓ આ વાત જાણે પણ છે. તેથી સાબિત થાય છે કે માનસિક ભુવનમાં મનસ્ કર્મ કરવા છતાં અવૃદ્ધ રહે છે, સ્થીર થાય છે અને એ સ્થીરતામાં જ ગતિ કરે છે, અને વૃદ્ધિ પામતું નથી. એક મુસાફર આખા દિવસની મુસાફરી કરીને રાતે વિશ્રામ સ્થાનમાં ભોજન જમીને કે જમ્યા વગર આંટા મારે તો તે તેની ગતિમાં વૃદ્ધિ પામ્યો નથી, તેમ પામતો પણ નથી, છતાં ગતિ નથી એમ પણ કહેવાતું નથી. આવાજ પ્રકારની એ ગતિ પણ સમજી લેવાય તેમ છે.

હવે આ ઉપરથી સમજાશે કે એક બાળક જન્મ પામ્યું કે તરતજ સ્થુલભુવન ઉપર કાર્ય કરે છે, પણ માનસિક ભુવન ઉપર તદન કર્મ કરી શકતું નથી. તેનું મનસ્ ક્ષિપ્ત દશામાં છે. ઉપર કહ્યું તેમ ગતિ ખરી પણ વૃદ્ધિ નહીં. એ વૃદ્ધિ મનસ્ જાગ્રત થયા પછી આવે છે. વખતે આપણા સમજવા પ્રમાણે આ બાળક એક પામર જીવ છે તે કાંઈ પણ કાર્ય કે વિચાર કરવાને અશકત હોય છે, તો પણ ખરેખર આપણે ધારીએ છીએ તેટલું બધું નથી. સ્થુલ વૃદ્ધિંગત થવા સાથે કેટલીક મુદતે મનસ્ સ્થુલ સાથે સંબંધ ધરાવતું આપણા જોવામાં અને જાણવામાં આવે છે. એનો આન્તરિક સંબંધ બહુ ભાગે આપણે ન સમજી શકીએ એવા રૂપમાં પણ હોય છે. તે પેલા વિશ્વદષ્ટિવાળા જોઇ શકે છે, અને તે શું શું કાર્ય કરે છે, અને કયા રૂપમાં ત્હેનીગતિ આગળ વૃદ્ધિ પામે છે તે પણ જાણી શકે છે અને તેટલા માટે એક એવું વાક્ય પણ કહેલું છે કે : स नकेवलं चर्मचक्षुषाऽपदयत् । જેમ ચર્મ ચક્ષુમાંથી વિશ્વદષ્ટિ ભેદ પામે છે, અને સ્થુલભુવ-

નની પારનાં કાર્યો પણ જોઈ શકે છે, તેમ કર્મનાં સ્થુલરૂપો પણ ભેદ પામે છે અને ચર્મચક્ષુની બહારના પ્રદેશમાં રહે છે. ચર્મચક્ષુવાળાને વરાળ દેખાતી નથી પણ વાદળાં દેખાય છે અને તેના રંગ તથા આકાર પણ જોવામાં આવે છે, તેમજ સ્થુલભુવન ઉપર ઉતરી આવેલી કર્મની કૃતિની રૂપરેખાઓથી ઉત્પન્ન થયેલી આકૃતિઓ તથા તેના રંગો પણ ચર્મ ચક્ષુવાળાઓ જોઇ શકે છે, અને અનુમાની કલ્પનાઓ પણ બાંધી શકે છે, પણ તેના સસરવરૂપનું યથાર્થ દર્શન કે અવલોકન કરી શકતા નથી, પોતાના દષ્ટિપ્રયને બહુજ ઝાંખા આકારોથી અને ઘણે દૂરથી જોતા હોય એમ જણાય છે. આમ થતું જોઇએ અથવા થશે એમ કહી શકે છે પણ ચોકસપણે કહી શકતા નથી એટલી હેમની દષ્ટિનો આંતરિક પ્રકાશ સુદઢ નથી તેથીજ એમ થાય છે.

આપણે જેને વાતાવરણ કહીએ છીએ, તે વાતાવરણ સ્થુલ અને સૂક્ષ્મ સ્વરૂપમાં અપાર અસીમ છે, હેને આપણે એકલું એ વાતાવરણજ છે એમ માનીએ છીએ તો પણ તે હમેશાં એકલુંજ છે, એમ જાણવાનું નથી. હેમાં નિરંતર નવીનતા ઉમેરાની જ જાય છે. દરેક વ્યકિતની અનેક કર્મોની સંસૃતિથી વિધવિધ સૃષ્ટિઓ રચાતીજ જાય છે. આમ નિરંતર થયા કરે છે. શ્વાસપ્રશ્વાસની ક્રિયા જેમ સદા સર્વદા જીવધારીને માટે ચાલુ હોય છે, તો પણ વચ્ચે ખબર ન પડે એવાં વિશ્રામ સ્થાનો આવે છે તેમ એ નિરંતરતાને પણ વિશ્રામ સ્થાન હોય છે એ કલ્પનામાં પણ ન આવી શકે એવી વાતછે તો પણ યથાર્થ સત્ય છે. એક વ્યક્તિની કર્મભિન્નત્વે કરીને સૃષ્ટિઓના પ્રકાર પણ ભિન્ન ભિન્ન હોય છે, એકી વખતે સૃષ્ટિનું સમગ્રરૂપ ધારણ થતું નથી પણ કર્મથી ઉત્પન્ન થતી આકૃતિઓની રૂપરેખાઓના જુદા જુદા વખતના અનુસન્ધાનની કૃતિથી છેવટે એક સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. એવી અનેક સૃષ્ટિઓ એક વ્યક્તિના જીવનપ્રવાહમાંથી રચાતી જાય, તો સકલ માનવ પ્રાણી એ પ્રમાણે અનેકાવાધ અવતારોમાં થઇને અપરંપાર સૃષ્ટિઓનો ખ્યાલ આપણા મગજમાં આવ્યા સિવાય રહેશે નહી. આ ઉપરથી આપણે એટલું નક્કી સમજી રાખવાનું છે કે વાતાવરણ શું છે ? એ એક આદર્શરૂપ છે. આપણા દરેક જીવનનો પ્રવાહ જેમ આપણને ટકાવી રાખે છે, તેમ આપણા અનેક જીવન સંતોને પણ ટકાવી રાખે છે. હજુ પણ સંગ્રાહક તરીકેની પોતાની કૃતિને વિસ્તારી દે છે એમ સમજશો નહી વાતાવરણ અનેક સંમિશ્રિત સત્વોથી ભરપૂર છે. આ બનાવ જ્યારે આપણા સમજવામાં આવે છે, ત્યારે આનંદની સીમા ઉપર જાણે આપણે કોઇ નવીન પ્રદેશની સહેલગાએ નીકળ્યા હોઇએ અને ત્યાં હદ ઉપર જાણે પ્રથમ જ પગ મૂક્યો હોય અને ત્યાંજ અપૂર્વતા માલૂમ પડે, તો પછી આગળ કેટલી વધારે અદ્ભૂતતા હશે, હેનો ખ્યાલ મનમાં તુરત જ ઉત્પન્ન થાય છે, તેની પેઠે આ અનેક ચમત્કારિક બનાવ પણ આપણને આગળને આગળજ કુતુહલ ઉત્પન્ન કરતો ચલાવવાને પ્રેરણા કરે છે; આ પ્રમાણે વાતાવરણમાં આ એક જીવન ધારકના અખંડ ચૈતન્યનાં તમામરૂપો આર્વિભાવ પામેલાં જોવામાં આવે છે, અને કર્મોના લોપની સાથે તે સમેટાતાં જાય છે, તો પણ સૂક્ષ્મ બીજોનારૂપમાં હેને રાખવામાં આવેલાં હોય છે. આ સિવાયનાંજ કર્મોની ગતિની આપણે જરૂરછે અને તે હવે ચાલો આપણે આગળ જોતા જઇએ.

(ચાલુ)

# ॥ तंत्रविद्या ॥

( दक्षिण तथा वाममार्ग । )

## । प्रवेशिका ।

## ॥ प्राकृतिक सृष्टिमां आध्यात्मिक नियम ॥

પ્રાચીન અથવા વર્તમાનઅજ્ઞાનવડે તંત્રવિદ્યાનો ગમે તેવો આડોઅવળો અર્થ કહાડવામાં આવતો હોય પરંતુ તેનો યથાર્થ અર્થ તો જ્ઞાન અને અપરોક્ષાનુભવ ઉપર આધાર રાખતી પરાવિદ્યા અથવા સવિતજ છે.

જો તમને, તન્ત્રવિદ્યા જેવું કંઇ હશે કે નહિ, એવી શંકા થતી હોય, જો તમને તે વિશેનું વ્યાવહારિક દ્રષ્ટાંત જોવાની જીજ્ઞાસા હોય તો તમારાં ચક્ષુઓ ખોલીને આસપાસ અવલોકન કરો. દુનિયાને, પ્રાણીઓને, વૃક્ષોને જુઓ; શું આ સર્વ પ્રાકૃતિક તાંત્રિક શક્તિ વિના અન્ય કોઇ શક્તિ વડે અસ્તિત્વમાં આવ્યું હશે, એમ તમારી જાતને પ્રશ્ન કરો. "પ્રકૃતિથીપર" એ વાક્ય વડે જો તમે પ્રકૃતીથી બાહ્ય, પાર અથવા ઉપરના પ્રદેશમાં વર્તતી એક શક્તિ સુચવવા માગતા હો તો, તાંત્રિકશક્તિ એ પ્રકૃતિપારની એક શક્તિ નથી. આવા પ્રકારની એક શક્તિની હયાતીને ધારી લેવી, એ આપણા સર્વ પ્રકારના અનુભવથી વિરૂદ્ધ, અસંગત તથા એક વ્હેમ રૂપ છે, કારણ કે વનસ્પતિ અને પ્રાણીનાં સર્વપ્રકારનાં બંધારણો, તેમના પદાર્થમાં બાહ્યપ્રદેશમાંથી કંઇક ઉમેરાવને લીધે નહિ, પરંતુ બાહ્ય પ્રકટિત થતી આંતરશક્તિયોના કાર્ય વડે વૃદ્ધિ પામતાં આપણા અવલોકવામાં આવે છે. અન્યોન્ય ઉપર પથ્થરો ગોઠવી તે બાંધવામાં આવતા એક ગૃહની પેઠે અથવા કોઇ કુશલ કારીગર વડે બંધારણમાં પદાર્થ ઉમેરાવા વડે, એક બીજનું એક વૃક્ષ તેમજ એક બાલકનું એક મનુષ્ય થઇ શકતું નથી, પરંતુ બાહ્યસ્વરૂપના અંતરમાં એકકેન્દ્રમાંથી નિઃસરતી એક આંતરશક્તિવડે જીવંતપદાર્થો વૃદ્ધિ પામે છે. જડ અને ચેતનના વિશ્વવ્યાપક સંગ્રહસ્થાનમાંથી આવતી શક્તિયો આ કેન્દ્રપ્રતિ વહન કરે છે, અને ત્યાંથી પરિધિપર્યંત પુનઃપ્રકાશી નિકળે છે તથા જીવંતબંધારણને બાંધવાની મહેનત ઉપાડી લે છે.

એક આધ્યાત્મિક શક્તિ વિના આવી એક શક્તિ અન્યથી હોઇ શકે, કારણ કે તે જડ પદાર્થોના આંતર કેન્દ્ર પર્યંત પ્રવર્તે છે. તે અમુક નિયમાનુસાર વર્તે છે, અમુક ક્રમાનુસાર પદાર્થોનાં સ્વરૂપો ઘડી કાઢે છે તથા તેટલા માટે તે અધયાંત્રિકશક્તિ કરતાં શ્રેષ્ઠ છે. તે માત્ર એક યાંત્રિકશક્તિપ્રમાન સંભવિ શકે નહી, કારણ કે મૂલ ઉત્પાદક શક્તિ બંધ પડતાં તુર્તજ યાંત્રિકશક્તિ અટકી પડે છે, એ આપણે જાણીયે છીયે; જીવનપ્રવાહ અખૂટ છે તથા તેને બાહ્ય પ્રકાશન પામવાનાં સ્વરૂપોજ માત્ર વિનાશ પામે છે. તે એક રાસાયણિકશક્તિ પણ સંભવી શકે નહિ, કારણ કે મિશ્રિત થવા-

ના પદાર્થોનું રાસાયણિકમિશ્રણ થઇ જતાં રાસાયણિકકાર્ય બંધ પડે છે. માટે તે એક જીવંત ચૈતન્યશક્તિ હોવી જોઇએ; ચેતન, જડના એક પરીણામ રૂપ ન સંભવિ શકવાથી તે સ્વરૂપોનાં ચેતનકેન્દ્રોમાંવર્તતી એકચૈતન્યશક્તિ વિના અન્ય કંઇજ નથી.

પ્રકૃતિ એક તાંત્રિક સમાન છે, દરેક વૃક્ષ, પ્રાણિ તથા પોતાનું બંધારણ બાંધ વામાં જ્ઞાનવિના સ્વતઃજ પોતાની શક્તિયોનો ઉપયોગ કરનાર દરેક મનુષ્ય તાંત્રિક છે; અથવા અન્ય શબ્દોમાં કહેવા માગીયે તો દરેક જીવંત પ્રાણી એક એવા બંધારણ સમાન છે કે જેમાં પ્રકૃતિમાં વસતા પરમાત્માની તાંત્રિકશક્તિ કાર્ય કરે છે. જો કોઇ મનુષ્ય જીવનશક્તિની અસરને જ્ઞાનવિનાજ તાબે થવાને બદલે તેનો ઉપયોગ કરવાનું જ્ઞાન મેળવે તથા જ્ઞાનસહિત વ્યવહારમાં અનુભવે તો તે એક તાંત્રિક સમાન નિવડશે તથા પોતાના બંધારણમાં અને કદાચ અન્ય પ્રાણિઓમાં જીવનપ્રવાહોને નિયમી શકશે. હવે પ્રશ્ન ખડો એ થાય છે કે જીવન પ્રવાહોને નિયમવાની, અધિનમાં લેવાની શક્તિ શું કોઇ મનુષ્ય પ્રાપ્ત કરી શકે ? આ પ્રશ્નના ઉતરનો આધાર તમે " મનુષ્ય " શબ્દથી શું સુચવવા માગો છો એ ઉપર રહે છે. જો તમે " મનુષ્ય " શબ્દથી દરરોજ આપણને માર્ગમાં મળે છે એવું બુદ્ધિશાળી પ્રાણિ સુચવવા માગતાહોતો અમારો ઉત્તર નકાર છે ! વર્તમાન ઝમાનાનાં સ્ત્રીપુરૂષો, પોતાની આંતરપ્રકૃતિ વીશે, અથવા એકજીવનમય આનંદઘનચૈતન્યની વિશ્વવ્યાપકશક્તિ વિશે બીલકુલ કોઇપ્રકારનું જ્ઞાન ધરાવતા નથી, તેમનામાંના ઘણાખરાએ તો હજુ એટલો પણ નિશ્ચય નથી કર્યો કે, તેઓ પોતાના જીવાત્મામાં પણ શ્રધ્ધા રાખશે કે નહિ. તેઓ તેને બાહ્ય ભુવનમાં જોઇ શકતા નથી તેમજ અનુભવી શકતા નથી તેથી તેનો લાભકારક ઉપયોગ શી રીતે કરવો, એ પણ તેમના જાણવામાં નથી.

પરંતુ જો તમે " મનુષ્ય " એ શબ્દથી, માનવના દેહમાં વર્તતું, માનવ ભૂમિકા અર્પતું, તથા જેના કાર્ય વડે માનવ અથવા પ્રાણિસ્વરૂપનાં પશુઓ કરતાં તે તદન ભિન્ન પડી આવે છે, શ્રેષ્ટ ગણાય છે એવું, બુદ્ધિતત્વ સુચવવા માગતા હો તો અમારો ઉતર હકારમાં છે ! કારણ કે માનવના દેહમાં વર્તતી દિવ્યશક્તિ, પ્રકૃતિના કેન્દ્રમાં વર્તતી શક્તિના સમાનજ છે, તેથી અભિન્ન છે. તે માનવની એક આંતર શક્તિ છે, માનવના યથાર્થ આંતરપુરૂષના સંબંધની છે; જો એક મનુષ્ય પોતાના યથાર્થ બંધારણમાં સમાવેશ થતી શક્તિયોનું જ્ઞાન એકવાર મેળવે તથા તેમનો ઉપયોગ કરતાં શિખે તો તે નિર્બલમાંથી પ્રબલદશામાં પ્રવેશ કરી શકે તથા પોતાની જાતે આ શક્તિઓને કાર્યમાં યોજી શકે.

ગમે તેટલું વિચિત્ર લાગે તોપણ માનવદેહ વીશેની સત્ય બાબતોમાંની એટલી ન્યાયપુરઃસર બાબત છે કે જો એક મનુષ્ય પોતાના આંતરમાં વર્તન્તી વિશ્વવ્યાપક ચૈતન્ય શક્તિને પોતાને આધિન કરી શકે તો તે પોતાના દેહના આયુષ્યને ધારે તેટલું લંબાવી શકે. જો તે તેનાથી કાબુમાં રાખી શકાય તો, તથા પોતાની પ્રકૃતિના સર્વ નિયમોનું જ્ઞાન મેળવે તો તે પોતાના દેહને ભારે અથવા હલકો બનાવી શકે, એક કેન્દ્રમાં કેન્દ્રિત થાય એવું અણુ રૂપ આપી શકે, અથવા ઘણા અવકાશને રોકે એવું

વિભુ રૂપ આપી શકે. ખરેખર કાલ્પનિકવારતા કરતાં પણ સત્ય વિચિત્ર છે. કેળવણી અને ઇન્દ્રિયાનુભવવડે જાતે અને વારસામાં મેળવેલા સંકુચિત વિચારો અને વ્હેમો બહાર જો આપણે જઇ શકીયે તો આપણાથી તેનો અનુભવ પણ થઇ શકે.

પ્રકૃતિમાં હમેશાં અદ્ભુત બનાવો બન્યાં કરે છે, તેથી આપણું ધ્યાન ભાગ્યે જ આકર્ષાય છે. આપણે તેમને સમજી શકતા નથી તો પણ આપણને તેઓ વિચિત્ર લાગતા નથી; આનું કારણ એટલુંજ છે કે આપણે આ બનાવોને દરરોજ જોઈ જોઇને ટેવાઈ ગયા છીએ. ગમે તેટલી વિરૂદ્ધની દલીલો હોવા છતાં બીજમાંથી વૃક્ષ થાયછે, એવું પોતાના અનુભવથી સિદ્ધ નો થયું હોત તો, એક બીજમાંથી—જેમાં સ્પષ્ટ રીતે કોઇ પ્રકારનું વૃક્ષ જોવામાં આવતું નથી—એક વૃક્ષ થાય એવું માનવાની કયો મનુષ્ય મૂર્ખાઈ કરત ?-જો પ્રથમથી જોવામાં ના આવ્યું હોય તો કયો મનુષ્ય એવું માનશે કે છોડમાંથી પુષ્પની ઉત્પત્તિ થાય છે ? બુદ્ધિ પણ દર્શાવે છે કે છોડમાં તો કોઇ પ્રકારના પુષ્પનો સમાવેશ થતો નથી. આમ હોવા છતાં પુષ્પો ખીલે છે, તેમને વાદવિવાદ વડે દૂર કરી શકાશે નહિ

પ્રકૃતિમાં સર્વપારસ એક વિશ્વવ્યાપક આધ્યાત્મિકનિયમનું કાર્ય જણાઇ આવે છે પરંતુ આપણાથી નિયમનાં પોતાનાં દર્શન થઇ શકતાં નથી. પ્રજ્ઞાનનાં કાર્ય સર્વત્ર આપણા જોવામાં આવે છે; જેઓ પ્રજ્ઞાની ઉત્પત્તિ માટે પોતાના મસ્તિષ્કમાં (બુદ્ધિમાં) શોધ ચલાવે છે તેઓ વૃથા માથાફોડ કરે છે.

અમુક ઇષ્ટફલો પામવા માટે અદૃશ્ય અથવા કહેવાતી આધ્યાત્મિકશક્તિયોનો ઉપયોગ કરવાની કલાનું નામ તન્ત્ર-વિદ્યા છે. આ બધી શક્તિયો અવશ્ય કરીને, મંત્રમંત્ર વિધિયો જાણનાર પુરૂષની આજ્ઞા અનુસાર આવીને હાજર થનાર, ખાલી અવકાશમાં આમ તેમ ફરનાર અદૃશ્ય સત્વો નથી. ઉર્મિ અને ઇચ્છાની, વાસના અને તૃષ્ણાની, વિચાર અને કલ્પનાની, પ્રેમ અને ધિક્કારની, આશા અને નિરાશાની, શ્રદ્ધા અને શંકાની, ઇત્યાદિ અદૃશ્ય તથાપિ બલવાન શક્તિયોમાં મુખ્યત્વે કરીને તેમનો સમાવેશ થાય છે. તેઓ પરમાત્માના નામથી વ્યવહરાતા કોઇકની શક્તિયો છે. ભાનસહિત અથવા ભાનવિના, ઇચ્છાપૂર્વક અથવા ઇચ્છાવિના દરરોજ સર્વ સ્થલે સર્વ મનુષ્યો આ શક્તિયોના ઉપર કાબુ રાખી શકતાં નથી અથવા તેમના સામે થઇ શકતાં નથી પરંતુ તેમના વડે દોરાયછે તેઓ નિર્બલ હથિઆરોરૂપે છે, "પુતળા" જેવા છે, તેમની મારફતે આવી અદૃશ્ય શક્તિયો કાર્ય કરે છે; વારંવાર આવા પુરૂષો આ શક્તિયોના ગુલામ સમાન થઇ પડે છે. જેઓ પોતાની જાતનો નિરોધ કરવા વડે આવી શક્તિયોને દોરવાની અને વશમાં રાખવાની સત્તાવાળા છે તેઓ પોતાની નિયામકસત્તાના પ્રમાણમાં પ્રવૃત્તિમાન બલવાન યથાર્થ તાંત્રિકો છે; આવા પુરૂષો પોતાની શક્તિયોનો શુભ અથવા અશુભ માટે ઉપયોગ કરી શકે છે. તેટલા માટે એટલું સાબિત થાય છે કે બીજા જવાબદાર પુરૂષોને બાધરૂપે ગણતાં જેનામાં જરાક પણ ઇચ્છા શક્તિ છે તથા તે શક્તિનો જેટલા પ્રમાણમાં તે ઉપયોગ કરી શકે છે તદનુસાર તે એક બલવાન તાંત્રિક છે; જો આ શક્તિયોનો તે શુભ કાર્ય

માટે ઉપયોગ કરે તો તે દક્ષિણમાર્ગાનુયાયી છે, અશુભકારકકાર્યો માટે એ શક્તિયોનો ઉપયોગ કરે તો તે વામમાર્ગાનુયાયી છે.

પૂર્વમાં અને કેટલાક પશ્ચિમમાં એવા લોકો છે કે જેમના દ્વારા સામાન્ય રીતે "જાદુ" "ઇન્દ્રજાલ" ના નામથી ઓળખાતા અદ્ભુત પ્રયોગો કરવામાં આવે છે. પરંતુ આથી કંઈ ન્યાયપુરઃસર એમ સાબિત નથી થતું કે, આટલાથીજ આવા લોકો ભાનવાળાં તાંત્રિકો કહી શકાય; એથી તો માત્ર એટલુંજ સૂચવાય છે કે, તેમના કેહો-દ્વારા વર્તતી શક્તિ એક પ્રકારની તાંત્રિક શક્તિ છે; આવા ચમત્કારો કરતાં અંદરમ બુદ્ધિવાળી સત્વોને પ્રદર્શિત થવાનાં તેઓ માત્ર હથિયારરૂપે હોય છે, તથા આવું એક સત્વ કોણ હશે અથવા કેવા પ્રકારનું હશે તે પણ તેમના લક્ષમાં હોતું નથી.

"આપણામાં જીવન છે" એમ આપણે પ્રમાણિકતાથી કહી શકીએ નહિ; કારણ કે જીવન કંઇ આપણું પોતાનું નથી તેમજ તેને કાબુમાં રાખી શકાય અથવા ઈજારે રાખી શકાય એમ નથી. અહંતા અને ગર્વ વિના આપણે જે સર્વ કહી શકીએ તે એટલું જ છે કે, વિશ્વવ્યાપક એક જીવન, ચૈતન્યઘનને સ્વતઃ એક માનવપ્રાણિના સ્વરૂપમાં પ્રદર્શિત થવાનાં આપણે તો હથિયારોરૂપે છીએ. આપણ સર્વ "ભુંગળા" "પોઠીયા" જેવા છીએ કે જેમના દ્વારા વિશ્વવ્યાપક એક જીવન કાર્યમાં પ્રવૃત્ત થાયછે. માત્ર જ્યારે આપણે આપણી જાતને પીછાનીશું તથા આપણામાં વર્તતા જીવન-તત્વનો નિરોધ કરી શકીશું ત્યારે જ આપણે આપણા પોતાના ગુરૂઓ થઇ શકીશું. જે કોઇ એમ ધારે છે કે તેનામાં તેની પોતાની કોઇ પ્રકારની શક્તિ, સત્તા છે, તેનો વિચાર મૂર્ખાઇ ભરેલો છે: કારણ કે તેનામાં વર્તતી સર્વ શક્તિઓ તેને પ્રકૃતિએ ઉછીની આપી છે, અથવા યથાર્થ રીતે કહેવા માગીએ તો પ્રકૃતિના કેન્દ્રદ્વારા વર્તતી નિત્યઆધ્યાત્મિકશક્તિ તરફથી તેને તે મળી છે તથા સમગ્ર ઐયસના મૂલરૂપે માલુમ પડવાથી લોકો તેને "ઇશ્વરના" "પરમાત્માનાં" નામથી વ્યવહરે છે; સમગ્રવિશ્વના આંતરમાં તથા સર્વપ્રાણિમાત્રના આંતરમાં વર્તતી માત્ર તેજ એક યથાર્થતા છે.

માનવિનામાં સ્થૂલશક્તિયો હોવા ઉપરાંત લૈકિક રીતે પણ માનસિક અને આધ્યાત્મિકશક્તિયોનો સમાવેશ થાય છે, એ વાતની કોઇથી ના કહેવાય એમ નથી. આપણને એક મનુષ્યને મ્હાવાનું, માન આપવાનું, તાબે થવાનું મન થાય છે તે કંઇ તેના શ્રેષ્ઠ શરીરસામર્થ્યને લીધે થતું નથી પરંતુ તેની માનસિક અને નૈતિકશ્રેષ્ટતાને લીધે તેમ થાય છે; અથવા કોઇ યથાર્થ અથવા કાલ્પનિક સત્તા તેનામાં હોવાનું આપણે ધારીએ છીએ, તેના તેજમાં તણાતા સુધી આપણને તેમ વર્તવાનું મન થાય છે. એક રાજા અથવા એક ધર્માચાર્યમાં એક પુરૂષરૂપે અવસ્ય કરીને તેમના અનુચર અથવા રસોઇયા કરતાં કોઇ પ્રકારનું શારીરિક બલ વધારે હોતું નથી તથાં તેમને અન્ય અધિનમાં વર્તે તે પૂર્વે તેમણે પોતાનું પાણી બતાવી આપવું જ જોઇએ; એક સૈન્યાધિપતિ પોતાના સાથીઓ કરતાં અતિ નિર્બલ મનુષ્ય હોય તથાપિ તેના યોદ્ધાઓ તેની આજ્ઞાને અનુસરે છે. આપણે સૌંદર્ય, ઐક્ય, અભેદ, શ્રેષ્ઠતા માટે પ્રેમ ધરાવીએ છીએ તે કંઈ સ્થૂલ કાર્ય સાં-

ધક હેતુઓ માટે નથી પરંતુ તેમના વડે સ્થૂલભુવનની નહિ એવી એક અનુરૂપ આંતરભાવના સંતોષાય છે તેથી તેમ થવું આવશ્યક છે; બેયોનેટની સત્તા વડે નહિ પરંતુ નૈતિક અને માનસિક શક્તિયોની અસર વડે, શિષ્ટાચાર, કેલવણી, સુધારો, વધારે વધારે વૃદ્ધિ, વિકાસ પામતો જાય છે; "આપણા ઝમાનામાં તલવાર કરતાં કલમ અત્યંત બલવાન છે." એ કહેવત અક્ષરશઃસત્ય નિવડી છે.

પ્રેમની, સૌંદર્યની, ઐક્યની, અભેદની, તાંત્રિકશક્તિ વિનાની એક દુનિયા કેવી થઇ જાય? વર્તમાન પદાર્થવિજ્ઞાને પૂરાપાડેલા નમુના પ્રમાણે એક દુનિયા બનાવવામાં આવે તો તે કેવા પ્રકારની થાય? સત્યની વિશ્વવ્યાપક સત્તા સ્વીકાર્યા વિનાની એક દુનિયા, મતિવિભ્રમથી ઉભરાઈ જતાં ગાંડાઓની એક દુનિયા વિના અન્ય કંઈ ભાગ્યેજ બની શકશે. આવા પ્રકારની એક દુનિયામાં કલાને, કાવ્યને સ્થાન મળી શકશે નહિ, નીતિમત્તા, ન્યાય, સગવડનુ, અનુકૂલતાનું રૂપ ધારણ કરશે, પ્રમાણિકતા મંદબુદ્ધિ સમાન ગણાશે, સત્યમાર્ગાનુગામિ થવું, એ મુર્ખ બનવા સમાન ગણાશે, કોઇ પણ પ્રકારનો વિચાર કરવા યોગ્ય ઇશ્વર, તે માત્ર "સ્વની" "સ્વાર્થની" પ્રતિમા બનશે.

માનવની માનસિક અને નૈતિક શક્તિયોને સમજાવતી તથા તે પોતાનો અને અન્યના ઉપર કેવા પ્રકારનો કાબુ મેળવી શકે એ દર્શાવતી વિદ્યાને તંત્રવિદ્યા કહી શકાય. માનવિની શક્તિયોનો અભ્યાસ કરવા માટે એટલું આવશ્યક છે કે માનવિનામાં શાનો શાનો સમાવેશ થાય છે, તે શું છે, તેની શોધ ચલાવવી તથા તેનો વિશ્વ સાથે શો સંબંધ છે, તે સમજવુ; જો આવા પ્રકારનો અભ્યાસ શોધ બરોબર રીતે ચલાવવામાં આવશે તો, યથાર્થ મનુષ્યનામાં સમાવેશ થતાં તત્વો વિશ્વમાં જડી આવતાં તત્વોના સમાનજ છે, એ સ્પષ્ટ રીતે જણાઇ આવશે; એટલે વિશ્વ એ બ્રહ્માંડ છે, અને—તેનો બરોબર નમુનો—મનુષ્ય પિંડ છે.

પિણ્ડ રૂપ મનુષ્ય અને બ્રહ્માંડ રૂપ વિશ્વ, એક છે, અભિન્ન છે; એમ શી રીતે બની શકે કે જેનો પિણ્ડમાં સમાવેશ ના થતો હોય તેનો બ્રહ્માંડમાં સમાવેશ થાય અથવા બ્રહ્માંડમાં સમાવેશ ન થતો હોય એવા કંઇકનો પિણ્ડમાં સમાવેશ થાય? શું માનવિ પ્રકૃતિનું બાલક નથી, તેના બંધારણમાં એવું કંઈ પણ સંભવી શકે કે જે તેનાં નિત્ય માતાપિતા તરફથી ના મળ્યું હોય? જો માનવના બંધારણમાં કંઇક પણ અપ્રા કૃતિકનો સમાવેશ થાય તો તે એક રાક્ષસ રૂપ નિવડશે, તથા પ્રકૃતિ પણ તેનો અસ્વિકાર કરશે. પ્રકૃતિમાં (બ્રહ્માંડમાં) જે જે મળી આવે છે તેનો માનવીના દેહમાં સમાવેશ થાય છે. ગમે તો તે સર્વ બીજાવસ્થામાં અથવા વિકસિતદશામાં હોય છે. ગમે તો તે સુપ્ત અથવા જાગ્રતદશામાં હોય છે તથા આત્મ-જ્ઞાનની સત્તાવાળા પુરૂષથી તે સમજી શકાય છે.

આપણે ચારે બાજુથી સ્થુલપદાર્થોથી વીંટાયલા છોયે એવી એક દુનિયામાં આપણો જન્મ થયો છે. બાહ્ય દુનિયાના સંસ્કારો પામીને સંગ્રહી રાખે એવી હજુ અન્ય—એક આંતર—દુનીયા આપણા પોતાનામાં હોય એમ જણાય છે. દરેક પોત પોતે

એકેક દુનિયા છે, પરંતુ એ ઉભયનો અવકાશ સાથે અન્યોન્યથી ભિન્નપ્રકારનો સંબંધ છે. દરેકને પોતપોતાના સુખના પ્રકાશમય દિનો તથા દુઃખની ઘોરરાત્રીઓ હોય છે, તેઓ અન્યોન્યના રાત્રીદિનોથી નિયમાતી નથી, દરેકને પોતપોતાનાં દુઃખનાં વાદળો અને તોફાનો હોય છે, દરેકનાં પોતપોતાનાં ભિન્ન પ્રકારનાં સ્વરૂપ અને આકારો હોય છે.

'આપણી ઉમ્મરના વધવા સાથે આપણે પદાર્થવિજ્ઞાન તરફ લક્ષ દોડાવીએ છીએ, આ દુનિયાઓની યથાર્થ પ્રકૃતિને તથા તેમને નિયમતા નિયમોને શોધી કાઢવાનો પ્રયત્ન કરીયે છીયે, પરંતુ સ્થુલપદાર્થવિદ્યાતો માત્ર રૂપપક્ષનો ( બાહ્યદુનિયાનોજ ) વિચાર ચલાવે છે અને રૂપો તો સતત બદલાયાં કરે છે, તે તો આપણને બાહ્યદુનીયાના સિદ્ધાંતો વિષે માત્ર એકપક્ષિ નિરાકરણ આપે છે. તથા આંતરદુનિયાવીશે તો આપણને તદન અંધારામાંજ રહેવા દે છે. વર્તમાન પદાર્થવિદ્યા બનાવોના વર્ગ પાડે છે, હકીકતોનું વર્ણન આપે છે, પરંતુ એક બનાવ કેવી રીતે બને છે, એ વાત તે શા માટે બને છે, એ સમજવાને બીલકુલ સંપૂર્ણ નથી. અજ્ઞાનમૂલક કારણોના પરિણામોનેજ કારણો રૂપે શોધી કાઢવાં એ માત્ર એક મુશ્કેલી ટાળીને અન્ય ખડી કરવા સમાન છે. પદાર્થવિદ્યા પદાર્થોના કેટલાક ગુણોનું વર્ણન કરે છે, પરંતુ આ ગુણોને અસ્તિત્વમાં લાવનાર મૂલ કારણો તો તેનાથી અજ્ઞાતછે તથા તેની દર્શનશક્તિયો અદ્રશ્યપ્રદેશમાં પ્રવેશ કરશે નહિ, ત્યાં સુધી તેઓ તેનાથી અજ્ઞાતજ રહેશે.

પ્રકૃતિના ગુઢપક્ષનું જ્ઞાન મેળવવાનો પદાર્થવિજ્ઞાનના અવલોકન ઉપરાંત હજુ પણ અન્ય માર્ગ હોય એમ જણાય છે. દુનિયાના ધાર્મિકઆચાર્યો, પદાર્થવિજ્ઞાનવિદો ના પહોંચી શકે એટલી ઉંડાઇએ પહોચવાનો દાવો કરે છે. એક શ્રેષ્ઠ, અનંત, સર્વ વ્યાપક તથાપિ પૌરૂષેય તેટલા માટે સંકૂચિત બાહ્યપુરૂષ, જેનું અસ્તિત્વ—ઓછામાં ઓછું કહેવા માગીયે તો પણ—અત્યંત શંકા ભરેલું છે, તથાપિ સર્વ દેશોના મનુષ્યો તેની ધારી લીધેલી આજ્ઞાઓને ભીતિપૂર્વક તાબે થયાં છે કે, તેની કલ્પી લીધેલી આજ્ઞાત એક નિશાની માત્ર મળતાં તેઓ અન્યોઅન્યનાં ગળાં રેંસવાને તૈયાર થયાં છે તથા એક ઇશ્વરના પ્રતિનિધિ અથવા વિશ્વાસુપુરૂષ રૂપે માનેલાના પાદમાં તેઓ પોતાના તનમન અર્પવાને પણ ઉત્સુક હોય છે. મરણ પામ્યા પછી અમુક બદલો મળવાના હેતુથી જીવન સમયમાં ઓપુરૂષો પોતાનીજાતને દુઃખી બનાવવામાંજ ઉત્સુક હોય છે. હયાતી હશે વા નહિ એ વાતની તેમને પોતાનેજ ખાત્રી નથી એવા એક જીવનના આનંદનો આગળ આગળથી વિચાર કરીકરીને કેટલાક પોતાનાં જીવન નકામાં ગુમાવે છે, પોતાની પાસે જે હોતું નથી તેનેજ ખોવાની ભીતિમાં કેટલાક મરણશરણ થાય છે. પોતે જાતેજ જાણતા નથી, એવી બાબતોનો અન્યને ઉપદેશ કરવામાં હજારો જણાં લાગી રહ્યાં છે, ધાર્મિક સંસ્થાઓની અતિમહાનસંખ્યા હોવા છતાં વર્તમાન જમાનામાં દુનિયા ઉપર સરખામણીમાં ધર્મ ઘણોજ થોડો જોવામાં આવે છે.

ધૃ એટલે ધારણ કરવું, એ ધાતુ ઉપરથી ધર્મ શબ્દ વ્યુત્પન્ન થયો છે, એટલે માન-

વર્તું સર્વ પ્રકારે જેવડે ધારણ થાય છે તે ધર્મ. યથાર્થ રીતે શબ્દાર્થ અવલોકતાં ધર્મ વડે, મનુષ્ય અને તેના ઉત્પાદકકારણ વચ્ચેના સંબંધનો શોધ ચલાવનાર વિદ્યા સૂચવાય છે. અથવા અન્યશબ્દોમાં કહેવા માગીયે તો મનુષ્યના ઇશ્વર સાથેના સંબંધને સમજાવતી વીદ્યા સૂચવાય છે, કારણ કે "ઇશ્વર" શબ્દનો યથાર્થ અર્થ એક સર્વોત્કૃષ્ઠ મૂલકારણ સમાન છે, અને તેના આવિર્ભાવના પરિણામ રૂપ પ્રકૃતિ છે. માત્ર ઇન્દ્રિયાવલોકન ઉપર (બાહ્ય અવલોકન ઉપર) આધાર રાખતી એક વિદ્યા કરતાં, તેટલા માટે યથાર્થ ધર્મ એક અત્યંત ઉત્કૃષ્ઠ વિદ્યા સમાનછે, પરંતુ તેને પદાર્થવિદ્યામાં જે સત્ય હોય તેની સાથે બીલકુલ વિરોધ નથી. માત્ર પદાર્થવિદ્યામાં જે અસત્યછે તે અવશ્ય કરીને ધર્મમાં જે સત્યછે તેની સાથે વિરોધમાં હોવું જોઇયે તથા ધર્મમાં જે અસત્યરૂપે છે તે પદાર્થવિદ્યામાં જે સત્યછે તેની સાથે વિરોધમાં છે. સત્યધર્મ અને સત્યપદાર્થવિદ્યા તો આખરે એકની એક, તેની તેજ વાત છે, અને તેથી સમાન રીતે સત્ય છે, ભ્રમણાત્મક કલ્પનાઓને વળગી રહેનાર એક ધર્મ તથા એક ભ્રમણાત્મક પદાર્થવિદ્યા, એ ઉભયે સમાન રીતે અસત્ય છે, તથા તેઓ પોતાની ભ્રમણાઓને વળગી રહેવામાં વધારેવધારે હઠીલાઇ બતાવે છે તેમતેમ તેમનાં ફલ ( પરીણામ ) પણ વધારેવધારે નુકશાનકારક થાય છે.

" ધર્મ " અને " ધર્મ ઘેલછા " વચ્ચેનો, " પદાર્થવિદ્યા " અને ' જનુની પદાર્થવિદ્યા ' વચ્ચેનો, " ગુપ્તવિદ્યા " અને "રહસ્ય ઘેલછા" વચ્ચેનો એક પ્રકારનો ભેદ લક્ષમાં રાખવાની અત્યંત આવશ્યકતા છે.

શ્રેષ્ઠ મૂલકારણ સાથે માનવીનો અપરોક્ષઅભેદસાક્ષાત્કાર સાધવારૂપ ધર્મનો અતિ ઉત્કૃષ્ઠ હેતુ છે, મૂલકારણમાંથી આરંભમાં મનુષ્ય આવિર્ભાવ પામે છે.

મહાન મૂલકારણ અને માનવી વચ્ચેના સંબંધોના સિદ્ધાંતો ને વાદવિવાદવડે સમજાવવાનો ધર્મનો મધ્યમ ઉદ્દેશ છે, અન્ય શબ્દોમાં કહેવા માગીયે તો પિંડ અને બ્રહ્માંડ વચ્ચે અસ્તિત્વ ધરાવતા સંબંધોને સમજાવે છે.

પ્રાચીન આચારોની અતિ પ્રશંશા કરવામાં, અંધ મૂર્તિપૂજાપરાયણ થવામાં, અમુક કાલ્પનિક દેવતાની છેતરીને કૃપા પામવાના વ્યર્થપ્રયત્ન કરવામાં " પરમેશ્વરને " તેનો નિશ્ચય બદલવા માટે ફંદાઓ આપવામાં, તથા ન્યાય પુરઃસર નહિ એવી તેની કેટલીક મહેરબાની મેળવવાનો પ્રયત્ન કરવામાં " ધર્મ ઘેલછાના " અધમ સ્વરૂપનો સમાવેશ થાય છે.

ઉત્કૃષ્ઠ દ્રષ્ટિબિંદુથી "પદાર્થવિદ્યા" પણ પ્રકૃતિના મૂલનિયમોના યથાર્થ જ્ઞાન રૂપછે અને તેથો પોતાના આંતરમાં વસતા પુરૂષના જ્ઞાન ઉપર આધાર રાખતી અધ્યાત્મવિદ્યાછે.

મધ્યમ દ્રષ્ટિ બિંદુથી તે બાહ્ય બનાવોના તથા તેમને ઉત્પન્ન કર્તા ગૌણકારણોના એક પ્રકારના જ્ઞાન રૂપ છે; આ ગૌણ અથવા ઉપરઉપરનાં કારણોને વર્તમાન ઝમાનાના પદાર્થવિદ્યાશાસ્ત્રીઓ અંતિમ કારણ રૂપે ધારીને ભુલ કરે છે.

અધમ દ્રષ્ટિબિંદુથી " જનુની પદાર્થવિદ્યા " બાહ્ય બનાવોનું આપસ્વાર્થી કોઈ

પણ પ્રકારે અજ્ઞાત કારણોનું, અવલોકન કરવાની, વર્ગીકરણ કરવાની એક પ્રકારની સંસ્થા છે.

" ધર્મ ઘેલછા " અને "ઝનુની પદાર્થવિદ્યા " હમેશાં બદલાયાં જાય છે: તેમની ઉત્પત્તિ ભ્રમણાત્મક કલ્પનાઓમાંથી થાય છે, તથા તે ભ્રમણાઓ દૂર થતાં તેઓ મરણ શરણ થાય છે. સત્યધર્મ અને સત્યપદાર્થવિદ્યા ઉભયે એકજ છે, તેનો અનુભવ થતાં તેમાં સમાવેશ થતા સત્યવડે સમયનો ખુલાસો થઈ રહે છે.

" ગુપ્તવિદ્યાનો " યથાર્થ અર્થ તપાસતાં અધ્યાત્મજ્ઞાન સમાન છે, એટલે જીવાત્માની આધ્યાત્મિક શક્તિયો વડે અનુભવાતા આધ્યાત્મિક અને " સ્થુલપારના " પદાર્થોના આત્મજ્ઞાન સમાન છે. આ શક્તિયો દરેક માનવ દેહમાં બીજાવસ્થામાં રહેલી છે પરંતુ ગણ્યાગાંઠ્યા પુરૂષોએજ કંઈક પણ વ્યાવહારિક ઉપયોગની મર્યા પૂરતી તેમને કેળવેલી છે.

" રહસ્ય ઘેલછા " નો બુદ્ધિના ઉપલકીયા શોધોમાં સમાવેશ થાય છે. તે ભ્રમણાત્મક કલ્પનાઓની પાછળ ભટકવાની તૃષ્ણા સમાન છે, જડબુદ્ધિવડે ના સમજી શકાય એવા દિવ્ય રહસ્યોમાં માથું મારવાની તૃષ્ણા સમાન છે, એક પશુને જે જાણવું જરૂરનું નથી તે જાણવાની જીજ્ઞાસા તૃપ્ત કરવાની લાલસા સમાન છે. વિચિત્ર કલ્પનાઓનો, સ્વામિક વિચારોનો, ભૂતપ્રેતશોધકોના સ્વર્ગનો તથા પ્રેતસૃષ્ટિ સાથે સંબંધ ધરાવતી સર્વ પ્રકારની ઘેલછાનો, આ પ્રદેશમાં સમાવેશ થાય છે.

પરંતુ સત્યધર્મ અને સત્યપદાર્થવિદ્યા શાને કહેવી ? માનવિ અને માનવજાતને અસ્તિત્વમાં લાવનાર કારણ વચ્ચે અમુક નિશ્ચિત પ્રકારનો સંબંધ છે, એ વાતમાં કોઈ પ્રકારની શંકા નથી; આ સંબંધના યથાર્થ સિદ્ધાંતોને ઉપદેશનાર ધર્મ તથા પદાર્થવિદ્યા સત્યજ હોવાં જોઈએ. દુનિયાની વિવિધ ધર્મ સંસ્થાઓનો ઉપરઉપરથી વિચાર કરતાં તે સર્વ બાહ્યથી તો અન્યોન્યની વિરોધિ હોય એમ લાગે છે. કંઈક સત્ય હોય એવા સત્યના એક કણ ઉપર દેખીતા વહેમો અને વિચિત્ર વાતોનો ઢગલો વાળવામાં આવતો આપણા જોવામાં આવે છે. આપણી કરી લીધેલી ધાર્મિકસંસ્થાના નીતિ અને ચારિત્રના વાદો આપણને ગમે છે, અને આપણે સાટામાં તેનો પૈરાણિક કચરો સ્વીકારીએ છીયે, તથા સમગ્ર ધાર્મિકસંસ્થાઓનું નીતિશાસ્ત્ર એક છે, તેની આસપાસ એકઠો થયેલો કચરો યથાર્થ ધર્મ નથી, એ વાત વિસરી જઈએ છીએ. કોઈ પણ સંસ્થાને જો તેમાં સત્યનો સમાવેશ ના થતો હોય તો તે સાચી હશે એમ ધારવું તદન અનુભવ વિરૂદ્ધ છે. પરંતુ એટલું પણ સમાન રીતે સ્પષ્ટ છે કે એક બાબત એક કાલેજ સત્ય અને અસત્ય સંભવિ શકે નહિ. સત્યતા માત્ર એકજ છે. સત્ય કદાપી બદલાતું નથી; પરંતુ આપણે જાતે બદલાતા જઈએ છીયે, અને આપણે બદલાતા ચાલીએ છીયે તેમ તેમ સત્યને અવલોકવાનું આપણું વલન પણ બદલાતું જાય છે. દુનિયાની અનેકવિધ ધાર્મિક સંસ્થાઓ અપ્રાકૃતિક ઉત્પત્તિયો સમાન હોઈ શકે નહિ, તે સર્વ માનવની આ દુનિયા ઉપર આધ્યાત્મિક વિકાસની સાહજીક ઉત્પત્તિ રૂપ છે; ત્યારે જે દશાઓ અનુસાર તેમની ઉત્પ.

ત્તિ થઈ હતી તેમાં જેટલો ભેદ હતો તેટલોજ તેમનામાં વિરોધ છે; પદાર્થવિદ્યા તો બાહ્ય અવલોકનમાંથી એકઠી કરેલી સત્ય બાબતોને આધારે કૃત્રિમરીતે ઉપજાવી કાઢવામાં આવે છે. ખોટા વિચારોથી અંધ બન્યા વિનાનો દરેક બુદ્ધિશાળી પુરૂષ, દુનિયાની દરેક મહાન્ ધાર્મિકસંસ્થામાં અમુક સત્યનો સમાવેશ થતો હોય એમ માને છે, જેને તેઓ આંતરજ્ઞાન વડે યથાર્થ છે એમ જાણે છે; મૂલ સત્ય માત્ર એકજ હોઇ શકે તેથી આ સર્વ ધર્મો માત્ર એક વૃક્ષની શાખાઓ સમાન છે, ગમે તો તે સત્યને પ્રદર્શિત થવાનાં સ્વરૂપે એક સમાન ના હોય તો પણ ભલે, સૂર્ય પ્રકાશ સર્વ સ્થલે સમાન હોય છે, માત્ર વિવિધ સ્થાનોમાં તેની તીવ્રતામાંજ ભેદ પડે છે. એકસ્થાનમાં તે તાલવૃક્ષોને ઉગવામાં, મદદ કરે છે; અન્યમાં વેલાઓને વૃદ્ધિમાં મદદ કરે છે, પરંતુ આપણી સંસ્થામાં માત્ર એકજ સૂર્ય હોય છે. સ્થૂલભુવન ઉપર બનતા બનાવોનાં આધ્યાત્મિકભુવનમાં સાદૃશ્યો હોય છે કારણ કે પ્રકૃતિ માત્ર એક છે, નિયમ એક છે.

જો ધાર્મિક અભિપ્રાયો માટે એક મનુષ્ય તકરાર કરે તો જાણવું કે તે યથાર્થ ધર્મ સમજતો નથી, તેમ તે યથાર્થ જ્ઞાન પણ પામવાનો નથી; સત્યના અનુભવસાક્ષાત્કારમાં યથાર્થ ધર્મનો સમાવેશ થાય છે. વિશ્વવ્યાપક પ્રેમનો ધર્મ એજ માત્ર યથાર્થ ધર્મ છે. આ પ્રેમ, પોતાના સર્વવ્યાપક દિવ્યઆત્માના અનુભવ રૂપ છે. દિવ્યસંવિતના મૂલતત્ત્વ રૂપ પ્રેમ છે, પ્રેમ વિના સંવિતનો ઉદય થઇ શકતો નથી. જંગલમાંના પક્ષિયોની દરેક જુદી જુદી જાત ભિન્ન ભિન્ન પ્રકારના સુર આલાપે છે, પરંતુ તે સર્વને સુરનો આલાપ કરાવતું તત્વ એક છે. એક અન્ય કરતાં સારી રીતે ગાઇ શકે છે, તેટલા માટે તેઓ અન્યોન્યમાં કલહ કરતાં નથી. પરીણામે વિદ્વેષમાં અવસાન પામતા ધાર્મિક કલહો, દુનિયામાંના અત્યંત નિરૂપયોગી પદાર્થ સમાન છે. લાકડી વતે મારી મારીને કોઇ પણ અંધકારને દૂર કરી શકશે નહિ; અંધકારને દૂર કરવાનો માર્ગ તો દીપ પ્રકટવાનો છે. પ્રેમનાકેન્દ્રમાંથી આવતા જ્ઞાન પ્રકાશને દરેક હૃદયમાં પ્રકટાવવા વડે આધ્યાત્મિક અજ્ઞાન દૂર કરવાનો માર્ગ સિદ્ધ થાય છે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

આદ્યદ્રષ્ટા
પ્રેમ અભેદમાર્ગ પ્રવાસી.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

—તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.,
—ઉપતંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૨. ]  ( માસિક )  [ નવેમ્બર ૧૯૦૬. ]

## બાલાર્ક નૃપાશ્વારોહણ.

( મળેલું ).

વસંતતિલકા.

મૈત્રીતણા રસ વિશે અતિ લુબ્ધ જે છે,
તે ચંદ્રપીડ વિરહી ઝબકી ઉઠે છે;
મીલાપ મિત્ર કરવા ઉતસો વધારી,
આરૂઢ અશ્વ થઈને નિકળી સવારી. ૧

સામંત પાન્થ નિરખે પ્રભાત લીલા,
ચર્ચા કરે સુરસ આપસમાં રસીલા;
સૌંદર્યતા નૃપ વસૂમતિની નિહાળે,
સૂતાં સમાધિ સમ માનવ પ્રાતકાળે. ૨

કૂકકુંટ શબ્દ કરતા કુકુંકુ ઘણેરા,
નિંશાન્ત આ નજિક છે અશવો હણેણુવા;
બીભાસ ભૈરવ અને મધુ માધવીના,
કર્ણે પડે સુર રસિકજ ભૈરવીના. ૩

સિંધૂ તરંગ સરખા રવ ચક્રિઓના,
ગંભીર ધીર પડતા પગ રક્ષિઓના;
દીપોતણા કર અતિ નિરમાલ્ય લાગે,
જાણે પ્રભાકિટૂ ફ્રરે રવિબીંબ આગે. ૪

શાન્તિ વિશે કંઇ સુતાં વળિ કૈંક જાગે,
અશ્વિતણા પગ પ્રહાર વધ્યાજ આગે;
નિશા થઈ જરજરીત યૂવા ગયાથી,
ઉર્વિ નહીં પગ ટકે નિજ જાત સાથી. ૫

વૃદ્ધા સમી ક્ષિણ પડેલ પ્રિયા નિહાળી,
ગ્લાની વધી ગત વઈભવને પ્રજાળી;
નિસ્તેજ ખેદ કરતો સરતો નભેથી,
મેલીજ મિંત્ર લલના ભય મિંત્રનાથી. ૬

ત્યાં તો અરી કરતણી ફરસી નિહાળી,
ઈંદ્રતણે નયન બીંદુ રહ્યાં ન ખાળી;
એકેક પાછળ અસંખ્ય ખરેજ તારા,
જાણે કરે કુસુમ વૃષ્ટિ વિબુધ દારા. ૭

ત્રૂટી વછૂટિ શિર સેર શું રોહિણીની ?
હીણી નિહાળી અબળા નિજનાથ કાન્તિ !!
તારાતણી રજ કરી વિટપે ભરીશું !!
કે કૌશિકે જલજ ધાર ધરા કરીશું !!! ૮

નિશી પતિ રચિત બિસ્તર ઔ રૂપાળું,
હીરા સમાન ચળકે અતિ ચિત્રવાળું;
મિંત્રો પ્રિયા સહિત ચંદ્ર વિલાસનું જે,
રાત્રિતણા રમણ કાજ બિછાતનું જે, ૯

જે ઉપરે લલિત મંડળ છે બિરાજ્યું,
જે ઉપરે રતિતણું અતિ ચિત્ત ભાગ્યું;
જે ઉપરે શશિ વઈભવ સૂખ ચાખ્યું,
બાલાર્ક તે ઝટ લઈ ખંખેરી નાખ્યું !! ૧૦

## શાર્દૂલવિક્રિડિત.

બોલ્યો પાન્થ જઈ સમિંપ નૃપની જો તાત્ ! આ તાતની,
ધાત્રીનું પટ ભેદતા ક્રમથકી, લાલાશ બાલાર્કની !!
જે જોયું નજરે ઘડી દ્વય થયે, "જોયું" ન "જોયું" થયું !!
શૃષ્ટીના નિયમો વિચાર કરતાં, સ્થાઈ કંઈ ના રહ્યું. ૧

જૂઓ ! આકર સાફસૂફ કરતો, બાલાર્ક આકાશને !!
રૂપેરી નભને કરે અવરથી, ઉત્સાહથી આ સમે;
સૂવર્ણિ રચનાજ ચિંત્રપટની, ક્ષિતિ પરે પાથરી,
રંગેરંગ નવા વળિ બદલતો, વિદ્યુત પેરે હરી !!! ૨

કાઢયું દૂર પ્રહાર સખ્ત કરીને, તિમિરને વેગળું.
કીધાં મૂક્ત તમામ પ્રાણીભયથી, લાગી ન વેળા અણું;
કાન્તિ તેની મપાય કેમ કરીને, નાહ્યોજ સોનારસે,
નેત્રોથી નહિ તેજ એજ કહિએ, જોવાય એકી ટસે. ૩

આનંદે ઉભરાય છે જગત આ ત્રાતાગણી તેહને,
લીલાલેર થઇ રહી પૃથવિમાં વંદે છ સૌ એહને;
જૂઓ ! આ વિટપે પડયાં કિરણ તે, રંગી રહ્યાં પત્રને,
તે નીચે કિરણાલ ગેલ કરતાં, ધારી રહ્યાં છત્રને. ૪

ઈંદુનાં નયને ઝરેલ જલ તો, મોતી અમૂલાં સમાં—
જાણી સારસ દ્વંદ્ મંદ ડગલે આવે ધરવાં તે સમાં !!!
પેલું કીર્ણ પડયું પડયું જલ વિશે, પ્રૂલ્લવ કુમૂદને;
તે દેખી મૃગ બાલ ફાલ ભરતાં આવ્યાં જુવો ! આ કને. ૫

## વસંતતિલકા.

સૌંદર્યતા નિરખતા વધતા અગાડી,
ઝીણો ઝિણો પવનમંદ સુગંધ સારી;
તૂરંગ વેગ જલ રેલ સમાન ચાલે,
કૂજીત સૂર મધુરે દિલડું હુલાસે, ૧

પક્ષિ તણા કીલકિલાટ દિશા દિશાથી,
આવે સમા કંઈક ગ્રામ્ય તણા પ્રવાસી;
એવે સમે પવનસૂતનું ધામ જ્યાંહી,
વિશ્રાંત સ્થાન નિરખી નૃપ જાય ત્યાંહી. ૨

સાષ્ટાંગ અંજનિ કુમાર પદે અડીને,
પાન્થે સમેત તરલે પૃથિવી પડીને;
બાલાર્ક ત્યાં રથ ચડી નિજ અશ્વ જોડી;
આકાશ માર્ગ પળવા નિજસ્થાન છોડી. ૩

બાલાર્ક અશ્વરથમાં નૃપ અશ્વ પીઠે,
પાન્થે નિહાળી રચના હૃદયે રમી છે;
પ્રેમીજ પાન્થ સુખ સાથ હમેશ રહેવા,
પંથે પડ્યા નિજ સુપંથજ પાર લેવા. ૪

પાન્થ.

## । संसारमां स्त्रीनी पदवी ।

( મળેલું. )

શિખરિણી.

સુષુપ્તિમાં માયા ઉર ધરી અભિન્ના શિવસુતા,
હતું ત્યારે શુન્ય શિવમય ઉમા એક ફીસતા;
"बहुस्यामिसोऽहम्" સ્ફુરણથકી સરી બીજ મુદીતા,
મહામાયા ઉભી જગત રચવામાં પ્રફુલીતા. ૧

બન્યું નારી રૂપ, અલગ, હય, તે એક રૂપથી,
રચી જેણે માયા, બહુ બહુ ભુલ્યા મોહમદથી;
સ્ત્રિઓનું પ્રાબલ્ય, અવિરલ દીસે વિશ્વ પટમાં,
દીસે માયાસત્વ, સગુણ વિકસ્યું શું યુવતિમાં. ૨

વિના નારી કોઈ "પુરૂષ સુખ પામ્યો" નહીં કહે,
વિના નારી કોઈ પુરણ વિધિ ધર્મે નહીં બને;
મળે સાથી જેમ વિકટ વનમાં પાન્થ જનને,
ભવારણ્યે નારી, બહુ બહુજ વિશ્રાન્તિ જનને. ૩

ગ્રહસ્થોને ઘેરે, યુવતિ કદી જો દુઃખ ધરશે,
કદી નિઃશ્વાસોથી, હૃદયપટ અશ્રુથી ભરશે;
નકી તે લોકોથી, ત્રિભુવનપતિ કોપ કરશે.
નકી તેનું ભાગ્ય, દિન દિન પ્રતિ હીણુ બનશે. ૪

દ્વિધા માયારૂપે, સુશિલ સતિ દૈવી પ્રણયદા;
કુછંદી દુર્ભાવી, યુવતિ બહુ આસુરી દુઃખદા.
અનાદી આ રૂપો, મનુજ સહ સંસાર પથમાં,
ઘડી હર્ષાવે ને, ઘડી વળી રડાવે તિમિરમાં. ૫

ગૃહી દૈવીભાવ, પ્રણય ધરી દૈવી પ્રકૃતીનો,
હઠાવે આસુરી, સમજ દઈ રૂડી મનુજ જો;
પ્રભુ પાસે જાવા, મનુતનય તો યોગ્ય બનતો,
નહીં તો સંસારે રખડી રખડી પીંડ પડતો. ૬

સ્ત્રિઓમાં સદ્ભાવ, પતિ પ્રણયથી ઉત્પન થતો,
પતિની નીતીથી, કુટિલ કુલટા દોષ શમતો;
પતિની યુક્તિથી, વિશુધ મતિ થાતી યુવતિની,
તજી માયા મોહ, શિવમય થતી અધ સ્વરૂપી. ૭

અને દૈવીબાળા, વરવિનીતતા મૂર્તિ વિમળા;
પતિને પૂજે છે, બહુ બહુ ધરી પ્રેમ મનમાં.
પતિ ને પોતાનું સ્વરૂપ નહીં જુદું ઉર ધરે;
સુખો તે પામે છે, નહીં લવ ગણે સ્વર્ગ સુખને. ૮

થશે ઘાડું જ્યારે, સ્વરૂપ નરનારીનું જગમાં;
થશે જ્યારે પ્રેમ, મલીન મમતાઓ મટી જતાં.
થશે ત્યારે તેને, અખુટ સુખનું દર્શન ખરૂં;
સ્રીઓ છે સંસારે નર-સ્વરૂપ જુદું વિલસતું. ૯

ભાઇશંકર કુબેરજી શુકલ.

---

# ॥ मारा गुरुदेव ॥

( અનુસંધાન પૂર્વોકથી. )

આ ભાવના બાળકની રગેરગમાં પસરી રહી અને તેનું સમગ્ર જીવન તન્મય બની ગયું. દિવસે દિવસે તેણે રડવા માંડયું અને કહેવા લાગ્યોઃ-" હે માજી ? તું છે; એ શું સાચી વાત છે, અથવા એ સર્વ માત્ર કાવ્યકલ્પનાજ હશે. ! શું સુખદાતા માજી ! એ કવિઓ અને અવળે માર્ગે દોરાયલા લોકની માત્ર કલ્પનાજ હશે. અથવા શું આવી એકાદ સત્ય વાત હશે ? " આપણે જોયું કે પુસ્તકોનો, શબ્દના આપણા અર્થ પ્રમાણે કેલવણીનો આમને બીલકુલ લાભ મળ્યો નહોતો, અને તે પ્રમાણમાં આમનું મન અત્યંત સ્વાભાવિક હતું, ઘણું જ બલવાન હતું, અન્યના વિચારોથી સ્પર્શ થયા વિનાના આમના વિચારો મગજ શુદ્ધ હતા. એમના મનમાં ઉપર તરતો આ વિચાર દિને દિને પ્રાબલ્યમાં એટલો બધો વધી પડયો કે તેઓ અન્ય કંઇનો વિચારપણ કરી શકતા નહિ. તેઓ યોગ્ય રીતે પૂજાવિધિ ચલાવી શકતા નહોતા, અનેક આચારોને ઝીણી ઝીણી વિગતો પૂર્વક પાળી શકતા નહોતા. વારંવાર તેઓ મૂર્તિને નૈવેદ્ય ધરાવવાનું ભૂલી જતા, કોઇ કોઇ વાર તેઓ આરતિ ઉતારવાનું ભૂલી જતા, ઘણીવાર તેઓ આખો દિવસ આરતિ ઉતાર્યાં કરતા અને અન્ય સર્વ બાબતો ભૂલી જતા. આખરે મંદિરની સેવાનું કાર્ય તેમને માટે અસંભવિત થઇ પડયું. તેમણે સેવાનો ત્યાગ કર્યો, નજીકના જંગલમાં ગયા અને ત્યાં વાસ કર્યો. તેમના જીવનના આ વિભાગ વિષે તેમણે મને વારંવાર કહ્યું છે કે, સૂર્ય ક્યારે ઉગ્યો અથવા આથમ્યો, પોતે કેવી રીતે જીવન ગાળતા હતા એ તેઓ બીલકુલ કહી શકે એમ નથી. પોતાની જાત વિશેનો સમગ્ર વિચાર તેઓ ગુમાવી બેઠા. ખાવાનું પણ વિસારે પડયું. આ અરસામાં તેમનું એક સંબંધિ તેમની પ્રેમપૂર્વક સંભાળ રાખતું હતું; તે તેમના મુખમાં અન્નગ્રાસ મૂકતું અને તેઓ યંત્રવત ગળી જતા.

આ બાળકની અનેક દિનરાત્રીઓ આ પ્રમાણે પસાર થવા લાગી. જ્યારે એક આખો દિવસ પસાર થતો, સંધ્યા સમયે મંદીરના ઘંટનાદ જંગલમાં પહોંચતા, સ્તુતિ ગાતુતા પુરૂષોના અવાજો અને ગીતના પ્રતિધ્વનિઓ સંભળાતા ત્યારે આ સેવેશી આ બાળક અત્યંત શોકાતુર થતો અને રડતો રડતો બોલી ઉઠતોઃ—"હે માજી ! એક દિવસ તો નકામો ચાલ્યો ગયો પરંતુ તું આવતી નથી, દર્શન દેતી નથી. આ ટુંકી જીંદગીનો એક દિવસ વહી ગયો પરંતુ હજુ સત્યવાત મારા સમજવામાં આવી નહિ. " આવી તીવ્ર વેદનામાં ભૂમિ ઉપર આળોટતો ધુળમાં મુખ ઘાલીને રડતો.

માનવહૃદયમાં પ્રવેશ પામતી આ દારૂણ જીજ્ઞાસા છે, આમણ ઉપર આ માણસે જ મને કહ્યુંઃ-" ધારો એમ ધાર કે, એક કોટડીમાં સુવર્ણ ભરેલી પેટી પડી છે, અને તેની જોડેની જ કોટડીમાં એક ચોરનો વાસો છે, તો શું તે કદાપિ ઉંઘી શકશે ? તેનાથી બીલકુલ નિદ્રા વશ થઇ શકાશે નહિ. એ કોટડીમાં શી રીતે જવાય, સુવર્ણ શી

રીતે ઉઠાવી લેવાય, એવા વિચારોજ હમેશાં તેના મનમાં ઘોળાયાં કરશે. ત્યારે શું તારૂં એમ ધારવું છે કે, આ સર્વ પ્રકારના ઇન્દ્રિયસંસ્કારો, બાહ્યઅનુભવોની પાર અમુક કંઇક યથાર્થતા છે, એક ઇશ્વર છે, એક અમર ઇશ્વર છે, સર્વ પ્રકારના અનહદ આનંદના સાગર સમાન એક છે, આ આનંદની સરખામણીમાં ઇન્દ્રિયસુખોપભોગના આનંદો માત્ર રમતની પુત્તલિકાઓ સમાન છે, આવી દૃઢ શ્રદ્ધાવાળો એક મનુષ્ય આ સર્વ મેળવવાનો, અનુભવવાનો પ્રયત્ન કર્યા વિના સંતોષ ગ્રહી શકશે ? એક ક્ષણ માત્ર પણ તે પોતાના પ્રયત્નમાંથી વિરામશે ? કોઈ પણ પ્રકારે નહિ જ. તે આવા પ્રકારની તૃષ્ણામાં ને તૃષ્ણામાં જ ગાંડો બની જશે." આ બાલક આવા પ્રકારની દિવ્ય ઘેલછાનું ભોગયઈ પડયું. આ સમયે આ બાલકનો કોઈ ગુરુ ન હતો. તેને કોઈ કંઈ કહેનાર પણ ન હતું: માત્ર એટલું જ કહેનારા મળી આવતા કે સર્વે તેને ગાંડો થઇ ગયેલો ધારતા હતા. વર્તમાન ઝમાનાની આવી સામાન્ય દશા છે. જો એકાદ મનુષ્ય દુનિયાની દૈનિક બાબતોનો ત્યાગ કરે છે તો તેને ગાંડો કહીને લોકોને આપણે બોલતાં સાંભળીએ છીએ, પરંતુ આવા પ્રકારનાં મનુષ્યો તો દુનિયાનાં ઉત્તમોત્તમ દૃષ્ટાંતો પૂરાં પાડે છે. આવા પ્રકારની ગાંડછામાંથી જ આપણી આ દુનિયાને ગતિમતિ કરતાર શક્તિયોનો જન્મ થયો છે; આવા પ્રકારની ઘેલછામાંથી જ હવે પછી થવાની ભાવિની શક્તિયોનો જન્મ થવાનો છે. સત્ય શોધનના સતત અભ્યાસમાં આ જીવાત્માનાં આ પ્રમાણે દિનો, અઠવાડીયાં, માસો, પસાર થવા લાગ્યા. બાળકને આંતરસૃષ્ટિની ખુબીઓ જણાવાનો પ્રારંભ થયો, અદ્‌ભૂત ચમત્કારો જોવા લાગ્યો, પોતાની પ્રકૃતિનાં રહસ્યો તેના સમક્ષ ખુલ્લાં થવા માંડયાં. જાણે કે પડદા પછી પડદા ખસી જતા હોય એમ થયું. સાક્ષાત માજી પોતે જ ગુરૂ બન્યાં અને બાલક જે જે સત્યો શોધતો હતો તેની દીક્ષા આપી. આ અરસામાં આ સ્થલે એક સ્ત્રી આવી ચઢી, જેનું સૌંદર્ય જોતાં ઝંખવાઇ જવાય એવું હતું. જેની વિદ્વત્તાની જોડી મળવી મૂશ્કિલ હતી. આગળ ઉપર આ મહાત્મા આ બાઇ વિશે કહેતા કે, તે વિદ્વાન નહોતી, પરંતુ સાક્ષાત વિદ્યાવતાર હતી. માનવ સ્વરૂપમાં સાક્ષાત સરસ્વતિ જ હતી. આમાં પણ તમારી નજર સમીપ હિંદી પ્રજાનું એક ખાસ લક્ષણ તરી આવશે. ઘણી હિંદુ સ્ત્રીઓ જે અજ્ઞાનતા મધ્યમાં વિચરે છે તે જોતાં, પાશ્ચાત્યદેશોમાં જેને સ્વાતંત્ર્યની ખામીરૂપે ગણવામાં આવે છે તેના મધ્યમાં હોવા છતાં પણ આવી ઉત્કૃષ્ટ આધ્યાત્મિકતાવાળી આવી એક અબલા ઉત્પન્ન થઇ શકે છે. તે એક સન્યાસિની હતી, કારણ કે સ્ત્રીઓ પણ દુનિયાનો ત્યાગ કરે છે, માલમત્તા ફેંકી દે છે, લગ્ન સંબંધમાં જોડાતી નથી, પરમાત્માની સેવામાં પોતાની જાતને અર્પણ કરી દે છે. આ બાઇ આવી પહોંચી, અને જંગલમાંના બાલક વિશે સાંભળવામાં આવતાં, તેને જોવા જવા તૈયાર થઇ. આ યોગીએ તેનું દુઃખ તર્ત પારખી કાઢયું, અને કહ્યું, " હે પુત્ર ! આવા પ્રકારની ઘેલછાનો અનુભવ કરનાર પુરૂષનાં અહો ભાગ્ય છે. આ સમગ્ર વિશ્વ ગાંડું થયું છે; કેટલાક વિત્ત માટે, કેટલાક સુખ માટે, કેટલાક આનંદ માટે, કેટલાક કીર્તિ માટે, કેટલાક આવાં અન્ય હજારોનાં માટે ઘેલાની પેઠે ભટકયાં કરે છે. પરમાત્મા પાછળ ગાંડો થઇ જનાર પુરૂષનું મહા ભાગ્ય છે. આવા પુરૂષો માત્ર ખરા ગાંડા જ હોય છે. " આ યોગિની બાલક પાસે ઘણાં વર્ષ રહી, હિંદના ધાર્મિક સ્વરૂપોનો ઉપદેશ કર્યો. યોગિનીએ

વિવિધ પ્રક્રિયાઓની તેને દીક્ષા આપી અને આવા આધ્યાત્મિકતાના ભયંકર પ્રવાહને નિયમોને એકતાલમાં આણ્યો.

આગળ ઉપર આ જંગલમાં એક ભિક્ષુક સંન્યાસિનું આવવું થયું: તે એક વિદ્વાન્ પુરૂષ હતા. તત્વવેત્તા હતા. તે એક વિલક્ષણ પ્રકારના પુરૂષ હતા, એક ભાવનાવાદી હતા. આ દુનિયા ખરેખરી હયાતીમાં છે. એમ તેમનું માનવું નહોતું; આ વાતને સિદ્ધ કરવા માટે તેઓ કદાપિ છાપરા નીચે જતા નહોતા. તાઢતડકા તે તોફાનમાં સમાન રીતે તેઓ હંમેશાં બહારજ રહેતા. આ યોગિએ બાલકને વેદાન્ત તત્વશાસ્ત્રનો ઉપદેશ આપવા માંડયો, પરંતુ તેમને નવાઈ પમાડે એવી રીતે તુર્તજ માલુમ પડયું કે, કેટલીક બાબતોમાં તે શિષ્ય ગુરૂના કરતાં ઘણોજ વધારે જ્ઞાનવાળો હતો. આ મહાત્મા બાળક પાસે ઘણા માસ રહ્યા, પછીથી આ બાળકને સંન્યાસ દીક્ષા આપી પોતાને માર્ગે ચાલતા થયા.

આ બાલકનાં સંબંધિઓને લાગ્યું કે, જો તેને લગ્ન સંબંધમાં જોડવામાં આવે તો તેની ઘેલછા ઓછી થાય. ઘણીવાર હિંદમાં યુવાન બાળકોને તેમનાં માતપીતા તથા સબંધિઓ તેમની મરજી જાણ્યા વીનાજ પરણાવી દે છે. આ બાલકને પણ ૧૮ વર્ષની ઉમ્મરે એક પાંચ વર્ષની બાળા સાથે પરણાવ્યો હતો. અલબત આવા એક લગ્નને માત્ર વિવાહરૂપે ગણી શકાય. યથાર્થ લગ્ન તો પત્ની ઉમ્મરે આવતાં, રૂઢી મુજબ પતિ જ્યારે તેને નિજ ગૃહમાં તેડી લાવે છે ત્યારે થાય છે. પરંતુ આ બાલકના સંબંધમાં તો, પોતાને પત્ની છે, એ વાતજ સ્મરણ બહાર ચાલી ગઈ હતી. ખૂણાખોચરાના ગામડામાં આ બાલાના સાંભળવામાં આવ્યું હતું કે તેનો પતિ એક ધાર્મિકજનુની બની ગયો છે તથા ઘણા લોકો તો તેને ગાંડોજ ધારે છે, આ બાબતનો પોતાની જાતે નિર્ણય કરવાનો નિશ્ચય કરીને તે પોતાના ગામથી નિકળી જે સ્થાનમાં પતિ હતો ત્યાં આવી પહોંચી. આખરે તે પોતાના પતિ સમિપ હાજર થતાં તેણે પોતાના જીવનમાં તેના હકનો સ્વીકાર કર્યો; જો કે હિંદમાં ગમે તે સ્ત્રી અથવા પુરૂષ ધાર્મિક જીવનનો અંગિકાર કરતાં, અન્ય સર્વ પ્રકારનાં કર્તવ્યોમાંથી છુટાં થાય છે. આ યુવાન પુરૂષ પોતાની પત્નીના પાદમાં પડયો અને બોલ્યો. "હું તો દરેક સ્ત્રીને માજી રૂપે જોવાનું શિખ્યો છું, પરંતુ તારી સેવામાં હાજર છું."

આ બાલા પવિત્ર ઉચ્ચઆશ વાળી હતી, પોતાના પતિની જીજ્ઞાસા સમજી શકતી હતી તથા તે પ્રતિ સદ્ભાવ દર્શાવતી હતી. તેણે તુર્તજ જણાવી દીધું કે તેને દુનિયાદારીમાં ઘસડી પાડવાની તેની બીલકુલ મરજી નથી, પરંતુ તેના નજીકમાં વસવું, તેની સેવા કરવી તથા તેના વિશે વધારે વધારે જાણવું, એજ માત્ર તેની ઇચ્છા હતી. હમેશાં તેને એક દિવ્ય પુરૂષ સમાન ગણીને પુજતી તેની તે પરમ ભક્ત શિષ્ય બની રહી. આ પ્રમાણે પોતાની પત્નીની અનુજ્ઞા મળવાથી આ પ્રકારનું અંતિમ બંધન દૂર થયું. તથા પોતાનું પસંદ કરેલું જીવન ગાળવામાં તે સ્વતંત્ર બન્યા.

આ પછી આ મનુષ્યના હૃદયમાં વિવિધ ધર્મોનું સત્ય જાણવાની જીજ્ઞાસાનો ઉદય થયો. અત્યાર સુધી તેઓ પોતાના વિના અન્ય ધર્મ વિશે કંઈ પણ જાણતા નહોતા.

અન્ય ધર્મો શાના જેવા હશે, એ સમજવાની તેમને જીજ્ઞાસા થઈ. તેથી તેમણે અન્ય ધર્મના આચાર્યોને શોધવા માંડયા. આચાર્યો, ઉપદેશકો, એ શબ્દથી અમે હિંદમાં શું સૂચવવા માગીએ છીએ, એ તમારે હમેશાં લક્ષમાં રાખવાનું કે–અમે શાસ્ત્ર ગ્રંથોના બુદ્ધિ વિલાસોમાં મહાલતા એક પુરૂષને સૂચવવા માગતા નથી, પરંતુ સત્યનો અપરોક્ષ સ્વાનુભવ મેળવનાર પુરૂષને સૂચવવા માગીએ છીએ; શતકોનાં શતકો પછી અનુભવ મેળવનાર પુરૂષનો આમાં સમાવેશ થઈ શકતો નથી. તેમને એક મહમદ ધર્મના મહાત્મા મળ્યા અને તેમની સાથે નિવાસ કરવા ને ગયા, તેણે દર્શાવેલો આચાર વિધિયો પાળી અને નવાઈ ભરેલી રીતે તેમને માલુમ પડયું કે, ભક્તિમાર્ગના આચારો શ્રદ્ધાપૂર્વક પળાતાં પોતે જે હેતુ પ્રથમ પ્રાપ્ત કર્યો હતો તેનો તેજ પુનઃપ્રાપ્ત થયો. જીસસક્રાઇસ્ટના સત્ય ધર્મને અનુસરવામાં પણ તેમને સરખોજ અનુભવ મળ્યો.

આપણા દેશમાં અસ્તિત્વ ધરાવતા અનેક મત પંથ સંપ્રદાયોમાંના જે પ્રાપ્ત થઇ શકે તેમાં તેઓ દાખલ થયા, તથા તેઓ જેજે વાત હાથમાં લેતા તેને પોતાના હૃદયની સમગ્ર સંપૂર્ણતા પૂર્વક પાર પાડતા તેમને જેમ કહેવામાં આવતું તદનુસાર તેઓ બરોબર વર્તતા તથા દરેક દ્રષ્ટાંતમાં એક સરખુજ પરિણામ પામતા. આ પ્રમાણે સાક્ષાત અનુભવથી તેમના સમજવામાં આવ્યું કે, દરેક ધર્મ તેની તેજ બાબતનો ઉપદેશ કરે છેઃ વિરોધનો વિશાલતાથી વિધિમાં સમાવેશ થાય છે, અને તે પણ ભાષામાં, વાણીમાં વિશેષ આગળ તરી આવે છે. કેન્દ્રમાં તો સર્વ મતપંથસંપ્રદાયસમાજો, સર્વધર્મોનો એકજ ઉદ્દેશ હોય છે.

પછીથી વળી આમનામાં એવી માન્યતાનો ઉદય થયો કે, સંપૂર્ણ થવા માટે જાતિભેદનો ગંધ પણ દૂર થવો જોઈએ, જીવાત્માને કોઇ પ્રકારની જાતિ નથી, સ્ત્રી અથવા પુરૂષ જાતિ ઉભયમાંનો એકે તે નથી. માત્ર શરીરમાંજ જાતિનું અસ્તિત્વ છે, આત્માનુભવ પામવાની ઇચ્છાવાળો પુરૂષ સાથે સાથેજ જાતિભેદની ભાવના રાખી શકતો નથી. પુરૂષ જાતિના દેહમાં જન્મ થવાને લીધે, આમને દરેક બાબતમાં સ્ત્રી જાતિની ભાવના ભાવવાની જીજ્ઞાસા થઈ આવી. તેમણે પોતે એક સ્ત્રી છે, એમ ધારવા માંડયું, તેમણે સ્ત્રી સમાન વસ્ત્રો ધારણ કરવા માંડયાં, એક સ્ત્રીની પેઠે બોલવા માંડયુ, પુરૂષ ધર્મનો ત્યાગ કર્યો, પોતાના કુટુમ્બની સ્ત્રીઓ જોડે રહેવા માંડયું, આવા અભ્યાસમાં અનેક વર્ષોથી ત્યાં તેમનું મન બદલાઇ ગયું અને જાતિની ભાવનાને તદન વીસરી ગયા ત્યાં સુધી આ પ્રમાણે વર્ત્યા; આ સંબંધિનો તેમનો સમગ્ર વિચાર બદલાયો અને જીવનનું સમગ્ર દૃષ્ટિબિંદુ પણ બદલાઇ ગયું.

પશ્ચિમમાં આપણે સ્ત્રીઓને પૂજવા વિશે સાંભળીએ છીએ, પરંતુ આમ વર્તવામાં આવે છે તે ઘણું કરીને તેના યૌવન તથા સૌંદર્ય માટે હોય છે. આ મનુષ્યને મન સ્ત્રીને પૂજવાનો અર્થ એટલોજ હતો કે તેને મન તો દરેક સ્ત્રીનું મુખારવિંદ શાંતિદાતા માતા સમાન હતું, આ વિના તેમનામાં આ વિશે અન્ય ભાવના નહોતી. સમાજ સ્વીકાર પણ ના કરે એવી સ્ત્રીઓ સમીપ ઉભો રહેતો તથા અશ્રુપૂરથી ન્હવાઇ ગયલો તેમના પાદમાં પડતો

આ પ્રમાણે બોલતો, આ પુરૂષને મેં મારી જાતે જોયો છે:—" હે માજી ! માર્ગમાં તારૂં એક સ્વરૂપ જોવામાં આવે છે, તારા અન્ય સ્વરૂપમાં તું સમગ્ર વિશ્વ છે. હે માજી ! હું તમને પ્રણામ કરૂં છું." સર્વે પ્રકારના વિષયગંધથી દૂર પળેલા જીવનના સુખની કલ્પના કરો; આમ થતાં દરેક સ્ત્રીનું મુખારવિંદ બદલાઈ જાય છે અને દરેક સ્ત્રી આટલા બધા પ્રેમ અને પૂજ્યતાપૂર્વક જોનાર પુરૂષના ઉપર માત્ર માનવ જાતની રક્ષક, શુભંકર, દિવ્ય માજીનું મુખારવિંદ પ્રકાશી રહે છે. અમારે જે જોઈએ છીએ તે આટલુંજ છે. શું તમારૂં એમ ધારવું છે કે દરેક સ્ત્રીના અંતરમાં રહેલી દિવ્યતાને કદાપિ છેતરી શકાશે ? એમ કદાપિ થયું એ નથી અને થવાનુંએ નથી. ભાનવિના પણ તે સ્વતઃ સિદ્ધ થયાં જાય છે. ચુક વિના તે દગલબાજીને શોધી કાઢે છે, ઢોંગને ખુલ્લો પાડે છે, સત્યની ઉષ્માને, અધ્યાત્મવિદ્યાના પ્રકાશને, શુદ્ધિની પવિત્રતાને તે જરા પણ ભૂલ વિના અનુભવે છે. જો ખરેખરી આધ્યાત્મિકતાનો અનુભવ કરવો હોય તો આવા પ્રકારની શુદ્ધિની અત્યંત આવશ્યકતા છે.

આવા પ્રકારની અડગ, નિષ્કલંક પવિત્રતાનો આ પુરૂષના જીવનમાં ઉદય થયો. આપણે આપણા દરરોજનાં જીવનોમાં કરવી પડતી માથાફોડ તેમને માટે વિદૂર પળી હતી. પોતાનું પોણાભાગનું જીવન ગાળીને મહા મહેનતે મેળવેલાં આધ્યાત્મિક વિદ્યાનાં રત્નો હવે માનવજાતને આપવા યોગ્ય બન્યાં હતાં અને આ પછીજ તેમને ધર્મપ્રચારનો પ્રારંભ થયો. તેમના ઉપદેશ અને બોધવચનો અસાધારણ હતાં, તેઓ કદાપિ ઉપદેશકની 'ગુરૂની, પદવી ધારણ કરતા નહિ અમારા દેશમાં એક ગુરૂને અત્યંત શ્રેષ્ઠ પૂજ્ય પુરૂષ રૂપે ગણવામાં આવે છે, સાક્ષાત ઈશ્વર તરીકે માનવામાં આવે છે અમારા માત પિતા માટે અમને આટલું બધું માન હોતું નથી. માતાપિતાતો આપણને આપણું દેહ પૂરા પાડે છે પરંતુ ગુરૂતો મોક્ષનો માર્ગ દર્શાવે છે. અમે તેમનાં બાલકો છીયે, ગુરૂના આધ્યાત્મિક વંશમાં જન્મ્યા છીએ. એક અસાધારણ ગુરૂનું સર્વે હિંદુઓ વંદન કરવા આવે છે, તેની આસપાસ વીંટાઇ વળે છે. આ પુરૂષનામાં આવા પ્રકારનો એક ગુરૂ મળી આવતો હતો, પરંતુ પોતે પૂજવા યોગ્ય છે કે નહિ તેનું ગુરૂને બીલકુલ ભાન નહતું, પોતે એક મહાન ઉપદેશક, ગુરૂ છે, એવો જરા વિચાર પણ નહોતો, પોતે નહિ પરંતુ માજીજ સર્વ કરે છે, એમ તેમનું માનવું હતું. તેઓ હમેશાં કહેતાઃ—" જો મારાથી કંઇ સારૂં બોલાતું હોય તો તે બોલનાર માજીજ છે; બાકી મારે તે સાથે શી લેવા દેવા છે? પોતાના કાર્ય વિશેનો તેમનો આ એક વિચાર હતો તથા પોતાના મરણદિનપર્યંત તેમણે તેનો કદાપિ ત્યાગ કર્યો નહોતો. એમનો એવો સિદ્ધાન્ત હતો કે પ્રથમ ચારિત્રનું યથાર્થ બંધારણ કરો, પ્રથમ આધ્યાત્મિકતા મેળવો અને પરિણામો (ફળો) સ્વતઃ આવી રહેશે. તેમનું માનીતું દૃષ્ટાંત આ હતુંઃ—" જ્યારે કમલ ખીલે છે ત્યારે મધ શોધતી મક્ષિકાઓ સ્વતઃજ આવે છે, તેમ તમારા ચારિત્ર કમલને સંપૂર્ણ ખીલવાવો અને પરિણામો સ્વતઃ આવશે," આમાંથી મહાન્ ઉપદેશ શિખવાનો છે. મારા ગુરૂ એ આ ઉપદેશ મને હજારોવાર શિખવ્યો પરંતુ હું તેને વારંવાર ભુલી જાઉં છું. ઘણાજ થોડા વિચારની શક્તિને સમજી શકે છે. જો એકાદ મનુષ્ય એક ગુફામાં જાય, પોતાની જાતે તેમાં પૂરાઇ રહે, અને એકાદ

મહાન વિચારની ભાવના કરતો કરતો મરી જાય તો તે વિચાર શુદ્ધાની વજ્ર સમાન ભીંતો ને ભેદીને બહાર નિકળશે, અવકાશમાં તેની ધ્રુજારીઓ પથરાઈ જશે તથા આખરે સમગ્ર માનવજાતમાં પસરી રહેશે. વિચારની શક્તિ આવી છે; તેટલા માટે તમારા વિચારો અન્યને આપવાની જરા પણ દોડાદોડી કરશો નહિ. પ્રથમ તો કંઇક આપવા જેવું મેળવો જેને કંઇક આપવા જેવું હોય છે તેજ માત્ર ઉપદેશ આપે છે. કારણ કે વાતચીત કરવામાં ઉપદેશનો સમાવેશ થતો નથી, પરંતુ તે તો પ્રદાન આપવા સમાન છે. મારા તમને એક પુષ્પ આપવાના જેટલીજ યથાર્થતાથી આધ્યાત્મિકતાનું પ્રદાન થઇ શકે છે. અત્યંત અક્ષરશઃ અર્થમાં પણ આ બાબત સત્ય છે. હિંદમાં આ વિચાર અત્યંત પ્રાચીન છે તથા પશ્ચિમ માં ઇશ્વરીદૂત સંબધી પરંપરાના વાદની માન્યતાને તે મળતો આવે છે. તેટલા માટે સર્વથી પ્રથમ ચારિત્રનું બંધારણ બરોબર રીતે બાંધો—તમારાથી બની શકે એવું આજ અતિ શ્રેષ્ઠ કર્તવ્ય છે. તમે તમારી જાત માટે સત્યને જાણો, અનુભવો, અને તમારા ઉપદેશ આપવા યોગ્ય અનેક પુરૂષો પછીથી મળી રહેશે, એ બધાએ આવશે. મારા ગુરૂદેવનું વલન આવા પ્રકારનું હતું—તેઓ કોઇના માટે ટીકા કરતા નહિ.

આ પુરૂષ પાસે હું અનેક વર્ષ રહ્યો, પરંતુ કોઇ પણ મતપથસંપ્રદાયસમાજ માટે નિન્દાનો એક શબ્દ પણ મારા સાંભળવામાં આવ્યો નથી. એ સર્વ માટે તેમનો સમાન સદ્ભાવ હતો; તેમના મધ્યમાં વર્તતા એકતાસત્વને, ઐક્યને તેમણે શોધી કાઢયું હતું. અમુક મનુષ્ય, બુદ્ધિના વલનવાળો હોય અથવા ભક્તિ માર્ગના વલનવાળો હોય અથવા રહસ્યની જીજ્ઞાસા વાળો હોય અથવા પ્રવૃત્તિના વલનવાળો હોય, અને આવાં એક અથવા અન્ય વલનોને દર્શાવવા માટે વિવિધ ધર્મો છે. તથાપિ આ ચારે પ્રકાર એક મનુષ્યનામાં મિશ્રિત થવા સંભવીત છે અને ભાવિની માનવજાત જે કરવાની છે તે આ છે. તેઓ કોઇનો તિરસ્કાર કરતા નહિ પરંતુ સર્વમાંથી શુભને શોધતા.

આ અદ્ભૂત પુરૂષને જોવાને, જ્ઞાનથી ઉભરાઈ જતો તથા બલવાન શબ્દેશબ્દવાળી સાદી ગામડી ભાષામાં તેને બોલતો સાંભળવાને હજારો લોકો આવતા કારણ કે શું બોલ વામાં આવે છે તેનો કંઈ હિસાબ નથી, તે કઇ ભાષામાં બોલવામાં આવે છે તેનો તેથી થોડો પણ હિસાબ નથી, પરંતુ તે જેને કહે છે તેમાં વસતિ બોલનારની વ્યક્તિનું વજન દાર ગણાય છે. આપણા દરેકને આ વાતનો કોઇ કોઇવાર અનુભવ થાય છે. આપણ ઉત્તમોત્તમ છટાદાર વ્યાખ્યાનો સાંભળીએ છીએ, અદ્ભૂત રીતે વિચારી કાઢેલાં ભાષણો સાંભળીએ છીએ પરંતુ ઘેર જઇએ છીએ અને સર્વ ભુલી જઇએ છીએ. કોઇ કોઇવાર સાદામાં સાદી ભાષામાં થોડાજ શબ્દો સાંભળવામાં આવે છે અને તે સમગ્ર જીંદગીમાં આપણી બુદ્ધિમાં તરવરી રહે છે, આપણી જાતના અંગભૂત વિભાગ રૂપે થઇ પડે છે તથા ચિરસ્થાયી પરિણામો ઉપજાવે છે. પોતાની શક્તિને શબ્દોમાં અવતારનાર પુરૂષના વાકયો અસરકારક નિવડે છે, પરંતુ તેનું વ્યક્તિત્વ અત્યંત સમર્થ હોવું જોઈએ. સમગ્ર ઉપદેશ દેવા લેવા સમાન છે, ગુરૂ દેછે, શિષ્ય લેછે, પરંતુ ગુરૂનામાં કંઇક આપવાનું હોવું જોઇએ અને શિષ્યે ગ્રહણ કરવા માટે તૈયાર થવું જોઇએ.

આ પુરૂષ હિંદની રાજધાની કલકત્તા પાસે રહેવા ગયા; અમારા દેશનું આ અગત્યનું યુનિવર્સિટી વાળું શહેર છે; આ વિશ્વવિદ્યાલયમાંથી દર વર્ષે હજારો નાસ્તિકો, જડવાદીઓ બહાર આવતા હતા; તથાપિ વિવિધ વિશ્વવિદ્યાલયોના મહાન્ પુરૂષો વારંવાર આવતા હતા અને તેમની પાસે શ્રવણ કરતા હતા આ પુરૂષ વિશે મારા સાંભળવામાં આવ્યું અને તેમના પાસે શ્રવણ કરવા માટે ગયો. તેઓ એક સામાન્ય મનુષ્યના જેવા દેખાતા હતા, તેમની આસપાસ કંઇપણ આકર્ષક ન હતું. તેઓ ઘણી સાદામાં સાદી ભાષા વાપરતા હતા અને મને તો લાગ્યું કે, "શું આ મનુષ્ય એક મહાન ઉપદેશક હશે?" હું ખસતો ખસતો તેમની નજીક ગયો અને હું ઘણાં વર્ષથી અન્યને જે પ્રશ્ન પુછ પુછ કરતો હતો તે તેમને પુછ્યો "મહારાજ આપની ઇશ્વરમાં શ્રદ્ધા છે?" તેમણે ઉત્તર આપ્યો, "હા." 'મહારાજ આપ તે સાબિત કરી શકશો?' "હા." "કેવી રીતે?" 'કારણ કે હું તમને જેવી રીતે અહિંયાં બેઠેલા જોઉં છું તેવી જ રીતે હું તેને જોઉં છું, માત્ર આ કરતાં એક પ્રકારના વિશેષ બલવાન્ ભાવથી જોઉં છું.' આથી મને એકદમ અસર થઇ. પોતે ઇશ્વરને જોયો છે, ધર્મ એક યથાર્થ વાત છે, તેનો અનુભવ કરવાનો છે. આપણે દુનિયાનો અનુભવ કરીએ છીએ તેના કરતાં તેનો અસંત બલવાન રીતે અનુભવ કરવાનો છે, આવું હિંમત પૂર્વક કહેનાર પુરૂષ મને પ્રથમ વાર જ મળ્યો. મેં દિને દિને આ પુરૂષ પાસે આવવા માંડ્યું અને મારાથી યથાર્થ રીતે સમજાયું કે ધર્મ એ એક આપી શકાય એવી બાબત છે. એકજ સ્પર્શ, એક કૃપાકટાક્ષ, એક સમગ્ર જીવનને બદલી શકે છે. બુદ્ધ, ક્રાઇસ્ટ અને મહમદ વિશે મારા વાચવામાં આવ્યું હતું, પ્રાચીનકાલના આ વિવિધ મહંતો વિશે વિચાર્યું હતું; તેઓ કેવી રીતે ઉભા રહીને કહેતા, "તું સંપૂર્ણ થા" અને મનુષ્ય સંપૂર્ણ થતો, એ બાબતનું મનન કર્યું છે. હવે મને આ બાબત સત્ય હોય એમ માલુમ પડ્યું; આ પુરૂષને મારી જાતે જોતાંમાંજ મારી સર્વ પ્રકારની નાસ્તિકતા દૂર ખસી ગઈ. આમ થઈ શકે એમ છે; મારા ગુરૂદેવ વારંવાર કહેતા દુનિયાના અન્ય કોઈપણ પદાર્થ કરતાં વિશેષ સ્પષ્ટતાથી, વિશેષ યથાર્થતાથી ધર્મ એ દેઈ લેઈ શકાય એવી બાબત છે." માટે સર્વથી પ્રથમ તમારી જાતે આધ્યાત્મિક બનો; અન્યને આપવા જેવું કંઈક મેળવો પછીથી દુનિયાના સમક્ષ ખડા રહીને તે આપો. ધર્મ એ વાતચીત રૂપ નથી, સિદ્ધાંતો તેમજ વાદવિવાદો રૂપ નથી, તેમજ પંથ સંપ્રદાય સંબંધિ ઝનુન રૂપ નથી. મતપંથ સંપ્રદાયો અને સમાજોમાં ધર્મ રહી શકતો નથી. તે તો જીવાત્મા અને પરમાત્મા વચ્ચેના સંબંધ સમાન છે; તેનું એક મંડલ, પંથ, સંપ્રદાય અથવા સમાજ શી રીતે બનાવી શકાય? આમ થતાં તે એક પ્રકારના ધંધામાં અધોપતન પામે છે અને જ્યાં જ્યાં ધર્મમાં આવા ધંધાનાં અથવા વ્યાપારિક તત્વો દાખલ થાય છે ત્યાં આધ્યાત્મિકતા વિનાશ શરણ થાય છે. મંદિરો બંધાવવામાં, દેવલો ચણાવવામાં અથવા સર્વ જન સામાન્ય પૂજાવિધિમાં ભાગ લેવામાં ધર્મનો સમાવેશ થતો નથી. પુસ્તકોમાં તેમજ શબ્દોમાં, ભાષણોમાં તેમજ સમાજ મંડલ બંધારણોમાં ધર્મ શોધ્યો જડતો નથી. ધર્મનો તો સાક્ષાદનુભવમાં સમાવેશ થાય છે. એક સત્યવાતરૂપે આપણે એટલું જાણીએ છીએ કે, સસનો આપણો જાત અનુભવ થતો નથી ત્યાં સુધી કશાથી પણ સંતોષ મળતો નથી. આપણે ગમે તેટલા વાદવિવાદો, તકરારો કરીએ, આપણે ગમે તેટલું

સાંભળીએ, પરંતુ આપણને એક બાબતથીજ સંતોષ વળે છે, તે આપણા પોતાના સાક્ષાત અનુભવ રૂપ છે અને જો ફક્ત આપણે પ્રયત્ન પરાયણ થઇએ તો આવા પ્રકારનો અનુભવ આપણ સર્વથી થઈ શકે એમ છે. ધર્મનો અનુભવ મેળવવાના આવા પ્રકારના અભ્યાસની પ્રથમ ભાવના વિરાગની, ત્યાગની છે, આપણાથી બની શકે તેટલું આપણે આપી દેવું જોઇએ, ત્યાગવું જોઇએ. પ્રકાશ અને અંધકાર, દુનિયાનો સુખોપભોગ અને ઇશ્વર સંબંધિ આનંદાનુભવ, સાથે સાથે સંભવિ શકતા નથી. "તમારાથી પરમેશ્વર અને લક્ષ્મી ઉભયની સેવા થઈ શકે એમ નથી".

મારા ગુરૂદેવ પાસેથી મળેલો અને કદાચ અસંત ઉપયોગનો અન્ય વિચાર, દુનિયાના વિવિધ ધર્મો વિરોધિ નથી તેમજ વિદ્વેષી નથી, એવા નવાઈ ભરેલા સત્ય સંબંધિ છે; એક સનાતન ધર્મનાં તે સર્વે વિવિધ રૂપાંતરો છે. અનંત કાલ થયાં એક સનાતન ધર્મ અસ્તિત્વ ભોગવે છે તથા હમેશાં અસ્તિત્વ ધરાવશે, અને આ ધર્મ વિવિધ દેશોમાં અનેકવિધ પ્રકારે સ્વતઃ પ્રદર્શિત થાય છે. તેટલા માટે આપણે સર્વે ધર્મોને માન આપવાની જરૂર છે તથા આપણાથી બની શકે તેટલો એ સર્વેનો સ્વીકાર કરવા પ્રયત્ન પરાયણ થવાની જરૂર છે. જાતિ અને હવામાનાદિ દેશસ્થિતિ અનુસાર ધર્મો સ્વતઃ પ્રદર્શિત થતા જાય છે એટલું જ નહિ પરંતુ વ્યક્તિ વિષયક શક્તિ અનુસાર પણ આમ બને છે. એક મનુષ્યનામાં તીવ્ર પ્રવૃત્તિ રૂપે, કાર્ય રૂપે, ધર્મ સ્વતઃ પ્રદર્શિત થાય છે. અન્યનામાં તે તીવ્ર ભક્તિ રૂપે સ્વતઃ પ્રદર્શિત થાય છે એથી વળી બીજામાં રહસ્યવાદરૂપે પ્રતિત થાય છે કે વળી ત્રીજામાં તત્વશાસ્ત્ર રૂપે પ્રદર્શીત થાય છે, અને આમ અનેક પ્રકારે જાતેજ જણાઈ આવે છે. "તમારા આચારો ભૂલ ભરેલા છે." એવું જે આપણે અન્યને કહીએ છીએ તે બીલકુલ ગેરવ્યાજબી છે. સત્ય એક હોય તથાપિ સાથે સાથે જ અનેક પણ હોય, વિવિધ દૃષ્ટિબિંદુઓથી આપણને તેના તેજ સત્યનાં વિવિધ પ્રકારનાં દર્શન થવાં સંભવે, આવા પ્રકારનું સર્વેના મધ્યબિંદુ રૂપ રહસ્ય શિખવું એજ જે યથાર્થ રીતે કરવાનુ છે તે છે. આમ થવા પછી કોઇને માટે પણ દ્વેષ હોવાને બદલે સર્વે માટે આપણામાં અનહદ સદ્ભાવ વ્યાપી રહેશે. જ્યાં સુધી આ દુનિયામાં અનેકવિધ પ્રકૃતિઓનાં સ્ત્રી પુરુષો જન્મે છે ત્યાં સુધી તે સર્વેને તેનાં તેજ ધાર્મિક સત્યોને અનેક પ્રકારે સમજવાની આવશ્યકતાજ છે, એવું જાણ્યા પછી આપણા સમજવામાં આવશે કે અન્યોન્ય ક્ષમાવૃત્તિ રાખવાની અત્યંત જરૂર છે. જેમ પ્રકૃતિ, અનેકતામાં એકતા સમાન છે, દૃશ્યભુવનમાં અનેક પ્રકારની વિવિધતા સમાન છે, પરંતુ આ સર્વે પ્રકારની અનેકતાઓ પાછળ, અનંત, ફેરફાર વિનાની સંપૂર્ણ છે, આવીજ રીતે દરેક મનુષ્યના સંબંધમાં વિચારવાનું છે; બ્રહ્માંડના એક અતિ અલ્પ નમુના સમાન પિંડ છે; આવા સર્વે પ્રકારના વિરોધો હોવા છતાં એ સર્વેના આંતર્ બાહ્યમાં અનાદિ એકતા વ્યાપી રહી છે. આપણે તેને અનુભવવાની છે. અન્ય સર્વે વિચારો કરતાં આ વિચારને જ હું વર્તમાન કાલમાં અત્યંત આવશ્યક ગણું છું. ધાર્મિક પંથસંપ્રદાયોના ઝઘડાવાળા દેશમાંથી મારૂં આવવું થાય છે—સદ્ભાગ્યે અથવા કમભાગ્યે જેને જેને અમુક પ્રકારની ધાર્મિક ભાવના હોય છે તે દરેકને એ દેશમાં ભાવિ રક્ષક મોકલવાની જરૂર જણાય છે—તેથી મારા બાલ્યકાલથી જ દુનિયાના વિવિધ પંથોથી જોગિયો બન્યો છું. મુરમોન લોકો પણ

દિનાઓ સુધી આમ ચાલતું; આવા દારૂણ બોજાને લીધે શરીર લથડયું. તેમની પાસે આવનારા હજારો પુરૂષોમાંના નમ્રમાં નમ્ર પુરૂષને પણ તેઓ માન આપતા જાત મારેના તીવ્ર પ્રેમને લીધે મદદ આપવાનું ના પાડી શકતા નહિ. ક્રમે ક્રમે તેમના કંઠમાં અમુક પ્રકારની અવ્યવસ્થા થઇ આવી અને તો પણ તેમને આવા પ્રકારની મહેનત લેવામાંથી અટકાવી શકાતા નહિ. લોકો તેમને મળવા માગે છે એવું જાણવામાં આવતાં તૂર્તજ તેઓ તેમને પોતાની પાસે બોલાવવાનો આગ્રહ કરતા અને તેમના સર્વ પ્રશ્નોનું નિરાકરણ કરતા. એમને માટે કોઈ પ્રકારની વિશ્રાંતિ ન હતી. એક સમયે એક મનુષ્યે તેમને પૂછ્યું:-"મહારાજ! આપતો એક મહાન યોગિ છો, તો તમારા મનને થોડુંક શરીર પાછળ લગાડીને શા માટે રોગનું નિવારણ કરતા નથી?" પ્રથમ તો એમણે કોઇ પ્રકારનો ઉત્તર આપ્યો નહિ, પરંતુ એનો એ પ્રશ્ન વારંવાર પૂછાતાં તેમણે નરમાશથી કહ્યું, "હે ભાઇ! હું તો તમને એક મહાત્મારૂપે ધારતો હતો, પરંતુ તમે તો દુનિયાનાં અન્ય મનુષ્યોની પેઠે જ વાતચીત કરો છો. આ મનતો પરમાત્માને અર્પાઇ ચૂક્યું છે, શું તમારા કહેવાનો ભાવાર્થ એવો છે કે, મારે તેને પાછું ખેંચી લાવીને જીવાત્માના માત્ર એક પિંજરા રૂપ દેહ પાછળ લગાડવું?"

આ પ્રમાણે તેમણે લોકોને ઉપદેશ આપવાનો ક્રમ ચલાવ્યો; તેમના દેહનું પતન થવાનું છે, એવા સમાચાર ચારે તરફ ફેલાતાં પહેલાંના કરતાં પણ લોકોનાં વધારે ને વધારે ટોળાં ઉભરાવા લાગ્યાં. હિંદમાં આવા લોકો ધાર્મિક સંતપુરૂષોની પાસે કેવી રીતે આવે છે, તેમની આસપાસ વીંટાઇ વળે છે તથા તેમની હયાતીમાં જ તેમને દેવો સમાન બનાવી દે છે, આ બાબતની તમે ભાગ્યે જ કલ્પના કરી શકશો. આવા પુરૂષોનાં વસ્ત્રોની કોરનો સ્પર્શ પામવા હજારો લોકો તાકી રહ્યા હોય છે. અન્ય પુરૂષમાં રહેલી આધ્યાત્મિકતાની આ પ્રકારે કીંમત કરવા વડે જ આધ્યાત્મિકતાનો ઉદય થાય છે. કોઇ પણ મનુષ્યને જેની જેની જરૂર જણાય છે તથા કદર જણાય છે તે તેને મળી રહેશે; પ્રજાઓનો સંબંધમાં પણ આમ જ છે. જો તમે હિંદમાં જાઓ અને એક રાજકીય ભાષણ આપો તે ગમે તેટલું શ્રેષ્ઠ હોય તો પણ તમને લક્ષપૂર્વક સાંભળનાર લોકો ભાગ્યે જ મળશે; પરંતુ આને બદલે જો તમે જઇને ધર્મનો ઉપદેશ કરો, માત્ર બોલો જ નહિ પરંતુ તદનુસાર જીવન ગાળો તો હજારો લોકો ફક્ત તમારાં દર્શન માટે જ, તમારા પાદસ્પર્શ પામવા માટે તમારી આસપાસ ફરી વળશે. જ્યારે લોકોના સાંભળવામાં આવ્યું કે આ પવિત્ર પુરૂષ હવે અલ્પ સમયમાં તેમને છોડીને ચાલ્યા જવાના છે ત્યારે તેમણે પણ પૂર્વે કોઇ વારના આવ્યા હોય એવી મોટી સંખ્યામાં આવવા માંડ્યું; સારા ગુરૂદેવે પણ શરીરની જરા પણ દરકાર કર્યા વિના ઉપદેશવાનું જારી રાખ્યું. અમારાથી આ અટકાવી શકાય એમ નહોતું. ઘણા લોકો ઘણે દૂર દૂરથી આવતા હતા, અને આ મહાત્માને તેમના પ્રશ્નોનું નિરાકરણ કર્યા વિના સંતોષ વળતો નહિ. "મારાથી બોલી સકાય ત્યાં સુધી તો મારે ઉપદેશ આપવો જોઇએ." તેઓ કહેતા તથા પોતાના વચનાનુસાર વર્તતા. એક દિવસે તેમણે કહ્યું કે તેઓ તે દિવસે દેહનો ત્યાગ કરવાના છે; વેદોના પરમપવિત્ર મંત્રોચ્ચાર કરતાં કરતાં તેમણે સમાધિ દિશામાં પ્રવેશ કર્યો અને આ પ્રમાણે અસાર સંસારનો ત્યાગ કર્યો.

તેમના વિચારો અને તેમનો સંદેશ, આ ઉભયને ઉપદેશવાને સમર્થ એવાં ગણ્યાં ગાંઠયાં મનુષ્યોના જાણવામાં હતો. તેમના કાર્યને ઉપાડી લેવાને તત્પર, દુનિયાનો ત્યાગ કરેલા યુવાનીઆઓની એક નાની સંખ્યા, અન્ય સાથમાં તેમણે પાછળ મૂકી હતી. આ મંડલિને દાબી દેવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા. પરંતુ તેમના લક્ષ્યમાં એ મહાન્ જીવનની પ્રેરણા હોવાથી તેઓ અડગ રહ્યા. ઘણાં વર્ષો પર્યંત એ પૂજ્ય જીવનનો સંસર્ગ હોવાને લીધે તેઓ પોતાની ભૂમિકા જાળવી શક્યા. આ યુવાન પુરૂષો સંન્યાસિનું જીવન ગાળતા હતા, પોતાની જન્મભૂમિના શહેરના માર્ગોમાં ભિક્ષા માગતા હતા; તેમાંના કેટલાક પ્રથમદરજ્જાના કુટુંબમાંથી ઉતરી આવ્યા હતા. પ્રથમ તો તેમને જબ્બર વિરોધના સામે થવું પડયું, પરંતુ તેઓ ખંતપૂર્વક મંડયા રહ્યા; એ મહા પુરૂષના સંદેશને સમગ્ર હિંદમાં દિને દિને પસારવા લાગ્યા, આખરે એમના ઉપદેશની ભાવનાઓથી સમગ્ર દેશ ઉભરાઈ જવા લાગ્યો. બંગાળાના ખુણાખોચરાના ગામડાના આ મહાપુરૂષે, કેળવણીવિનાં, ફક્ત પોતાના નિશ્ચયના બલવડેજ સત્યાનુભવ મેળવ્યો, અન્યને ઉપદેશ્યો; તેને જીવતો જાગતો રાખવાને યુવાનીઆઓની માત્ર એક નાની સંખ્યા પાછળ રહી.

કરોડો લોકોવાળા સમગ્ર હિંદ દેશમાં વર્તમાનકાલે શ્રીરામકૃષ્ણપરમહંસદેવનું નામ મશહૂર છે. એટલુંજ નહિ પરંતુ એ મહાપુરૂષની શક્તિ હિંદની પાર પણ પ્રસરી છે; મેં દુનિયામાં ગમે ત્યાં વ્યાખ્યાન આપ્યું હોય તેમાંથી જો તમને સત્યનો એક બોલ પણ માલુમ પડયો હોય, આધ્યાત્મિકતા વિશે સમજ મળી હોય તો તે મારા ગુરૂદેવનો પ્રતાપ છે; તેમાંની ભૂલચૂકો માત્ર મારી પોતાની છે.

વર્તમાન ઝમાનાને શ્રીરામકૃષ્ણપરમહંસદેવનો આવો સંદેશ છેઃ—

“વાદવિવાદોની પરવા રાખશો નહિ, સિદ્ધાંતો, મતપંથસંપ્રદાયસમાજોની પણ જરા પરવા કરશો નહિ; દરેક મનુષ્યમાં સમાવેશ પામતી જીવનના સારભૂત આધ્યાત્મિકતાની સરખામણીમાં આ સર્વનો ઘણો થોડોજ હિસાબે ગણવામાં આવે છે; જેમ જેમ મનુષ્યનામાં આધ્યાત્મિકતા વધારે વધારે વૃદ્ધિ પામતી જાય છે તેમ તેમ તે શ્રેય સાધવામાં વધારે વધારે બલવાન બનતો જાય છે. આધ્યાત્મિકતા કેળવો, પ્રથમ એનો અનુભવ કરો, કોઈના ઉપર ટીકા કરશો નહિ કારણ કે સર્વ પ્રકારના વાદો અને પંથોમાં થોડા શુભનો સમાવેશ થાય છે. તમારાં જીવન ગાળવાવડે દર્શાવી આપો કે ધર્મના અર્થનો સમાવેશ શબ્દોમાં, તેમજ નામોમાં, તેમજ પંથોમાં થતો નથી પરંતુ આધ્યાત્મિકઅનુભવમાં તેના અર્થનો સમાવેશ થાય છે. જેમને લાગણીનો અનુભવ થયો છે તેવાજ પુરૂષો સમજી શકે એમ છે. અધ્યાત્મવિદ્યાના અનુભવવાળા પુરૂષોજ તે અન્યને અનુભવાવી શકે, માનવજાતના મહાન્ ઉપદેશકો; ગુરૂઓ થઈ શકે. માત્ર આવા પુરૂષોજ પ્રકાશક શક્તિઓ સમાન છે.”

જે દેશમાં આવા સંતપુરૂષો વધારેવધારે પેદા થતા જાય છે તે દેશ વધારે વધારે ઉચ્ચ બનતો જાય છે; જે દેશમાં આવા પુરૂષોનો સંપૂર્ણ અભાવ છે, તે દેશના દિનો ગણાઈ ચૂક્યા છે, તેનું કોઇથી રક્ષણ થઇ શકે એમ નથી. તેટલા માટે માનવજાત પ્રતિ મારા ગુરૂદેવનો સંદેશ છે કે, "આધ્યાત્મિક બનો અને તમારી જાતે સત્યાનુભવ મેળવો." તમારા જાતિભાઇઓ માટે તમારી પાસે કાંઇકનો ત્યાગ કરાવવામાં પણ તેઓ આનંદ માનતા. તમારા જાતિભાઇઓ માટે પ્રેમ રાખવાના લડાઇમારવાનું બંધ કરાવીને તમારાં વચનપળાવવાં તમને કાર્યપરાયણ બનાવવામાં તેઓ આનંદ લેતા. ત્યાગ માટે, અનુભવ માટે સમય આવી લાગ્યો છે; પછીથીજ તમને દુનિયાના સર્વ ધર્મોમાં ઐક્ય, અભેદ જડી આવશે. કોઇપણ તકરારની બીલકુલ જરૂર નથી, એવું તમારા સમજવામાં આવશે અને પછીથીજ તમે માનવજાતને મદદ કરવાને કમર કસી શકશો. સર્વ ધર્મોના આંતરૂમાં સમાવેશ થતા મૂલ ઐક્યને, અભેદને પ્રકટ કરવાનો, સ્પષ્ટ કરી આપવાનો ભાર ગુરૂદેવનો સંદેશ હતો. અન્ય ઉપદેશકોએ પોતપોતાનાં નામ ધારણ કર્તા ખાસ ધર્મનો ઉપદેશ આપ્યો છે, પરંતુ ઓગણીશમા શતકના આ મહાન્ ઉપદેશકે પોતાની જાત માટે બીલકુલ દાવો કર્યો નથી; એક સનાતનધર્મના યથાર્થ રીતે અન્ય સર્વ ધર્મો વિભાગો ઉપવિભાગો રૂપે છે, એમ તેમનો અનુભવ થવાથી તેમણે દરેક ધર્મને શાંત, સ્વસ્થ રહેવા દીધો છે.

સ્વા. વિવેકાનંદ.



# ।। हिंदुओनी अविभक्तकुटुम्बभावना. ।।*

સ્ટીમએન્જીનો, મોટારકારો, વાયરલેસટેલીગ્રાફ, મેક્ષિમતોપો, પ્રાણઘાતક ટારપીડોઓટોઆદિની સામગ્રી વાળી પાશ્ચાત્યકેળવણીની અનિવાર્યભરતિમાં, હિંદુશિક્ષણના આધારવાળી તથા યથાર્થ રીતે તેમાંથીજ ઉત્પન્ન થયેલી અનેક હિંદુસંસ્થાઓ બંગાળામાંથી ઘસડાઇ ગઇ છે. (લગભગ સઘળે પણ આવીજ વારો આવવા બેઠો છે.) એટલી નિઃસંશય વાત છે કે બંગાળામાંથી અવિભક્તકુટુમ્બભાવનાના દિનો ગણાઇ ચૂક્યા છે: યુરોપીયન શિષ્ટાચારે, હયાતી માટેના તીવ્રજીવનયુદ્ધરૂપી તથા તેમાંથીજન્મતા અત્યંત સ્વાર્થપરાયણતારૂપી અભિન્ન અને અનિવાર્યસાથીઓને પણ સાથેજ આણ્યા છે. પાશ્ચાત્યશિષ્ટાચારનો મુદ્રાલેખ "યોગ્યતમના રક્ષણ" રૂપી "બળીયાના બે ભાગ રૂપી" છે, દરેક જણે ફક્ત પોતપોતાને માટેજ જીવનકલહ ચલાવવાનો છે

* પૂર્વ સમયે હિંદમાં પ્રવર્તતી "અવિભક્તકુટુંબભાવના" ના પક્ષનું સમર્થન કરતા લેખને અત્રે ઘણી ઘણી બાબતો ઉપર અજવાળું પાડતો હોવાથી, 'ઇન્ડિયનમિરર' માંથી સંગ્રહવામાં આવ્યો છે.

ઉપતંત્રી.

એવો તેનો ઉપદેશ છે. તે માત્ર પોતામાટેજ, શુદ્ધ સ્વાર્થ માટેજ જીવનકલહમાં જોડાય છે. કેળવાયલા યૂરોપમાં જીવનનો અર્થ, માર્ગમાં સામે આવતાં અન્ય મનુષ્યોને કોણીમારી ખસેડીને, તેમની સાથે તિરસ્કારથી વર્તીને, પાડી નાખીને વિત્ત અને સત્તા માટેની એક દમવગરની, નિર્દય ધમપછાડ રૂપજ છે. સ્વમહત્વવૃદ્ધિ, એજ ફક્ત જીવનના અંતિમ લક્ષ્ય અને ઉદ્દેશ રૂપ લાગે છે, અને આટલા માટેજ એક યૂરોપીઅન મરણ પર્યંત જીવન કલહમાં મચ્યો રહે છે. પદાર્થવિદ્યાની અદ્ભૂત શોધો, વિદ્યાકલાની હજારો નવીન યોજનાઓ, વરાળ અને વિદ્યુત વડે ચાલતાં હજારો યંત્રો અને એન્જીનો, આ સર્વે વડે કેળવાયલા યૂરોપનાં સુખો અને જીવન સગવડો પ્રાચીનકાલના અતિ ઉત્કૃષ્ઠ કલ્પનાવાળા કવિઓની કલ્પનામાં પણ ના આવી શકે એટલાં બધાં વધી પડયાં છે. પરંતુ શું આ લોકોએ સ્વાત્મ—સંતોષનાં તથા સુધરેલા ઇન્દ્રિયોપભોગનાં સાધનો અને યુક્તિયોની વૃદ્ધિ કરવા કરતાં અન્ય કાંઇપણ વિશેષ કાર્ય કર્યું છે? એક નિર્બલ ભ્રાતાને જવા દેવા માટે માર્ગમાંથી બાજુએ ખસવું, અથવા તે પડી ગયો હોય તો તેને ઉઠવામાં મદદ કરવી, એ સમબુદ્ધિવાળા વ્યાવહારીક યૂરોપીયન માટે અયોગ્ય ગણાતા કોમલ લાગણીના દંભરૂપ છે.

આમ હોવા ઉપરાંત સ્વાર્થી અને નિર્દય પાશ્ચાત્યસુધારાવડે કેટલાક સ્તુતિપાત્ર ગુણો કેળવાયં છે, આને લીધેજ ઘણે ભાગે જીંદગીમાં તેમની ફત્તેહ થાય છે; આપણામાં આ બાબતોની અત્યંત ખોટ જણાઈ આવે છે. માત્ર પોતાનાં સાધનો ઉપરજ આધાર રાખતો, અન્યને મદદ નહિ કરનાર તેમજ અન્ય પાસેથી મદદની આશા પણ નહિ રાખનાર એક યૂરોપીયન, પોતાની જાતમાં વિશ્વાસવાળો, સ્વાશ્રયી તથા સ્વતંત્ર થાયછે.

અન્ય પક્ષે સમગ્રહિંદુસંસ્થાઓ, હિંદુશિક્ષાચારના તત્વથી ખાસ કરીને ઉભરાઇ જતી હોવાથી નિઃસ્વાર્થી છે. હિંદુ અને યૂરોપીય ઉભય સંસ્થાઓનો ઉદ્દેશ, ઘણામાં ઘણા જણને ઘણામાં ઘણું સુખ ઉપજાવવાનો હોય છે. સુખનો સમાવેશ શામાં થાય છે? એ પ્રશ્નના નિરાકરણની ભાવનામાંજ વિરોધનો સમાવેશ થાય છે. સીધે અથવા આડે રાર્ગે પોતાના ઉપભોગ માટે વધારેમાં વધારે દુનિયાના પદાર્થોની પ્રાપ્તિમાં સુખનો સમાવેશ થતો હોય એમ એક સુધરેલો યૂરોપીઅન માને છે; પરંતુ પ્રાચીનચાલાનો સુધરેલો હિંદુ, લોકની વધારેમાંવધારે સંખ્યાનું વધારેમાંવધારે ભલું કરવામાં સુખનો સમાવેશ થતો હોય એમ માને છે. એકનો ઉદ્દેશ આત્મસુખોપભોગ રૂપ છે, અન્યનો સ્વાત્માર્પણ રૂપ છે. પ્રથમને જીવનની સગવડો અને સુખોમાં પોતાની જાતનું અકરાંતીયાની પેઠે પોષણ કરવામાં, પોતાના મોભાને અન્ય મનુષ્યો તાબે રહે એમ વર્તવામાં તથા તેમનો પોતાની એક મુઠ્ઠીમાં સમાવેશ કરવામાં સુખની લાગણીનો અનુભવ થાય છે; અન્યની સુખની લાગણી બીજાઓને સુખી બનાવવા વડે સંતોષાય છે.

આ ઉભય પ્રકારના શિક્ષાચારોની આવી વિરોધિ પ્રકૃતિ હોવાને લીધે, હિંદુશિક્ષાચાર ઉપર આધાર રાખતી તથા પરોપકારી ભાવનાથી ઉભરાઈ જતી હિંદુ અવિભક્તકુટુ-

ભાવના, પાશ્ચાત્યશિક્ષાચારની તથા અન્ય પ્રતિકૂલ પરિસ્થિતિયોની નાશકારક અસરના દબાણમાં છિન્નભિન્ન થઈ ગઈ.

એકના એક ગૃહમાંજ પોતાના પુત્રો અને પત્નીઓ તેમનાં બાલકો અને તેમનાં પણ બાલકો સાથે વસતા એક વૃદ્ધપ્રપિતામહને કુટુમ્બની બરોબર સંભાળ રાખવાની હતી એટલુંજ નહિ પરંતુ સર્વનું પોષણ કરવાનું હતું, બાલકોને કેળવવાનાં હતાં, કુટુમ્બના બાલકબાલકીઓના સંસ્કાર કરવાના હતા, સર્વ અથવા કેટલાક હિંદુઉત્સવો ઉજવવાના હતા. કુટુમ્બના સર્વ કમાતા પુરૂષોને, પોતાનાં યોગ્ય ખાનગી ખર્ચો કાપી લઇને બાકીની કમાણી ગૃહના મુખ્યપુરૂષને સ્વાધીન કરવાની હતી, તથા આ સર્વ કુટુમ્બ ફંડમાં જમા થતું. કુટુમ્બના દરેક મનુષ્યની તથા તેમનાં બાલકોની જરૂરીઆતો તેમણે સામાન્ય ફંડમાં ભરેલી રકમના પ્રમાણમાં નહિ પરંતુ અવિભક્તકુટુમ્બની સામટી આવકના પ્રમાણમાં પૂરી પાડવામાં આવતી હતી. મોટામાં મોટી આવકવાળા સશક્ત પુરૂષને સામાન્ય ફંડમાં સર્વથી વધારે રકમ આપવી પડતી તથાપિ જો તેને બાલકો ના હોય તો તેને તેમાંથી ઘણો થોડોજ ભાગ મળતો હતો. કંઈપણ ના કમાતા ઘણાં છોકરાંવાળા મનુષ્યને માટે સામાન્ય આવકમાંનો મોટો ભાગ ખરચવો પડતો હતો. પાછળ સ્ત્રી છોકરાં મૂકીને કોઈ યુવાન પુરૂષ મરણ શરણ થતો ત્યારે તે ના મરી ગયો હોય તેવીજ રીતે કુટુમ્બના મુખ્યપુરૂષવડે તેમનું પોષણ થતું હતું. આવીજ રીતે જ્યારે નાનાં બાલકો મૂકીને એકાદ યુવતિ મરણ પામતી ત્યારે તેની એકાદ કાકી યા માશી સંભાળ રાખતી જેથી તે માતાહીન બાલકોને માતા ના હોય એમ લાગતું નહિ તેમજ કોઈ પ્રકારનું દુઃખ પડતું નહિ. હિંદુઅવિભક્તકુટુમ્બની આવા પ્રકારની ખુબી ભરી કરકસરને લીધે, એક સ્ત્રીના મનમાં અનીતિમાન્ અસર ઉપજાવનાર, પતિના મરણ સાથે વિત્ત પ્રાપ્તિના વિચારને જોડનાર જીંદગીનો વીમો ઉતરાવવાની બીલકુલ જરૂર નહોતી. કુટુમ્બમાંની એકાદ બે બાલકહીન વિધવાઓ, કુટુમ્બનું કોઇપણ સહજ માંદુ થતાં સુશ્રૂષા પરાયણ દેવદૂતો સમાન હતી, માયા મમતાથી તેમનાં હૃદયો ઉભરાઈ જતાં હતાં; અન્યના શ્રેય માટે તેઓ હમેશાં કાર્ય કરવાને તત્પર રહેતાં આવા દેવદૂતો, કર્તવ્યના સાક્ષાત અવતારો, અન્યને સંપૂર્ણ રીતે સુખી કરવામાંજ જેમના સુખનો સમાવેશ થાય છે, હવે તેઓ ક્યાં મળી શકે એમ છે? પ્રતિધ્વનિ ઉત્તર વાળે છે, ક્યાં? તેમને પેદા કરનાર પવિત્ર હિંદુ ગૃહમાંથી, હિંદુઅવિભક્તકુટુમ્બ ભાવના સાથેજ આ હતભાગ્ય ભૂમિમાંથી તેઓ અદૃશ્ય થઈ છે. રામની સાથે, રામની અયોધ્યા પણ હમેશમાટે ગઈ છે.

અવિભક્તકુટુમ્બમાંના કમાતાપુરૂષો વિત્ત કમાવાને સખ્તમહેનત કરતા હતા, તે કંઈ સ્વાત્મોપભોગ માટે ન હતી પરંતુ, અવિભક્તકુટુમ્બના પોષણ માટે, બચાવેલાં નાણાંનો પૂજાઓમાં અને મંદિરો બંધાવવામાં, અતિથિશાળાઓ બંધાવવામાં, વાપિકૂપતડાગાદિ ખોદાવવામાં તથા આવાં સામાન્યઉપભોગનાં અન્ય કાર્યો કરવામાં ઉપયોગ કરવા માટે કમાતા હતા મરણ પછી પુત્રોવડે પાશ્ચરૂપભોગમાં ઉરાડી દેવા માટે વિત્તસંચય કરનાર, આખી જીંદગી ગૂલામીમાં માજી ભજકલદાર ભજકલદાર કરનાર એક લોભી

મનુષ્યનું અનીતિમાન દૃષ્ટાંત, અવિભક્તકુટુમ્બભાવનાના દિવસોમાં ભાગ્યેજ મળી આવતું. અવિભક્તકુટુમ્બમાંના દરેક પુખ્તવયના દરેકપુરૂષને કુટુમ્બના પોષણ માટે પોતાના ગજા અનુસાર કમાવું પડતું તથા કુટુમ્બનાં સાખ આબરૂને જાળવવામાં આવતાં. આ સંસ્થા અનુસાર, ખર્ચાળ જીવન ગાળવામાં, સ્ત્રીપુરૂષોના કીમતી વસ્ત્રો પ્હેરવામાં, ગાડી ઘોડા રાખવામાં પ્રતિષ્ઠાના માપનો સમાવેશ થતો નહોતો પરંતુ કુટુમ્બમાં પાળવામાં આવતાં પૂજાઓ અને ધાર્મિક આચારો ઉપર, દાન દક્ષિણાદિવડે પંડિત બ્રાહ્મણોને સંતોષવા ઉપર, નિરાધાર ગરીબ મનુષ્યોને અન્નાદિ પ્રકારવડે સહાય કરવા ઉપર, સામાન્ય ઉપયોગનાં કાર્યો કરવા ઉપર, એ બાબતનો ઘણો આધાર હતો. ગજા પ્રમાણે તેઓ યાત્રાએ જતા, વિખ્યાતમંદિરોની મૂલાકાત લેતા, અને સ્ત્રીઓ વર્ષમાં ઓછામાં ઓછી એકવાર હોડીઓમાં બેસીને ગંગાજીમાં ન્હાવા તથા ત્રિવેણિ, કાલિઘાટ, સગરબેટનાં દર્શન કરવા ફરવા નીકળતી, આથી તેમના આરોગ્યને મદદ મળવા ઉપરાંત અધ્યાત્મિક લાભ પણ થતો હતો. ઉપર વર્ણવેલાં કાર્યો કરવામાં વિત્તવાન કુટુમ્બો અન્યોન્ય સાથે સ્પર્ધા કરતાં હતાં. શાસ્ત્રાનુસાર ગૃહસ્થના ધર્મો આચરવાના સંતોષના ભાનમાંથી જન્મતી સુખી ભાવના તેમનીજ હતી; પોતાના દેશીભ્રાતાઓ પાસેથી માનઆબરૂ મેળવવાં એજ તેમનો શ્રેષ્ઠ લાભ હતો. સરકારના મોટા અમલદારોને મિજબાનીઓ, ટીપાર્ટીઓ આપવામાં પૈસાના ધુમાડા કરીને તથા એ અમલદારોથી ઉભાં કરવામાં આવતાં ફન્ડોમાં મોટી મોટી રકમો ભરીને સરકાર પાસેથી માન અકરામ ખેતાબો ખરીદવા જેટલી સર્વ પ્રકારની નીચું જોવડાવનારી શરમની ભાવના તેમના કોઇનામાંથી જરાપણ ખસી નહોતી. નિઃસ્વાર્થ આત્મસમર્પણની ભાવનાની વૃદ્ધિને, અન્યને સુખી કરવામાંથી ઉપજતા સુખના ભાનને, દાન, આદરસત્કાર, ઉપકાર, સહનશીલતા, ક્ષમા અને કૌટુમ્બિકસદ્દગુણોને, અવિભક્ત કુટુમ્બસંસ્થામાં ટેકો મળી રહેતો.

આમ છતાં પણ એટલું તો કબુલ કરવું પડશે કે, આ સંસ્થામાં હદપારની રક્ષકવૃત્તિને તથા હદપારની સાવધતાને ઉત્તેજન મળતું હતું. વ્યક્તિત્વ અને આત્મ–શ્રદ્ધાની વૃદ્ધિને તે બાધકારક હતું. હિંમત અને સાહસનાં કાર્ય કરવાનો જુસ્સો આમાંથી દૂર થયો હતો. અવિભક્તકુટુમ્બના સંબંધિઓના માથા ઉપર જવાબદારીનો બોજો એટલો બધો ભારે હતો કે સમગ્રકુટુમ્બનું કલ્યાણ બગડવાની ભીતિને લીધે તેઓ કોઈ પ્રકારનું સાહસિક કાર્ય ઉઠાવી શકતા નહોતા. કોઇ પ્રકારના સાહસમાં માથું મારવાનુંએ નહિ અને કંઇ પ્રાપ્ત કરવાનુંએ નહિ; તેઓ કોઈપણ પ્રકારનું સાહસ ખેડવાને તૈયાર ના હોવાને લીધે તેમની પાસે જે હતું તે ઘણું થોડું હતું. વ્યાપાર અને કેલવણી માટે દૂરના વિદેશોમાં મુસાફરી કરવાની વાતમાં આથીજ પ્રતિબંધ ખડો થયો હતો, આખરે એટલો બધો વધી પડયો કે સમયના વ્હેવા સાથે જલમાર્ગની મુસાફરી હિંદુત્વહીન કરી નાખનાર ગણાવા લાગી અને જ્ઞાતિ બહાર મૂકવાની સજા થવા લાગી !!

બદલાવાને નિર્માયલી હતી તેમ પ્રાચીનપરંપરા બદલાઈ ગઇ છે, અને ભૂતકાલના સારા દિનો માટે હવે શોક કરવાનો બીલકુલ ઉપયોગ રહ્યો નથી. બ્રિટિશસિંહે સમગ્ર

હિંદને પોતાના બલવાન્ પંઝા નીચે આણી મૂક્યો છે. હિંદમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના થતાં, પાશ્ચાત્યશિષ્ટાચાર કેલવણી સાથે તીવ્રજીવનકલહ તથા જીંદગીનાં સુખો અને સગવડો માટે સખ્તહરીફાઇનો જન્મ થયો છે. કેન્દ્રિતસરકારના છત્રમાં નોકરીની જરૂરીઆતને લીધે લોકોને હિંદદેશના દૂરના વિભાગોમાં જઇને વસવાની ફરજ પડી છે. રેલ્વે અને તારથી વ્યવહાર અને મુસાફરીની સગવડો મળવાને લીધે પંડિતો પણ પોતાના ધંધાર્થે દૂરના દેશોમાં જઇ વસવાને લલચાયા છે. આજ પ્રમાણે ધંધાદારી વ્યાપારીઓને પણ પોતાનાં ગૃહ છોડીને વિત્ત શોધવા માટે દૂર દેશાવરમાં ફરવાની જરૂર પડી છે. હિંદુ સમાજમાં એક પ્રકારનો અશાંતિ અને સ્વાર્થ શોધનનો જુસ્સો પસરી રહ્યો તથા અવિભક્ત કુટુમ્બસંસ્થાના સમયમાં હિંદુગૃહોમાં પ્રવર્તતી લોકપ્રચલિત શાંતિ અને સંતોષને મરણ ઘા વાગ્યો.

પાશ્ચાત્યશિષ્ટાચારના સંસર્ગથી હિંદુસમાજમાં થતા ફેરફારો અનિવાર્ય હોવાને લીધે તથા સર્વેપાસાની વર્તમાન દશા જોતાં, 'આપણે સ્વાશ્રય, આત્મ-શ્રદ્ધા અને પરાક્રમને કેળવવાની જરૂર છે; અધમ સ્વાર્થના નાશકારક જુસ્સાનો, પાશ્ચાત્યકેલવણીથી ઉત્પન્ન થતા આપણાં સગાંસંબંધિઓથી અલગપણાનો, જેને લીધે હિંદુઓમાંથી તેમના ચારિત્ર-નાં કેટલાંક પ્રીતિપાત્ર લક્ષણો વિનાશશરણ થવાની તૈયારીમાં છે, -આ સર્વેનો આપણે ખંતપૂર્વક ત્યાગ કરવાની જરૂર છે. આપણી પ્રાચીનસંસ્થાઓ માટેની આપણી રક્ષકવૃત્તિને લીધે, પૂજ્યતાને લીધે, હવે આ દુર્બલ સંસ્થા , વધારે વાર ટકી રહે એમ નથી; આ સંસ્થા બંગાળામાંથી તો કયારનીએ અદશ્ય થઇ છે. (હિંદના અન્યવિભાગોમાં પણ મોટે ભાગે આમજ જોવામાં આવે છે. હવે અવિભક્તકુટુમ્બનાં દષ્ટાંતો ગણ્યાંગાંઠયાં ખુણે ખોચરે મળી આવે છે.) પરંતુ આપણે તો હિંદુઅવિભક્તકુટુમ્બભાવનાના નિઃસ્વાર્થી જુસ્સાને તથા તેનાથી કેળવાતા સદ્ગુણોને જાળવી રાખવાની આવશ્યકતા છે. આ ભાવનાના અદશ્ય થવા વડે, એકના એક કુટુમ્બનાં સગાંસંબંધિઓનાં હૃદયો, અન્યોન્યથી છૂટાં પડી જવાની બીલકુલ આવશ્યકતા નથી; પૂર્વની પેઠે તેઓ એકગૃહમાં વસતાં નથી તોપણ સમાન લોહીના પ્રાકૃતિક સંબંધવડે તેઓ સંકલાયલાં છે. હજુ પણ આપણે હિંદુભાવનાઓ અનુસાર વર્તવાનું છે; પાશ્ચાત્ય કેલવણીના નિર્દયહસ્તને ભ્રાતૃપ્રેમની સાંકળોને તોડી નાખતો અટકાવવાનો છે. આપણા ભ્રાતાઓને મદદ કરવા માટે આપણે હમેશાં તૈયાર રહેવાનું છે તથા આપણી નાણાંકોથળીઓને ટુંકી અને અધુરી હોવા છતાં ભીડમાં આવી પડેલા ભ્રાતાને મદદ કરવા માટે આનાકાની કર્યા વિના ખુલી રાખવાની ઘણીજ જરૂર છે. વર્તમાનઝમાનામાં અનેકવિધ ધંધાઓવાળાં સંબંધિઓને અન્યોન્યથી જુદા વિદેશમાં વસવું પડે છે, પરંતુ નીચેનું કવન લલકારતાં કવિને જેવી લાગણીનો અનુભવ થયો હતો તેવોજ તેમના સર્વના પ્રતિ આપણો અનુભવ હમેશાં બન્યાં કરોઃ—

" સ્વચ્છંદ ભટકું અવનિમાં જોવા પ્રદેશ નવિન કૈં,
ભટકયા વિનાનું હૃદય આ શોધે તને તો પ્રેમથી;
અનિવાર દુઃખ ધરે અને હજુ એ ધસે છે તવ ભણી,
જ્યમ દૂર દૂર જતો વળી ત્યમ વાધતી દુઃખ સાંકળી. "

---

# ॥ चर्चापत्र ॥

( મળેલું. )

શ્રીયુત મહાશય શ્રી સુદર્શનના તંત્રી સાહેબ !

વિનંતી કે—

નિચેના પ્રશ્નોના ખુલાસા જોઇએ છીએ.

(૧) "શ્રીપુરાણી પ્રજ્ઞા" નામના મહાશયા શ્રીએનીબેસન્ટકૃત પુસ્તકના ગુજરાતી ભાષાંતરમાં પૃષ્ટ ૧૬૪ મે પંક્તિ ૧૯મીમાં "મનુષ્યના જીવાત્મા તેમજ તેનું સ્થૂલશરીર કાર્યકારણના નિયમને અધિન છે. તેમજ તેને ઇશ્વરે પોતે જ ઉત્પન્ન કરેલી નથી" આ વાક્યથી જો ઇશ્વર કર્ત્તા નથી, તો જીવ ઇશ્વરને અને જગત્ તથા ઇશ્વરને સંબંધ શો ? કાર્યકારણના નિયમનો કર્ત્તા કોણ ? અને એ નિયમ તથા ઇશ્વરને શું સંબંધ છે ?

(૨) તેજ પ્રજ્ઞા પુસ્તકના પૃષ્ટ ૧૬૯ મે પંક્તિ ૧૪ મીથી લખેલ છે કે "બાલક સાત વર્ષનું થાય, ત્યાં સુધી તેના જ્ઞાનતંતુ અને શિરાઓને તેની સૂક્ષ્મ અને માનસિક શક્તિઓને સ્ફુરવાને અનુકૂલ કરવાનું કાર્ય ચાલ્યાં કરે છે. સાતવર્ષનું થતાં તે સ્થૂલ સાથે તે જીવાત્માનો સંબંધ સંપૂર્ણ બંધાય છે, અને ત્યારપછી તેનો જીવાત્મા દેહ પર ક્રિયા કરવાને બદલે તે દેહદ્વારા ક્રિયા કરે છે સાતવર્ષનું થતાં સુધી બાળકનો જીવ ઘણું કરીને સૂક્ષ્મલોકમાં સ્વાભાવિક ચેષ્ટા કરે છે" આ વાક્યો પરથી નિચેની શંકાને અવકાશ રહે છે કે:—સાત વર્ષ પહેલાંનો બધો વખત જીવાત્માસ્થૂલ શરીરમાં ન રહેતો શરીર કાયમ કેમ રહી શકે ?

દેહ પર ક્રિયા કરવાને બદલે દેહવડે ક્રિયાં કરે છે એટલે ! બાળક જન્મે છે કે તરતજ તેની સ્થૂલઇંદ્રિયો સરવે જાગૃત દેખાઇ પોતપોતાનું કાર્ય કરતી માલુમ પડે છે; તો જો જીવાત્મા સ્થૂલથી જુદોજ રહેતો હોય તો સ્થૂલની ચાલતી તમામ ક્રિયા અટકવી જોઇએ, પણ તેતો જન્મથીજ ચાલુ હોય છે તેનું શું કારણ ! બાળકનો જીવાત્મા સાતવર્ષ સુધી સુક્ષ્મલોકમાં ચેષ્ટા કરે છે, તો તેવી ક્રિયા મોટી ઉમરે પણ થતી હશે કે નહિ ? અને તે ક્રિયા થતી હોય ત્યારે આ સ્થૂલ ઇંદ્રિયોના વ્યાપાર ચાલે કે બંધ પડે તથા તે વખતે જીવાત્મા બીજી કોઇ ભૂમિકા પર જઇ શકે ?

(૩) પ્રજ્ઞા પુસ્તકના પૃષ્ટ ૧૩૩ મે છઠ્ઠા પ્રકરણમાં એક સ્થલે લખેલ છે કે "મનુષ્યના જીવને પ્રત્યગ્દૃષ્ટિ" આ વાક્ય પરથી જાણવાનું રહે છે કે:—

મનુષ્ય એટલે શું અને તે કેવી સ્થિતીને મનુષ્ય કહેવામાં આવે છે ? જીવને કે સ્થૂલ શરીરને ?

(૪) ભાવના અને વિચારોથી, પૂર્વ સંસ્કારવશાત્ સ્થૂલદેહનું જે નિયમિત રહેવું છે, તેમાં કાંઇ વધારો થઇ શકે ?

(૫) ભાવના અને વિચારોથી શરીર વૃદ્ધાવસ્થા અને મૃત્યુને જીતી શકે ? અને જીતે તો આ સ્થૂલ શરીર જે છે તેજ રહે કે નવું પ્રાપ્ત થાય, કદાપિ સ્થૂલશરીર બદલાતું હોય તો નવું થનાર શરીર આપણી સ્થૂલઇંદ્રિયોને દૃષ્ટિગોચર થાય કે કેમ ?

(૬) પશુઓને મનુષ્ય પ્રમાણે બોલવામાં કયો પ્રતિબંધ છે ?

(૭) મનુષ્યયોનીમાં આવેલા જીવાત્મા પશુયોનીમાં જઇ શકે કે કેમ ?

(૮) મૃત્યુ પછી જીવાત્મા તરતજ આ ભૂલોકમાં અવતરે છે કે ક્યાંઇ બીજે સ્થિત થાય છે? અને થાય છે તો તે ક્યાં અને કેવે રૂપે સ્થિત હોય છે? તે અવસ્થા ક્યાં સુધી રહે છે ?

(૯) જીવાત્મા શરીર રૂપ ઉપાધિ વિના ક્યારેય રહી શકે છે ?

(૧૦) ચોરાશી લક્ષ યોનીના જીવ કહેવાય છે, તેની સંખ્યા કોણે કરી હશે ?

(૧૧) મોક્ષ થયા પછી પુનરાવૃત્તિ છે કે નહિ ? જે જીવાત્માને મોક્ષ સિદ્ધ થયો છે, તેઓ ક્યાં રહેતા હશે ? સર્ગકાલે તેને પુનરાવર્ત્તિ કે નહિ ? તેમજ સલોકતા, સમીપતા, સ્વરૂપતા તથા સાયુજ્યતા આ આર્યશાસ્ત્રમાં માનેલી ચાર પ્રકારની મુક્તિ પુનરાવર્તિ વગરની કે પુનરાવર્તિવાળી છે ?

(૧૨) પરમાત્મા અવતાર ધારણ કરે છે એમ આર્યશાસ્ત્રોમાં ઘણે સ્થલે પ્રતિપાદન કરાયું છે પુરાણ ગ્રંથોમાં ઇશ્વરના ચોવીશ અવતારની કથાઓ પણ લખેલી છે. પરમાત્માં અજન્મા, સર્વવ્યાપક, સર્વશક્તિમાન, અદ્વિતીય, સત્યસ્વરૂપ, અજર, અમર, અને નિત્ય એવાં અનેક સબોધને યુક્ત છે. તેનો અન્ય જીવાત્માની પેઠે જન્મ કેમ સંભવે ? પુરાણોમાં ચોવીશ અવતારોની વર્ણવેલી ઐતિહાસિક કથામાં કાંઈ ગુપ્ત રહસ્યતો નથી ? અને જો હોય તો તે શુ ?

(૧૩) પુરાણોમાં વર્ણવેલા ઇશ્વરના ચોવીશ અવતારોમાં શ્રીકૃષ્ણનેજ સર્વોપરી કેમ કહ્યા હશે ?

(૧૪) જીવને બ્રહ્મરૂપ કહેવાથી તેને જન્મમૃત્યુરૂપ બંધ સંભવતો નથી, ત્યારે મોક્ષ પણ કેમ સંભવે ? બ્રહ્મરૂપ છે તો પછી તેને માટે બંધ અને મોક્ષની પ્રક્રિયા શાસ્ત્રોમાં શાને માટે કહી હશે ?

(૧૫) મનુષ્ય જાતિ સિવાય અન્ય ઇતરજાતિના પ્રાણિયોને કર્મ લાગે છે ? જો ન લાગે કહો તો તેને વર્તમાનસ્થિતિ કયા નિયમે પ્રાપ્ત થઈ હશે ?

(૧૬) સ્થૂલ સૂક્ષ્મ, કારણ ઇત્યાદિ દેહો શરીરિના ગૃહ કહેવાય કે અવસ્થા ? સ્થૂલ શરીર વિના અન્ય શરીરો કેમ દસ્યમાન થતાં નથી ? અને તે સ્થૂલની અંદર હોય છે કે બહાર હોય છે ? મનુષ્ય સિવાય ઇતર પ્રાણિયોને આ શરીરો અને પંચકોશ હોય છે ?

---

લી. જીજ્ઞાસુ.

# ચર્ચાપત્રીઓને ઉત્તર.

## (૧.)

### "બુદ્ધિ" VERSUS "હૃદય"

"બુદ્ધિ" વિરુદ્ધ "હૃદય"—એ વિષયનું ઑગસ્ટ—સપ્ટેંબર ૧૯૦૫ ના સુદર્શનમાં જે ચર્ચાપત્ર આવ્યું છે તેનો ઉત્તર થોડાક **પ્રશ્નરૂપે** આપવાનું અમે યોગ્ય ધારીએ છીએ. મણિલાલનું પ્રતિપાદન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં ઉદ્ભવેલી અમુક ચર્ચામાંથી અત્રે ઉતરેલું હોવાથી એ ચર્ચાની દૃષ્ટિએ સમજવું જોઇએ ઇત્યાદિ બતાવવા માટે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની એ ચર્ચાનું થોડુંક નિરૂપણ અત્રે કરવાની ઇચ્છા હતી—પણ બીજાએ વિસ્તારીને કહેલી દલીલ કરતાં પણ પોતે જાતે ઉપજાવેલી ટુંકી દલીલ વધારે ત્હેલાઇથી ગળે ઉતરે છે; તેથી પૂર્વોક્ત અંકમાંના ચર્ચાપત્રના લેખકને અમે નીચેના પ્રશ્નોનો ઉત્તર પ્રથમ પોતાના મેળે આપવાની વિનંતિ કરીએ છીએ. એમ ઉત્તર અપાવી અપાવીને અમે એ ગૃહસ્થને અમારા વિવક્ષિત અર્થની સમીપ, અને પરિણામે એ અર્થ ઉપર જ લાવી મૂકીશું એમ અમને આશા છેઃ—**પ્રશ્નો**:—

(૧) "બુદ્ધિને વિસ્તાર છે, ઉંડાઈ નથી; હૃદયને ઉંડાઈ છે, વિસ્તાર નથી. * * * દોષ કાઢવાનું કામ બુદ્ધિનું છે, ક્ષમા આપવા લેવાનું કામ હૃદયનું છે." —આટલું જો માન્ય છે, તો તે સંબન્ધી આટલું વિચારવા અમારી વિનંતિ છેઃ—(ક) વસ્તુસ્વરૂપનો સંપૂર્ણ સાક્ષાત્કાર પામવા માટે ઉંડાઇ અને વિસ્તાર બંનેનો સમાવેશ થવો જોઇએ કે નહિ? એમાંથી એકને પ્રધાન અને બીજાને ગૌણ બનાવવાની, એકનું બીજા ઉપર સામ્રાજ્ય માનવાની ઇચ્છા હોય તો તે શા ધોરણે? (ખ) દોષ કાઢવાનું કામ જો બુદ્ધિનું હોય તો અભેદ સાક્ષાત્કારમાં જોઇતું નિર્દોષત્વ પ્રાપ્ત કરવા માટે બુદ્ધિની જરૂર છે એમ કહેવામાં શું ખોટું છે? (ગ) અમારા "બુદ્ધિ અને હૃદય" નામના લેખમાં "હૃદય"નું જેટલું પ્રયોજન અમે કબૂલ કર્યું છે, તે કરતાં અધિક પ્રયોજન કેટલું છે? તે અધિક અંશ સ્પષ્ટ રીતે તારવી આપશો?

(૨) તમે કહો છો કે—'બુદ્ધિ' ગમે ત્હેવી વિશાલ હોય છતાં ત્હેને સીમા છે, અને તેથી બુદ્ધિથી શોધેલું સર્વદા સત્ય જ હોય એમ બની શકતું નથી. સત્યને પણ ઘણીવાર 'બુદ્ધિ' અસત્ય ઠરાવી છે." તે ઉપર પ્રશ્ન કે—(ક) હૃદયને સીમા નથી? હૃદયને વિસ્તાર જ છે? (ખ) હૃદયથી શોધેલું સર્વદા સત્ય જ હોય એમ બને છે? સત્યને ઘણીવાર હૃદય પણ અસત્ય ઠરાવી નથી દેતું? તમે 'હૃદય' માટે conscience શબ્દ વાપરો છો તો એ conscience ને નામે યુરોપના ઇતિહાસમાં ભૂલો થએલી જોવામાં આવતી નથી? (ગ) "Passions and prejudices"—રાગદ્વેષાદિ લાગણીઓ—એ હૃદય નથી તો બીજું શું છે? એ ખરું હૃદય નથી એમ કહેવા માગતા હો તો ખરાખોટાનો વિવેક ક-

રવાનું ધોરણ શું? એ પણ હૃદય? એમ માનતાં અન્યોન્યાશ્રય આત્માશ્રય કે અનવસ્થા નહિ થાય? જો એ ખરૂં હૃદય નથી એમ કહેતા હો તો અસત્યને સત્ય અને સત્યને અસત્ય બનાવી દેનાર બુદ્ધિ પણ ખરી બુદ્ધિ નથી એમ કહેવામાં શો બાધ આવે છે? " સત્યને પણ ઘણીવાર બુદ્ધિ અસત્ય ઠરાવી દે છે." તેમ હૃદય પણ પ્રિયને અપ્રિય કે શ્રદ્ધેયને અશ્રદ્ધેય યાતો તેથી ઉલટું બનાવી નથી દેતું? હૃદય—જેનો અર્થ તમે Conscience કરો છો—'તે ભૂલ બતાવવાનું જ' એમ તમને ખાતરી છેઃ પણ 'Conscience, ને નામે કોઈ વૃત્તિ તમને કુમાર્ગે દોરતી હશે તો તેનાથી તમે શી રીતે ચેતતા રહેશો? 'Conscience' તરીકે માનેલી વૃત્તિએ ભૂલ ન બતાવેલી એવા દાખલાઓ ઇતિહાસમાં જાણીતા છે કે નહિ?

(૩) મ્હેં જેને મ્હારા લેખમાં 'આત્મ.' કહ્યો છે—તેનાથી તમારૂં 'હૃદય' કેટલું જુદું પડે છે એ બતાવશો? આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં તમારા વાદનું સમર્થન છે એમ થોડાક ઉતારા આપીને બતાવશો?

(૪) " સર્વ વાતમાં સાદો રહેલો અજ્ઞાન છુપાવવાનો ઉત્તમ રસ્તો એ જ હાથ થયો છે કે અમે તો બુદ્ધિ માત્રને જ માનીએ છીએ, અમે તો શંકાના પક્ષમાં છીએ, અમે તો સ્કેપ્ટિક છીએ "—રા મણિલાલમાંથી ઉતારેલું આ વાક્ય રા. મણિલાલના તાત્પર્યનું સૂચક છે, અને તેથી પશ્ચિમમાં સ્કેપ્ટિસિઝમની સ્હામે જે અર્થમાં હૃદયવાદ ઉત્પન્ન થયો હતો એજ અર્થમાં રા. મણિલાલ હૃદયવાદનું સમર્થન કરે છે એમ અમારૂં માનવું છે. એ હૃદયવાદ 'હૃદય' શબ્દના શા અર્થમાં થયો છે એ તપાસશો?

તન્ત્રી.

---

# वर्त्तमान लेखको.

જો જ્ઞાનને જાણવું એજ અનુભવવા સમાન ગણાતું હોત, કીર્તિવડે યથાર્થ મહત્તા અને મનની શાંતિ મળતાં હોત, અથવા બુદ્ધિને જોઇતો ખોરાક પૂરો પાડવામાં તથા કલ્પનાને ભાવનાત્મક સૌંદર્યથી વીંટી લેવામાં સુખનો સમાવેશ થતો હોત, તો એક બાપા સાહિત્યપરાયણજીવન, આ દુનિયામાં ભાવિમાં આવી પડતી સર્વ પ્રવૃત્તિઓ કરતાં ઇર્ષ્યા કરવા યોગ્ય, સ્પૃહણીય ગણાત. પરંતુ ખરેખરી સત્ય વાતતો તદન જુદાજ પ્રકારની છે. સાક્ષરોનામાં અન્ય માનવિઓના કરતાં કંઈ વધારે અધિકારી, સર્વ ઉપર વિજય મેળવતી ઇચ્છાશક્તિ હોતી નથી; દરેક મનુષ્યનો છે તેમ તેમનો પણ અનુભવ એવોજ છે કે, સમજવું અને આચરવું, એ બે તદન ભિન્ન બાબતો છે. તેમની કીર્તિવડે ભાગ્યે જ તેમના ચરિત્રની મહત્તામાં લાભકારક અસર થાય છે, તેમના મનની શાંતિ ઉપર તો કદાપિ અસર

થતી જ નથી. તેમનો ઝગઝગાટ માત્ર બાહ્યનો હોય છે, અન્યનાં ચક્ષુઓને તૃપ્ત કરવા માટે હોય છે. આંતરમાં તો તે માત્ર અસ્વાસ્થ્યનું એક પ્રકારનું દુઃખ હોય છે, લોભના ક્લેશો પ્રજ્વલતા અગ્નિમાં હોમાતા ઘૃત સમાન છે, તે વડે અગ્નિ ક્ષણમાત્ર શાંત થાય છે પરંતુ વિશેષ બલવાન્ બનીને જ્વાલાઓ પુનઃ પ્રકટી નીકળે છે. આ ઉપરાંત આ સાક્ષરો સંપૂર્ણ રીતે ચૈતન્યના જ બનેલા હોતા નથી, પરંતુ જડ અને ચેતન ઉભયના મિશ્રણના બનેલા હોય છે. તેમની વિચારશક્તિયો ઉચ્ચ રીતે કેળવાયલી તથા કાર્ય કરતી હોય, પરંતુ તેમને પણ સુખી થવા માટે પ્રેમપાત્રો તેમજ વિચારો તથા કલ્પનાઓ હોવાં જોઇએ, તેમને અન્નવસ્ત્રાદિ પૂરાં પાડવાં જોઇએ નહિ તો તેઓ મરણ શરણ થઈ જાય છે. તેમના જીવનનો માર્ગ અન્યને ઇર્ષ્યાળુ બનાવે એવો હોવાને બદલે, પોતાની પ્રવૃત્તિને દર્શાવવાને ઉત્સુક બની રહેલા મનુષ્યના અનેક માર્ગોમાંના એકાદને કદાચ મળતો હોય છે, દુઃખ અને અધોપતનથી અત્યંત ઉભરાઈ જતો હોય છે. સાક્ષર લેખકોનાં જીવનચરિત્રનું અવલોકન કરો! આ લોકનાં કષ્ટો, વાતચીતનું એક ફલદ્રુપ ક્ષેત્ર પુરૂં પાડે છે; ઘણીકવાર તો તેમનાં દુઃખો સાથે જ તેમની ભૂલો અને દુર્ગુણો વૃદ્ધિગત થયાં જાય છે. આમ શી રીતે થાય છે, એ વિચારવું જરા પણ અઘરૂં નથી. કોઈ પણ પ્રકારની બુદ્ધિ સાથે લાગણીની અમુક પ્રકારની કોમળતા જોડાયલી હોય છે; બુદ્ધિના બંધારણરૂપ આ એક ગહન લક્ષણ છે; આવા પ્રકારે બંધાયલાં હૃદયો માટે કોઈ પણ પ્રકારના જીવનમાં સંપૂર્ણ દીલગીરી ભરેલી હોય છે. ભાષાસાહિત્યના વ્યાપારોવડે આ સાહજીકવલન સતેજ બનતું જાય છે; તેમના સાથમાંથી ઉપજતાં દુઃખોવડે તે અત્યંત કલેશકારક દશામાં આવી પડે છે. ભાષાસાહિત્ય માટે લેવાતી સંભાળ અને મહેનત તો જીવનવ્યાપાર સમાન છે અધગ પરંતુ પુષ્કળ ઐહિક સુખ કે જે આ દુનિયામાં મળી આવે છે, તેના કરતાં તેના આનંદો ઘણા સૂક્ષ્મ પ્રકારના છે, ક્ષણિક છે. મનના શ્રેષ્ઠ પ્રયત્નોવડે તેને થોડો જ આનંદ મળે છે, વારંવાર તેથી તેને દુઃખ થાય છે; કારણ કે માન વિના ઉદ્દેશો તેના સામર્થ્યના પારના પ્રદેશના હોય છે. આ વ્યાપારોનો બાહ્ય બદલો, તેમનાથી મળતી ઉચ્ચ દશા, એ આથી પણ ઘણી થોડીજ કીંમતની વાત છે. વિજય મળવા છતાં પણ તે માટેની તૃષ્ણા અતૃપ્ત રહે છે. જ્યારે તે ગુંચવાય છે ત્યારે દ્વેષ, ધિક્કાર, આદિ દયાજનક દુઃખકારક લાગણી પ્રકટી આવે છે. તેને ભડકાવનાર અથવા લલચાવનાર આટલું બધું હોવાથી, વિરોધો ઉપજી આવે છે કે જેનો પરિહાર કરવાને કોઈ જ લાયક હોતું નથી. આથી જ સાક્ષર લેખકોમાં સુખનો અભાવ હોય છે, આથી જ તેમનામાં દોષો અને ખામીઓ ઉપજી આવે છે.

આ પ્રમાણે વિદ્યાકલાના શોખીન માટે પણ ભાષાસાહિત્યનો વ્યાપાર ભીતિકારક અને નિરાશાજનક ધંધો નિવડવા સંભવ છે. પરંતુ જેના દરજ્જા અને ઐહિક સુખોનો આધાર તેના ઉપર છે, જે લખવા માટે જીવતો નથી પરંતુ જીવવા માટે લખે છે, તેની મુશ્કેલિઓ અને દુઃખો ભયંકર રીતે વધી પડે છે. આવી બક્ષિસવાળો આવા ભાગ્યવાળો જીવનના જંગલી ધાંધલમાં આમ તેમ તણાતો, દુઃખો સહન કરવાને થોડો જ લાયક એક મનુષ્યને જોવા કરતાં અન્ય કોઈ પણ દેખાવ વિશેષ હૃદયદ્રાવક નથી. કદાચ તે

ઉચ્ચતમ વિચારોને પોષાતો હોય છે. પરંતુ અધમાધમ તંગીઓમાં જકડાયલો શુદ્ધ અને પવિત્ર ઉદ્દેશોવાળો હોય છે. પરંતુ જરૂરીના ઉશ્કેરાટને લીધે અથવા કામનાની પ્રેરણાને લીધે હમેશાં સીધા માર્ગમાંથી દૂર ખસી જાય છે; કીર્તિની વાંછના રાખે છે પરંતુ વારંવાર દરરોજની અહારની તંગીમાં હોય છે; તેની કલ્પનાએ રચેલાં તરંગ નગરો અને યથાર્થતાનાં ખુલ્લાં રણોના મધ્યમાં તે ગોથાં ખાય છે; તેનાં મહેનતુ કાર્યોમાં પ્રતિબંધ નડયા છે, નિષ્ફલતા મળી છે. પોતાનાં શ્રેષ્ઠ કાર્યોથી અસંતોષ પામીને, પોતાના નશિબથી કંટાળી જઈને, આવા સાક્ષર લેખકો વારંવાર પોતાના કંટાળા ભરેલા દિનો, અસ્પષ્ટ દારિદ્રની સાથે બાથ ભીડવામાં ગાળે છે; દુઃખી થાય છે, નિંદાય છે, અધોપાત પામે છે અથવા ગાંડા થઈ જાય છે. હાસ્ય અને કરૂણાના ભોગ થઈ પડે છે. ચૈતન્ય અને જડના યુદ્ધમાં નિરાશાનું છેલ્લું સ્થાન છે. આવાં ધીમે ધીમે નાશ કરતાં દુઃખોમાં અનેક શ્રેષ્ઠ પુરૂષો રીબાઈરીબાઇને મરણ શરણ થયા છે, તેમનાં કાર્યો અપૂર્ણ રહ્યાં છે.

તથાપિ આવાં માનવિઓના મધ્યમાંથી જ અસંત કીમતી રત્નો તથા માનજાતનાં મુખ્ય ભલું કરનારાઓ મળી આવે છે. આપણી સૂક્ષ્મ લાગણીઓને જાગતી રાખનાર તેઓજ છે. સત્તા અથવા આનંદના કરતાં તેમનામાંથી શ્રેષ્ઠ ઉદ્દેશો મળી આવે છે. તેઓ મનને આગળ વધારનાર વિધાયકો છે. એટલી દયાની વાત છે કે તેમનાં આટલાં બધાં વિનયવંત કાર્યોથી અન્યને આટલોબધો લાભ થયો છે, પરંતુ તેમને પોતાને માટે લાભ લેવાનો ઘણો થોડો પ્રસંગ મળ્યો છે. બડબડવાથી કંઈ લાભ થવાનો નથી. આ કાર્યમાં તો તેઓ વોલંટીઅરો જેવા, ઇચ્છાપૂર્વક કાર્ય માથે ઉપાડી લેનારાઓ છે. તેમણે તેનાં આકર્ષણોની તેનાં વિઘ્નો સાથે સરખામણી કરી જોઈ છે. સર્વની પેઠે તેમણે તેમના નિશ્ચયનો પરિણામ ભોગવવાં જોઇએ. આ માર્ગનાં વિઘ્નો ભયંકર છે પરંતુ સર્વે અનિવાર્ય નથી. જેઓ એ માર્ગે યથાર્થ રીતે મળે છે તેમને તેનાં મહાન્ ફલો મળે છે. જો એક લેખકનું જીવન, અન્યના જીવન કરતાં વધારે ખળભળાટવાળું તથા વિઘ્નકારક હોય તો તેને ઘણું ઞનુની તથા શ્રેષ્ઠ બનાવી શકાય એમ છે. નશીબ દેવી તેને દુઃખી બનાવે; તેનો તિરસ્કાર કરી શકે એવો માત્ર તે જાતેજ છે, બુદ્ધિના ઇતિહાસને શુદ્ધ તથા શ્યામ ઉભય પક્ષો હોય છે. અને જો આવા પુરૂષોના દુઃખને અથવા વધારે ખરાબ તો આવા શ્રેષ્ઠ લોકોના અધોપાતને અવલોકવો એ ભયંકર હોય તો, જીવનનાં વિવિધ પ્રકારનાં દુઃખો અને લાલચોના મધ્યમાં શાંતિથી અને મહત્તાથી જીવન ગાળનાર, આપણા સ્મરણમાં પૂજ્યસ્થાન પામનાર, ચરિત્ર અને લેખ ઉભય માટે સમાન રીતે વંદનીય ગણ્યાગાંઠયા પુરૂષોને સ્મરણમાં લાવીને બેવડો આનંદ લેવાનો છે. આ અધમ સૃષ્ટિમાં આવા પુરૂષો પુષ્પ સમાન છે; યથાર્થ ભાર પૂર્વક "મોટા" એ શબ્દ આ લોકોને જ લગાડી શકાય. તેમના કાર્યોમાં એક પ્રકારની યોગ્યતા હોય છે, તે વિશે વિચાર કરવાનું કોઇને પણ મન થાય છે. "જેણે વીરરસ પ્રધાન કાવ્યો લખવાં હોય તેણે પોતાના જીવનને એક વીરરસ પ્રધાન કાવ્ય મયજ બનાવવું જોઇએ."

કારલાઇલ.

આદ્યદ્રષ્ટા
એક અભેદમાર્ગ પ્રવાસી.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

—તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૩. ] ( માસિક ) [ ડીસેમ્બર ૧૯૦૬. ]

## ॥ होरी ॥

( મળેલું ).

કોઇ ખેલત સંત સુજાન,
આદિપતિ કે સંગ હોરી—કોઈ.
મૂલદ્વાર ગહી થાંભી જુક્તિસે, બંકનાલ ગહી ફેરી,
નાદબિંદુ દો હોત એક સમ, અષ્ટ કમલ બિકસ્યોરી,
જ્ઞાન ઘરખાન ખૂલ્યોરી—કોઈ ખેલત.
ઈંગલા પિંગલા સુષુમન શોધા, અજબ અબીર રસ ઘોરી.
અનહદ બીચ ચલી પીચકારી, પ્રેમસે છાકી પર્યોરી,
સુરત તનકી ન રહ્યોરી—કોઈ ખેલત,
જાગ્રત સ્વપ્ન સુષોપતિ તૂરિયા, જ્યોતિ જહાન બર્યોરી,
પંચગુન તત્વ તીની તહાં નહિ, અમૃત કૂપ ભર્યોરી,
જાઈ ગુરૂ ગમસે કહ્યોરી—કોઈ ખેલત.
અમૃત સાગર વાર ન પારા, અક્ષર એક લગોરી,
હય અનામ અક્ષર કે માંહિં, ગુરૂ મત બલરામ કહ્યોરી,
આદિ ઘર સૂઝ પર્યોરી—કોઈ ખેલત.

# । प्रेमयाञ्चा ।

( મઝલુ. )

તને ચાહે છે આ જન સમયથી દીર્ઘ પ્રીયએ,
અને એ ઉત્પત્તિ પ્રણય તણી નિષ્કારણ થઈ;
શકાયે શે રોકી સુખકર થતાં દર્શન તવ,
બધે સ્વેચ્છા ચારી પણ તુજ કને દીનજ ખરે.
બનું અલ્પ પ્રાણુ હ્યનયન તારા પર ઠરે
સ્વીકારીને કુંળા હૃદય સહ ચાંપે હૃદયને
સુંવાળા સર્વાંગે મૃદુ કર ધિમે ફેરવ ગણું
'સુખી' 'ધન્યાત્મા' તો અવર સઘળું તુચ્છ સમજું
પડે મીઠા બોલો મુખ કમલથી ધર્મે વચનો
ચમી શ્રદ્ધાથી તે ઝિલી લઈ ઉમંગે અનુસરૂં
અહા એ દાડો ક્યાં તવ હૃદયથી પ્રેમ ઝરણું
વહેશેને તેમાં થઈશ કરીને સ્નાન પૂનિત.
પ્રતીતિ છે કે તું નહિ નહિ કદી નિષ્ઠુર બનશે
અમી દૃષ્ટિ રાખી અનવરત આભારી કરજે.

---

# दिव्य प्रभात.

( મઝલુ. )

ગયું સૌ અંધારૂં, ત્વરિત ધસિયું અન્ય સ્થલમાં,
પ્રકાશી એકે ના, ઉડુગણ ડુબ્યા સૌ ગગનમાં;
વહે ઠંડો વાયુ, કુસુમ રજ શું વ્હાલ કરીને,
રહી ભૂમિ આજે, સિકર મુક્તા માલ ધરીને.
ઉઠ્યાં સૌ કો પક્ષિ, મધુર રવ મુખે ઉચરતાં,
વળી ગીરી પ્રાંતે હરણ યુથ હોંશે વિચરતાં;
મહેકે અંબુજો, સરવર મહીં જે વિકસતાં,
મયૂખો ભાનૂના, વિભુષિત ધરાને કરી રહ્યાં.
રહીઆળી આજે, અનુપમ લિલા હું અનુભવું,

સદાએ આવું તે, શિદ ન સરજ્યું રે નિરખવું;
જશે જોઉં તે શું, રસમય સલૂણો અહર આ,
અરે ભ્રાતા આતો, સ્વરૂપ નિજ લાગે બદલવા.
રસીલાં રૂપાળાં, કિરણ મૃદુ તે ચંડજ થયાં;
વળી પેલાં દીઠ્યો, સિકરકણ મુક્તા ગુમ થયાં;
હતો ઉંડો ભાનૂ, ગિરિવર હૃદે જે વિચરતો,
દીઠો આકાશે તે, ગમન કરતો વાહન વનો.
ઉઠી સૃષ્ટિ તેના, વિષમ મૃદુ સંધા રવ ગયા,
ઉઠી વૃત્તિ સ્થિરે, સકલ તનુઓ તે ચલ થયાં;
સદાએ જે ઇચ્છું, ઉચિત લહરી તે વહી ગઈ,
વળી બીજી આ તો, નવીન કંઈ દૃષ્ટિ પથ ચઢી.
મનુજોને લેવા, જગત રચના એ સૂચવતી,
વિરામું વિચારી, પ્રિયદરશ તોએ સૂઝવતી,
નિવારી શંકાને, ઉભય સ્થિતિનું તોલન કરી,
રહીને વિશ્વાસે, સહન કરવું ધિરજ ધરી.

---

## સત્પન્થ.

પદ રાગ–કાફી.

વાટે—ચાલો—વીરા....રે...........
ઉવાટે ન—આથડો—
સંકટ શાને........વ્હોરો....રે........
હાથે શીદ હેઠા પડો— વાટે ચાલો૦

મારગ જાતાં મળે લૂંટારા.
ભલે બધું લે લૂંટી—
ભય નવ ધારો જરા હૃદયમાં
હિમ્મત જો નહીં ખૂટી—
તો તો એવા....પન્થે....રે........
આડો કોઇ ના રૂહે ખડો.... વાટે૦

દશે દિશાએ કરો જવાનું,

તો તે સ્હેજ જવાશે—
જ્હાં જુઓ ત્હાં ગગન પૃથ્વીની
સાથે એક જણાશે—
ખેલ છે દૃષ્ટિનો....રે.......
ત્હેમાં નહીં ભૂલા પડો— વાટ૦

ખારા જળનાં બન્યાં ઝાંઝવાં;
તે જળ છે સમજાયે.
નજીક જતામાં આઘાં આઘાં-
જાતાં દૂર જણાશે—
મિથ્યા એવો ખોટો....રે........
ખેલ અહીં થાય ખરો— વાટ૦

તરસ્યાં મૃગલાં અતિ દોડતાં,
જળ દેખી હરખાશે.
પણ શ્રમથી નહીં તૃષા છીપતાં.
છેવટ નિરાશ થાશે—
આશા છે કઢંગી....રે........
મિથ્યા શીદ ધાર ધરો— વાટ૦

જીંદગીના ભાવો સૌ એવા,
વાદળ રંગો જેવા
ક્યહાંથી ઉદ્ભવી કેમ જણાતા
પાછા ક્યહાંહીં સમાતા—
વિધ વિધ રંગો વિશ્વે....રે.......
ખેલ એમાં જામે ખરો—વાટ૦

કરી યત્નને જગ-કર્ત્તાના,
નિયમ ત્હમે શોધી લ્યો—
અને વિચર્યા કરો ગુણ-ગ્યે,
ભાવ બધા બોધી લ્યો—
ત્યાર કેડે જોજ્યો....રે........
હર્ષ કેવો થાય ખરો— વાટ૦

મકકાકર-નાગર.

# ॥ देशाभिमाननो आध्यात्मिक आधार ॥

વર્તમાનકાલમાં બંગાળામાં ચઢી આવેલા દેશાભિમાનના પૂરને લીધે આપણા મિત્ર અને શત્રુ ઉભયનું સમાન રીતે વિશાલતાથી ધ્યાન ખેંચાયું છે, તથા વિચારવંત પુરૂષો આનો અર્થ શો થતો હશે, એવા વિચાર વમળમાં ઉતરી પડયા છે. આપણી પ્રજાકીય જાગ્રતિની રાજ્યદ્વારી અને અર્થશાસ્ત્રવિષયક બાબતો વિશે ઘણા લોકો વિચાર ચલાવે છે, ચર્ચા કરે છે, પરંતુ તેનું ખરૂં આંતર્ તાત્પર્ય ગ્રહણ કરનારા તો વિરલાજ હોય છે, આવી સર્વ પ્રકારની પ્રજાકીય ઉત્સાહની ભાવનાનો, એક કૃત્રિમ ઉશ્કેરણી રૂપ ગણીને તિરસ્કાર કરવો; એ આપણી જાતને સંપૂર્ણ રીતે બાહ્યપ્રદેશમાં વસતિ જણાવવા સમાન છે—લોકનાં આંતર્જીવન અને વિચારના બોલકુલ જ્ઞાનવિનાના જણાવવા સમાન છે. વર્તમાન દશાને લીધે આપણા લોકમાં ઉપજી આવેલો અસંતોષ, એક મુઠ્ઠીભર વર્તમાનપત્રકારો તથા વ્યાખ્યાનકારોએ ઉપજાવી કાઢયો છે, અને જો માત્ર સરકારને ચાંપતાં પગલાં ભરવાની હિંમત હોય તો આપણી કહેવાતી દેશાભિમાનની ભાવના ધીમે ધીમે ચંપાઇ જશે, આવા પ્રકારની અજ્ઞાની ભાવનામાંથી ઉપર દર્શાવેલા પ્રકારની અનેક વિરોધિ ટીકાઓ ઉપજી આવે છે. માનવવર્ગના ઘણા મોટા વિભાગને વિધિએ જ એવી રીતે નિર્માં છે કે, તેઓ આંતર્માંથી કાર્ય કર્તા કશાનો કોઇપણ પ્રકારે વિચાર કરવાને માનસિક રીતે નિર્બલ હોય છે. આપણી સર્વ પ્રકારની પ્રજાકીય આશાઓ અને પ્રયત્નોના આંતર્માં વ્યાપી રહેતી તથા તેમને બલવાન બનાવતી એક ઉંડી પસરી રહેલી આધ્યાત્મિક આકાંક્ષા, એંગ્લોઇન્ડીયન પત્રોમાં કવચિતજ જોવામાં આવતી દીર્ધદૃષ્ટિથી એમ્પાયર પત્રે શોધી કાઢવાથી એક પ્રકારની આનંદની વાત છે.

આપણા લોકોમાં પ્રજાકીય આત્મ-ભાનનો ઉદય થઇ ચૂકયો છે. હિંદવાસિયોના સંબંધમાં વિચાર કરતાં તેમની પ્રજાકીય આત્મ-ભાનની ભાવનાના આવશ્યક વિભાગ રૂપે આધ્યાત્મિક ભાવના જ હોવી જોઇએ, એ નિર્વિવાદિત વાત છે. સમકાલિન ચેતનશાસ્ત્રના સર્વ ગંભિર અભ્યાસિયોને કેટલાક સમયથી સ્પષ્ટ રીતે જણાઇ આવ્યું છે કે, હિંદી લોકના ઉત્સાહના વલનમાં એક લક્ષમાં લેવા યોગ્ય ફેરફાર થવાનો આરંભ થઈ ચૂકયો છે, તથા ધીમેથી પરંતુ ખાત્રીથી વિસ્તારમાં અને બલમાં વધતી જતી એક પ્રકારની નવીન આધ્યાત્મિક ભાવનાઓથી લદબદ થઇ ગયલી નવીન ઉર્મિઓ અને નવિન વિચારોનો સર્વત્ર વ્યાપી રહેલો એક આંતર્ પ્રવાહ કયારનોએ ઉંડા ઉતરી વિચાર કરનારાઓના લક્ષમાં આવ્યા વિનાનો રહ્યો નથી. આવી નવીન આધ્યાત્મિક જાગ્રતિ શાથી સંભવી છે? આપણા ઉપર ઠોકી બેસાડવામાં આવેલા નવીન તથા વિદેશી શિષ્ટાચાર કેલવણીને, તેમજ આપણા પૂર્વજોના પ્રાચીન શિષ્ટાચાર, કેલવણી સાથે આપણો માનસિક સંબંધ થવાની વાતને, એ સમાન રીતે આભારી છે. યૂરોપીયન શિષ્ટાચાર, કેલવણીની પ્રથમાપકારિણી શક્તિયોને આપણે આપણા જીગરથી પ્રતિઉત્તર આપ્યો છે, અને જો આપણે તેમને સંપૂર્ણ રીતે

કારણ નથી થયા તો તે એટલા જ માટે કે, એક પ્રજા તરીકે આપણે આપણું પોતાનું એક પ્રકારનું વ્યક્તિત્વ છે, જેના વિશે આપણે દિને દિને વધારે ભાનવાળા થતાં જઇએ છીએ. આ વ્યક્તિત્વનો સંપૂર્ણ રીતે સાક્ષાત્કાર કરવો, એમાંજ આપણુ સર્વ જે જે માટે શોધ ચલાવીએ છીએ તેનો સમાવેશ થાય છે.

પાશ્ચાત્ય વિચારોથી આપણાં મન ઉપર ઉપજી આવેલી અસરો, તથા આપણી સામાજીક અને પ્રજાકીય પ્રવૃત્તિઓમાં પાશ્ચાત્ય જીવનથી ઉપજી આવેલાં પરિણામો તદ્દન સ્પષ્ટ છે, એટલાંબધાં જાણીતાં છે કે તેમનું અત્રે જરાપણ વર્ણન કરવાની જરૂર નથી. પરંતુ આપણા પ્રાચીન ભાષાસાહિત્યના શોધવડે પ્રજાકીય મન ઉપર ઉપજી આવેલી અસર એટલીબધી સામાન્ય રીતે જાણીતી નથી. હિંદને માટે તો વર્તમાન સમય ભાષા સાહિત્યની ઉન્નતિનો એક કાલ છે, "અને યુરોપીય ભાષાસાહિત્યઉન્નતિકાલના કરતાં, "કલા, સાહિત્ય, પદાર્થવિદ્યા, તથા તત્વશાસ્ત્રની બાબતોમાં ખરેખર કાર્યપ્રદેશમાં તે પાછળ હઠી જાય છે તો તેનું કારણ એટલું જ છે કે, દેશની રાજકીય તથા અર્થશાસ્ત્ર સંબંધી દશાને લીધે આમ થાય છે તથા આને લીધે પ્રજાકીય મન ઉપર મનોભંગની અસર થાય છે. થોડાક સમય માટે તો એમજ લાગ્યું કે પ્રજાકીય આત્મ-ભાન, વિદેશી વિચારો અને વિદેશી ભાવનાઓના પૂરમાં ઘસડાઇ જશે, માત્ર આજકાલથી જ આપણે આપણી જાત માટેની સમજવાળા થવા લાગ્યા છીએ. આ દુનિયાની અંધારી ગલિકૂચિઓમાં આપણને દોરનાર પ્રકાશ, આપણા પ્રાચીન ભાષાસાહિત્યમાંથી મળી રહે છે. આપણે સંસ્કૃત ગિરાને હવે એક મૃતભાષારૂપે નહિ પરંતુ એક જીવંતભાષારૂપે અભ્યાસ કરીએ છીએ; આ માટે આપણામાં એક વૈયાકરણી અથવા ભાષાશાસ્ત્રીનો જુસ્સો નથી, પરંતુ આપણો તો આધ્યાત્મિક સત્યોના શોધકોના જેવો ઉત્સાહ છે. વેદાન્તમાં અને ગીતામાં એક વર્તમાન હિંદી એકાદ નવીન ધર્મને શોધતો નથી, પરંતુ સર્વ ધર્મોના સારભૂતતત્વરૂપ જે જે છે તેનો શોધ ચલાવે છે. આપણું ધાર્મિક ભાષાસાહિત્ય, તકરારી મતપંથસંપ્રદાયસમાજો તથા બંધનકારક અનેકવિધ મતમતાંતરોના પ્રદેશના પારનું છે, તે આધ્યાત્મિક બાબતોમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે. વેદાન્ત તમને એકાદ ધાર્મિકમંત્રોપદેશ કરતું નથી, તે તો માત્ર તમારા આધ્યાત્મિક ઉત્સાહને વધારે છે.1

વેદાન્તનો મધ્યસ્થવાદ એવો છે કે, માત્ર યથાર્થ ખરેખરી વસ્તુ, યથાર્થ શબ્દ ના સમજી શકાય એવા કોઇપણ અર્થ પ્રમાણે, આત્મા જ છે, વ્યક્તિગત જીવાત્મા, સર્વવ્યાપક વિશ્વાત્મા સમાન જ છે, તથા માનવદેહ એ આંતરમાં વસતા પુરૂષના એક મંદિર રૂપ છે. વેદાન્તિયો જેને યથાર્થતા કહે છે તે માત્ર એક સિદ્ધાન્ત રૂપે હોય તોપણ એ સિદ્ધાન્તથીએ બુદ્ધિમાં અત્યંત પ્રકાશ પડે છે, તથા ચારિત્રમાં ઉત્સાહ ઉમેરાય છે. આપણાં શાસ્ત્રો પ્રમાણે માનવજીવાત્મા માટે મોક્ષનો માત્ર એટલો જ અર્થ સંભવે છે કે, જડવિશ્વના બંધનમાંથી તેનો છુટકારો થવો; કોઇપણ મનુષ્ય ગમે તો માનસિક રીતે તેનાથી દૂર થવાવડે અથવા તેને આંતર્ પુરૂષને આધીન કરવા વડે, જડવિશ્વ ઉપર વિજય મેળવી શકે. ઇસ્લામિક ધર્મોની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાઓ આના સમાન આધ્યાત્મિકભુવન પર્યંત

પહોંચે છે તથા એક સુફી, એક વેદાન્તિના ભ્રાતા સમાન છે. આપણે માટે તો જડવિશ્વમાંની પ્રવૃત્તિયોદ્વારા પ્રજાકીય આત્માનો અનુભવ થવાની જરૂર છે. અત્રેથી જ યૂરોપીય પદાર્થ વિદ્યાની, યૂરોપીય વ્યાપારની, યૂરોપીય રાજ્યવિદ્યાની, ઉપયોગિતા આપણે માટે ખડી થાય છે. માત્ર વિશ્વવ્યાપક ભૂમાની શોધમાં આપણા પ્રાચીન આચાર્યોએ ઐહિક બાબતોને હદપારની વિસારે પાડી દીધી છે. હિંદુઓના શ્રેષ્ઠ પ્રયત્નો વ્યક્તિના પ્રવૃત્તિમય જીવન તરફ કદાપિ દોરાયા નથી, સમાજને રૂઢિના પંજામાં રહેવાદેવામાં આવ્યો છે, આના પરિણામ રૂપે વિચાર અને આચારમાં આસમાનજમીનનો ભેદ પડી ગયો છે. ઉત્સાહપ્રેરક પાશ્ચાત્ય શિક્ષાચારે વ્યાવહારીક જીવનની ઉપયોગિતાને એજ એજ આપણા ધ્યાનમાં ઉતારી છે, તથા એ વિશે વિચાર કર્યાવિના રહેવું હવે આપણે માટે અસંભવિત છે. અનુભવની વિકટશાલામાં આપણને શિક્ષણ મળ્યું છે કે, જો આપણે એક પ્રજારૂપે જીવન ગાળવું હોય તથા આપણું પોતાનું સિદ્ધ કરવું હોય તો, આપણા સામાજીક અને રાજકીય જીવન ઉપર પ્રજાકીય ભાવનાની સમગ્ર અસર ઉપજાવવાની જરૂર છે. પરંતુ પૌર્વાત્ય ભાવનાના ભેદનો સમાવેશ આમાં થાય છે, તેઓ ઐહિક સુખોપભોગ મેળવવાની જરૂરને સંપૂર્ણ રીતે સમજે છે, તથાપિ તેઓ સાથેસાથેજ પાશ્ચાત્યોના જેટલી ઐહિક સમૃદ્ધિની કીંમત આંકતા નથી. હિંદીઓ એક પ્રજારૂપે કોઇપણ કાલે, ઐહિક જરૂરીઆતો સંતોષવામાં મેળવેલા વિજયના માપવડે, જીવનના વિજયનો નિર્ણય કરશે નહિ. જો આપણે કોઇપણ કાલે આપણું યથાર્થ ઉદ્દેશ સ્થાન પ્રાપ્ત કરવું હોય તો જડવિશ્વને આપણા આધીનમાં લઇને, આપણી આધ્યાત્મિક વૃદ્ધિમાં મદદગાર થઈ પડે એવા સામાજીક અને રાજકીય ફેરફારો કરવાવડે થઇ શકે એમ છે. હિંદમાં વર્તમાનકાલે પ્રચલતો અસંતોષ, દશ્ય ઐહિક સૃષ્ટિમાં પોતાનો અનુભવ મેળવવાના જીવાત્માના પ્રયત્નોના પરિણામ રૂપ છે, તથા વર્તમાનકાલે આ પ્રમાણે અનુભવ પામવાની તેની અશક્તિમાં જ ઉંડાં મૂલ ઘાલીને પડેલાં આપણાં દુઃખોનો જન્મ થાય છે. જડના, ઐહિકતાના ઉભરાઇજતા પૂરમાં ગુંચવાઇ જવું, તણાઇ જવું, એ આપણા મરણ સમાન છે. વર્તમાન હિંદના સામે ખડો થયલો મહાન પ્રશ્ન એ છે કે, આપણા પરંપરાનાં શિક્ષાચાર કેલવણીને, પશ્ચિમનાં વ્યાવહારિક શિક્ષાચાર કેલવણી સાથે વ્યાવહારિક સંબંધમાં લાવવાની જરૂર છે, તથા સાથેસાથેજ આપણું પોતાનું પરંપરાનું આધ્યાત્મિક ચારિત્ર સાચવી રાખવાની અત્યંત જરૂર છે; અન્ય રીતે કહેવા માગીએ તો, અમારે જીવનની, વિશેષ જીવનની, ઉત્સાહની જરૂર છે, પરંતુ તે જીવનની કીંમતના ભોગે તો નહિજ.

“ધબેંગાલી.”

# ॥ आत्म-संयम ॥

। अथवा ।

## ॥ पतंजलिनो योग ॥

( અનુસંધાન-ગતવર્ષ-પૃ૪-૩૨૬-થી. )

શ્રીમદ્ ભગવદ્ગીતામાં યજ્ઞો વિશે આ પ્રમાણે ઉપદેશાયું છે:—

" અર્પણબ્રહ્મ, હવિબ્રહ્મ, અગ્નિબ્રહ્મ, હોમ્યુંબ્રહ્મ, ને તે જવાનું બ્રહ્મમાં જ, બ્રહ્મકર્મ સમાધિથી કરીને." ( ૪—૨૪. )

"કોઈ યોગીઓ દૈવયજ્ઞને ઉપાસે છે; કોઈ યજ્ઞને યજ્ઞવડે બ્રહ્માગ્નિમાં હોમે છે."(૪-૨૫.)

" કોઇ શ્રોત્રાદિ ઇન્દ્રિયોને સંયમાગ્નિઓમાં હોમે છે, કોઇ કોઇ શબ્દાદિ વિષયોને ઇન્દ્રિયાગ્નિઓમાં હોમે છે." ( ૪—૨૬. )

કોઈ ઇન્દ્રિયકર્મ તેમ પ્રાણકર્મ સર્વને જ્ઞાનદીપિત આત્મસંયમયોગાગ્નિમાં હોમે છે." ( ૪—૨૭. )

"કોઇ, દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, સંશિતવ્રત, એવા યતિ હોય છે." ( ૪—૨૮. )

" કોઈ અપાનમાં પ્રાણને હોમે છે, કોઇ પ્રાણમાં અપાનને હોમે છે: (કોઇ) પ્રાણાપાનની ગતિ રુંધીને પ્રાણાયામ પરાયણ હોય છે." ( ૪—૨૯.

" કોઇ નિયતાહાર હોઇ પ્રાણને પ્રાણમાં હોમે છે:—આ સર્વ યજ્ઞવિદ્ છે, યજ્ઞથી જ પાપને ટાળનારા છે." ( ૪—૩૦. )

યજ્ઞશેષ એવા અમૃતનો ભોગ કરનારા સનાતન બ્રહ્મને પામે છે, અયજ્ઞનો આ લોકનથી, ( તો ) બીજો તો હે કુરુશ્રેષ્ઠ ! ક્યાંથી જ ? " ( ૪—૩૧. )

આ અવતરણોમાંનો પ્રથમ શ્લોક ( ૪-૨૪. ) યજ્ઞોની સામાન્ય સ્તુતિ અર્થે છે. એક યજ્ઞમાં પંચ અવયવો હોય છે. અગ્નિ, હવિ, હોતા, દેવ, અગ્નિમાં આહુતિ આપવાનું કાર્ય. પછીના શ્લોકોમાં વર્ણવેલા યજ્ઞોમાં આ સર્વ, શ્રીકૃષ્ણ કહે છે કે બ્રહ્મના આવિર્ભાવો છે. આ સર્વ યજ્ઞોનું પરિણામ એ છે કે આખરે યજમાન દિવ્યલોક, દિવ્ય સાક્ષાત્કાર

પામે—આ એક ઉદ્દેશ એવો છે કે જેને માટે એક અથવા અન્ય સ્વરૂપમાં માનવો હમેશાં ઝંખના કર્યાં કરે છે. આવા પ્રકારની ઝંખના, કલ્પના યથાર્થ નિવડે એટલા માટે યજ્ઞો આચારવામાં આવે છે. અલબત, યજ્ઞ નહિ કરનાર પુરૂષ આ લોકની પણ દરકાર કરતો નથી તેમજ તેને પરલોકની ઘણી થોડીજ દરકાર હોય છે. પ્રથમ જો ભોગ ના ભોગવાયા હોય તો કોઇ પ્રકારે અપવર્ગનો સંભવ નથી, એવા સાંખ્ય-યોગના આધારભૂત સિદ્ધાંતને આથી વિશેષ ટેકો મળી રહે છે; જેમને પોતાની જાતિનો અથવા, પોતાનો વિકાસ ક્રમ શીઘ્ર બનાવવાની ઇચ્છા છે તેમણે એવી રીતે કાર્યપરાયણ થવું જોઇએ કે, જેથી પ્રકૃતિને પુરૂષોના દર્શને ઉપદેશવાના માનસિક, નૈતિક, સ્થૂલ, વ્યક્તિવિષયક, સામાજીક, વિવિધવિભાગોના અનેક પ્રકારના અનુભવો તેમનાથી શીઘ્ર અનુભવી શકાય. યજ્ઞોના આચરણવડે વિકાસક્રમ શીઘ્ર બને છે, કારણ કે યજ્ઞોવડે શક્તિ અને પ્રાબલ્યમાં વૃદ્ધિ થાય છે; જીવનના નવાનવા સંભવો ખુલ્લા થાય છે; વિકાસક્રમની નિઃશ્રેણિનાં અધમપાદો પસાર કરી જવામાં આવે છે, ઉચ્ચપાદોના વારંવાર ભોમિયા થવાય છે, અનુભવવડે જ્ઞાન અને સામર્થ્ય સતત્ વૃદ્ધિ પામ્યાં જાય છે અને આખરે માનવના વિકાસક્રમની વર્તમાનદિશા કૈવલ્યદશા પર્યંત પહોંચે છે.

ત્યારે યજ્ઞો એટલે શું? પ્રથમ વર્ણવાયલો યજ્ઞ દેવયજ્ઞ છે, દેવોને, વૈદિક દેવતાઓને બલવાન્ બનાવવા માટે, પોષવા માટે આ યજ્ઞ છે. માનવની અનેક પ્રકારની જરૂરીઆતોને પૂરી પાડતી અન્નાદિ તથા અન્ય પ્રકારની પૃથ્વિની પેદાશો રૂપ—જીંદગીની જરૂરીઆતોને પેદા કરવામાં વારંવાર સ્વતઃ પ્રદર્શિત થતી જોવામાં આવતી પ્રકૃતિની શક્તિયોરૂપ આ દેવો છે. માનવની ઇન્દ્રિયોને તેમના વ્યાપારમાં મદદ કરનાર તથા યથાર્થ રીતે તેમના અસ્તિત્વ માટે જવાબદાર આ પ્રાકૃતિક શક્તિયો અથવા દેવો છે; માનવના સ્થૂલજીવન માટે જવાબદાર સર્વ પ્રકારની શક્તિયોરૂપ આ દેવો છે. માનસિક આદિ ઉચ્ચભુવનો ઉપર સ્વતઃ પ્રદર્શિત થતા ઉચ્ચ દેવગણો પણ છે. માનવિમાં જે શક્તિયો જડી આવે છે તેજ વિશ્વમાં પણ જડી આવે છે. યથાર્થ રીતે માનવિ સર્વપ્રકારની શક્તિયોને વિશ્વમાંથી પોતામાં સંગ્રહે છે, ગુંથી લે છે.

વિશ્વનાં વિવિધભુવનોના તાત્વિકપ્રદર્શનોરૂપ, આવિર્ભાવોરૂપ દેવો છે અથવા અન્યશબ્દોમાં કહેવા માગીએ તો તેઓ આન્તર્ભુવનો ઉપર વર્તતી પ્રાકૃતિક-શક્તિનાં કેન્દ્રો રૂપ છે, વથા આપણાં જીવનોમાં સ્વતઃપ્રદર્શિત અને કાર્યપરાયણ થતી સર્વ પ્રકારની અનેકવિધશક્તિયોને દર્શાવે છે. સૂર્ય અને ચંદ્ર ઉભયે વૈદિક વિશ્વદેવગણમાંના દેવો છે, કારણ કે તેમનામાંથી પૃથ્વિનું જીવન આવે છે; સૂર્યવડે, પ્રાણ, જીવનની પ્રબલ શક્તિયો સૂચવાય છે તથા ચંદ્ર એ રાત્રિ અથવા ઐહિકજીવનની નિર્બલશક્તિયોનું મૂખ્ય ઉત્પત્તિ સ્થાન છે.

સાંખ્ય—યોગદર્શન આદેશે છે કે, વિશ્વ અને મનુષ્યમાં પચ્ચીશતત્વોનો સમાવેશ થાય છે, સ્થૂલમહાભૂતોને અધમતત્વોમાં ગણવામાં આવે છે તથા સર્વ ઉચ્ચતત્વો સ્થૂલ આવિર્ભાવોના સંબંધમાં જીવનના પ્રબલપક્ષને દર્શાવે છે. આ સર્વ ભુવનો—પંચતન્મા-

ત્રાઓ, પંચકર્મેન્દ્રિયો અને પંચ જ્ઞાનેન્દ્રિયો, મનસ્, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ, પુરૂષ—વિશ્વનાં વિવિધ ભુવનોને દર્શાવે છે. તથા પ્રકૃતિની સર્વપ્રકારની શક્તિયો જીવનનાં ભુવનોમાં વર્તતા દેવોને સૂચવે છે.

આપણા ઈશ્વરના આવા પ્રકારના આવિર્ભાવોમાંથીજ વિશ્વનાં સમગ્રભુવનો ઉપરની આપણી બધી શક્તિયોને આપણે તૂર્ત આકર્ષી શકીએ છીએ.

દેવયજ્ઞનો આ સર્વપ્રકારના દેવોની પૂજા સેવા કરવામાં સમાવેશ થાય છે. આ દેવોને બલવાળા બનાવવા એ માનવિનું કાર્ય છે, અને તેઓ પણ બદલામાં ભક્તોને વધારે વધારે શુભકરફલો આપતા જાય છે. દેવોને વધારે વધારે બલવાન્ બનાવવાના માનવપ્રયત્નમાં તેમની પૂજાનો આરાધનાનો સમાવેશ થાય છે. યજ્ઞોના આચરણવડે માનવિ દેવોને બલવાળા બનાવે છે, એ કંઈ એક નકામી કલ્પના નથી. કોઈ અમુક દેવના ધુંધારણ રૂપ- તાત્વિકમૂર્તિ ઉપર, વિશ્વના વ્યાપારક્રમમાં એ દેવથી કરાતા કાર્ય વિશે, માનવજીવનમાં એ દેવની શક્તિયો શી રીતે યોજાય એ વિશે દ્રઢ ચિંતવન કરનાર એક યોગી, માનસિક ભુવન ઉપર નિશ્ચિત તાત્વિકમૂર્તિઓને જન્મ આપે છે. વર્તમાનમાં આમને વિચારમૂર્તિના નામથી વ્યવહરવામાં આવે છે; કહેવાતા સ્વર્ગીય દેવ ગણોમાં અથવા પૂજાના હેતુભૂત દેવોના સૈન્યમાં આવા પ્રકારની વિચારમૂર્તિઓથી વધારો થાય છે: માનવ ભક્તિના પ્રયત્નવડે આ પ્રકારે વૃદ્ધિ પામેલાં આ દેવોનાં સૈન્યો, યજમાનને બલવાન્ બનાવવામાં મદદ કરે છે તથા સાથે સાથેજ સમગ્ર માનવજાતને થોડી અથવા વધારે સહાય મળે છે. ઉચ્ચવર્ગના યોગીઓ આ દેવોને, તેમના ગણોને, તેમની શક્તિયો માનવજીવનમાં ગુંથતા જોઈ શકે, એ તદ્દન સંભવિત વાત છે;—પરંતુ આ દિવ્ય પ્રાકૃતિક આવિર્ભાવોના જીવન, સ્વભાવ તથા નિયમો વિશેની બુદ્ધિમાં સ્પષ્ટ રીતે ઉતરે એવી સાબિતીથી પણ તેમની ભક્તિ અસરકારક રીતે થવામાં ઘણી ઘણી સહાય મળી રહે એમ છે. ઉપર દર્શાવેલા પ્રકારની આંધળી, ભાનવિનાની ભક્તિથી, પૂજાથી પણ શુભકારક ફલો પામવામાં સહાય મળે છે, આ ઉપરાંત આધ્યાત્મિકકેળવણીનો તથા બુદ્ધિ વિકાસનો પાયો નાંખવામાં પણ મદદ મળે છે. આવા કારણથી જ કર્મકાંડના પૂજા પ્રકારને યોજવામાં આવ્યો છે તથા તદનુસાર વર્તવાનું આદેશાયું છે. આવા કારણથી જ ઘૃતાદિ અન્ય પદાર્થો અગ્નિમાં હોમાય છે કે જેથી અમુક શુભકારક શક્તિની સેવા જોડે સ્થૂલકાર્યને જોડવાવડે સાધારણ ભૂમિકાનો યજમાન પણ પોતાની વિચાર અને ભક્તિની શક્તિયોને વધારી શકે તથા તેની પોતાની ભક્તિવિષયક વિચારમૂર્તિઓના સ્વરૂપમાં સ્વર્ગીય સૈન્યમાં સાથેસાથેજ વધારો કરી શકે; આથી તેના ઉપર તથા પ્રજા ઉપર આવા ગણોનું પ્રતિકાર્ય થાય છે તથા યથાર્થ રીતે સમગ્રમાનવજાત ઉપર આ અસર થાય છે. હિંદુઓની પ્રાચીન સામાજીકસંસ્થાના દિનોમાં, સર્વદેવોના સ્વભાવને જાણવાનો *અને અભ્યાસ કરવાનો, માનવોમાં રહેલી આ શક્તિયોને વિકસાવવાના નિયમો શોધી કાઢવાનો*, નાનાં મોટાં યજ્ઞસત્રોમાં એકઠા મળવાનો, તથા પોતાના જ્ઞાન અને વિચારના બલવડે નિશ્ચિત તાત્વિકમૂર્તિઓ પેદા કરવાનો, બ્રાહ્મણોનો ધર્મ હતો. ભક્તિના કર્મકાંડને દીક્ષા વિનાનાને દીક્ષામાં દાખલ કરવાના હેતુથી ચલાવો, સમજી શકે એવાહોય તેમને

યજ્ઞના કર્મકાંડને વીગતવાર સમજાવો, જેથી તેમના ભક્તિના વિચારમાં જ્ઞાનવડે પ્રાણ-રૂપનો ઉમેરો થાય.

માનવજીવનના દરેક વિભાગને અનુસરીને આ પ્રમાણે આચરવાનું હતું; આ જીવનના દરેક વિભાગને સજીવન બનાવનાર પ્રાકૃતિક શક્તિયો હોવાથી આ પ્રમાણે વર્તવા યોગ્ય છે. માનવ ઉપયોગના અભ્યાસ વિષયની કોઈ પણ વાચક કલ્પના કરી શકશે કે જે બ્રાહ્મણે ઉપદેશવાના ધર્મરૂપ ના ગણાયો હોય? લક્ષ્મી અથવા શ્રી-વ્યક્તિસંબંધી અથવા પ્રજાકીય સમૃદ્ધિની અધિષ્ઠાત્રિ, સરસ્વતિ-પ્રજાકીય અથવા વ્યક્તિ-વિષયક જ્ઞાનની દેવિ, શચિ-સુખ રૂપ લગ્નસંબંધોની દેવિ, ઇન્દ્ર-વર્ષા અને ધાન્યાદિનો, તથા સદાચારી સ્વર્ગીય જીવનનો દેવ, ગણેશ-શીઘ્ર, વિજયવંત, સમર્થ બુદ્ધિવિષયકભાવંતાનો દેવ, તથા અન્ય અનેક દેવો-એ સર્વ શબ્દબ્રહ્મના તાત્વિકઆવિર્ભાવોને દર્શાવે છે, વિશ્વનાં વિવિધભુવનો ઉપર તેના દિવ્ય પ્રેમને પાર પાડે છે; માનવજાતને વધારે વધારે ઉચ્ચ બનાવવાના હેતુથી તેઓ આમ વર્તે છે. માનવિની સ્થૂલ, નૈતિક, માનસિક, આધ્યાત્મિક વૃદ્ધિનો-વ્યક્તિની અથવા સમાજની-સમાવેશ દિવ્યમનસના પ્રતિબિંબરૂપ આ દિવ્ય શક્તિયોના, ઐહિક-જીવન સાથે સંબંધ ધરાવતાં ભુવનોમાં સતતવહનમાં થાય છે. માનવ જીવનની સ્થૂલ, નૈતિક, માનસિક તથા આધ્યાત્મિક પક્ષોનો અભ્યાસ કરવાનો તથા વચન અને દષ્ટાંતવડે અન્યને તેનો ઉપદેશ કરવાનો બ્રાહ્મણોનો ધર્મ ગણાય છે.

દષ્ટાંત તરીકે વર્ણવાયલા કેટલાક અન્યયજ્ઞો વિશે વિચારીએ. ભગવદ્ગીતામાં વર્ણવેલો દ્વીતિયયજ્ઞ બ્રહ્મયજ્ઞ છે. આ યજ્ઞમાં અધિકારી પુરુષો, યજ્ઞને યજ્ઞવડે બ્રહ્માગ્નિમાં હોમે છે. ટુંકામાં આ યજ્ઞનો હેતુ વિચારનાં પ્રયત્નવડે તૃષ્ણાનો ત્યાગ કરવાનો હોય છે યોગ દર્શન ઉપદેશે છે કે, માનવજીવનનો અંતિમ ઉદ્દેશ જ્ઞાનાનુભવ પામવાનો છે. પંચજ્ઞાનેન્દ્રિયો અને પંચકર્મેન્દ્રિયો ઉભયે આ હેતુ માટે ઉપયોગમાં લેવાય છે. આશક્તિયોના સંગવડે મનસ્ તેમના ઉપયોગમાં સુગમતા મેળવે છે તથા આથી ઉદ્ભવતી સુખની લાગણીવડે તેમનામાં બંધાઈ રહે છે. જ્યારે રજસ્‌ની પ્રવૃત્તિ પછી, ભૂતકાલના કાર્યને ભાવિ સમયની શક્તિયોના સ્વરૂપમાં ફેરવી નાંખવા માટે જોઇતો સમય આપવાના હેતુથી અલ્પસમય માટે તમસ્‌નો આવિર્ભાવ થઈ આવે છે ત્યારે આ શક્તિયોની પ્રાપ્તિથી પેદા થતી એક પ્રકારની સંતોષવૃત્તિ મનમાં મૂલ ધાલે છે અને કામના, તૃષ્ણાનો ઉદય થાય છે; શ્રીકૃષ્ણ પરમાત્મા ગીતામાં ગાય છે, "संगात्संजायते कामः।" સંગ થતાં પ્રાપ્ત કરવાની કામના થાય છે. પતંજલિ ભગવાન્ પણ આદેશે છેઃ—सुखानुशयिरागः। સુખને કામના, રાગ, અનુસરે છે.

આ કામના વિશેષ વિકાસને અટકાવે છે. તે વડે જીવાત્મા અધમ જીવનમાં બંધાય છે. જ્ઞાનની પ્રાપ્તિ રૂપ યથાર્થ હેતુવાળી ઇન્દ્રિયો આ પ્રમાણે કામના અથવા તૃષ્ણા રૂપે આવિર્ભાવ પામે છે અને પછીથી બેવડું કાર્ય કરવાનો પ્રારંભ કરે છે, જ્ઞાનના સમાધાન રૂપ થવાનું તથા ઉચ્ચ જીવન ગાળવામાં બંધન રૂપ થવાનું, ઉભય કાર્ય તેઓ બજાવે છે. જો તેમનાં કાર્યો તૃષ્ણા રહિત કરવામાં આવે તો જ્ઞાન, વિકાસ, અને અં-

તેમ મોક્ષ પર્યંતનાં પરિણામ આવે છે. જો તેમનાં કાર્યો તૃષ્ણાસહિત કરવામાં આવે તો સાહજીક રીતે પાછા હઠવા રૂપ પરિણામ આવે છે. વિકાસ પામવાના હેતુથી ઇન્દ્રિયોનો ઉપયોગ કરી શકવા માટે મનને, તૃષ્ણાઓને મરણશરણ કરતાં શિખવાની આવશ્યક્તા છે તથા ફક્ત જ્ઞાનપ્રાપ્તિના વ્યાપારમાં જ પ્રવિલાપન પામવાની જરૂર છે. ઉચ્ચ જ્ઞાન પ્રાપ્તિના આવશ્યક પરિણામ રૂપે ઉચ્ચશક્તિયોની પ્રાપ્તિ છે પરંતુ અત્રે પણ આ શક્તિયોના ઉપભોગની તૃષ્ણાને દાબી દેવાની જરૂર છે અને પછીથીજ વિશેષ વિકાસ સંભવિ શકે છે. આ પ્રમાણે આપણાથી સમજાય છે કે. શ્રેષ્ઠ શક્તિયોની પ્રાપ્તિ—એક પ્રકારના શ્રેષ્ઠ નૈતિક, બુદ્ધિશાળી, અથવા સ્થૂલ જીવન રૂપી—એ શક્તિયોવાળી એક પ્રજા અથવા વ્યક્તિ જીવનના એક ઉચ્ચભુવન ઉપર છે એ વાતની એક સૂચના રૂપે છે, તથા તે પ્રભુના પણ નિકટમાં વર્તે છે. પરંતુ એ ઉચ્ચભુવનનાં ઉપભોગની તૃષ્ણા હોય તો તે દર્શાવે છે કે એવો એક પુરૂષ અધોપતનના મુખમાં જ પડેલો છે.

કર્મના હેતુને તૃષ્ણામાંથી જ્ઞાનમાં ફેરવવાના પ્રયત્ન વડે, તૃષ્ણાના પંકમાંથી મનને શુદ્ધ બનાવવાના અભ્યાસમાં, આપણે ઉપર જણાવી આવ્યા તેમ બ્રહ્મયજ્ઞનો સમાવેશ થાય છે. કર્મ કરવું, એજ એક પ્રકારનો યજ્ઞ છે. કામનાનો નાશ કરવાના તથા કર્મનો હેતુ બદલવાના ઉદ્દેશથી યજ્ઞ રૂપ ગણીને કર્મ કરવા વડે મન ક્રમે ક્રમે શુદ્ધ બને છે. જેમ જેમ જ્ઞાન પ્રાપ્તિ થતી જાય છે તેમ તેમ પાછળ મૂકેલાં અધમભુવનોના સંબંધમાં વિચાર લાવીએ ત્યાંસુધી તો કર્મની આવશ્યક્તા દૂર પળે છે. તેટલા માટે જ્ઞાનાગ્નિ રૂપ બ્રહ્માગ્નિમાં યજ્ઞવડે યજ્ઞ હોમાય છે.

વર્તમાન હિંદમાં આ યજ્ઞનું આચરણ કરવાની અત્યંત આવશ્યકતા છે. રાજકીય પ્રજારૂપ શરીરને બદલે આપણા અલ્પદેહમાં આપણે વિશેષ પ્રીતિ રાખતા થયા છીએ, સમગ્ર પ્રજાકીય સમૃદ્ધિના કરતાં આપણા એક નાના રૂપૈઆને આપણે વધારે વ્હાલથી નિહાળીએ છીએ, પ્રજાકીય સમૃદ્ધિ અને સુખમાં વૃદ્ધિ કરીને માનવ દુઃખ ઓછું કરવામાં થોડાક પૈસા ખરચવાને બદલે પોતાની જાતના થોડાક રૂપૈયા કહેવરાવવાની ભાવનાના ભાનમાંજ આપણે આનંદ લેતા થયા છીએ. જ્ઞાનનાં બીજકો સર્વત્ર પસારવાને બદલે આપણે જ્ઞાનને આપણી પોતાની જાતમાં ગોંધી રાખવા માગીએ છીએ, વર્તમાનમાં આમ વર્તીએ પણ છીએ; દેવોને બલવાન્ બનાવવાના હેતુથી તથા તેમની શુભકર અસરો માનવજાત ઉપર આકર્ષવા માટે જ્ઞાનનો સર્વત્ર પસાર કરવો એ શ્રેષ્ઠ કર્તવ્ય મનાય છે. અધમજીવન માટેની આપણી તૃષ્ણા બલવતી હોવાને લીધે, મન અશુદ્ધ હોવાને લીધે, જ્ઞાનજ્યોતિ આપણામાંથી દૂર થવાને લીધે તથા વર્તમાનમાં પણ તે આપણા સમાજના વિશાલ સમૂહોથી દૂર રખાવાને લીધે, આવાં સર્વ પ્રકારનાં પરિણામ આવ્યાં છે. વચન અને આચારવડે બ્રહ્મયજ્ઞવિધાનને ઉપદેશનારા, કર્મના આચરણવડે જ્ઞાનપ્રાપ્તિરૂપ માનવ જીવનનો યથાર્થ હેતુ છે એવું સમજાવનારા, વિકાસની માત્ર એક પ્રકારની નિશાનીરૂપે સિદ્ધિયોની પ્રાપ્તિને ગણવાની છે, ભાવિવિકાસમાં એક વિઘ્ન સમાન થઈ પડનાર, માનવજીવનના ઉપભોગમાં એક મદદરૂપે ગણવાની નથી એવું ગળે ઉતારનારા, એ સર્વ યોગીઓ ક્યાં ગયા ?

આ બાબતોને જાણીને સમાજને ઉપદેશવાની વાતને સામાજીકધર્મરૂપે ગણનારા બ્રહ્મયોગીઓ અદૃશ્ય થયા છે, અને તેમની સાથે જ આપણી પ્રજાકીયમહત્તા અને ભાવિવૃદ્ધિની આશાઓ ખપુષ્પ સમાન થઈ પડી છે

વિધિ સમાન હોવા છતાં સહજ ભિન્ન દૃષ્ટિબંદુથી અન્યયજ્ઞથી પણ તેનો તેજ ઉદ્દેશ સધાય છે. આ યજ્ઞમાં ઇન્દ્રિયોને સંયમાગ્નિમાં હોમવામાં આવે છે. સંયમ, યોગદર્શનનો પારિભાષિક શબ્દ છે તથા ધારણાધ્યાન અને સમાધિની ત્રણ માનસિકવિધિયોનું એકત્ર મિલન દર્શાવે છે. મનના વિકાસક્રમમાં વૃદ્ધિની આ ત્રણ ભૂમિકાઓનું સંપૂર્ણ વર્ણન આપવાનો પ્રયત્ન કર્યા વિના ટુંકામાં એટલું કહી શકાય કે, કોઈ અમુક પદાર્થ ઉપર અથવા અભ્યાસના વિષય ઉપર, તેના અસ્તિત્વના નિયમો તથા તેનું સત્ય જાણવાના ઉદ્દેશથી મનને દબાવવાનું નામ ધારણા છે.

પદાર્થને મનમાં દૃઢ સ્થાપવામાં તથા તેના જીવનના નિયમો અવલોકવામાં ધ્યાનનો સમાવેશ થાય છે. આ પ્રમાણે શોધાતા જ્ઞાનની સંપૂર્ણ પ્રાપ્તિ રૂપ સમાધિ છે, આ દશામાં અભ્યાસે વિષય મન રૂપજ થઇ જાય છે તથા જ્ઞાતા-જ્ઞેય અને જ્ઞાનના ભિન્ન અસ્તિત્વનું ભાન નિરર્થક થયલું હોવાથી દૂર પળે છે.

સંયમાગ્નિમાં ઇન્દ્રિયો હોમાય છે, એનો અર્થ મનન કરવા યોગ્ય છે. તૃષ્ણા, કામનાઓની હદપારની વૃદ્ધિને પ્રજાળવામાં તથા માત્ર જ્ઞાન પ્રાપ્તિના ઉદ્દેશથી ઇન્દ્રિય વ્યાપાર ચલાવવામાં સ્પષ્ટ રીતે તેનો સમાવેશ થાય છે. દૃષ્ટાંત તરીકે આપણે શ્રવણેન્દ્રિય વિશે વિચારીએ. જો શ્રવણેન્દ્રિય અભ્યાસ વડે કેળવાય છે તો જ્ઞાનનાં વિશાલક્ષેત્રો ખુલ્લાં થાય છે. સંગીતમાં એવી શક્તિયોનો સમાવેશ થાય છે કે જેની ઘણા થોડાને જ કલ્પના પણ હોય છે. સ્વર, શબ્દમૂર્તિનો ઉત્પાદક છે તથા સારી રીતે કેળવાયલા સ્વરજ્ઞાનવડે માનવ જાતની કોઇપણ દિશાની વૃદ્ધિના વિકાસમાં મદદ કરવામાં આપણે સ્વરનો ઉપયોગ કરી શકીએ. આપણે માનવની ભક્તિપ્રકૃતિને જાગ્રત કરી શકીએ, રોગનું નિવારણ કરી શકીએ, સદ્ગુણ માટે ઇચ્છા ઉપજાવી શકીએ, ટુંકામાં મનુષ્યમાં રહેલી જે જે શક્તિને ખીલવવાની ઇચ્છા થાય તે વિકસાવી શકીએ. પરંતુ આમ કરી શકવા માટે આપણે સંગીતનો એક શાસ્ત્ર રૂપે અભ્યાસ કરવો જોઇએ તથા કેવા કેવા સ્વરોથી માનવ જીવન કેવાં કેવાં સ્વરૂપો ધારણ કરશે તે સમજવું જોઇએ. પરંતુ જો આપણે સંગીતના ઉપભોગની ભાવનાથી વિકાસની અમુક ભૂમિકામાં જ બંધાઇ પડીએ છીએ તો, આપણો આગળઉપરનો વિકાસ એકદમ અટકી પડે છે તથા સ્વરને આપણા આધિનમાં રાખવાને બદલે આપણે તેના ગૂલામ થઇ પડીએ છીએ. સંગીતની કીંમત કરતા થવું એ પણ આપણા વિકાસની એક ભૂમિકા છે પરતુ તેના ઉપભોગની કામના, તૃષ્ણા, આગળ ઉપરના વિકાસમાં બાધકારક નિવડે છેઃ માટે જે વિકાસક્રમની નિઃશ્રેણિમાં દૃઢતાથી આગળ વધવું હોય તો, આપણે શ્રવણેન્દ્રિયને સંયમાગ્નિમાં હોમી દેવી જોઇએ. આપણી ઇન્દ્રિયોના તૃષ્ણા, કામના પક્ષને આપણે ભસ્માવશેષ કરવો જોઇએ અને પછીથી જ આપણો વિ-

કાસ નિશ્ચિત થઈ શકશે. જ્ઞાન અને સત્તાની ઉચ્ચઉચ્ચભૂમિકાઓ પર્યંત ચઢયાં જવાશે. હિંદુઓની સામાજીક સંસ્થામાં બ્રહ્મયોગીઓનુ વળી એટલું કર્તવ્ય ગણાય છે કે તેમણે આ ઇન્દ્રિયવ્યાપારોના નિયમોનો અભ્યાસ કરવો જોઇએ તથા જ્ઞાનની શક્તિયોનો માનવજાતની કેલવણીમાં ઉપયોગ કરવો જોઇએ. હિંદુ સંગીતશાસ્ત્ર પ્રાચીન સમયમાં સંપૂર્ણતાના શિખરે પહોંચ્યું હતું તથા માનવજાતના લાભ માટે કામનાભુવનના દેવોને જાગ્રત કરવાનું અને બલવાન બનાવવાનું અત્યંત બલવાન્ સાધન સામવેદનું મંત્રગાન હતું. પરંતુ આ યજ્ઞ વર્તમાનમાં વિસ્મૃતિ પથમાં પડયોછે. એક અત્યંત અધમ પ્રકારના આનંદના સાધનરૂપે વર્તમાનમાં સંગીતનો ઉપયોગ કરવામાં આવે છે; આમ થવાનું કારણ એટલુંજછે કે હવે ઇન્દ્રિયોને સંયમાગ્નિમાં ભસ્માવશેષ કરવામાં આવતી નથી પરંતુ આપણી ઉપરી બનાવી દેવામાં આવી છે.

અન્યયજ્ઞ આના જેવોજ છે. આ યજ્ઞમાં ઇન્દ્રિયોપભોગના વિષયો ઇન્દ્રિયાગ્નિઓમાં હોમાય છે. માનવ સમૂહમાંની વિશાલ સંખ્યાને બીલકુલ અવલોકન શક્તિ હોતી નથી. આ પદાર્થોની પ્રકૃતિમી ઉંડી શોધમાં તેઓ ઉતરી શકતા નથી પરંતુ બાહ્યસ્વરૂપના આકર્ષણને ઇન્દ્રિયો જોડે ભુસાઈ જવા દેવામાં આવે છે. ઇન્દ્રિયપદાર્થોને ઇન્દ્રિયાગ્નિમાં શી રીતે દગ્ધ કરવામાં આવે છે એના ઉત્તમ દષ્ટાંતરૂપે "જ્યોતિ દષ્ટિ અને અંધ દષ્ટિ"ની સામાન્ય વાર્તા છે, વનશોભા જોવાજનાર એ બાલકોમાંનો એક તે જે જે જુએ છે તેનું સંપૂર્ણ વર્ણન આપી શકે છે, પરંતુ સ્વરૂપ સૌંદર્યને દષ્ટિ ઇન્દ્રિય સાથે દોડી જવા દેનાર અન્ય જોએલાનું બીલકુલ વર્ણન આપી શકતો નથી. યોગની આ એક ઘણી જ સાદી પ્રક્રીયા છે પરંતુ ઇન્દ્રિય-પદાર્થોને ઇન્દ્રિયાગ્નિઓમાં હોમવારૂપ યજ્ઞનો નિયમ અને ઉપયોગિતા સમજનાર ઉપદેષ્ટા પુરૂષોના અભાવમાં એ પ્રક્રીયાનો અભ્યાસ કરવાનું કાર્ય કેટલું બધું વિકટ છે.

માત્ર યજ્ઞોવડે જ સત્તા અને મહત્તા પ્રાપ્ત થાય છે, તથા જ્યારથી મોટે ભાગે આ યજ્ઞ આપણામાંથી અદશ્ય થવા લાગ્યો ત્યારથી તેટલા પ્રમાણમાં પ્રકૃતિમાંથી અપરોક્ષાનુભવ કરવામાં આપણે અશક્ત નિવડયા છીએ તથા આપણે પરંપરા પ્રચલિત કથાઓના ગુલામો બની ગયા છીએ, જીવંત જ્યોતિ પ્રતિ અંધ બન્યા છીએ. કદાચ અત્રે એટલું કહી લેવું આવશ્યક છે કે, ગમે તેટલું સાદામાં સાદું જણાય તોપણ માનવિનું દરેક કાર્ય જો તે સુપ્ત શક્તિયોને જાગ્રત બનાવતું હોય તો એક પ્રકારના યોગાભ્યાસ સમાન છે; જો તેથી મનુષ્ય જીવનનાં અધમ સ્વરૂપોમાંથી ઉચ્ચમાં વિકાસ પામે તો તેને એક યજ્ઞ રૂપે ગણવાનું છે. વર્તમાનકાલના હિંદુની એટલી કમનસિબની વાત છે કે, યોગનાં ઉચ્ચ સ્વરૂપો તથા મહાન્ સિદ્ધિયોથી તે પરંપરાથી ઓભિયો હોવાથી તે સંપૂર્ણ રીતે વિસરી ગયો છે કે, કેલવણીની સાદામાં સાદી વિધિ પણ એક પ્રકારની યોગવિધિ સમાન છે તથા યોગની શ્રેષ્ઠ પ્રક્રિયાઓનો અભ્યાસ થતાં પૂર્વે અધમ સ્વરૂપોનો અભ્યાસ પણ થવો જોઇએ. માત્ર બુદ્ધિ શક્તિમાં રાક્ષસ રૂપ પુરૂષોની પ્રજામાંથી જ મહાત્માઓ ઉત્પન્ન થઇ શકે છે, બુદ્ધિ અને કદમાં વેંતિયા પ્રજામાંથી તેમ થતું નથી. આપણે આપણા ઉપદેશકો, ગુરૂઓ, ગુમાવી બેઠા છીએ, આપણા ધર્મશાસ્ત્રાદિ ગ્રંથો પણ આપણાં દરરોજનાં જી-

વનો સાથે બીલકુલ બંધ બેસતા ના આવે એવા માત્ર કપોલ કલ્પના મય થઈ પડયાં છે. કેલવણીની એક સાદામાં સાદી વિધિ પણ એક પ્રકારની યોગવિધિ છે તથા એક પ્રકારનો દિવ્યપૂજા પ્રકાર છે, એટલી ભાવવાનો પણ આપણામાંના ઘણાખરા વિચાર કરી શકતા નથી. વિકાસક્રમ વૃદ્ધિની નિઃશ્રેણિનાં અધમ પાટિયાથી પ્રથમ ખાત્રી પૂર્વક ભોમિયા થઈને પછીથી આપણે ઉચ્ચ પાદો પ્રતિ દષ્ટિપાત કરવાનો છે.

અન્ય યજ્ઞોમાંના કેટલાક દ્રવ્યયજ્ઞ, તપોયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ ઇત્યાદિ છે. પતંજલિના યમનિયમોનો આમાં સમાવેશ થાય છે, તથા તેમનો વિગતવાર વિચાર ચલાવતાં લેખ ઘણો લંબાઈ જાય એમ છે. વર્ણવ્યવસ્થાને લીધે બ્રાહ્મણો ઉપર આવી પડતા ધર્મો કેટલા બધા ઉચ્ચ તથા દિવ્ય હતા એ અત્યાર સુધી જે જે કહેવાયું તેથી સારી રીતે જણાઇ આવે છે. એક વર્ગ રૂપે બ્રાહ્મણોએ આ ધર્મો આચરવાનું ક્યારનું એ બંધ કર્યું છે. ઉપર ટુંકામાં દર્શાવાયલા અભ્યાસો અને યજ્ઞોના પરિણામરૂપે તેમને પ્રાપ્ત થયલી ઉચ્ચ શક્તિયોને લીધે સાહજીક રીતે તેમનામાં કાલક્રમે એ શક્તિયોના ફલોનો ઉપભોગ કરવાની કામનાનો જન્મ થયો. તેમને આ સત્યો ઉપદેશનારા દિવ્યગુરૂઓના અભાવમાં, તથા તેઓ પોતાના બલવડે ટટાર ચાલી શકે છે કે નહિ એ ખાત્રી કરવા માટે આવા પુરૂષો દૂર ખસી જવાને લીધે, આવી વિનાશકારક કામનાની વૃદ્ધિનો અટકાવ કરનાર કોઇ પણ પુરૂષ તેમનામાં રહ્યો નહિ. પ્રાપ્ત કરેલી શક્તિયો (સિદ્ધિયો) ના હકો ભોગવવાની તૃષ્ણા જેમ જેમ વૃદ્ધિ પામતી ગઈ તેમ તેમ વિશેષ વિકાસ અસંભવિત થઇ પડયો. વિકાસ ક્રમના નિયમોનેજ વિસારે પાડવામાં આવ્યા, તમોગુણની છાયા વધારે વધારે ગાઢ બનતી ચાલી તથા તેને ભેદી પાર નિકળવામાં અસમર્થ નિવડયા. જીવંતપ્રકાશ અને જીવનના અભ્યાસિયો થવાને બદલે વર્તમાનમાં જ્ઞાતિના હકો માટેનાં બિન અનુભવી ભક્તોનાં ટોળેટોળાં આપણા જોવામાં આવે છે.

મનુ ભગવાન સારી રીતે જાણતા હતા કે પોતાના સમયમાં કેવા પ્રકારના જીવાત્માઓને અવતારવાથી તેઓ વિશ્વના અભ્યાસિયો થવાને યોગ્ય હતા તથા તેટલા માટે જ તેઓ માનવ જાતના ઉપદેશકો થવાને નિર્માયા હતા. પોતાના સમયના આવા જીવાત્માઓને તેમણે બ્રાહ્મણ વર્ગમાં ગણ્યા. તેમના સમયના અધમ જીવાત્માઓ સામાજીક ક્રમમાં ઉચ્ચદશામાં કદાપિ ચઢિ શકે નહિ, એમ તેમનો કદાપિ આશય નહોતો. માત્ર મરણના દરવાજા મારફતે જ આવી ઉન્નતિની દશામાં આવી શકાય છે, એમ પણ કહેવામાં આવ્યું છે. જુદી જુદી વ્યક્તિયો વિશે વિચાર કરવાનો ઉપસ્થિત થતાં અમુક હદ સુધી જ આ બાબતને સત્ય ગણી શકાય. પરંતુ જુદા જુદા વર્ગોને વિકાસ ક્રમનો નિયમ સમાન રીતે લાગુ પડે છે, તથા ઉચ્ચસામાજીક કાર્યો કરવાને ગોગ્ય નિવડે એવી વ્યક્તિયો અધમ વર્ગોમાંથી અવશ્ય કરીને ઉત્પન્ન થવી જ જોઇએ, આમ થયા વિના કદાપિ ચાલવાનું નથી; આટલું જ નહિ પરંતુ જેમ જેમ વિકાસક્રમ આગળ વધતો જાય છે તેમતેમ આખા વર્ગોના વર્ગોને ઉચ્ચ દશામાં ચઢવાની આવશ્યકતા છે. જુદા જુદા વર્ગોને માટે નિયત કરેલાં કર્મોજ આ બાબતની જરૂરીઆત સંપૂર્ણ રીતે દર્શાવી આપે છે. અધમ વર્ગ, શુદ્રોનો મહેનત મજુરી કરનારા વર્ગમાં સમાવેશ થાય છે. આથી અન્ય ઉચ્ચવર્ગ,

માટે કૃષિકાર્ય નિયત કર્યું છે. 'ખેતરોમાં મહેનત મજુરી કરનારા લોકોને સ્પષ્ટ રીતે શુદ્રોના વર્ગના ગણવા જોઇએ. પરંતુ જો આ લોકોને તેમની મહેનતનાં ફલ વધારે પ્રમાણમાં મળી શકે એમ થાય તો તેમની પાસે પણ સમયજતાં વિત્તનો સંચય થશે, અને પગારદાર અન્ય મજુરોની મદદવડે કૃષિકાર્ય પોતાની જાતે ચલાવી લેવા જેવી સ્થિતિમાં આવશે. આ પ્રમાણે આ લોકોએ તેમનાથી અન્ય ઉચ્ચવર્ગમાં આવવું જોઇએ.

પ્રાચીન હિંદનો અન્ય વિશાલ ઉદ્યોગ ઢોર ઉછેરવાનો હતો. આમાં પણ ઉપર પ્રમાણેનો જ નિયમ લાગુ પડે છે. વૈશ્યો પોતાના ધનને આ વ્યાપારમાં વાપરશે, શુદ્રો આ વ્યાપાર સાથે સંબંધ ધરાવતી સર્વ પ્રકારની મહેનત મજુરી કરશે. પરંતુ મજુર લોકનો આ વર્ગ પણ તેમની પાસે થોડીક મૂડી એકઠી થતામાં જ ઉચ્ચ વર્ગમાં પસાર થશે એ તદન સ્પષ્ટ છે. વૈશ્ય વર્ગનો તૃતીય મહાન્ ધર્મ મજુરીની પેદાશને યથાયોગ્ય બજારોમાં લાવવા લઇ જવાનો છે, (વાણિજ્ય.) મજુર વર્ગ પાસે પુરતી મૂડી એકઠી થવા દેવામાં આવતાં સ્વાભાવિક રીતે તેઓજ આ ધર્મ ઉઠાવી લેશે.

વળી વૈશ્ય વર્ગ પણ સાહજીક રીતે ઉચ્ચ ક્ષત્રિય વર્ગમાં પસાર થવું જ જોઇએ. જેમ જેમ આ લોકો વધારે વધારે મૂડી એકઠી કરતા જાય છે તેમ તેમ તેઓ સ્વાભાવિક રીતે તેને વ્યાપારનાં વિશાલ ક્ષેત્રોમાં, જમીનો રાખવામાં, ઢોર ઉછેરવામાં રોકશે જ. વિરોધિ સ્વાર્થને સમાન દશામાં જાળવી રાખવાના, મહેનતનાં ફલોને લૂટ ચોરીથી જાળવી રાખવાના, ગુણો, યથાર્થ રીતે એક રાજાના અને કારભારીના ગુણો ક્રમે ક્રમે તેમનામાં વિકસવાજ જોઇએ. હિંદુ રાજકીય સમાજ, ક્ષત્રિયોનો આ ત્રીજો વર્ગ છે. જ્યારે રાજકીય સમાજ પ્રતિ આ પ્રમાણે આચરવાની આશા રાખવામાં આવતી ક્ષત્રિયની વિશાલ સમૂહની સેવા બજાવવાની ટેવ તેના અંતરમાં કોતરાઇ રહે છે, જ્યારે માનવ પ્રકૃતિનો વિશાલ અનુભવ આ પ્રમાણે સામાન્ય રૂપે બની આવે છે, જ્યારે ન્યાય માટે જીવનનો ભોગ આપવાનું કાર્ય પણ એક આનંદ દાયક ફરજ રૂપ બને છે, જ્યારે રાજકીય સમાજના સિદ્ધાંતો પ્રતિ લગાડવામાં આવતી નિર્ણય કરનારી બુદ્ધિ શક્તિ, તીક્ષ્ણ અને સમતોલ થાયછે, જ્યારે અત્રે ગણાવતાં પાર ના આવે એટલા બધા ગુણો ક્ષત્રિય કેલવણીના સાહજીક પરિણામ રૂપે સ્વતઃ જણાઇ આવે, ત્યારે જ ક્ષત્રિયો, પ્રકૃતિના અને માનજીવનના નિયમોના અભ્યાસ તરફ લક્ષ દોડાવે છે. જાતિના વિકાસને શીઘ્ર બનાવવા માટે આવા પ્રકારના ઉંડા અભ્યાસની જરૂર છે, તથા આ અભ્યાસના પ્રારંભ સાથે જ એક ક્ષત્રિય, એક બ્રાહ્મણ થાય છે. સમગ્ર દુનિયાની સર્વ રાજકીય સમાજો આ દિશાઓમાં જ આગળ વિકાસ પામતી જાય છે. મજુર વર્ગના શુદ્રને ધન સંગ્રહ કરનાર વૈશ્ય વર્ગમાં પસાર થવા માટે મરણના દરવાજામાંથી પસાર થવાની ખાસ જરૂર છે એમ કહેવું, એ અત્યંત સામાન્ય અવલોકનમાં આવતા સત્ય બનાવો પ્રતિ તથા સમાજને લગાડવામાં આવતા વિકાસ ક્રમના સામાન્ય સિદ્ધાંતો પ્રતિ પણ આંખ મીંચામણાં કરવા સમાન છે. વ્યક્તિવિષયક વિકાસ ક્રમનો નિયમ પણ આવા સ્વીકારને ટેકો આપતો નથી, અધમ વર્ગની એક વ્યક્તિ મરણના દરવાજા મારફતે તેનાથી ક્રમમાં અન્ય ઉચ્ચ વર્ગમાં પસાર થઈ શકે છે, એ સત્ય વાત છે, પરંતુ એ કંઈ આવશ્યક નથી કે માત્ર મરણ પછી

જ વિકાસ ક્રમેના બદલાતાં દૃષ્ટિબિંદુ પર્યંત પહોંચી શકાય છે, (પ્રકૃત્યાપૂર) આપણે દરરોજ વર્તમાન જીવનમાં જ આ લક્ષ્ય પ્રાપ્ત થતું જોઈએ છીએ.

પતંજલિ ભગવાન આદેશે છેઃ—

जात्यन्तर परिणामः प्रकृत्यापूरात् ॥ ४=२.

"પ્રકૃત્યાપૂરવડે જાત્યન્તરપરિણામ થઈ શકે છે."

આ સૂત્રનો વ્યાસભાષ્ય આ પ્રમાણે ખુલાસો કરે છે.

"અત્રે પ્રશ્ન આ છે, એક જન્મમાં જ એક દેહ, એક ભિન્નવર્ણનો દેહ શી રીતે ધારણ કરી શકે? આનો ઉત્તર એમ છે કે, પ્રકૃત્યાપૂરવડે, પ્રકૃતિના પ્રવાહવડે આ સર્વ થઈ શકે છે. પ્રકૃત્યાપૂર એટલે જડ પદાર્થોમાં જોવામાં આવતિ, વિવર્તનું સર્વ પ્રકારનું કાર્ય કરતી જડની અનિર્વચનીય કાર્યશક્તિ. જડના, સંસ્કારો જ સર્વ કરવા સમર્થ છે તથા બલવાન્ સંસર્ગ વડે તેમના સ્વતંત્ર કાર્ય માટેની આવશ્યક દશાઓ પેદા કરે છે." ભોજરાજ આ પ્રમાણે ખુલાસો કરે છેઃ—

"નંદીશ્વર અને અન્યનો આ લોકમાં થતો જાતિઅંતરપરિણામ પ્રકૃત્યાપૂર વડે થાય છે. ગતકાલની પ્રકૃતિયો વર્તમાન જીવનમાં પરિણામો ઉપજાવે છે; એટલે અન્ય જાતિને અનુસાર સ્વરૂપ ધારણ કરે છે."

અન્ય સૂત્ર અને તેના ઉપરની ટીકા નીચે પ્રમાણે છેઃ—

निमित्तमप्रयोजकं प्रकृतिनां वरणभेदस्तुततः क्षेत्रिकवत् ॥ ४-३ ॥

"કોઈ નિમિત્ત કારણને લઇને પ્રકૃતિયો કાર્યપરાયણ થતી નથી; તે તો કૃષિકારની પેઠે તેના પડને ભેદે છે."

"સદ્‌ગુણાદિના રૂપમાં (નિમિત્ત) કારણ વડે પ્રકૃતિયો કાર્યપરાયણ થતી નથી; અત્રે તો પરિણામવડે કારણ કાર્ય કરવાનો પ્રારંભ કરે છે. ત્યારે શી રીતે? "તે તો પડને કૃષિકારની પેઠે ભેદે છે."

"જેમ એક પુરા ભરાયલા ક્યારામાંથી અન્ય ક્યારામાં પાણી લઈ જવાની ઇચ્છાવાળો ખેડુત, એક સમાન અથવા નીચા ઢોળાવવાળી જમીન ઉપર, પોતાના હાથવતે પાણીને લઈ જતો નથી, પરંતુ વચ્ચે આવતાં બંધનોનેજ દૂર કરે છે, અને પાણી પોતાની મેળેજ અન્ય ક્યારામાં વહી જાય છે તેમ સદ્‌ગુણના આચ્છાદન રૂપ અધર્મની આરપાર તે ભેદી જાય છે; આ આ પ્રમાણે ભેદાતાં પ્રકૃતિયો પોતપોતાનાં આનુક્રમિક પરિણામ પામે છે."

"અથવા એવીજ રીતે તે કૃષિકારનામાં તેના તે જ ક્યારામાંની ડાંગરના મૂલમાં

પૃથ્વી અને પાણીના સ્વાદના રસો ચઢાવવાની શક્તિ નથી. ત્યારે આ શી રીતે થતું હશે ગવેન્ધક, શ્યામકાદિ અન્ય નકામા રોપાઓને તે ખેંચી કાઢે છે: આ ખેંચી કઢાતાં રસા સ્વાદ ડાંગરનાં મૂલમાં પ્રવેશે છે."

"તેવીજ રીતે અધર્મની નિવૃત્તિમાત્રના કારણ-રૂપ ધર્મ છે, કારણકે શુદ્ધિ અને અશુદ્ધિનો અત્યંત વિરોધ છે. પ્રકૃતિમાં પ્રવૃત્ત ધર્મ હેતુ ( કારણ ) થતો નથી. અત્રનંદીશ્વરાદિ ઉદાહરણ છે. અન્યપક્ષે અધર્મ, ધર્મનો બાધ કરે છે, તેવું અશુદ્ધિ પરિણામ થાય છે. આનાં પણ નહુષ, અજાગરાદિ ઉદાહરણ છે."

ઉપરનાં અવતરણોના અર્થનો વિગતવાર ખુલાસો અત્રે અપ્રાસંગિક છે, પરંતુ એટલું કહી શકાય કે પતંજલિનાં આ ઉભયસૂત્રોમાં, સ્થૂલ, માનસિક, નૈતિક, સામાજીક અથવા વ્યક્તિવિષયક, તેમજ વનસ્પતિ, પ્રાણિ, માનવઆદિ જીવનનાં સર્વેભુવનો ઉપરનો વિકાસક્રમનો સામાન્યનિયમ મળી આવે છે, જાતિનો અર્થ પરસામાન્ય- (genus) અપરસામાન્ય (species) વર્ગ, જાતિ થાય છે, તથા નાગાધિપતિ-જ્ઞાનાધિપતિ-નાં સૂત્રોમાં દર્શાવાયલા નિયમમાં, વનસ્પતિમાંથી પ્રાણિમાં, અધમાધમ પ્રાણિમાંથી માનવમાં, માનવમાંથી દેવમાં થતા જીવનના પરિણામનો સમાવેશ થાય છે; માનવવર્ગમાં જંગલી મનુષ્યમાંથી શિષ્ટાચારયુક્ત મનુષ્યમાં, સામાન્ય મનુષ્યમાંથી બુદ્ધિશાળી મનુષ્યમાં, મજુરમાંથી ધનસંચય કરનાર વર્ગમાં, ધન સંચય કરનાર પુરૂષમાંથી કારભારીમાં, કારભારીમાંથી રાજ્યાધિપતિ અને ઉપદેશકમાં, તથા આ પ્રમાણે માનવજીવનના દરેક વિભાગમાં આ પ્રમાણે થતા ફેરફારોનો પણ ઉપરનાં સૂત્રોમાં સમાવેશ થાય છે. ટુંકામાં આ બાબતનો સમાવેશ ભાવિદેહ તથા ઇન્દ્રિયો માટે—મન, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય—યોગ્ય સાધનવડે બંધારણ બાંધવામાં થાય છે, વિશ્વની વિવિધ પ્રકૃતિયોમાંથી આવાં સાધનનો સંગ્રહ કરવામાં આવે છે. ભોજરાજે સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે તેમ આ ફેરફારો આ ચાલતા વર્તમાન જીવનમાં પોતાની મેળેજ જણાઈ આવે છે.

ધર્મવડે વિશેષવૃદ્ધિમાં સહાય મળે છે. અધર્મવડે તામસિકઆલસ્યમાં વધારો થાય છે. હમેશાં આ દશામાંજ ભીતિનો સમાવેશ થાય છે,—વારંવાર ખાસ કરીને પ્રારંભમાં તો તે એક યથાર્થ ભીતિ સમાન છે,—અમુક સમય સુધી પાછા હઠયાં જવાય છે. અધઃપતન થયાં કરે છે, આખરે કમભાગી મનુષ્યને યથાર્થ માર્ગે ચઢવાની દુઃખમાંથી જ સહાય મળી રહે છે.

[ ચાલુ. ]

રામપ્રસાદ.

# ॥ ચર્ચાપત્રીઓને ઉત્તર ॥

## (૨)

( મળેલું. )

મે. સુદર્શનના તંત્રી સાહેબ.

આપના પત્રના અક્ટોબર નવેંબર માસના અંકને ૫૯ તથા ૬૦ મે પાને એક જીજ્ઞાસુએ પુરાણીપ્રજામાંથી કેટલીક શંકા ઊઠાવી પ્રશ્ન પૂછ્યા છે. તે પૈકી ત્રણ પ્રશ્નો માટે એ પુસ્તકના પૃષ્ટ બતાવી શંકા કરી છે અને બીજા ૧૩ પ્રશ્નોમાં એ પ્રમાણે પૃષ્ટ નિદર્શન કર્યું નથી છતાં એ પુસ્તકના વિષય સંબંધી હોવાથી તેનો પણ વિચાર અહીં હું કરૂં છું. પ્રત્યેક પ્રશ્ન કે શંકાને જે અંક આપ્યો છે તે અંક લઈ તે સામે તેનો વિચાર અહીં કર્યો છે. જ્યાં વિશેષ વિચાર કે વક્તવ્ય છે ત્યાં તેમ કર્યું છે અને જ્યાં પુસ્તકમાંથી જ જોવાનું છે ત્યાં તે બતાવ્યું છે. કેટલાક પ્રશ્ન એવા છે કે તે પર સ્વતંત્ર લેખ લખ્યો હોય તો વિશેષ સ્પષ્ટતા થાય પણ તેમ કરતાં વિસ્તાર ભય રહેવાથી અહીં સંક્ષેપમાં જ વિચાર કર્યો છે.

૧. ઈશ્વર સૃષ્ટિનો નિયામક છે, અધિષ્ઠાતા છે, એટલે અમુક અમુક નિયમો કરીને તે પ્રમાણેની સૃષ્ટિ વ્યવસ્થાનું કાર્ય તે સાક્ષાત પોતે કરતા નથી, પણ દેવ ઋષિ ઈત્યાદિ પોતાની કારક કોટી દ્વારા તે કરાવે છે. એટલે જીવ કે જગતની અમુક દેશકાલને વિષેની સ્થિતિ ઈશ્વરી ઇચ્છાને અનુસાર હોય છે, અર્થાત્ સૃષ્ટિનિયમ–નિયતિ–ને અનુકૂલ હોય છે, છતાં તે પ્રત્યેકનો સાક્ષાત્ કર્તા ઇશ્વર નથી. જીવ જગતના પ્રત્યેક પ્રસંગ માટે ઈશ્વરને દોષ દેવાનો નથી એટલું જ વક્તવ્ય છે. આ પ્રમાણે જીવાત્મા કે સ્થૂલશરીરની અમુક સ્થિતિ કર્માધીન છે અર્થાત પૂર્વ કર્માનુસાર હોય છે તેથી તેની સ્થિતિનો સાક્ષાત્કર્તા જીવ કે જીવો પોતે છે. આ સબંધમાં જીવજગતની સાથે ઇશ્વરનો સંબંધ સમજવા માટે શ્રીમદ્ ભગદ્ગીતાના તેરમા અધ્યાયનો ૨૨ મો શ્લોક વિચારવો ઊપકારક થઇ પડશે ઈશ્વર જે સર્વેનો કર્તા છે તે કાર્યકારણના નિયમોનો પણ કર્તા હોય તેમાં શંકાનું કારણ નથી. પણ એ નિયમનો કર્તા હોવાથી તે નિયમને અનુસરીને જે સ્થિતિ થાય તેનો કર્તા તે કહેવાય નહિ. ચોરી કરે તેને શિક્ષા કરવી એ કાયદાનો કર્તા એક રાજા કે રાજ સભા છે. હવે ચોરી કરનારને દંડ કરનાર કોઇ માજીસ્ટ્રેટ હોય છે અને તે પણ ચોરી કરનાર ચોરી કરે છે ત્યારે જ દંડ કરે છે. અહીં દંડ થવાનું કારણ ચોરી કરનાર પોતે જ પોતાના કૃત્યથી થાય છે તેમ જ અહીંના પ્રસંગમાં પણ સમજી લેવાનું છે.

( ૧૬૪ મા પૃષ્ટમાંથી જે વાક્ય ઊતાર્યું છે તેમાં 'કરેલી' એ છાપનારની ભૂલ છે. ત્યાં 'કરેલાં' વાચવું જોઇએ. )

૨. આ પ્રશ્નમાં જીવાત્મા અને સ્થૂલ શરીરના સંબંધ વિશે શંકા છે. આ અને એને લગતી શંકાનું સમાધાન થવા માટે જીવાત્માનું સ્વરૂપ અને સ્થૂલ સાથેનો સંબંધ એટલું જોવું અવશ્ય જરૂરનું છે. કારણદેહયુક્ત ચેતન તે જીવ. એ જીવને સૂક્ષ્મ અને સ્થૂલદેહો હોય છે. સ્થૂલદેહને સંબંધે કારણસૂક્ષ્મદેહોયુક્તચેતન તે જીવ એમ લેવું પડશે. સૂક્ષ્મ તે વિભુ એ ન્યાયે સૂક્ષ્મદેહનો વિસ્તાર સૂક્ષ્મતાના પ્રમાણમાં સ્થૂલથી વિશેષ હોય છે એટલે વ્યવહારમાં જીવ સ્થૂલદેહમાં રહેતો બોલાય છે પણ વસ્તુતઃ તેમ નથી. જીવ સ્થૂલદેહમાં અને તેની બહાર પણ છે. વળી સ્વપ્ન, સુષુપ્તિ, સમાધિ ઇત્યાદિ સ્થિતિમાં સ્થૂલદેહથી જીવ છૂટો પડી અન્ય ભૂમિકાઓ પર સ્વતંત્ર વ્યવહાર કરે છે અને તે સમયે તેના સ્થૂલ સાથે માત્ર એક પ્રકારનો સૂક્ષ્મ સંબંધ જ રહે છે કે જે, દ્વારા તે ફરીને તે દેહ દ્વારા પ્રવૃત્તિ કરી શકે છે એ ઉપરાંત પ્રાણવિનિમયના પ્રયોગમાં સ્થૂલ અને જીવનો સંબંધ ઉપરની સ્થિતિના જેવો કરી શકાય છે તે એ વિષયના અભ્યાસકોને સુવિદિત જ છે. આ પરથી સમજાશે કે સ્થૂલદેહ અને જીવને જાગૃતમાં હોય છે તેવો જ સંબંધ હોય ત્યાં સુધી જ દેહ કાયમ રહી શકે એમ નથી.

પ્રસ્તુત પ્રસંગમાં જીવને નવો દેહ પ્રાપ્ત થયો હોય છે તેના અવયવો ઇંદ્રયાદિને પોતાની ઇચ્છાનુસાર પ્રવર્તાવવા અર્થાત્ સ્થૂલદેહ અને સૂક્ષ્મદેહોનું આનુરૂપ્ય સિદ્ધ કરવા સમયની જરૂર છે અને તે થતાં સુધી જીવાત્મા દેહ પર ક્રિયા કરે છે, દેહ દ્વારા કરતો નથી. અર્થાત્ દેહ તેના સંપૂર્ણ કાબુમાં આવ્યો હોતો નથી.

*એ કાલમાં જેમ આપણો જાગૃત વ્યવહાર સ્થૂલલોકમાંજ સ્વભાવિક થયાં જાય છે તેમ બાલકોના જીવની સ્વાભાવિક ક્રિયા સૂક્ષ્મલોકમાં થાય છે. બાલકોની ચેષ્ટાઓનું સૂક્ષ્મ અવલોકન કરતાં જણાશે કે એમની કેટલી બધી ચેષ્ટા આપણને અસંબદ્ધ અને* વિચિત્ર લાગે છે. પણ જેઓ જાગૃતમાં પણ સૂક્ષ્મ લોકમાં વ્યવહાર કરી શકે છે તેઓ જાણે છે કે આ બધી ચેષ્ટાઓનું કારણ એ છે કે તેને સૂક્ષ્મ લોક સાથે વિશેષ સંબંધ છે. બાલકોને જ આમ છે એમ નથી. કેટલાંક પશુઓનું પણ એમજ છે એટલે સ્થૂલ દેહમાં છતાં તેમની સ્વાભાવિક ચેષ્ટાઓ સૂક્ષ્મલોક સંબંધી પણ હોય છે.

મનુષ્ય માત્રની પ્રવૃત્તિ કર્મ ભાવ, અને વિચાર એ ત્રણની બનેલી છે અને એ ત્રણ દ્વારા પ્રત્યેક ક્ષણે તે ત્રીલોકીમાં વ્યવહાર કરે છે. પણ જાગૃતમાં એ વ્યવહાર અને સંબંધનું ભાન સામાન્ય રીતે રહેતું નથી. કામ અને ભાવદ્વારા આપણે ભુવર્લોકની સાથે જોડાઇએ છીએ, અને વિચારદ્વારા સ્વર્લોક સાથે સંબંધ થાય છે, એટલે જ્યારે જ્યારે આ ક્રિયાઓ થાય છે ત્યારે ત્યારે તે તે લોકમાં આપણે વ્યવહાર કરીએ છીએ. પણ સ્થૂલલોક સાથેનો આપણો સંબંધ એવો ગાઢો અને પરિચિત છે કે સૂક્ષ્મલોક સાથેના સંબંધનું ભાન આપણને રહેતું નથી. પણ જેઓએ પોતાના સૂક્ષ્મદેહથી બુદ્ધિપૂર્વક વ્યવહાર કરવાની શક્તિ પ્રાપ્ત કરી હોય છે તેઓ તો જાગૃતકાલમાં પણ સ્થૂલ અને સૂક્ષ્મ લોકમાં બુદ્ધિપૂર્વક વ્યવહાર કરી શકે છે. તેમની જાગૃતસૃષ્ટિમાં સ્થૂલ ઉપરાંત સૂક્ષ્મ લોક પણ સમાઇ જાય છે.

૩. મનુષ્યત્વને પ્રાપ્ત થયેલો જીવ તે મનુષ્ય. મન જે ચિદ્‌શક્તિ એક રૂપાન્તર છે તે જે જીવમાં જાગૃત થઇ ચૂક્યું હોય છે, તેને મનુષ્યત્વ પ્રાપ્ત થઇ ચૂક્યું કહેવાય છે. એટલે મનુષ્ય એ નામ જીવને લાગુ પડે છે. એટલો તેમાં દેહનો સમાસ થઇ જાય છે. એકલા દેહને એ નામ ઘટતું નથી. અહીં જે મનુષ્યનો જીવ એમ કહ્યું છે તેનો અર્થ એ છે કે મનુષ્યત્વ પ્રાપ્ત કરેલો જીવ.

૪ પૂર્વ સંસ્કારવશાત્ સ્થૂલદેહનું નિયમિત રહેવું એનો અર્થ જો એમ હોય કે સ્થૂલદેહની સ્થિતિ કર્માનુસાર છે તો તો ભાવના અને વિચારોથી તેની સ્થિતિમાં ફેર થઈ શકે એ સ્પષ્ટ જ છે; કારણ કે જે કર્મને વશ તેની વર્તમાન સ્થિતિ હોય છે તે કર્મ ક્રિયાભાવ અને વિચારમય જ હોય છે. ત્યારે પુરૂષાર્થરૂપ વર્તમાનકર્મ અને સંસ્કારરૂપ પૂર્વકર્મ એ બેઉના બલાબલ ઉપર આ પ્રશ્નના ઉત્તરનો આધાર રહે છે.

૫. કેટલીક યોગપ્રક્રિયાઓ જેમાં વિચાર અને ભાવ એ સાધનરૂપ છે તે વડે વૃદ્ધાવસ્થા અને મૃત્યુ જીતી શકાય એ સંભવિત છે; પણ એ સંભવ સામાન્ય નથી. જ્યાં એવો અસાધારણ સંભવ સિદ્ધ થયો હોય છે ત્યાં જે સ્થૂલદેહદ્વારા તે સિદ્ધ થયો હોય છે તે સ્થૂલદેહને જ શુદ્ધ કરીને વૃદ્ધાવસ્થા અને મૃત્યુ જીતાયાં હોવાં જોઇએ, કારણ કે એક દેહ પડયા વગર બીજા દેહની પ્રાપ્તિ અસંભવિત છે. આપણો સ્થૂલદેહ જે આપણા જીવનપર્યંત એકનો એક રહે છે તેમાં પણ ક્ષણે ક્ષણે વિકાર થયાં કરે છે, અને તે એટલે સુધી કે અમુક અંતરે એકના એક દેહમાં તેના પૂર્વના પરમાણુઓ સર્વાંશે બદલાઇ ગયેલા હોય છે-એટલે શરીરના પરમાણુઓનું સંશોધન થાય છે અને તેથી દેહનાં તત્ત્વો કેવલં બદલાઈ જાય છે છતાં તેમ થવાથી બીજો જ દેહ પ્રાપ્ત થયલો છે એમ ન કહેવાનું કારણ માત્ર એટલું જ છે કે સામાન્ય રીતે આપણને મૃત્યુ પછી જ બીજો દેહ પ્રાપ્ત થઈ શકે છે એમ માનીએ છીએ.

૬ પશુઓની વાક્‌શક્તિને સ્થૂલસ્વરૂપ ધારણ કરવાનાં સાધનો મનુષ્યનાં એવાં સાધનો જેવાં નથી. તેમજ એ સાધનોનો ઉપયોગ કર્તા ચેતનરૂપ જીવ, તે પાશવ જીવ અને માનુષી જીવની શક્તિયોમાં પણ ભેદ રહેલો છે.

૭ મનુષ્યયોનિના જીવો પશુયોનિમાં જાય એનો અર્થ જો એમ હોય કે પશુદેહ ધારણ કરી શકે તો તે સંભવિત છે ખરૂં; પણ એનો અર્થ જો એમ હોય કે મનુષ્યયોનિને પ્રાપ્ત થયલા જીવનું મનુષ્યત્વ જતું રહીને પશુત્વ પ્રાપ્ત થાય તો તે સૃષ્ટિ વ્યવસ્થાનું જે કાંઇ જ્ઞાન અત્યાર સુધી પ્રાપ્ત છે તેથી અસંભવિત દેખાય છે; કારણ કે અમુક જીવનું પશુત્વ મટીને મનુષ્યત્વ પ્રાપ્ત કરવું એમાં તે જીવની શક્તિઓમાં જે મોટો ફેરફાર થઇ જાય છે તે એવો છે કે એકવાર થયા પછી તે ન થયો હોય એવી સ્થિતિ પ્રાપ્ત કરવી સંભવતી નથી.

૮ આ પ્રશ્નના ઉત્તરને માટે જીવની મરણોત્તરસ્થિતિ એ નામનું પુસ્તક વાંચવા હું પ્રશ્નકારને ભલામણ કરીશ.

## હૃદયજ્વાલ.

દિલ ઝાળ આ કંઇ લાગતી
વિકરાલ થઇ શી વાધતી
ચર ચર બધે શરીરે થઇ પસરી ગઇ રગ રગ બળે
ધુંધવાટ થઇ ઉછળે ઘણી
સહુ રોમ રોમ પ્રજ્વળતી
બ્રહ્માંડમાં વ્યાપી ગઇ સ્થૈલ સર્વને શી ધિકાવતી
ધગધગ ધિરા ક્યમ આજ આ
અંગાર આ શાના ખર્યા
ના સૂજ પડતી કંઇ જરા દિલ ખાક થઇ ઉડતું શું આ
કંઇ સંચરે એ પવનમાં પણ શાંતિવાત વહાય ના.

ઉરભાવ શા ઉભરાય આ
મુઝવણ વૃધે ક્યમ આજ આ
સહુ તાન તૂટ્યાં હૃદયનાં જગગાન શૂન્ય બની જતાં
વિકળાટ ઉર અથડાય છે
ખાવા સહૂ દિશ ધાય છે
શૂનકાર વ્હાલા કેમ બાપુ વિસ્તરી વધી જાય છે.
ઉર તાર સહૂ ઢીલા પડ્યા
વ્હીલા રહ્યા કરવા નવા
હા-હાય-હાહા-હાય-હાહા શું બધું બોલાય છે!
જનપદ ઘણા વધતા જતા શૂનકાર ધરતા સો હદે. ૨

વનવાસિયો વગડે વસે
જનપદ વસે જન જે ગમે
ઉરભાવ સહુના એક છે ના ભેદ તેમાં કંઇ જડે
યોગી વિયોગી ઓલીયા
જ્ઞાની બધા એ છો રહ્યા
અગ્નિશિખા ધિકતાં હદે વિયોગથી ઝુરતા ખરા
જનયોગ એ જનસાલ છે.
જનમોજનમનું વ્હાલ છે
તો કેમ ના રડતા હદે દુઃખ ધારવું સુખથી ભવે
દિનરાત એ વધતું બસે ગાંડા કરી લવતા કરે. ૩

તવ ભાવ શા હું વિસ્મરૂં
અવ ક્યાં જઇ હું તે હરૂં
જ્યમ સ્મરણ તાહ્‌રું થાય ત્યમ ત્યમ વાધતું દુઃખ વાદળું
એ વાદળે વસિને હવે
ભમતો ભમું ભવમાં બધે
નવ આશા સંગમની જરા રહી લટકતી વચમાં હરે !
દુઃખ વાદળું કરી ભસ્મને
ચોળી શરીરે ફાસ્મતે
એ ભસ્મ ઉડાડી બધે દિલ તોય ટાઢું ના પડે
હા હા હવે કંઈ થાય છે ઉરરાગ સહુ જગ છાય છે. ૪

થયું શું અંધારૂં, વિધુ પણ છતાં તેજ ન મળે
બધા ઝાંખા તારા તિમર ગળી જ્યોતિ તમ દિસે
બધી શૂન્યા દિશા નવ પણ ચરે અંજનિપતિ
બધું સૂનું સૂનું હૃદય પણ સહુ જાય પિગળી ૫

ભલે રોને બાપુ રડી રડી અને થાંત બનજે
ગયો તે તો ચાલ્યો નહિ નહિ કદા તે ફરી શકે
જડાત્મા આ વિશ્વે કંઇક દિસતી રીતિ અવળી
અરે ભાઇ તેને ક્યમ કરી ગણીશુ જ સવળી. ૬

આર્ત.

---

## સાક્ષરવર્ય ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનો સ્વર્ગવાસ.

ગુર્જરસાક્ષરશિરોમણિ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના વિદેહ થયાની વાત સાંભળી સમસ્ત ગુજરાત શોક પામ્યું છે. એ અનુપમગુણનિધાન તરફ સહુ કોઈ—પ્રાચીનો અને નવીનો, સ્ત્રીઓ અને પુરુષો, યુવાનો અને વૃદ્ધો, સામાન્ય વાચકજન અને વિદ્વાન લેખક મંડળ—પ્રેમ અને પૂજ્યભાવની દૃષ્ટિએ જોતું, અને એમના પવિત્ર આત્માની શીળી છાયા નીચે ગુર્જરગિરા અનેક રીતે, ભાષા અને વિચાર ઉભય અંગમાં, પોષાતી.

તેઓ સંવત ૧૯૧૧ (ઈ. સ. ૧૮૫૫)ની વિજયાદશમી (દસેરા)ને દિવસે જન્મ્યા હતા, અને દેહત્યાગ સમયે તેમનું વય માત્ર બાવન વર્ષનું હતું. એ દરમિયાન એમણે મનુષ્યજીવનના વિવિધ પરિવર્તો અનુભવ્યા છે. એમના દિવાનખાનામાં એમણે 'તોફાની સમુદ્ર'ની અને 'શાન્ત-ગિરિઉપત્યકા'ની—એમ બે છબીઓ સ્હામસ્હામી ગોઠવી છે, અને એમાં તેઓ પોતાની આ પૂર્વાશ્રમની આકૃતિનું અને પાછળથી વિસ્તરેલી શાન્તિનું સ્વરૂપ નિહાળતા. બાલ્ય અને તરુણાવસ્થામાં અસાધારણ કષ્ટ વેઠી એમણે વિદ્યા સંપાદન કરી હતી, વધારે યોગ્ય શબ્દમાં બોલીએ તો, જીવનની દૃષ્ટિને સંસ્કારી બનાવી હતી—કારણ કે ગો-

ર્વર્ધનરામમાં વિદ્યા એ જીવનને અવલોકવાની આત્મદષ્ટિને સંસ્કાર આપનાર એક અદ્ભુત શક્તિ હતી. આ સંસ્કાર પામેલી દષ્ટિને લક્ષ્મીની છોળ સમુદ્રના ફીણ જેવી નિઃસત્ત્વ લાગતી, અને તેથી તેઓએ વકીલાતનો ધન્ધો બંધ કરી, મુંબાઈ છોડી, પોતાના મૂળ સંકલ્પ મુજબ સાહિત્યની સેવા અર્થે, નડિયાદમાં નિવૃત્તિનિવાસ કર્યો હતો; અને આપણાં પ્રાચીન શાસ્ત્રોના મનન અને નિરીક્ષણમાં ઘણો ખરો કાળ કાઢતા. સરસ્વતીની ભક્તિનો વેગ એમને એટલો બધો લાગ્યો હતો કે શરીર અનેક વ્યાધિથી ગ્રસ્ત થયા છતાં, દિવસના દશ-બાર કલાક એ જ વ્યવસાયમાં મગ્ન રહેતા. હાલમાં કેટલાક વખતથી મૃત્યુ સમીપ છે એ ભાન એમને વારંવાર થવા માંડયું હતું, અને "મ્હારા જીવનનો સૂર્ય આથમવા ઉપર છે" એમ આ લેખકને એક બે વાર લખી પણ ગયા હતા. એ દેહાભિમાનરહિત આત્માને 'મૃત્યુ'-શબ્દ અર્થહીન હતો. તથાપિ તત્ત્વચિન્તને એમના હૃદયની કોમળતાને હણી ન હતી, અને તેથી મૃત્યુના ઉલ્લેખથી સગાં સંબંધીઓ અને મિત્રનું ચિત્ત દુભાતું જોઇ એમનું હૃદય આર્દ્ર થતું, તથા પોતે કરેલા ઉચ્ચાર માટે પશ્ચાત્તાપ કરતું. પોતાનું જીવન અસાધારણ ઉચ્ચતા પવિત્રતા અને લોકોપકારથી ભરેલું હતું, છતાં એમના પરગુણદર્શી આત્માને હમેશાં બીજાના જીવનમાં ઉત્કૃષ્ટ ભાવનાઓનુ ચિન્તન કરવામાં આનન્દ આવતો. "આ તેલંગની છબી ઉપર રજ ચઢી હોય છે તે ધીમે રહીને હાથેવતી લ્હોવી મને બહુ ગમે છે !"—એમ પોતાના જૂના સહવાસીઓ ઉપરની પ્રીતિ દર્શાવતા, તથા મહેતા રાનડે વગેરેના ગુણાનુવાદ વારંવાર કરતા, એટલું જ નહિ, પોતા કરતાં ઉતરતા જનોની છબીઓ પણ ચોતરફ રાખી એમાં વિવિધ ગુણોનુ દર્શન કરવામાં તેઓ આનન્દ માનતા—એવી એમના હૃદયની અસાધારણ ઋજુતા અને નમ્રતા હતી.

ગોવર્ધનભાઇએ આખુ જીવન જીવનનો બહુ ગંભીર અર્થ કરીને ગાળ્યું હતું. છતાં જીવનની આનન્દી મીઠાશ એમના હૃદયને અને કલ્પનાશક્તિને અજ્ઞાત ન હતી. "સરસ્વતીચન્દ્ર" માં જીવનનું માધુર્ય જેવું સમજવામાં આવ્યું છે, તેવું હિન્દુસ્તાનના તો શું બલ્કે આખા જગતના થોડા જ ગ્રન્થોમાં સમજાએલું જણાશે—એમ કહીએ તો અતિશયોક્તિ નથી. પણ જીવનની ગંભીરતાના વિચારે રા. ગોવર્ધનભાઇના હૃદય ઉપર એવી ઊંડી અસર કરી હતી, કે દિનપ્રતિદિન ઉર્ધ્વપ્રયાણ કરતા એમના આત્માએ દેહરૂપી મૃતપડને અવગણવા માંડયો, અને એને પરિણામે એ મહાન પુરુષનો ભૌતિક દેહ એમનાં બાલ્ય બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમની પ્રિયભૂમિ, અને એમના ભાવનાગુરુ તેલંગ અને રાનડેની અવસાનશય્યા અને સંસ્મારણોથી પવિત્ર અને આકર્ષક થએલી એવી મુંબાઈ નગરીમાં, સમુદ્રકાંઠે અગ્નિનારાયણને શરણ થયો, અને વિભૂતિરૂપ બની અનન્ત-મહોદધિમાં ભળી ગયો।

આખરે એ મધુર-પ્રેમાળ-સાત્ત્વિક તેજથી ભર્યાં નયનો ગુજરાત ઉપરથી, હંમેશ માટે ઊડી જ ગયાં ? !—આ વિચાર હૃદયભેદક છે. પણ રા. ગોવર્ધનભાઇના સંબન્ધમાં આવી દેહાભિમાની વિચારસરણિ અનુચિત છે એમ સમજી એ વિચારને આગળ વધવા ન દેતાં અમે શાન્તિ ધરીએ છીએ. અને વૃથા શોક કરવાને બદલે એ જ્યેષ્ઠ બન્ધુને નિવાપાંજલિરૂપે વિવિધ વિદ્વાનોની કલમથી લખાએલો એક લેખસંગ્રહ "વસન્ત"ના વાચકો સમક્ષ અર્પીશું, અને એ તર્પણમાં એક અંજલિ અમે પણ ઉમેરીશું—એટલો સંકલ્પ કરી આ જ વિરમીએ છીએ.

તન્ત્રી.

———o———

# ॥ प्रजा वंधारण ॥

પૂર્વે જેમ ઇટાલિ વિશે કહેવામાં આવતું તેમ હિંદવિશે વારંવાર કહેવાય છે કે, " હિંદ, માત્ર એક ભુગોલવિદ્યાના નામરૂપેજ છે;" રોમનસામ્રાજ્યના દિનોમાં પણ જે એક " પ્રજા " રૂપે નહોતું તે ઇટાલિ વર્તમાનજમાનામાં એકપ્રજારૂપે થઇ પડયું છે; હિંદનાં બાલકો પણ. તેમનાં યુવાનીનાં ઝળકાટવાળાં ચક્ષુએ વૃદ્ધાવસ્થામાં આંખ મા-રશે તે પૂર્વે એક એકત્રિત હિંદને, એક હિંદીપ્રજાને જોવાને જીવતાં રહેશે. થોડા સમય પૂર્વેજ આવીજ રીતે જર્મની માટે પણ આવા ને આવા વર્ણો કાઢવામાં આવતા હતા; પરંતુ ભિન્ન અને અન્યોન્યમાં લઢતા રાજવાડાઓના એક સમૂહમાંથી જર્મની એક પ્રજારૂપે ખીલી નીકળ્યું છે. એક હિંદીપ્રજા થવાની આશાના આપણા વિચારો શામાટે તરંગનગર સમાન ગણાવા જોઇએ ? ઇટાલિ અને જર્મનીએ જે સિદ્ધ કર્યું છે તે હિંદ પણ સિદ્ધ કરે, એ વાત શામાટે હાસ્યાસ્પદ થવી જોઇએ ?

એક પ્રજાની હયાતી માટે, જન્મ માટે, શાની શાની જરૂર છે ?

(૧) અનુકૂલ અને રક્ષણ કરી શકાય એવો દેશવિસ્તાર. (૨) એક સર્વસમાન ભૂતકાલ માટે અહંતા. (૩) સમાન્ય ભાવિમાટેની આશા. આ સર્વ બાબતો હિંદના સં-બન્ધમાં સંભવિત છે ? જો આનો ઉત્તર હકારમાં હોય તોતો પ્રજાબંધારણનું કાર્ય સંભવિત છે, તથા તે માટેનાં સાધનોનો વિચાર ચલાવી શકાય એમ છે.

(૧) હિંદને આ લાભ છે, એ બાબત નિર્વિવાદીત છે. હિંદ એક વિશાલ દ્વિપકલ્પ છે. ત્રણ. બાજુએ સમુદ્ર ગર્જના કરી રહ્યો છે, ચતુર્થ બાજુએ મહાસમર્થ નગાધિરાજ હિમાલય રક્ષા કરે છે, તેને સહજમા અજય્ય બનાવી શકાય એમ છે. અતિ સમર્થ હિમગિરિરાજનાં શિખરોના જેવા કિલ્લાના આવા પ્રકારના બુરજો કોઇ માનવ હસ્ત ભાગ્યેજ બાંધીશકે, તથા આ ગિરિમાર્ગોનું ઉત્તમ પ્રતિની તોપો અને શુરવીર મનુષ્યો વડે, દુશ્મનોની ગમે તેટલી સંખ્યા સામે રક્ષણ કરી શકાય એમ છે. આ ગિરિમાર્ગો માત્રતેજ ભૂતકાલમાં હુમલો લાવનારાં ટોળાં ઉભરાઇ ગયાં છે, પરંતુ તે સમયે આડગ રીને સામે થઇને રક્ષણ કરનારી કોઇ પ્રકારની એકત્રિત પ્રજા નહોતી. આ ઉપરાંત હિંદને કોઇ પણ કાલે બાહ્ય પ્રદેશમાંથી જીતવામાં આવ્યો નથી. પોતાના ભ્રાતાઓ સામે હુમલો લાવનારનો પક્ષકરનાર તેનાં પોતાનાં બાલકોવડેજ તે જીતાયો છે.

(૨) એક સામાન્ય ભૂતકાલ માટે અહંતા. સામસામે તકરારો કરતી નાતજાતોવાળા હિંદમાં શું આ સંભવિત છે ! શું ભૂતકાલે દીર્ઘ સમય ચાલતા પ્રાતિકવિગ્રહોને જોયા નથી ! શું મરાઠાઓએ રજપુતો સામે, પંજાબીઓએ શિખલોકો સામે, બંગાળીઓએ હિંદુસ્તાનીઓ સામે, દાક્ષિણાત્યોએ ઉત્તરવાસિઓ સામે યુદ્ધ ચલાવ્યાં નથી ! હા, પરંતુ એ બધાથી શું? આ વિગ્રહો, કુરકનીવાસિઓના નેપલ્સવાસિયો સામેના, વેનેશીઅનોના પ્રુસીયનો સામેના વિગ્રહો કરતાં કોઇપણ રીતે ખરાબ પ્રકારના છે ? સર્વ પ્રજાઓ બંધા-રણના સમયમાં યુદ્ધની ભઠ્ઠીમાં ગળાય છે. રણજંગની એરણ ઉપર ઘડાય છે આવી બાબતોવડે એક 'પ્રજાનું બંધારણ બંધાય' "અને જ્યારે પ્રજાત્વની ભાવના' અમરસ્થાન

ધરાવતી થાય છે ત્યારે યોદ્ધાઓનાં ટોળાંએ દરેક બાજુએ કરેલાં વીરતાભર્યાં કાર્યો માટે, એકપ્રજારૂપ થયેલા વિવિધજાતિઓના મિશ્રિત લોકો એક સામાન્યગર્વ ધરાવે છે. આવા યથાર્થ ગર્વને શી રીતે જાગ્રત કરી શકાય એ વિશે આપણે થોડીવાર પછી હમણાંજ વિચાર ચલાવીશું, પરંતુ શું હિંદુઓની વિશાલ સંખ્યાને આ ભૂમિના ખરા માલેકો ગણાવાને એક પ્રકારને આગળ પડતો હક નથી? તેઓજ ખરેખરા હિંદીઓ નથી? ભૂતકાલના હુમલો લાવનારાઓને ભાવિની પ્રજામાં જોડી દેવા જોઇએ? શા માટે નહિ? શું સેક્ષન લોકોને નોરમનલોકોએ જીત્યા નહોતા? શું બર્ગન્ડીવાસિયો અને ગેસ્કની-વાસિયો ફ્રાન્સના મધ્યમાં અને ઉત્તરમાં લઢતા નહોતા? મુસલમાનોએ હિંદના ઇતિહાસમાં અનેક પ્રકરણોનો ઉમેરો કર્યો છે, લાખ્ખો હિંદુઓને તેમની જાતમાં ભેળવી દીધા છે, હિંદની ભૂમિમાં ઉંડાંમૂળ ઘાલી જલદીથી અત્રેના વાસિયો થઇ પડ્યા છે, અને હવે હિંદીઓ તરીકેજ ગણાવા જોઇએ. ગમેતો તેઓ પોતાના વંશને મુગલોમાંથી, અફગાનોમાંથી, તુર્કોમાંથી અથવા ગમેતેમાંથી ઉતરી આવેલો બતાવે તોપણ તેઓ હવે હિંદીઓજ છે. *આવાં વિરોધિ તત્વોમાંથીજ, તેમના પોતાના મહાન્ ભલા માટે પ્રજાઓનાં મિશ્રણો થયાં છે.* કવિવર ટેનિસને અંગ્રેજીપ્રજા માટે ગાયું છેઃ—

Saxon and Norman and Dane are we.

( સેક્ષન, નોરમન, અને ડેન લોકોની અમે અંગ્રેજી પ્રજા બન્યા છીએ. )

તેમજ ભવિષ્યકાલમાં કોઇ કવિ હિંદીપ્રજા માટે ગાયકેઃ—

Hindu and Muslim and Parsi are we,
But all of us one in our worship of Thee
Our Mother.

( અમે હિંદુઓ, મુસલમાનો, અને પારસીઓ છીએ, પરતુ હે માજી! તારી સેવા માટે તો અમે સર્વે એકપ્રજારૂપેજ છીએ. )

કારણુ કે હિંદ શું બધાંની માતા સમાન નથી! આ પ્રજામાં ઓરમાન બાલકો નથી પરંતુ સર્વે ભ્રાતાસમાન એકજ છે.

પરંતુ અનેકવિધ ધર્મો અને સામસામી સતાવણીની તીક્ષ્ણલાગણીઓનું કેમ? વળી શું આ બાબતમાં હિંદ એકલોજ પડી આવે છે? યૂરોપના ધાર્મિકવિરોધોના માર્ગો, પ્રજાત્વની ભાવનાઓના માર્ગો સાથે મળતા આવતા નથી. મેરીરાણીએ પ્રોટેસ્ટંટપંથા-નુયાયીઓને બાળ્યા છે, રાણીઇલીઝાબેથ અને ક્રોમવેલે રોમનકેથોલીકપંથવાળાઓના શિરચ્છેદ કર્યા છે, લૂઇરાજાએ હ્યુજેનોટલોકોને દેશવટો દીધો છે, મારીનાખ્યા છે. આલ્વાએ લ્યૂથરના અનુયાયીઓનો તથા કેલ્વીનમતાનુયાયીઓનો શિરચ્છેદ કર્યો છે તથા રીબાવ્યા છે, કેલ્વીનના પંથીઓએ સ્વતંત્રવિચારકોનો ઘાત કર્યો છે, અને આ પ્રમાણે હદપારનું બન્યાં ગયું છે. હવે આ સર્વે લોકોએ શ્રેષ્ઠ પ્રજાજનોરૂપે સાથેસાથે વાસો કર્યો છે, અને પ્રજાકીયદુઃખનું વાદળ ચઢી આવતાં, એ દરેક પ્રજાઓમાંના રોમન-કેથોલિક પંથાનુયાયીઓ અને એંગ્લીકન લોકો, અસંખ્ય પંથોવાળા પ્રોટેસ્ટંટ લોકો, મેથો-ડીસ્ટ મત માનનારાઓ અને કાન્ગ્રેગેશનાલીસ્ટ પક્ષવાળાઓ તથા બાકીનાં બીજા લોકો, એકપ્રજાસમૂહરૂપે બહાર નિકળી આવે છે અને હિંમતપૂર્વક ગર્જી ઉઠે છે, "હું એક

ઇંગ્લિશમેન છું!" "હું એક જર્મન છું!" "હું એક ફ્રેન્ચમેન છું!" "હું એક ઈટાલિયન છું"! શું એક એવા દિનનો ઉષ:કાલ થવાની આશા નિરર્થક ગણાશે કે જ્યારે હિંદુ અને મુસલમાન, ક્રિશ્ચન અને પારસી, સર્વે એકપ્રજા સમૂહરૂપે ઉછળી આવશે અને ગર્જી ઉઠશે, "હું એક હિંદી છું"? આ માટેના ઉપાયોનો પણ આપણે વિચાર ચલાવવો જોઇએ.

(૩) સામાન્ય ભાવિ માટેની આશા. સર્વ હિંદીહૃદયોમાં, દેશાભિમાની લેખકો અને વક્તાઓએ આવી આશાની ભાવનાનો જન્મ આપવાનો છે, તેમનેજ માતૃભૂમિનો ચિતાર આકર્ષક બાનિમાં ચિતરવાનો છે, ઐક્યતા અને સૌંદર્યમાં વિવિધતાઓરૂપે વધારો ના કરે એવા વિવિધ વિભાગોને લક્ષમાં લેવાના નથી. એક ખરેખરી યથાર્થતા નિવડતા પૂર્વે પ્રજાનો ભાવનાપ્રદેશમાં જન્મ થવાની જરૂર છે, અને આ ઉપરથી આપણે ખરેખરા પ્રજાબંધારણના ઉપાયોના વિચાર ઉપર આવીએ છીએ.

સર્વથી પ્રથમ તો ભાવનાનો સર્વત્ર ઉપદેશ થવોજ જોઇએ. આપણને આ ઉપદેશ ઇતિહાસમાંથી મળી રહે છે. ઇટાલિયન પ્રાન્ત જેવું કાંઈપણ નહોતું તે સમયે ઇટાલિદેશના લેખકો ઇટાલિયન પ્રજા વિષે લખતા હતા. ઇટાલિયન કવિઓ પણ આજ ભાવનાને કવનોમા લલકારતા હતા. ભાવનારૂપે એક ઇટાલિય પ્રજાનો ચિતાર ચિતરવામાં આવતો હતો, ડાન્ગો એજ ભાવનાથી ઉભરાઇ જતાં હતાં, તે એટલે સુધી કે આખરે ઇટાલિવાસિઓનાં હૃદયો ઇટાલિ દેશને એકમાતૃભૂમિરૂપે સ્વીકારવાના પ્રતિઉત્તરમાં ધબકવા લાગ્યાં; આટલું આટલું થયા પછીથીજ માત્ર મઝિની, ગેરીબાલ્ડી અને કાવૂરનો જન્મ થયો હતો: મઝિની એક પ્રબલ ભાવનાવાદી હતો. તેણે અગ્નિ સમાન અસર ઉપજાવનાર લેખો લખ્યા હતા; શૂરવીર યોદ્ધા ગેરીબાલ્ડીએ રણરંગમાં અસિને ઝળકાવી હતી; રાજનીતિ નિપુણ કાવૂરે ધારાઓ બાંધ્યા હતા. ઇટાલિ જન્મિ ચૂક્યું હતું. ભાવનાના પ્રદેશમાંથી, કાર્યના, દુનિયાના પ્રદેશમાં ઇટાલિ ઝબકી નિકળ્યું.'

જર્મનિનું પણ આમ ને આમ જ છે, વિગ્રહો અને ધાર્મિકકલહોથીભરેલાં સુનકાર વર્ષોમાં, ધાક અને જૂલમના દિનોમાં, દ્વેષ અને તિરસ્કારની લાગણીના ઉભરાના સમયમાં, વિવિધ નવીન વિભાગો ઉપજાવો કાઢે એવા સર્વ પ્રસંગોમાં પણ જર્મન દેશના સાક્ષરો, કવિઓ એક જર્મન પિતૃભૂમિનો ઉદ્‌ઘોષ કરી રહ્યા હતા. ભાવનાની સૃષ્ટિમાંથી જર્મનિએ જર્મનવાસિઓનામાં ચમત્કારીક અસર ઉપજાવી, નવીન દેહ ધારણ કરવાની તૈયારીવાળા જીવાત્માઓની સૃષ્ટિમાં તેનો અવાજ ગાજી રહ્યો, વિલિયમ, બિસ્માર્ક તથા મોલ્ટકે પ્રતિઉત્તર વાળ્યો, અને એકત્રિત એકપ્રજારૂપ જર્મન દેશનો વ્યાવહારિક કર્મભૂમિમાં અવતાર થયો.

હિંદનું પણ આમને આમજ થવું જોઇએ. માતૃભૂમિ હિંદની ભાવના સબળે ઉપદેશાવીજ જોઇએ; કારણકે વિચારકો ભાવનાને ઘડે છે, છટાદાર વક્તાઓ તેને લોકપ્રીય બનાવે છે; રાજ્યધૂરાવાહકો આ ભાવનાનો મર્ત્યસૃષ્ટિમાં સાક્ષાત્કાર કરે તે પૂર્વે કરોડો લોકોનાં હૃદયમાં એ ભાવનનો સજીવન પ્રવાહ વહેવોજ જોઇએ. આની આજ દિશામાં, કેટલાક વિચારવિના બોલે અથવા વર્તે તેથી આ ભાવના પ્રવર્તનના કાર્યમાં જોડાવાની

કોઇએ પણ આનાકાની કરવાની નથી. " નરમ પક્ષવાળાઓ " વારંવાર કાર્ય કરતાં ડરી જાય છે કારણ કે " ગરમ પક્ષવાળાઓ " સાહસિક છે તથા તેમના સામાન્યે કોઇને અપયશ આપે છે. પરંતુ સાથે સાથે એટલું પણ લક્ષમાં રાખવા જેવું છેકે, આ " ગરમ પક્ષવાળાઓ " વડે વર્તમાન પ્રવૃત્તિમાં જે તીવ્ર વેગનો ઉમેરો થયો છે તે આમ ના થયું હોત. તો સદાયે ખૂટતોજ રહેત. વળી આ ઉપરાંત દરેક મહાન્ પ્રવૃત્તિમાં આ પ્રમાણેજ બને છે, ખામીઓને ભૂલી જવામાં આવે છે તથા સાથેસાથેજ હેતુ સિદ્ધ કરાય છે. વિરોધિવાદવિવાદની પ્રચંડ ઉશ્કેરણીમાં હમેશાં હદપારનાં કાર્યો થઇજ જાય છે. અને તે પણ ઉભય પક્ષોમાં થાય છે, કારણ કે કેટલાંક ગરમાગરમ પરંતુ હમેશાં ડહાપણ ભરેલાં નહિ એવાં કાર્યોમાં वन्देमातरम् ॥ નો ઘોષ ગર્જાવવામાં આવે છે, અને તેથીજ અન્યપક્ષના હદપાર ગયલા પુરૂષો આ બાબતને " રાજદ્રોહ " રૂપી લાંછન લગાડે છે, તેથી શું જેમણે વર્તમાનક્ષણસ્થાયિઝનૂનનો પ્રારંભ થતા પૂર્વે દેશની અડગ દઢનાથી સેવા બજાવી છે તેમણે માતૃભૂમિની પૂજાને તથા એ પૂજાના સર્વત્ર પ્રચારને વિનાશકારકરૂપે ગણી કાઢવો જોઇએ? હિંદવાસિઓનાં હૃદયમાંથી માતૃભૂમિની ભાવના પુનઃપ્રતિધ્વનિત થવામાંડી છે, એટલું એ પણ ઘણું છે, ક્ષણિક ઉભરો શાંત પડતાં આટલુંજ અવશેષ રહેશે. દેવલોકો પણ પોતાનાં કાર્યો પારપાડવામાં અનેક પ્રકારનાં સાધનોનો ઉપયોગ કરે છે—માનવોના દુર્ગુણો તેમજ સદ્ગુણોને, તેમના ક્રોધી આવેશો તેમજ નિઃસ્વાર્થી કામનાઓને ઉપયોગમાં લેછે. ડાહ્યા પુરૂષોએ સર્વ પ્રકારના ડહાપણ ભરેલા માર્ગોવડે આ કાર્ય પાર પાડવામાં સહભાગી બનવાનું છે; અશુભ કાર્યોને શુભકર હેતુઓમાં પલટાવી નાખનાર-શુદ્ધ, દિવ્ય પ્રજ્ઞાન માટે પ્રીતિવાળા થવનું છે.

સામાન્ય ભૂતકાલને આગળ પડતી રીતે દર્શાવી આપીને, તેના વિશે ચર્ચા ચલાવવાની અત્યગંભિર આવશ્યકતા છે. અત્રે આપણે કેલવણી પાસેથી, મદદ મેળવી શકીએ એમ છે. દરેક શાલામાં એક નવીન પ્રકારેજ ઇતિહાસનું શિક્ષણ અપાવાની જરૂર છે. વર્તમાન કાલમાં વપરાતા હિંદના ઇતિહાસો શુષ્ક, નિરસ, કંટાળો આપે એવા છે; બાલકો હિંદપ્રતિ બેદરકારીની બલ્કે તિરસ્કારની દૃષ્ટિથી જોતાં શિખે એવા ઉદ્દેશપર કદાચ આ ગ્રંથો યોજાયા છે; આ ગ્રંથોના લેખકોનો ઉદ્દેશ ભાગ્યેજ આવા પ્રકારનો હતો પરંતુ આ બાબતમાં માત્ર તેઓ સદ્ભાવવિનાના તથા સ્વાર્થદૃષ્ટિરહિત હતા. એટલી વાત નિઃસંશય છે. હિંદીઓએ હિંદનો ઇતિહાસ લખવો જોઇએ; બાલકો માટે લખનારાં ઇતિહાસકારો, દેશાભિમાની, તથા હિંદના ભૂતકાલના અપ્રતિમ ઇતિહાસ માટે પ્રેમ અને ગર્વની લાગણીથી ઉભરાઇ જતા હૃદયવાળા હોવા જોઇએ. આપણી શાલાઓમાં ચાલતા ઇતિહાસો સજીવન હોવા જોઇએ, બીલકુલ નિર્જીવ બનવા ના જોઇએ; સર્વપક્ષોના, સર્વધર્મોના, સર્વજાતિઓના હિંદી વીરનરોનાં વૃત્તાંતોથી આ ગ્રંથો ઉભરાઇ જવા જોઇએ. વિવિધધર્મોનાં બાલબાલાઓને, પૃથ્વિરાજ અને પ્રતાપને સંગ અને અકબરને, ગુરૂનાનક અને માનસિંગને, શિવાજી અને ચાંદબીબી તથા અહલ્યાબાઇને, સમાનગર્વની દૃષ્ટિથી અવલોકતાં શિખવવાની જરૂર છે. આ સર્વે હિંદના ઉત્પાદકો હતા, આવા અન્ય હજારો થયા છે, દરેક હિંદીએ આ સર્વ માટે માયા મમતા રાખવવાંજ જોઇએ, એ સર્વે માટે ગર્વધરાવવો જોઇએ તથા એ સર્વેને હિંદનાં બાલકો રૂપે ગણીને તેમના પ્રતાપમાં આનંદ લેવાનો છે. જો આપણી

શાળાઓમાં આ પ્રકારે ઇતિહાસનું શિક્ષણ આપવામાં આવે તો તેમાં આપણે દેશાભિમાનીઓની જાતને ઉછેરી શકીશું.

પરંતુ શું પંથપંથવાર કૉલેજો અને શાળાઓ કાઢવાની વાતના પ્રચારવડે હિંદીઓને એક બનાવવાને બદલે તેમનામાં ભેદ પડાવવાની વાતને ટેકો નથી મળતો ? જો આવી સંસ્થાઓનું સુકાન સમતાને બદલે ધર્માંધતાના હાથમાં આવી પડે તો રાખવામાં આવતી ધાસ્તીનો સ્વીકાર કરૂં છું, પરંતુ આમ બની આવે એમ મારૂં ધારવું નથી. મને તો ભાવનાત્મક યોજના આવા પ્રકારની લાગે છેઃ—સર્વે ધર્મો માટે ખુલ્લી એક કૉલેજ અથવા શાળા કાઢવી, એક વિભુતા—કીતિપ્રકેજ નહિ—સ્તુતિગાનાત્મક એક સામાન્ય દરરોજનો કાર્યારંભક સેવા પ્રકર રખાવો જોઇએ, અમુક અમુક ધાર્મિક ઉપદેશ માટે અઠવાડીઅમાં બેવાર એક એક કલાક રખાવો જોઇએ જેમાં દરેક પંથનાં બાળકોને જુદાજુદા વિભાગોમાં વહેંચી નાંખવાં જોઇએ તથા 'ખાસ ધાર્મિક કલાકમાં' દરેક વિભાગને તેના પોતાના ધર્મનો ઉપદેશ અપવો જોઇએ, અન્ય સર્વ પ્રકારનો અભ્યાસ અનેક વિધમતપંથનાં બાળકોએ સાથે રહીનેજ કરવો જોઇએ. આ પ્રમાણે દરેક પંથવાળાને પોતપોતાનું બોર્ડીંગ હાઉસ હોવું જોઇએ. પરતુ આમ થાય તોતો તે એક થીઓસોફીકલ કૉલેજ બનશે.

પંથપંથવાર પાઠશાળાઓ અને શાળાઓ સ્થાપવી એ ઉપરના કરતાં ગૌણ પ્રકારે શ્રેષ્ઠ છે, કારણકે બાળકોને ધર્મ અને નીતિનું શિક્ષણ અત્યંત આવશ્યક છે. આવા પ્રકારના શિક્ષણ માટે બેદરકારી બતાવવી એ પ્રજાકીય આત્મઘાત કરવા સમાન છે. દેશાભિમાન કોઈ કાલે ધર્મના સૌમ્ય પુષ્પોમાંના એક સમાન બન્યું નથી, પરંતુ જો ધાર્મિક શિક્ષણ સાથે ક્ષમતાનો ઉપદેશ આપવામાં આવે, મતપંથોના મૈત્રિભાવને દૃઢતાથી ઠસાવવામાં આવે તો પંથપંથવારની સંસ્થાઓમાં અભ્યાસ કરનારાઓ જલદીથી ધાર્મિક તથા ઉદાર મનના બનશે એમાં લેશ માત્ર શંકા નથી. મારા આ લેખ લખવાના સમયમાં એક યુવાન મુસલમાન મિત્ર મારી પાસે આવ્યો તથા વાતચિતના પ્રસંગમાં બોલ્યો કે, જ્યાં સર્વે ધર્મના વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, જ્યાં કોઈપણ પ્રકારનું ધાર્મિક શિક્ષણ આપવામાં આવતું નથી એવી ક્વિન્સકૉલેજના વિદ્યાર્થીઓ કરતાં સેન્ટ્રલ હિંદુકૉલેજના વિદ્યાર્થીઓ મુસલમાન વિદ્યાર્થીઓ પ્રતિ વિશેષ મૈત્રી ભાવ દર્શાવે છે. આ બાબતમાં સત્ય વાત એમ છેકે, અમારી કૉલેજના વિદ્યાર્થીઓને નિયમસર હિંદુ ધાર્મિકશિક્ષણ આપવામાં આવે છે, તેના સિદ્ધાંતોની સાથેસાથેજ એ ધર્મમાં સમાવેશ થતી શ્રેષ્ઠ ક્ષમતાદૃષ્ટિને ઉપદેશવામાં આવે છે; હિંદના અનેકવિધધર્મો અને જાતોનાં વૃત્તાંતો કરતાં હિંદના ઐક્યની યથાર્થ વાત ઉપર વિશેષભાર મૂકીને આગળ પાડવામાં આવે છે, આવી પ્રનાલિમાં આ વિદ્યાર્થીઓ ટેવાઇ ગયા છે. આમને મનતો માતૃભૂમિની દેદિપ્યમાનભાવના એકપ્રકારની નિત્ય સાક્ષાત યથાર્થતા છે, આ દિશિમાં સર્વે પ્રકારના મતપંથસંપ્રદાયસમાજોની ભાવનાનું એકદેશની ભાવનામાં પ્રવિલાપન થાય છે તથા આ સર્વે પ્રેમની ઇન્દ્રધનૂકમાનમાં માત્ર અનેક વિધરંગો રૂપે જોવામાં આવે છે. હિંદુ કાલેજના કરતાં કોઈપણ અન્યસ્થલે—હિંદી ટોળીના મારા પોતાના અનુભવથી મારા જાણવામાં છે તેમ—અમારા હિંદુ વિદ્યાર્થીઓ હિંદની એક પ્રજારૂપ ભાવનાને જોવો ઉત્સાહ ભર્યો અનુરાગયુક્ત પ્રતિઉત્તર આપે છે

તેવો મળીશકતો નથી. તેમને મન તો દેશાભિમાન એક પ્રકારનો રાગ સમાન છે, તેમનાથી શ્વાસોશ્વાસમાં લેવાતી હવા, તેમનામાં અભિસરણ કરતું રૂધિર, એ સર્વે તન્મયજ છે; આવા પ્રકારનું દેશાભિમાન્ દરેક હિંદીના હૃદયમાં ઉભરાઇ ઉઠે છે તથા મતપંથસંપ્રદાય સમાજોને પણ લક્ષમાં રાખતું નથી.

આવા ઉદ્દેશથી એમ પણ ઉપદેશાવાની જરૂર છેકે, આધ્યાત્મિકતત્વથી અવલોકતાં ધર્મ એક અને અવિભાજીત છે; અનેકવિધધર્મો, આધાર રૂપ એક સત્યનાં માત્ર બુદ્ધિ પ્રદર્શનો છે. એક સર્વમાન્ય આધ્યાત્મિકધર્મમાં તો અનેકવિધધર્મો માત્ર પંથો સમાન છે, તથા જેવા વૈષ્ણવો અને શૈવોનો હિંદુધર્મ સાથે, શિયા અને સુનીઓનો મુસલમાન ધર્મ સાથે, ગ્રીકકેથોલીક, રોમનકેથોલીકઅને પ્રોટેસ્ટંટ લોકોનો ક્રિશ્ચન ધર્મ સાથે સંબંધ છે, તેવોજ અનેકવિધધર્મોનો સર્વમાન્યએકધર્મ સાથેનો સંબંધ છે. અતિ શ્રેષ્ઠ જીવન રૂપ ઇશ્વરનું ઐક્ય,—દ્વીતિય છે નહિ એવા—એક જીવનમાંથી સર્વ જીવનોનો ઉદ્દ્ભવ, એ આધાર રૂપ એક આધ્યાત્મિક સત્ય છે. અન્ય સર્વ પંથોરૂપ વાદવિવાદો, વિશ્વના આ ઉપજ્ન થયલા જીવાત્માઓના એક ભૂમા સાથેના સંબંધની સત્ય બાબતોને દર્શાવવાના બુદ્ધિ પ્રયત્ન રૂપ છે. વિવિધ બુદ્ધિયોમાં ભેદ પડે છે તેમ આ સત્ય બાબતોને દર્શાવવાના વિધિમાં ભેદ પડવોજ જોઇએ, પરંતુ સર્વમાન્યએકધર્મ અને અનેકવિધધર્મોનું આ પ્રકારે અવલોકન થતાં, કોઇપણ પ્રકારના વિરોધિઅર્થમાં અનેકવિધધર્મો ભેદ પડાવવાનું કાર્ય બંધ કરશે.

માતૃભૂમિની ભાવના ઉપર વારંવાર ભાર મૂકીને ઠસાવવાની બાબત, ભૂતકાલને એક સામાન્ય વારસારૂપ બનાવે એવા પ્રકારની યુવકોની કેલવણી, અનેકવિધધર્મોની આધ્યાત્મિક એકતાનો ઉપદેશ,—આવાં મૂખ્ય સાધનોના અંગમાં, અન્ય ઉપકારકસાધનોનો ઉમેરો થવોજ જોઇએ. કોલેજના વિદ્યાર્થીઓને, સામાજીક, આર્થિક. મ્યુનિસિપલ તથા પ્રજાકીય પ્રશ્નોનો અભ્યાસ કરવાનું ઉત્તેજન આપવું જોઇએ; પ્રજાકીય રાજ્યવિધાના જાતિ અનુભવની કેલવણી મેળવવાનું વિશાલ ક્ષેત્ર મ્યુનિસિપલ રાજ્યનીતિમાં મળી આવે છે તથા સંકૂચિતક્ષેત્રનો કારભાર ચલાવવાનું વ્યાવહારિક જ્ઞાન નહિ ધરાવનાર એક પુરૂષ, વિશાલક્ષેત્રનો કારભાર ચલાવવાને બીલકુલ નાલાયક છે, એમ તેમને સ્પષ્ટરીતે દર્શાવી આપવાની જરૂર તે. મ્યુનિસિપલબોર્ડ, નેશનલ એસેમ્બલિ (પ્રજાકીય સમાજ) માટેનું કેલવણી મેળવવાનું સ્થાન છે. ભાવનાઓ ઘડવામાં તરંગ-નગરમાં વિહરનારા પુરૂષોની પણ આવશ્યકતા છે; કાર્યોના કારભાર માટે વ્યાવહારિક પુરૂષોની આવશ્યકતા છે. ચેમ્બર લેઇનને, બર્મિંગહામ મ્યુનિસિપાલિટીમાં, પાર્લામેન્ટ અને કેબિનેટ માટેની કેલવણી મળી હતી; મ્યુનિસિપાલિટીઓ, લોકલબોર્ડો અને આવના સ્થાનિક કારભારમાં સ્વારાજ્ય ચલાવનારાઓ થવા વડે, અંગ્રેજ લોકો એક સ્વારાજ્યકર્તા પ્રજા થઈ પડી છે.

કસરતનાં, વાદવિવાદનાં અને એવાં બીજાં કલબો અને સભાઓની વ્યવસ્થામાં પણ વિદ્યાર્થીઓ કેળવાવા જોઇએ. આવા પ્રકારની સર્વ બાબતોમાં પ્રોફેસરો અને શિક્ષકોએ મદદ કરવી જોઇએ, ઉપરી સત્તા ચલાવવી જોઇએ , નહિ. યુવકો ભૂલો કરશે, તે વડે શિખશે, તથા આ પ્રમાણે વ્યાવહારિક કાર્યો ચલાવવાની શક્તિ કેળવાશે.

વિવિધ પ્રાંતોના લોકોમાં અંદરઅંદરનો વ્યવહાર વધારવા માટે, એક સામાન્ય લિપિ લોકમાન્ય બનાવવાની જરૂર છે. ઉત્તર તરફની પ્રાંતિકભાષાઓ એટલી બધી મળતી આવે છે કે જો સામાન્યલિપિમાં લખવામાં આવે તો, તેમાંની એકાદ ભાષાને સારી રીતે જાણનાર મનુષ્ય, અન્ય ભાષાઓને સહેલાઈથી વાંચી શકશે. પર્શિયન માટે ઉર્દુલિપિ છે, યૂરોપીયન માટે રોમન લિપિ છે તેમ સ્પષ્ટ રીતે દેવનાગરી સામાન્ય લિપિ થવી જોઇએ. આટલા માટે દરેકશાલામાં દેવનાગરી લિપિ શિખવાવી જોઇએ. દક્ષિણમાં પણ આ વાતનો સ્વિકાર કરવામાં આવશે કારણકે આ ભાગના લોકની વિશાલ સંખ્ય હિંદુઓની છે જેઓ એ લિપિને સંસ્કૃતના નામથી ક્યારનાએ જાણતાજ હોવા જોઇએ સર્વે પ્રાંતિકભાષાપુસ્તકો દેવનાગરીલિપિમાં છાપવામાં આવે તો એક આગળ વધતુ મહાન્ પગલું ભર્યું ગણાય; આ ઉપરાંત હિંદીને સઘળે બીજીભાષારૂપે બનાવવી જોઇએ, સામાન્ય દેશભાષાતરીકે ગણવી જોઇએ. બેંગાલી, મરાઠા, તામિલ, તેલુગુ લોકોને તેમન અપ્રતિમભાષાસાહિત્યનો ત્યાગ કરવાનું કહેવું, એ તદન હદપારની વાત છે; આવા પ્રકારનો ભોગ પ્રજાને નિઃસત્વ બનાવશે; તેમને પ્રજાકીય ઐક્યને માટે એક અન્યસામન્ય ભાષારૂપે હિંદીનો અભ્યાસ કરવાનું કહેવું, એ બીલકુલ હદબહારનું ગણાશે નહિ. જો આમ કરવામાં નહિં આવે. તો અંગ્રેજીભાષા પ્રજાકીય ભાષાનું સ્થાન લેશે કારણકે સર્વ પ્રાંતિકભાષાઓના કેળવાયલા લોકો માત્ર એજ ભાષામાં બીજા પ્રાંતનાઓ જોડે વાતચીત કરીશકે છે. હિંદી પ્રજાત્વને એકસામાન્યભાષાની અત્યંત આવસ્યકતા છે. હિંદના સર્વે મુસલમાનો ઉર્દુભાષા બોલે છે, અને ઉર્દુભાષા થોડા ઘણા પર્શિયન શબ્દોના ઉમેરાવાળી માત્ર હિંદીભાષાજ છે. હિંદીભાષા જાણનાર મનુષ્ય, ઉર્દુભાષા જાણનાર મનુષ્ય સાથે વાતચીત કરીશકે છે, પરંતુ એ ઉભયમાંના એકપણ તામિલ અથવા તેલુગુભાષાઓ જાણનાર મનુષ્ય સાથે વાતચીત કરી શકશે નહિ. જેમ સર્વે હિંદીમુસલમાનો ઉર્દુભાષા શિખે છે તેમ સર્વે હિંદીહિંદુઓ શામાટે હિંદી ભાષા ના શિખીશકે ?

શરીરઆરોગ્ય અને બલનો પ્રશ્ન સંભાળ પૂર્વક લક્ષમાં લેવાવોજ જોઇએ. વર્તમાન દશાઓના ભારમાં તથા હરિફાઇ ભરેલા શિષ્ટાચાર, કેલવણીમાં હિંદીશરીરો જીવનશક્તિ ગુમાવે છે. " આંગ્રેજી કેલવણી લીધેલા " કેટલા પુરુષો ચાલીશ વર્ષની વયે સંપૂર્ણ રીતે હૃષ્ટપુષ્ટ હોય છે ? વિદ્યાર્થીદશામાં અતિપ્રાચીન બ્રહ્મચર્યના નિયમનો પુનરૂદ્ધાર કરીને પળાવવાની જરૂર છે. નાનાં યુવકયુવતિઓની પિતામાતાદશા લોકમતવડે અધાર્મિકરૂપે કલંકિત તથા દેશાભિમાનરહિત ગણાવી જોઇએ. માતાઓને ઉપદેશવું જોઇએ કે, પોતાનાં બાલકોને તીખાતમતમા તામસિઆહારો પૂરા પાડીને લાડલડાવવાં એ તદન એક નિર્દય કૃત્ય-સમાન છે; આ પ્રમાણે બાલકના ઉપર વિકસતી વિષયવાસનાના સામે અકાલે યુદ્ધ ચલાવવાની ફરજ ઠોકી બેસાડવામાં આવે છે તથા યુવાવસ્થાના આરંભકાલની અનિવાર્ય ખોધશોના સામે તેને સાધન હીન બનાવવામાં આવે છે, સ્થૂલશરીર કેલવણીનાઉપર ભાર મૂકીને ગળે ઉતારવાની જરૂર છે; માત્ર ભપકા ભરેલી પાશ્ચાત્ય અંગ્રેજીરમતગમતોજ નહિ પરંતુ બુદ્ધિપૂર્વક યોજાયલી દેશી કસરતો, હિંદી જયુજીત્સુને સમજાવવાની અગત્ય છે. આથી માત્ર હાથ પગ અને ચક્ષુઓજ ના કેળવાતાં શરીરનો અવયવે અવયવ કેળવાય

છે. દેશમાં સઘળે ડ્રીલ શિખવવી જોઇએ, ખુશીથી આ કાર્ય માથે ઉઠાવી લેનારા રીટાયર થયેલા ઘણા નોનકમિશન્ડ ઓફીસરો મળી શકશે તથા આ પ્રમાણે તેમના નાના પેન્શનમાં વધારો કરશે. પટાબાજી, કુસ્તિ, ક્લેગ–ડ્રીલ આદિ સર્વને પોતપોતાનું સ્થાન મળવું જોઇએ. પોતાના શરીરના બચાવ માટે પોતાના દેહનો શીરીતે ઉપયોગ કરવો એ જાણ્યાવિના કોઇપણ વિદ્યાર્થીએ કોલેજ છોડવી બીલકુલ ગેરવ્યાજબી ગણાશે; સુક–લકડી શરીરોવડે એક પ્રજાબંધારણ બની શકતું નથી.

મારા ધારવા પ્રમાણે એકપ્રજાભાવનાનું બંધારણ બાંધવા માટેના આવા કેટલાક માર્ગો છે—એટલુંજ નહિ પરંતુ આવી એક પ્રજા બંધાવાનો આરંભ થઇ ચૂક્યો છે. મન અને શરીરનું સામર્થ્ય, અનુકરણીયચારિત્ર, વિશાલ દયાભરી ધર્મબુદ્ધિ, આટલાંવાનાં એક સારા ગણાતા પૌરજન માટે આવશ્યક છે, સારા પૌરજનો વિના કોઇ પ્રકારની પ્રજાભાવના સંભવી શકતી નથી. આવા પ્રકારના પૌરજનો, યુનાઇટેડઇન્ડીયાના (એકતંત્ર હિંદ) પૌરજનો, વિશ્વ–વિસ્તૃત સામ્રાજ્યના પૌરજનો બનશે; સ્વતંત્ર પ્રજાઓના એકપ્રકારના એકસંપરાજ્યવિના અન્ય પ્રકારે ભાગ્યેજ આમ બનીશકશે. તલવાર વડે બંધાયલાં વિશ્વવિખ્યાતસામ્રાજ્યોના ઝંમાનાઓ ચાલ્યા ગયા છે, કારણકે આમનો વિનાશ પણ તલવાર વડેજ થયો છે; બંધારણના કાર્ય માટે તલવારો સારાં હથિયારો નથી, તથાપિ તેમનાવડેજ સાધનો તૈયાર બને છે. વર્તમાનમાં બંધાતા વિશ્વવિસ્તૃતસામ્રાજ્યની અનુક્રમણિમાં પ્રેમનાં બંધનોમાં બંધાયલી તથા ન્યાય અને અન્યોન્ય માટેના માનના આધારવાળી, સ્વતંત્ર, સ્વારાજ્યના અનુભવવાળી પ્રજાઓનો સમાવેશ થવાની અત્યંત અગત્ય છે.

આવી પ્રજાઓમાંની એક તે હિંદ નિવડશે, તથા તેણે જાતે એકપ્રજાભાવનાંમાં ઘડાઇ યોગ્ય બનીને આ મહાન્ ભાગ ભજવવાનો છે. હિંદનો ભાગ્ય વર્તમાનકાલમાં આવા પ્રકારનું કાર્ય પારપાડવાનું છે; સર્વમાં વાસો વસિ રહેનાર—તેને મહાદેવ, વિષ્ણુ, અલ્લાહ, હોર્મઝદ, જેહોવા, ગૉડ, ગમે તે કહો—આ સર્વ પ્રકારના વિરોધોના મધ્યમાં પોતાનો એવા પ્રકારના ઐક્યનો અનુભવ કરાવો કે અનેક પ્રકારના લોકોથી વસાયલો હિંદદેશ, એકરાજ્યનું સ્વરૂપ ધારણ કરે.

એનિ. બેસંટ.

---

આશ્રયદાતા
શ્રી અભેદ માર્ગ પ્રચારી.
પ્રકાશક મણિલાલ બાલાભાઈ નભુભાઈ.

# સુદર્શન.

માધવલાલ નભુભાઈ દ્વિવેદી.
—તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૨૨, અંક. ૪. ] ( માસિક ) [ જાન્યુઆરી ૧૯૦૭. ]

## ઉર્ધ્વ ગતિ.

( મળેલું. )

તુજ વિમાન લઈને ઉડય,
હજુપણ ઉડય,
અતિશય ઉંચે,
તવ સ્થિતિ વિષે કંટકો,
રહ્યા તે હજુ ત્હને પણ ખુંચે;

---

નથી આ ત્હારે ઘટતો દેશ,
નહીં આ યોગ્ય વળી તવ વેશ,
કુંડાલા બ્હાર દૃષ્ટિ તું ફેંકય.
તહીંથી સત્ય વસ્તુને ખેંચ્ય,
મનોમન પછી ત્હાં જઈ બેસ્ય.
ઠરી રહે ઉચ્ચતા ઠામ,
હો! પરમ શુદ્ધ મનઃ કામ.
રાખીને હૃદય વિષે અતિ હામ,
નવનવિન ભર્યા આનન્દે.

તુજ વિમાન લઇને ઉડય, હજુપણ ઉડય,
અતિશય ઉંચે—૧

---

જ્હાં છે પૂર્ણ શાન્તિ સુખધામ,
સદા જ્હાં વૃત્તિ રહે નિષ્કામ,
અવિચળ મળે સદા આરામ.
વિકારો શાન્ત સહુ થઈ જાય,
નહીં જ્યાં ઉપાધિથી રહેવાય.
પાપ પણ પલક એકમાં જાય;
સદાએ નિવાસ ત્હાં થઈ જાય.
પછીતો કહો બાકી પણ શું છે?
તુજ વિમાન લઇને ઉડય, હજુ પણ ઉડયં,
અતિશય ઉંચે—૨

જ્હાં લીલા લ્હેર જામી રહે.
સહુ સ્વર્ગ થકી પણ પર છે,
તે જુઓ સનાતન દેશ—
ભરી જ્હાં સુન્દરતા અનિમેષ.
યત્નથી થાય ત્હાં પરિ વેશ—
નિરતિશય મળે હર્ષ પણ બેશ,
તે બ્રહ્મ પરમ સુખ ધામ—
સહજમાં મળી જાય એ ઠામ—
તત્ત્વરૂપમાં થઈ લીન—
જગતની અન્ય વસ્તુથી ભિન્ન,
સદા તે સંગ રહે અવિચ્છિન્ન.
પછી લે પૂર્ણ કરી રસપાન—
બીજાને પાય ત્હેને જો રૂચે.
તુજ વિમાન લઇને ઉડય, હજુપણ ઉડય,—
અતિશય ઉંચે—૩.

મહડાકર—નાગર.

---

# ગોપી-ગીત.

## શ્લોક.

વંદું અહા સદ્‌ગુરૂ પાદુકાને,
પ્રણમ્યભાવે પછી સજ્જનોને;
શ્રીકૃષ્ણ નામેજ કૈવલ્ય-મુક્તિ,
ગોવિંદ દામોદર માધવેતિ. ૧

પ્રભાતકાળે જનની યશોદા,
ઉઠી વદે સત્વર આ મુકુંદા;
ગોપાલ કાજે તુજ ધાય ખોટી,
ગોવિંદ દામોદર માધવેતિ. ૨

પ્રકાશ કીધો ગગને રવિએ,
ગોપી દધી તે ઘુસળે રવીએ;
તે ગોપીનો અંગઠો નાદવંતી,
ગોવિંદ દામોર માધવેતિ. ૩

પ્રક્ષાલીને આ મુખ-કંઠ-શેટી,
ઘી લે દધી લે- ઉઠ વિશ્વ જેઠી;
નિદ્રાતણી કેમ ન થાય ખંતી,
ગોવિંદ દામોદર માધવેતિ. ૪

કરાંબુજે લેઈજ તે શુકોને,
અભ્યાસ ગોપી કરવે બધાને;
રાગસ્વરે સુંદર બોલવંતી,
ગોવિંદ દામોદર માધવેતિ. ૫

ગોદોહને બેસત ગોપદારા,
પાત્રાંતરે વાજત ક્ષીરધારા;
તેને સ્વરે મંજુલ ગીત ગાતી,
ગોવિંદ દામોદર માધવેતિ. ૬

લેઈજ ઘંટી દળી ગોધુમોને,
ધર્માર્થ બિંદુ મુખ પંકજોને;

સુવક્રકેશા હરિ ગુણ ગાતી,
ગોવિંદ દામોદર માધવેતિ. ૭

કૂપાંતરે નાખીજ ભાંડદોરા,
શોભાય તે સુંદર ગોપદારા;
ખેંચી સદાયે શ્રમ જે કરંતી,
ગોવિંદ દામોદર માધવેતિ. ૮

ગોવિંદ ગોવિંદ હરે મુરારે,
ગોવિંદ ગોવિંદ રથાંગપાણે;
ગોવિંદ ગોવિંદ મુકુંદમૂર્તિ,
ગોવિંદ દામોદર માધવેતિ. ૯

વૃંદાવને સુંદર વૃક્ષ તે છે,
શ્રીકૃષ્ણ નામે ધ્વનિ ગર્જતા છે,
પક્ષીકુલો ગૌ સહુ શ્રૂણવંતી,
ગોવિંદ દામોદર માધવેતિ. ૧૦

નવીન.

---

" ખિન્ન હૃદય. "

( મળેલું. )

( ગઝલ. )

અરે ! ઉર તું ઊંડા નિશ્વાસ, શાને કાજ નાંખે છે;
નહિ ગમ કંઈ પડે ઉર તું, વિષાદે પૂર્ણ ભાસે છે.

અણચિંત્યું દુઃખ શું એવું ? પડયું શિર ઉપરે હારા;
વિસાર્યું તે નથી જાતું, નિસાસા તેથી છે હારા.

નથી જાતું કહ્યું મુખથી, નથી જાતું સહ્યું તુજથી;
ગ્રહ્યું છે, શું ? હૃદય એવું, તજ્યું નહિ જાય જે તુજથી.

દુભાવાને શું કારણ છે, તું શાથી શૂન્ય ભાસે છે;
ભરાયું ભૂત ક્યાંથી આ, ન બોલી તું શકે જેથી.

નથી અનુકૂલતા સુખ રૂપ,- શું સંપ્રાપ્ત કંઈ એવી;
નડે છે વિઘ્ન એવાં શું, હૃદય જેથી વધે ગ્લાનિ.

શું છે કંઈ તર્ક ઉંડામાં, થયું તું ગર્ક દિલ પ્યારા;
નથી મળતો તને કો શું, ગુરૂ સદ્બોધનો દાતા.

છવાયો ભસ્મથી જેવો, સુગુપ્તાગ્નિ રહે તેવો;
ભરાયો ગુપ્ત શોકાગ્નિ, ઉંડા ઉંડાણમાં છે શું.

શું છે વિશ્વાસનું પાત્ર, પ્રિયા સન્મિત્ર નહિ પાસ;
હૃદય મર્મો જણાવીને, બને તું કંઈક પણ શાંત.

શું છે કર્તવ્ય માનવનું શું છે સ્મરણીય આ જગમાં;
સુઝે નહિ એ બધું તેથી, તું નાંખે દીર્ઘ નિશ્વાસા.

ગણે પ્રતિ પ્રેમિ તું જેને, તજ્યો છે શું તને તેણે;
ઘટે નિશ્વાસ શા સારૂં, હૃદય એ મોહને માટે.

મંદાક્રાંતા.

કે શું ત્હારે સ્વરગ સુખની આશ છે સ્વાંત ઊંડી ?
અગ્રે જેની સકલ સુખ આ લોકનાં તુચ્છ લાગે.

વ્હાલા મારા હૃદય રસિલા શબ્દ એકાદ બોલી,
આધિ ત્હારી વિષય સુચવે કાં નહિ પ્રાર્થતાંએ.

(અનુષ્ટુપ.)

એવું એવું કહી ઝાઝું, શાંત ચેતન તો પડયું;
આધિથી વ્યાપ્ત તોએના, ઉરોબ્જ લવ ઉઘડયું.

# કર્મ–વિપાક.

( અનુસન્ધાન ગતાંક પૃષ્ટ ૨૮ થી )

જેમ એક સાધારણ નિયમે વાતાવરણની અન્દર વરાળ અભેદપણાથી રહી શકે છે, વળી ક્વચિત્ ભેદ પામતી પણ દૃષ્ટિગોચર થાય છે, દૃષ્ટિગોચર થયા પછી પણ પાછી અભેદપણાને પામે છે, એવો આપણને એકથી અનેકવાર અનુભવ થયેલો પણ છે, તેમજ આ કર્મભૂમિની અને કર્મભૂમિમાંથી ઉત્પન્ન થયેલી આકૃતિઓ અને સૃષ્ટિઓ વાતાવરણની અન્દર અમુક મુદત સુધી અભેદ ભાવથી એકત્રપણાને પામેછે. કદાપિ કોઇ અમૂક પ્રસંગોમાં સ્વતઃસ્વરૂપ ધારણ કરી ભેદ પણ પામે છે, અને એવા ભેદમાંથી અભેદત્વને પણ પામે છે. આંહીં સ્થુલભૂવન અને સૂક્ષ્મભૂવન એ બેની વચ્ચે કારણભૂવન રહેલું છે. આપણા શાસ્ત્રકારો સ્થૂલ–સૂક્ષ્મ અને કારણ એમ ત્રણ ભાવનાઓ જણાવે છે; પણ આ જગ્યાએ તો માત્ર એજ અવસ્થા દર્શાવવાની છે. સ્થૂલ અને સૂક્ષ્મ એ દરેકની અન્દર તેમ જ વચ્ચે તથા પહેલાં અને પછી કારણ તો રહેલું જ છે. એ કર્મભૂમિની એક વિચિત્રતાછે, અને તે સ્વતઃસિદ્ધ છે; ફક્ત હેમાં અનુભવની ખામી જણાય છે; તોપણ આટલું તો નિર્વિવાદિત રીતે સાબત કરી શકાય છે કે–આવી ગૂઢ બાબતોના વિષયમાં જે કારણો પ્રથમ રહેલાં છે, તે કાર્યના અનુભવની પશ્ચાત્ આવીને ઊભાં રહેલાં જાણવામાં–જોવામાં અને સમજવામાં આવતાં દેખાયછે. વખતે એમ દેખાવાને કેટલોક વિલંબ પણ લાગેછે. અવિલંબે જણાય એતો જેઓ રહસ્યના ભેદુ છે, અને જેમનો દૃષ્ટિપથ એટલા ઉંચા શુદ્ધમનોભાવને પ્રાપ્ત થયો છે કે જીવનઃપ્રવાહ બિલકુલ મલિન પરમાણુંઓથી રહિત અને નિર્મળ તથા અખંડ છે તેવાઓ છે. કેટલાંક એવાં પણ સત્યો છે કે જેમને જીંદગીભર કારણો મળવાં મુસ્કેલ છે, અમૂકને અમૂક અમૂક કારણોની પ્રાપ્તિ અને અમૂક અમૂક કારણોની અપ્રાપ્તિ એમ પણ સંભવિ શકે છે. કાર્યો અને અનુભવો એ તો એક જીવનપ્રવાહના માર્મિક ભેદો છે, અને હેમાં પણ કાર્યો પ્રથમ પદવી ભોગવે છે. કોઇપણ કાર્ય વિના હેનો અનુભવ સંભવિ શકતો નથી. એમાં પ્રમાણ આપવાની જરૂર નથી. કાર્ય છતાં પણ અનુભવ થતો નથી, એવું પણ આ વ્યવહારની દૃષ્ટિમાં ઘણી વાર જોવામાં આવે છે, અને એકનો એક માણસ એકજ વર્ગના કાર્યમાં એકથી અનેકવાર ભૂલો કર્યા કરેછે, એ હેના અનુભવની અને અનુભવના ભેદની ખામી છે. તેવીજ રીતે અનુભવ પછી કારણોની અને કારણોના ભેદની પણ તેટલાજ પ્રમાણમાં બલ્કે વધારે પ્રમાણમાં ખામી રહે છેઃ આ પ્રમાણે કાર્યનાં કારણો જે પ્રથમ છે તે કાર્યના અનુભવ પછી આવીને ઉભાં રહે છે. જેનાં કારણોનો શોધ કરવામાં આવે છે, તે કારણો જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે મ્હને ફક્ત એકજ પ્રશ્ન પૂછવાનું મન થાય છે કે–એ કારણો પ્રથમથી જ હતાં કે નહીં? ત્યારે હેનો જવાબ કોઇપણ ઠેકાણેથી નકારમાં મળી શકશે નહીં. એજ ખૂબીની વાત છે. એટલાં જ માટે અમે કહ્યું છે કે સ્થૂલ અને સૂક્ષ્મ એવા બેજ ભેદ લક્ષમાં રાખવા અને કારણ તો વચ્ચે તેમ જ આગળ તથા પાછળ રહેલાં જ છે, એ નિઃસન્દેહપણાથી સમજી શકાય છે. આ પ્રમાણે દરેકમાં એક કારણમાલિકા ઉત્પન્ન થાય છે.

એ કારણમાલિકા દરેક કર્ત્તવ્યમાં એક આવશ્યક ભાગ બજાવે છે, અને એ પ્રમાણે કાર્યને આગળને આગળ ધકેલવામાં પણ એક અતિ જરૂરનો પોતાનો ભાગ બજાવતી રહેછે, એ કારણ માલિકામાં માનવતું જીવન વૃત્ત તથા અવતાર ચરિત્ર અને જીંદગીના દરેક બનાવતું આબેહુબ ચિત્ર જડાઈ રહે છે. એ પ્રમાણે એક જીંદગીથી બીજી શરૂ થતી જીંદગી સુધીનો ખરેખરો ચિત્તાર તે માલિકાના એક મણકામાંથી મળી આવે છે. એવા એક વિભાગમાં પણ ઘણું ઘણું સંઘટ્ટન થયેલું હોય છે. તેમાંથી દરેકને જુદુ પાડી પૃથક્કરણ કરી શકાતું નથી, તેમજ દર્શાવી પણ શકાતું નથી, આત્મનિવેદનની કૃતિમાં પણ ત્હેનું યથાર્થ ભાન થતું નથી. આ ઉપરથી સંસારની વિચિત્રતા અને મહાન્ દયાળુ નિયન્તાની અપાર અજબ શક્તિની તુલના પણ આપણાથી થઇ શકે નહીં; જ્યાં સુધી એક સાધારણ નિયમને વળગી રહી છેવટની ફલઃસિદ્ધિ જોવા જેટલી પણ ધૈર્યાવસ્થા પ્રાપ્ત થઇ નથી, ત્યાં સુધી બીજા બધા પ્રયત્નોમાં માથું મારવુ મિથ્યા છે. ત્યારે જે બાબતમાં અત્યાર સુધીની અનેક સંસ્થાઓ કેળવવા છતાં જેનો અન્ત કોઇપણ માનવિ મેળવી શક્યું નથી, તે બાબતમાં અમે પારંગત છીએ, એ કહેવું કેવળ હાસ્યપાત્રજ અને અલ્પ બુદ્ધિ જ છે. હા મનુષ્યોને જ્ઞાન થઈ શકે છે, પણ તે અમૂક હદ સુધી જ. કારણ માલિકામાં પણ અમૂક હદ સુધી જ તે કારણોને ઓળખી શકે .છે. આગળ તો વિશેષમાં નહીં જ. જ્યારે આ પ્રમાણે સીમોલ્લંઘન ક્રિયા કરવામાં માનવિનું કહેવાતું આત્મબળ પણ કશા હિસાબમાં નથી ત્યારે તે આને આ દેહે આગળ તો ક્યાંથી જ જઇશકે; જેમ પંખી વાયુ પ્રદેશમાં અમૂક હદ સુધીજ ઉડી શકે છે, વરાળ અમૂક અન્તર સુધી જ ઉંચે જઇ શકે છે, ધૂમ્ર નિયમિત ગતિમાંજ વ્યાપારિત થઇ શકે છે, રજકણો હવાના અમૂક પ્રદેશ સુધી જ પ્રવેશી શકે છે, તેમ આ માનવિ પોતાના ચૈતન્યાંશને પ્રબળે અમૂક હદ સુધીજ લાભ લઇ શકે છે. આ દૃષ્ટાન્તની સરખામણીમાં થોડોક તફાવત છે. પંખીનું ચૈતન્યાંશ માનવ દેહમાં રહેલા ચૈતન્યાંશ સાથે એકસરખુ નથી. બાકીનાં બીજાં વરાળ-ધૂમ્ર અને રજકણો તો ઉપાધિઓને આધિન પ્રવર્ત્તે છે, એટલે તેઓને પણ મનુષ્યના આત્મ ચૈતન્ય સાથે સરખાવવું યોગ્ય નથી. જ્યારે પંખીઓ ઉચ્ચ ગતિ કરી શકે છે, પણ આત્મિક ઉચ્ચગતિ કરી શકતાં નથી, ત્યારે માનવિ શારીરિક બળથી ઉચ્ચગતિ પ્રાપ્ત કરી શકે નહીં. તે વખતે જો ચાહે તો આત્મિક બળ વધારી ઉચ્ચ સ્થીતિ પ્રાપ્ત કરતાં ઉચ્ચ ગતિ મેળવી શકે; પણ ત્હેની અધોગતિમાં જવાની ગતિનો પણ આરંભ કરી શકે કે જે પક્ષીઓને ન પણ હોય. છેવટે મ્હારે એટલું જ દર્શાવવું ઉચિત ધારૂં છું કે-માનસમાંથી આત્મિકબળ ગમે તેટલું મેળવેલું હોય તો પણ તે મનસ્ દ્વારાએ ઘણામાં ઘણી જે હદ ગતિમાનમાં ઠરાવી આપેલી છે, તે હદની પેલી પાર તે ભાગ્યે જ જઇ શકે. કારણોનું પ્રબુદ્ધત્વ પણ આટલેથી જ અટકે છે. આગળની હદ અને આગળનાં કારણોમાં પ્રવેશી શકાય નહીં, એમ અમારૂં કહેવું નથી, પણ આ સદેહવાળી સ્થીતિમાં તો મુસ્કેલ છે. કોઇ કહેશે કે મુસ્કેલ છતાં પણ જવું હોય તો જવાય કે નહીં ? તો આ બાબતના ગહન વિષયમાં અમે ઇનકાર પણ કરી શકતા નથી. કેમકે આ વિશ્વમાં એક 'અપવાદ' તરીકેની પ્રવૃત્તિ પણ જોવામાં આવે છે. દરેક બાબતના ચોક્કસ થયેલા નિયમોમાં એકથી અનેક રીતિઓ સિદ્ધ હોવા સાથે પણ 'અપવાદ' તો હોય છેજ, તો આ સૂચનામાં પણ

તેમ, કેમ ના હોઇ શકે? એ વિચારમાં આવી શકે એવું છે તો કવચિત્ આમાં પણ એવું હોઈ શકવા સંભવ છે, પણ તે બહુજ થોડા પ્રસંગોમાં સ્વલ્પાંશમાં જ.

જ્યારે હવે બહુ થોડી જ વિગત સિવાય અમૂક હદનું પ્રમાણ ઠરે છે, ત્યારે તે હદની અંદર જ રહીને આપણે કામ કરવાનું છે. અને જોવાનું જાણવાનું તથા વિચારવાનું પણ તેટલી હદમાં જ રહેશે.

એ હદને અથવા સીમાને આપણે " માનવજીવન કર્મભૂમિની અનુસન્ધાનરેખા " એ નામે ઓળખીશું. એમાં કર્મોની ગતિને લીધે નિરંતર ફેરફાર તો થયા જ કરે છે, એ પ્રમાણે જોવા જઈશું તો વાતાવરણ એક સર્વોપરિસત્તા ભોગવતું અદ્ભુત યંત્ર છે એમ જણાયા વિના રહેશે નહી. આટલેથીજ એનું કાર્ય અટકતું નથી. વાતાવરણ એક ક્ષણ પણ ગતિ સિવાયનું રહેતું નથી. તેજ પ્રમાણે " માનવ જીવન કર્મભૂમિની અનુસન્ધાન રેખા" ને ઉંચા નીચી તથા લંબાઇમાં ઓછી વત્તી કર્યા વિના પણ રહેતું નથી, તેમ તેની વિવિધતા જાતિ દર્શક ભેદમાં તથા રંગમાં પણ વધઘટ કર્યા વિના રહેતું નથી. એ ઉપરથી કર્મ ભૂમિનો વાયુપ્રદેશ, એક અચ્છો પ્રવર્તક તથા સંયોજક અને નિયામક થઇ પડે છે, વાતાવરણને આપણે એક શ્વાસોચ્છવાસના ઉપયોગનું જ ધારતા હોઇએ, તેમજ વરાળને સંગ્રહવાનું જ સ્થાન માનતા હોઇએ તો ત્હેમાં કેટલી બધી ખામી છે તે સમજવામાં આવ્યા સિવાય રહેશે નહીં.

વળી વાતાવરણ વરાળને અભેદપણાથી પોતાની અન્દર સંગ્રહી રાખે છે. વિશ્વના નિયમમાં આ એક અપવાદ છે. આપણે જાણીએ છીએ કે એકજ વખતે એક જ જગ્યામાં બે વસ્તુ સાથે સાથે રહી શકે નહીં. એને "નિર્ભેદ્યતા" એવા નામના ગુણથી પણ ઓળખવામાં આવે છે. પણ વરાળ અને વાયુ એ બન્નેના ઓતપ્રોત એ ગુણ જોવામાં આવતો નથી. તેવીજ રીતે પ્રકાશનાં કિરણો, એટલે અજવાળું-ગરમી તથા અન્ધારૂં પણ ત્હેની સાથે એકીકરણ-એક થઇ જવાની ક્રિયા કરતું જોવામાં આવે છે. કોણ જાણે કેવા યોગથી એક થઇ જાય છે. ત્હેમાં ટકી રહે છે, અને કોણ જાણે કેવા યોગથી એકદમ નીકળી પણ જાય છે, એ ભેદ જેમ વિચિત્ર છે, તેમ જ માનવ જીવન ભૂમિમાંથી ઉત્પન્ન થતી આકૃતિઓ તથા સૃષ્ટિઓ પણ વાતાવરણની અન્દર એકીકરણ થઇ જાય છે, તેમાં ટકી રહે છે, પરિપાક પામે છે, અને પાછી ભેદ પણ પામે છે. આ જગાએ વરાળ-અજવાળું, ગરમી અને અન્ધારૂં એ ચારેનું વાતાવરણની સાથે એકીકરણ થવાનું દૃષ્ટાન્ત જે અમે આપ્યું છે, તે કર્મ ભૂમિની વિપાકાવસ્થાને લીધે થતી આકૃતિઓનું યથાર્થ દિગ્દર્શન કરાવવાને અર્થે છે, વ્યાખ્યાઓને અર્થે નથી. જો ત્હમે ત્હેની વ્યાખ્યાઓ હમને પૂછશો, તો ત્હેનો યથાયોગ્ય જવાબ દેવાને અમે શક્તિવાન નથી. "અન્ધારૂં" એની વ્યાખ્યા ઘણા કાળથી સંદિગ્ધ છે, ત્હેનું નિરાકરણ શી રીતે એમ ચાલતાં ચાલતાં થઇ શકે? વર્ષાઋતુ આવતાં અત્યાર સુધી ગુપ્તપણે પોતાના સમુચ્ચયમાં આગળને આગળ વૃદ્ધિ પામતી વરાળ હવે દૃશ્યમાન થવાનો સમય આવી પહોંચ્યો જણાય છે.

પ્રથમતઃ ન્હાનીન્હાની વાદળીઓ આમથી તેમ પવનાધારે ઘૂમ્યા કરે છે, અને તે સાથે પોતાના સ્વરૂપમાંથી વધારો કરી મ્હોટા જથ્થાઓના જથ્થા તૈયાર થવા માંડે છે. વર્જનમાં પણ વધતાં વાતાવરણ ત્હેને પોતાના અંકમાં નીચે ઉતારતું જાય છે. રંગો બદલતા જાય છે. ઘનપણું વધતું જાય છે ઘમઘોર થવા માંડે છે, વાદળીઓ પરસ્પર અથડાય છે, *ગર્જનાઓ થાય છે, વિદ્યુત્ ચમકે છે, અજવાળામાં–ગરમીમાં અને સૂર્યમાં ભેદ પડાવે છે.* આખા સપાટ દેશમાં વરસવા છતાં આનન્દ જ જોવામાં આવે છે. ફક્ત પ્રવાસીઓ આશ્રય વિનાનાં પ્રાણીઓ સ્હેજ દુઃખ માને છે, પણ વાસ્તવિક તેમ હોતું નથી.

ત્હેવી રીતે " માનવજીવન કર્મભૂમિની અનુસન્ધાનરેખા "ઓની અન્દરના નીચેના ભાગમાં કર્મના પરિપૂર્ણ થયેલા આકારોની રૂપરેખાઓમાં ઘનપણું થવા માંડે છે. તેમાં અનુરૂપ સ્વરૂપોના આવી મળવાથી તેઓ દૃઢ થવામાંડે છે, અને ઘણી મુદત સુધી આમથી તેમ ભટક્યા, ઘૂમ્યા કરે છે, વર્ષાઋતુની પેઠે સમય પાકતાં ત્હેની અવધિ પૂર્ણ થાય છે, ત્યાર પછી તે ધીમે ધીમે નીચે ઉતરવા માંડે છે, ઘણી વખત નીચે નીચે આવતાં પણ વચ્ચે વિશ્રાન્તિનાં સ્થાનો ( સ્થાનો નહિ હોવા છતાં પણ સ્થાનો કહેવાં પડે છે ) આવે છે ત્યાં અટકી રહેવું પડે છે, તોપણ જે કાર્ય કરવાનું છે, ત્હેના સમયની રાહ જુએ છે, તે વખતે ત્હેના સ્થળનો અને સ્થિતિનો વિચાર કરે છે, અને નથી પણ કરતું એમ *ઉભય* રીતિ જોવામાં આવે છે. તે બે પ્રકારની આકૃતિઓમાં એક શુભકારી છે, ત્યારે બીજી કષ્ટકારી છે. શુભાકૃતિઓ ઉજ્વળતાવાળી આનન્દી અને હિતકારી હોય છે, લાલ અને પીળા એવા રંગની પણ ક્વચિત્ જોવામાં આવે છે, બીજી શ્યામરંગની તથા ઝાંખપણવાળી જોવામાં આવેલી છે ત્હેના પણ બીજા રંગો આસમાની અને લાલ રંગો ક્વચિત્ દેખાય છે ગમે તે પ્રકારની આકૃતિ હોય પણ ત્હેનુ આન્દોલન અગાઉથી તૈયાર થઇ ગએલું હોય છે, અને નીચે ઉતરી આવતાં અમુક અન્તરેથી ત્હેના ભાવ ભજવવા માંડી જાય છે, આ જગ્યાએ ત્હમને શંકા થતી હોયતો મ્હારે સારસીઓનાં બચ્ચાંનું દૃષ્ટાન્ત આપવું પડશે. સારસ પક્ષીની* માદાઓ સમુદ્રના ભાઠામાં પોતાનાં ઈંડાં મૂકી ઘણી લાંબી મુદત સુધી ચારાને માટે જાય છે, પશ્ચાત્ સમુદ્રના કાંઠાના રેતાળ પ્રદેશપર સૂર્યની ગરમીને લીધે તે ઇંડાં સેવાય છે, પકવ થતાં બચ્ચાં નીકળી ફરતાં માલમ પડે છે. અનેક સારસીઓના જથ્થામાંથી દરેક ત્હેનું બચ્ચું બરાબર ઓળખીલે છે. તે પ્રમાણે આ કર્માનુભૂત–આકૃતિઓ ત્હેના વાસ્તવિક માલિકને બરાબર ઓળખી લેછે, અને કેટલીક મુદત સુધી ત્હેની ઉપર ઝઝુમી રહે છે, અને તેના ભાવ ભજવવા તત્પર થઇ રહેલી જોવામાં આવે છે. કેટલીક વખતે એવું પણ બન્યું છે કે શુભાકૃતિઓ અને અશુભાકૃતિઓને પરસ્પર વિગ્રહ કરવો પડ્યો હોય જેનો વિજય થાય છે, તે પોતાનો ભાવભજવી લેછે, અને પશ્ચાત્ બીજીનો વારો આવે છે, ત્હેનો નિયામક તે બન્નેથી જુદો છે. તે વખતે બંને પ્રકારની આકૃતિઓને એક સંપી કરવાને પણ મોકલે છે અને ઉભયના ભાવો એકી સાથે વેઠેચાય છે, એક રાજાને ત્યાં કુંવરના જન્મ સમયેજ ત્હેની માતાનું મરણ પણ સાંભળ્યું છે, ત્હેના જેવું આ સંધિભાવમાં સમજી લેવાનું છે, આ એકજ ઉદાહરણ ત્હેને માટે બસ થતું નથી. એવાં તો ઘણાં ઘણાં દૃષ્ટાન્તો જોવામાં

પણ આવેલાં હોય છે, અને એક જીંદગીમાં હેનો અનુભવ એકથી અનેકવાર થયેલો પણ હોય છે, તેથી આવી બાબતમાં અમે વધારે જગ્યા રોકતા નથી.

વિજયશાળી આકૃતિ હેના વિધેયપર પોતાના ભાવો ભજવવા માટે નિયામકે આપેલી મુદતમાં વખતે વધારો પણ થાય છે અને વખતે ઘટાડો પણ થાય છે તો પણ જો હોયતો બીજી પરાજીત આકૃતિને હેના ભાવો ભજવવાને યોજકની સહાયતાની જરૂર છે, અને એમ થવાથી ધાર્યા કરતાં વધુ વિલંબ પણ ભોગવવો પડે છે, અગરતો લાંબી વિશ્રાન્તિ લેવી પડે છે, આપણે શુભાકૃતિઓનોજ પ્રથમ ખ્યાલ આપી દઇએ તો તે વધારે યોગ્ય પગલું ભર્યું કહેવાશે. જ્યારે અંવધિ પહેલાં તેમનું આન્દોલન થવાનું હોય છે, અને શિરો બિન્દુમાં ઉતરી આવે છે, ત્યારથી જીવાત્મા પ્રસન્ન પ્રસન્ન અચાનક થતો જોવામાં આવે છે. કારણકે એક તો જાણે છે તે વખતે વિધેય જાણતો નથી. હર્ષની સપાટી પર તરતા દિવ્યાભાસમ હેનો દેખાવ થઇ રહે છે, અને તેના સંસર્ગમાં આવતાં દરેકને તે પ્રમાણે જુએ છે, કે જે વખતે હેને પણ હેની કર્મ ભૂમિની ભાવિ આકૃતિઓનું આન્દોલન તો હોય છે જ. વિવાહ જેવા પ્રસંગમાં પણ બધાંને એકસરખો આનન્દ હોતો નથી તે મ્હેં મ્હારી નજરે જોએલું છે. જો તમને જોવાની રીતિનું યથાસ્થિત જ્ઞાન થયું હશે તો ત્હમે પણ જોઈ શકશો, અને અનુભવી પણ શકશો. એ હિતકારી આકૃતિ કર્તાનું હિત જે પ્રમાણમાં કરવાનું હોય તે પ્રમાણમાં કરી લેઈ પોતાનો ભાર હળવો થતાં રૂપરેખાઓથી પણ છિન્નભિન્ન થઇ જાય છે અને સદાને માટે અદૃશ્ય થાય છે. તેઓ ફરીને કદિ પણ એના રૂપમાં દેખાતી નથી. કોઇ બીજે પ્રસંગે એવો જ બનાવ બનતાં આપણને હેની હેજ આકૃતિ છે એમ ભાસ થાય છે, પણ વાસ્તવિક તેમ હોઇ શકે નહીં. ગંગાના બિજલવનું દૃષ્ટાન્ત તો હજુ યાદ હશે હેને લગભગ મળતું આ સાધન સમજી લેવું, આ આકૃતિઓ કેટલી મુદત રહી કેટલા પ્રમાણમાં આનન્દ આપતી ગઇ હેનો હેના ભોક્તાને પણ ખ્યાલ રહેતો નથી. ચક્રવાકદમ્પતિને સહવાસમાં સૂર્યના પ્રચણ્ડ તાપના સમયની ગણના નથી. માનવિ! તને હારા જીવન વૃત્તમાં આનો ક્યારે અનુભવ થયો છે? થયો હોય તો કહી દેજે અને અન્તરાત્મામાં પ્રસન્ન થજે. તે સમયને બરાબર યાદ લાવી એક વખત ફરી પણ આનન્દ પામજે, અને હજુ પણ આનન્દ પામજે. વાસ્તવિક કહેશે તો આનન્દ ત્હારી વૃદ્ધિ કરશે, અને આત્મોન્નતિનો માર્ગ દર્શાવશે, એ સુખદાયી પથે વિચરતો રહેજે, અને આગળને આગળ નવા નવા શોધ ચલાવતો જજે. જો ત્હારી પ્રત્તિદ થશે, પણ હેનો લ્હાવ લેતાં તું એકલો રહીશમાં બીજા કોઇને ભાગીદાર બનાવજે. એકલો લ્હાવ લેવા જતાં તું કદાચ લૂંટાઈ જઈશ, હેની મ્હને ધાસ્તી રહે છે. મહાત્માઓ પોતાને માટે યોગ્ય ચેલાઓ શા માટે શોધે છે, એનો ત્હમને ખ્યાલ આવશે.

• ત્હમે યોગ્યતા મેળવો: ત્હમને શોધતા આવશે.
ધૈર્યતા રાખો. અયોગ્ય ઉત્તાવળા થશો નહીં.
શ્રદ્ધાથી નિશ્ચયને દૃઢ વળગી રહો.

યોગ્યતા મેળવ્યા પછી ત્હમે માગણી કરશો નહીં.
એક વાત કદિ પણ વિસરશો નહિ. નિયામકને—
કર્ત્તવ્યાકર્ત્તવ્યને યથાસ્થિત સમજી કદિ પણ પાછા હઠશો નહિ.

ત્હમારે જો આનન્દ જોઇતો હોય તો, ઉપર કહેલાં માર્મિક વાકયોને બરાબર સમજી તે પ્રમાણે વિચારતાં શીખો—તો ત્હમે જ્હેને સુખ માનો છો તે નહીં પણ વાસ્તવિક સુખ—હર્ષ—આનન્દ ત્હમને સહજે મળી શકશે.

સત્ય—દયા અને સન્તોપ એના જેવાં ખરેખરાં સુખ આપનારાં બીજાં થોડાં જ છે પરોપકારનો પણ દયામાં અને સત્ય તથા સન્તોષમાં સમાવેશ થઇ જાય છે, અને ત્હેની આકૃતિઓ ઉત્પન્ન થતાં બહુ વિલંબ લાગતો નથી, પણ તે પ્રથમથી બહુ ન્હાના પાયા પર ફલ દર્શાવતી જ જાય છે, અને એ ચાલુ રીતિના પ્રવાહથી હમેશાં ફલ અર્પવા છતાં પણ વધારો જ કરતી જાય છે. ઘણી લાંબી મુદતે મ્હોટા પાયા પર તે પોતાના ભાવ ભજાવતી જાય છે. આ ત્હેની કસોટીની પાર ગયા પછીની વાતો છે, તોપણ એટલું સમજી રાખવું કે કસોટીનો પ્રસંગ નજ આવ્યો હોય ત્હોએ પણ ત્હેના ફલની અપ્રાપ્તિ સમજવી નહીં. હરિશ્ચન્દ્ર અને ધર્મરાજને આપણે શું કામ રોજ સંભારીએ છીએ? આપણે ત્હેના કોઇપણ અંશની ભાવના ધરાવીએ છીએ? જો ધરાવતા હઇશું તો મેળવીશું પણ ખરા. એક બ્રાહ્મણ પત્નીએ અનાથ નોળના બચ્ચાને સાચવી રાખવાથી ત્હેને પુત્રની પ્રાપ્તિ થઈ હતી, એવી એક દયાની આખ્યાયિકા અદ્યાપિ પ્રચલિત છે, અને "સન્તોષી જીવ સદા સુખી" એ પ્રમાણે ત્હેની કહેવત જ ત્હેનો ભાવ બતાવી આપે છે. વળી "सन्तोषमेव पुरुषस्य (सजीवस्य) परं निधानम्" એ ત્રિપુટીની એકત્ર કરેલી માત્રા સદા સર્વદા સેવ્ય છે. કારણ કે ત્હેનાં—અગર ત્હેમાંથી કોઈપણ સમયે નઠારાં ફલ આવ્યાં હોય એમ જણાયું નથી. આ કથન માત્ર છેવટના રૂપનું છે. વચ્ચેના વિભાગનું નથી. ત્યારે આ ઉપરથી એટલું સમજી શકાય છે કે, કયો પામર પ્રાણી આ સુખદ માર્ગને ત્યજી અન્ય માર્ગને ભજે! આ વિષમ સંસારના દુર્ઘટ પથમાં ભૂલા પડેલા પાન્થને જો એમાંથી એક પણ ભોમિયો જડી આવ્યો તો તે અંતિમ સુખદ શિખરે પહોંચવાનો, ત્યારે જો ત્રણેનો ભેટા થયો, અને ભોમિયા તરીકે માર્ગદર્શક થયા તો તો પછી ત્હેના પરમપદની વિગતનું યથાસ્થિત વર્ણન કરવું અશકય થઈ પડે, એ નિઃસન્દેહ જ છે.

[ ચાલુ. ]

—*

# ॥ कर्नल—ऑल्कॉट ॥

(એક અપ્રસિદ્ધ પ્રેમીનાં કેટલાંક પૂર્વ સ્મરણ.)

અધ્યાત્મમંડલનાં સૈન્યોનો સેનાનાયક સર્વ પ્રકારનાં વ્યાવહારિક કાર્યો માટે યુદ્ધ ચલાવવાને અસમર્થ થઈ પડ્યો છે. અવસ્થા અને રોગે તેને પથારીવશ કર્યો છે. આવા સુવિખ્યાત દરદીની સારવાર કરવા માટે તથા રોગ મટાડવા માટે પ્રેમ અને પૂજ્યતાની ભાવનામાં જે જે આવી શકે તે સર્વ કરવામાં આવે છે. બધી દિશાઓનાં સર્વ સ્થલોના પ્રેમળ વિચારો તેમની મરણશય્યાની આસપાસ ફરતા હોવા જ જોઇએ. લેશ પણ શંકા વિના હજુએ પૂજ્યબુદ્ધિવાળાં સ્ત્રીપુરુષો દરરોજ આ વૃદ્ધ પૂજ્યપુરુષને બચાવવા માટે ઉચ્ચસત્વોને લાગણીથી ઉભરાઇ જતા હૃદયે પ્રાર્થે છે.

મંડલના સ્થાપક પ્રેસિડેન્ટની માંદગી ગંભીર પ્રકારની છે, એમ જાહેર થતાં આ મહાન્ સંસ્થાના ઇતિહાસમાં એક બારીક પ્રસંગ અનિવાર્ય રીતે ઉપસ્થિત થયો હતો. વાર્ષિક અધિવેશનનું સ્થાન એકદમ કાશીથી મદ્રાસ બદલવામાં આવ્યું. પોતાના મહાન્ વૃદ્ધ નાયકને અભિવંદન આપવા માટે, કદાચ પહેલાં કોઇવાર ના બનેલી એટલી વિશાલ સંખ્યામાં ઔત્સુક્ય ભર્યા થીઓસૉફીસ્ટો આડીઆર હૉલમાં ઉભરાઇ જવા લાગ્યા. ભલા વૃદ્ધ કર્નલ, પોતાના જ્ઞાન અને નાયકત્વ સહિત તેમને આશિર્વાદ દેવાને હજુ પણ જીવશે એવી ખાત્રીથી સર્વ સભાસદો નજીકનાં અને દૂરનાં પોતપોતાનાં ગૃહોમાં પ્રતિનિવૃત્ત થયા; પરંતુ રોગ શમન અને વૃદ્ધિની વર્તમાનમાં પ્રસિદ્ધ કરવામાં આવતી બુલેટીનો અત્યંત શોકકારક છે.

અત્રે ઘણા દૂરના પશ્ચિમમાંથી આવેલો એક ગૌરાંગ મનુષ્ય છે. આ પ્રાચીન ભૂમિમાં સત્તા ચલાવતી પ્રજામાંનો તે એક નથી; તથાપિ આ પુરુષ પ્રેમ અને પૂજાનું સ્થાન થઈ પડ્યો છે; પશ્ચિમમાંથી આવનાર અન્ય મનુષ્ય કોઇ પણ કાલે આટલો બધો પ્રેમાસ્પદ થઈ શક્યો નથી. આમ શા માટે?

અમેરિકાના નૌકાસૈન્યના કોમોડોરપેરીએ, અમેરિકન વ્યાપાર માટે જાપાનીઓ પાસે એજેએજે બંદરો ખોલાવ્યાં, એક મૈત્રીભાવભર્યા લોકની મેંમાનગીરી વિસ્તારવાની ફરજ પાડી. પોતાનો હેતુ પાર પાડવા માટે આની પાસે તોપો અને સૈન્યની સહાય હતી. પોતાનાં આરમારો સહિત કોમોડોરપેરીએ બંદરમાં દર્શાવેલા, પ્રબલ પ્રારંભ વિના, "જાપાનને પોતાની પક્ષીની ઉન્નતિની જુદાજ પ્રકારની વાત કહેવાની હોત." વિદેશીની માગણીઓ કબુલ કરવા માટે, ગર્વિષ્ઠ અને ટુંકીદૃષ્ટિવાળા દેશીઓનાં ક્રોધની સામે થનાર વીરને પોતાની જીંદગીનો ભોગ આપવો પડ્યો હતો. હવે જાપાની લોકો પોતાના ભવિષ્યવાદી રાજ્યકાર્યભારીના ભાગ્ય માટે શોક કરે છે તથા પેરીના નામને આશિર્વાદ આપે છે! અધો

શતકમાં જાપાનને સર્વઇતિહાસમાં કીર્તિના શિખરે પહોંચવાના માર્ગમાં, પ્રજાકીય વિચાર વહનને બેજીજે સીધે દોરવા માટે આ સર્વ કરવામાં આવે છે.

અમેરિકન આરમિમાંનના કર્નલ ઑલ્કૉટ, એકદાયકા કરતાં પણ વધારે વર્ષો પૂર્વે હિંદમાં આવ્યા; એકાકિ, પોતાની પાછળ ટેકો કરનાર માત્ર એક વૃદ્ધ રશિયન સ્ત્રી સહિત તેઓ મુંબાઈ બંદરે ઉતર્યા, તેઓ પૃથ્વીપ્રદક્ષિણા કરનાર મુસાફરો ન હતા તેમજ તેઓ કોઈના તરફથી પૈસા મેળવીને કામ કરનાર એજન્ટો નહોતાં. તથાપિ ગણ્યા ગાંઠયા ખાસ પુરૂષોએ આનંદી આદર સત્કાર સહિત તેમને આવકાર આપ્યો; આ સમયે તેઓ કોઇને ઓળખતાં નહોતાં તેમજ જાતે પણ પ્રખ્યાતિમાં આવ્યાં નહોતાં.

ટુંક સમયમાં જ તેમને મિત્ર પ્રાપ્તિ થઈ અને અનુયાયીઓ મળ્યા. આમ શી રીતે બન્યું ! લોકોને માલૂમ પડ્યું કે, તેમને અમુક સંદેશ આપવાનો હતો, તેઓ સત્ય નિઃસ્વાર્થી હેતુઓથી દોરાયાં હતાં, તેમની આસપાસ કોઈ પ્રકારનો ડાકમાક જોવામાં આવતો નહોતો.

આ દેશના ઇતિહાસમાં આ એક બારીક સમય હતો. મિશનરીઓએ સર્વધાર્મિક પંથોની શ્રદ્ધાને ચગદી મારી હતી. નાસ્તિકોએ પણ આ અરસાનો લેવાય તેટલો લાભ લેવા ચૂકયા નહોતા. પ્રાચીનતા માટેની પૂજ્યબુદ્ધિ ગુંચવાડામાં આવી પડી હતી. પંથ સંપ્રદાયો ઉચ્છૃંખલ બની ગયા હતા. પંથસંપ્રદાયસમાજો અન્યોન્ય સામે કાદવ ઉછાળવા મંડી ગયા હતા. વિશ્વમાન્ય ધર્મધ્વજને ઉંચે ફરકાવનારા તથા સર્વમાન્ય ભ્રાતૃભાવને અનુભવનારા ખરેખર મહાન્ સાધુઓ અને યોગિઓ ઓછા થઈ ગયા હતા એમ નહોતું: પરંતુ અંગ્રેજી કેલવણી પામેલા હિંદીઓ એકવર્ગ તરીકે પોતાના મત પ્રમાણે, પોતાના દેશીઓના આવા પ્રકારના ઉપદેશ કરતાં પોતાની જાતને ઘણી આગળ વધેલી માનતા હતાં. તેઓ એવા પ્રકારની એક માન્યતામાં દ્રઢ થયા હતા કે સર્વ પ્રકારની સારી ભાવના માત્ર પશ્ચિમમાંથી આવવી જોઇએ. આટલું જ નહિ પરંતુ કેટલીક રીતે પોતાના ધર્મના ટેકામાં ઉભાં રહેનાર મનુષ્યો કોઇ કોઈવાર પોતાનાં શાસ્ત્રોના પશ્ચિમે ઉગાવેલા અર્થાનુસાર પ્રતિજ્ઞા કરતાં હતાં. પોતાના મહાન્ પુરૂષોનો તિરસ્કાર અને હાંસી ઉપજાવવામાં મનુષ્યો બીલકુલ ધીમાં નહોતાં. જ્ઞાતિઅભિમાન અને મૂર્ખસ્વમતાગ્રહ સામેના ક્રોધાવેશમાં તેમણે સર્વ વાનાંનો વિનાશ કરીને પાશ્ચાત્યદૃષ્ટિબિંદુઅનુસાર સર્વ નવું બંધારણ બાંધવાનો ઉદ્દેશ રાખ્યો ખરેખરૂં કહેવા માગીએ તો તેમનો દેશપ્રેમ, તેમને રહેવા છવવા જેટલી જગ્યા મળવા ઉપર જેટલો આધાર રાખતો હતો તેટલો બધો તેનો આધાર ભૂતકાલિન કીર્તિ અને મહત્તા ઉપર નહોતો. આટલું જ નહિ પરંતુ એવા પણ કેટલાક હતા કે જેઓ આ દેશમાં જન્મ થવા માટે શરમાતા હતા તથા પોતાની જાતને ગુનેગાર જેવી ગણીને આ વિશ્વમાં ફરતા હતા. અરે ! હિંદના એક દેશી બનવું એ દરેક સાહસિક મનુષ્યના, દરેક પુરેપુરા મૂર્ખીના તિરસ્કાર પાત્ર બનવા સમાન ગણાતું.

ભિન્નદેશોમાં, ભિન્નદશાઓમાં જન્મેલા, એકજ ઉદ્દેશથી સાથે જોડાયલા આ ઉભય જીવાત્માઓ, આ ચઢી આવેલી ભરતિને પાછી હઠાવવાના ભગિરથ પ્રયત્નના વિસ્તારથી બીલકુલ ના હિંમત થયા નથી. તેમણે સર્વે પ્રકારના વિરોધો સામે હિંમતપૂર્વક બાથ ભીડી, સર્વે પ્રકારની દ્વેષબુદ્ધિ પ્રતિ તિરસ્કાર દર્શાવવા માંડયો તથા અડગનિશ્ચય સહિત ભગિરથ પ્રયત્ન પરાયણ થયા. મેડમ બ્લાવાટસ્કીએ, અગાધપાંડિત્ય, અપ્રતિમ વિનોદ, પૂર્વ દેશનાં ભૂતકાલ માટે સંપૂર્ણ પૂજ્યબુદ્ધિ, આ સર્વ ઉપરાંત સત્ય માટે પ્રેમ અને "નબદ્દ" તથા ઢોંગ માટે તિરસ્કાર સહિત પોતાની સબલ કલમ ચલાવવાનો પ્રારંભ કર્યો. બુદ્ધિના સંપૂર્ણ બ્હારમાં, આવેશના સંપૂર્ણ ઉભરામાં, કર્નલે પણ આ અદ્ભૂત વૃદ્ધ બાઇ સાથે જોડાજોડ કાર્ય કરવા માંડયું. તેમણે ઉપરા ઉપરી શહેરોની મૂલાકાત લેવા માંડી, સાનંદાશ્ચર્ય મગ્ન થતાં શ્રોતૃમંડલો સમક્ષ ભાષણો આપવાં શરૂ કર્યા. ઋષિયો અને તેમના પવિત્ર ઉપદેશોના તેમણે કરેલા હિંમત ભર્યા બચાવ માટે લોકો હર્ષાવેશથી ઉભરાઇ જઈ આનંદમાં તણાંવા લાગ્યા: અપૂર્વ વક્તૃત્વ અને ખાત્રીકરી આપતા હ્રદયતલસ્પર્શી શબ્દોવડે તેમણે આ બચાવ કરવાનો આરંભ કર્યો તથા સ્વધર્મ ત્યાગી અને દેશદ્રોહી મનુષ્યોપ્રતિનો પોતાના તિરસ્કારને કોઇપણ પ્રકારે છુપાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

આમના તરફ સ્વાભાવિક રીતે એક શંકાશીલ દૃષ્ટિ વાળી સરકારનું લક્ષ ખેંચાયું. લોર્ડ લિટનની સરકારને લોકોમાં બીલકુલ વિશ્વાસ નહોતો. આ નામદાર લોર્ડને અફ્ઘાન વિગ્રહ ઉઠાવવો પડયો હતો. નામચીન આર્મ્સએક્ટવડે તેમણે હિંદના લોકોને હથિયાર રહિત બનાવ્યા. તેમણે વર્નાક્યુલર પ્રેસને મોંઢે ડૂચો માર્યો. લોકોને નિર્માલ્ય બનાવવા માટે, ઇંગ્લેન્ડના ગૂલામો બનાવવાના કાર્યમાં તેમણે પોતાનો ભાગ ઉત્તમ પ્રકારે ભજવ્યો છે. આવા અરસામાં આ બે વિદેશિયો આ દેશમાં દેખા દે તથા લોકોને દેશપ્રેમના અને નુકશાનકારક ગણાયલા ધર્મના આવા માર્ગોમાંથી પાછા વાળવાનો પ્રયત્ન કરે, એ કોઇ પણ પ્રકારે ખુલાસો ના થઈ શકે એવી વાત હતી. તેમના કાર્ય ક્રમને સરકારી છુપા જાસુસોએ કુટિલ બનાવવા માંડયો હતો. કેટલાક સુવિખ્યાત એંગ્લો-ઇન્ડીયનોને પોતાના કહેવાતા શુભમંડલના સભાસદો બનાવીને આવા પ્રકારની છૂપી ચારવૃત્તિમાંથી જીવતા રહેવાનો માર્ગ તેમણે યોજી કાઢયો હતો.

સમગ્ર હિંદમાંનો તેમનો કાર્યક્રમ ઉત્સાહ અને મમતા વડે અંકાયલો હતો. લોકો તરફથી તેમને સ્વાભાવિક અને ખરા હૃદયના, એક રાજાને પણ ના મળે એવા આવકારો મળ્યા છે. આચાર્યો અને યુવરાજો તરફથી તેમને માન મળ્યું છે. તેમના ધાર્મિક અને પ્રજાકીય જીવનને ભડકાવી મારતા અધોપતન માર્ગને અટકાવવાને આ દેશમાં મોકલેલા ઉત્કૃષ્ટ દેવદૂતો સમાન ગણીને તેમને માન આપવામાં આવ્યું છે. તેમણે છૂટથી લોકમાં ભળવા માંડયું, લોકોને પણ કોઇ પ્રકારનો શુભવિચાર અથવા આશા તેમનાથી છૂપાવવાનાં હતાં નહિ. આથી કર્નલ અને વૃદ્ધ બાઇએ આડીયારને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું, પ્રેમળ લોકોના મધ્યમાં જીવવાનું અને મરવાનું પણ લીધું, સ્વધર્મ અને સ્વદેશ

માટે અનુરાગયુક્ત શુદ્ધપ્રેમમાં વિચારવહનને વાળવાને સખ્ત મહેનત કરવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૮૮૪ પૂર્વે તેમણે અનેક વિજય માલાઓ પ્રાપ્ત કરી હતી.

આ સમયમાં કોલમ્બસ, તેમને મદદ આપનારની ગેરહાજરીમાં તેમનું કાર્ય, સ્કોચ મિશનરી અથવા મિશનરીઓ સાથે તેમનું કપટ તંત્રમાં જોડાવું તથા તેમની ટુંક સમયની કૃતિહ, આ સર્વ વિશે કોના સાંભળવામાં આવ્યું નથી અથવા કોણ ચર્ચા ચલાવ્યા વિનાનું રહ્યું છે. "દૃઢ શ્રદ્ધાળુઓમાંથી" પણ કેટલાક ગુપચુપ સટકી ગયા હતા; ઘણાઓનો ઉત્સાહ નરમ પડી ગયો હતો; આ મહાન્ ઉદ્દેશને તથા પોતાના નેતાઓને સત્યતાથી વળગી રહેનાર, બુદ્ધિ અને હૃદયનાં યથાર્થ સ્થાન જાળવી રાખનાર માત્ર ગણ્યાંગાંઠ્યાં મનુષ્યો હતાં. ખરેખર એક કર્નલ માટે આ એક કટાકટીનો પ્રસંગ હતો. હિંમત પૂર્વક તેઓ તેના સામે થયા. દ્વેષ અને વ્હેમ સામે યુદ્ધ ચલાવતા, સર્વ પ્રકારની કાતરતા માટે તથા અવિચારી અજ્ઞાનના બટબંડાટ માટે તિરસ્કાર દર્શાવતા વૃદ્ધનાયકનો દેખાવ આકર્ષક હતો. ખરેખર અશુભ કાર્યોનું વેર વાળનાર કાલ જ છે.

મેડમ. બ્લાવાટસ્કી કેટલાકને મન એક કદાપિ ના ઉકલે એવા કોયડા સમાન હતી, તેના શત્રુઓને મન એક પ્રકારની પ્રપંચ જાલ ચલાવનાર સમાન હતી, માત્ર ગણ્યાં ગાંઠયાં મનુષ્યોને મન એક ઇશ્વિર પ્રેરિત ગુરૂ સમાન હતી. પરંતુ કર્નલ ઑલ્કૉટને તો, સ્કોચ મિશનરીઓ અને કોલંબ કુટુમ્બીઓએ પણ, માત્ર એક "ભોળવાયલા" સમાન ગણીને અથવા એક પ્રમાણિક મૂર્ખ સમાન ગણીને, વૃદ્ધ બાઈના દાવપેચના કોઈ પણ પ્રકારના ભાગિદાર નહિ ગણીને નિર્દોષ ઠરાવ્યાં છે.

૧૮૮૪ નું વાર્ષિકઅધિવેશન ખરેખરૂં ઉશ્કેરનારૂં હતું, તથા પોતાના નાયકોના ટેકામાં સભાસદોની લાગણીનો ઉછાળો યથાર્થ રીતે જણાઈ આવતો હતો. આ પછી થોડો સમયમાં જ મેડમ. બ્લાવાટ્સ્કીને તબિયતના સુધારા માટે ઈંગ્લેન્ડ તરફ ઉપડવું પડ્યું. એક અથવા અન્ય પ્રકારે ગમે તે રીતે થીઓસોફી ( અધ્યાત્મવિદ્યા ) ઉપરથી વિશ્વાસ ઘટતો જતો હોય એમ લાગ્યું, વાર્ષિકઅધિવેશનો માત્ર એક સામાન્ય કાર્યપ્રનાલિરૂપ થવા માંડ્યાં. આમ હોવા છતાં વીર વૃદ્ધનરે વર્ષોવર્ષ અધ્યાત્મમંડલનો વાવટો ઉરાડતા વાર્ષિક ઉત્સવ ઉજવવાને મદ્રાસના લોકો સમક્ષ બહાર ધસી આવતા હતા. મંડલે પાર પાડેલાં કાર્યોનાં તેમનાં ઉછળતી ભાષાનાં વર્ણનો કોણ વિસારે પાડી શકશે, તથા ઘણા કંટાળી ગયલા ક્ષુધાતુર જીવાત્માઓને દિવ્યગીતા એક પ્રકારના દિલાસા અને સુખ સમાન થઈ પડી છે, એવા પાસિફિકમહાસાગરમાંના દૂરના ટાપુઓના અથવા ઉત્તર યૂરોપના ઘણા દૂરના પ્રદેશોના આનંદી સંદેશાનું કર્નલથી અપાતું વર્ણન સાંભળીને આપણામાંનો કોણ આભારની લાગણી દર્શાવ્યા વિના રહી શક્યો છે!

આ અરસામાં વિરોધિ વદનોના દબાણમાં અમારામાંના કેટલાકને આ પુરૂષની ખરેખરી માનસિક હિંમત તથા શુદ્ધ પ્રમાણિકતા જોવાનો પ્રસંગ મળ્યો હતો. તેઓ

કર્તા "એક આત્મા" વિશે અનેકાનેક બાબતો તમને ઉપદેશે છે. અજાણ્યા પુરૂષોના ગ્રંથસંગ્રહમાં ઉમેરો કરે એમ અત્રે સેન્ટ્રલહિંદુકોલેજ કાઢવામાં આવી છે, તે માત્ર હિંદુ જાતિઓ માટેજ ખુલ્લી મૂકવામાં આવી છે. આ સંસ્થાની સ્થાપક થીઓસોફીની શ્રેષ્ઠ આચાર્યા છે; નાતો અને તેના અધમ સંકૂચિત વિચારોથી તથા તેનાથી થતા દોષોથી તે પોતાની જાતને બીલકુલ સ્પર્શ થવા વિનાની રાખે છે, અને જાતે શ્રેષ્ઠચારિત્રપણું ધરાવે છે. પરંતુ જાતિભાવનામાં ડબાયલા લોકોનાં મનને જીતી લેવાને તથા કોલેજને કસોટીમાં બનાવવા માટે, તેણે હિંદુ જાતિ વિનાનાઓ સામે આવા પ્રકારનો ભેદ ઉભો કર્યો છે; દેશ અને ધર્મના કેટલાક દઢ ભક્તોને મિસિસબેસંટના આવા પ્રકારના કાર્યથી સંતોષ વળતો નથી

કર્નલ, ઓલ્કોટ, આવા પ્રકારના થીઆસોફીસ્ટોની નિર્બળતાઓ માટે ગમે તેટલી ક્ષમાદષ્ટિવાળા હોવા છતાં, આવા પ્રકારના મનને કચવાવે એવા ભેદો પ્રતિ પસંદગી દર્શાવવા માટે તેમને એક હદપારના વિશ્વાસી તથા અતિભલા થીઓસોફીસ્ટરૂપે ગણવા પડશે. સર્વ માટે શાંતિ અને શુભેચ્છાના સંદેશ સહિત તેઓ ખરેખરા કટોકટીના પ્રસંગે આ દેશમાં આવ્યા તથા મધુર આકર્ષક સુરથી પૂર્વ દેશના ધર્મોની મહત્તા વધારવાના કાર્યનો પ્રારંભ કર્યો. સર્વ પ્રકારના અધર્મ સામે, અજ્ઞાન અને વ્હેમ સામે તથા હિંદના લોકોને પ્રજાત્વહીન કરી નાખતી સર્વ પ્રકારની અસરો સામે તેમણે એક વીરને છાજે એવી રીતે એક મહાન વિગ્રહ ચલાવ્યો. સ્વતંત્ર વિચાર અને જુસ્સામાં તેમણે જાગ્રત કરીને વધારો કર્યો, સ્વાર્થી અધિકારીસત્તાકરાજ્યની અશુભ અસર નીચે આપણમાં સઘળે જણાઇ આવતી હાજીહા અને સ્વાર્થ-શોધનની સર્વ પ્રકારની વૃત્તિના સામે તેમનો શ્રેષ્ઠ સ્વભાવ તિરસ્કાર દર્શાવતો હતો. વિચારની ભરતિને વાળવાના કાર્યમાં, આપણા દેશ માટે, પૂર્વજો માટે, ઇતિહાસ અને દંતકથાઓ માટે, તત્વશાસ્ત્રો અને ધર્મ માટે આપણને ગર્વધરાવતા બનાવવાના કાર્યમાં મદદ કરીને યથાર્થ સત્યરૂપે જોતાં કદાચ બાયરનને ગ્રીસ દેશ માટે બાધરૂપે ગણતાં, એક વિદેશી પ્રજા માટે એકાકિ પુરૂષ કોઈ કાલે જેટલું કરી શકે તેના કરતાં તેમણે ઘણું ઘણું કર્યું છે. જાપાનીઓ પાસે એક બુદ્ધિભરી સલાહ કબુલ કરાવવા માટે જાપાનઝ લોકોએ, કામોડોરપેરીને, એક પુતળું ગોઠવવાના માનને લાયકનો ગણ્યો હતો, તો પ્રેમ અને પરોપકારની આટલી બધી મહાન સેવાઓ માટે આપણે હાથે કર્નલ-ઓલ્કોટ માટે જેટલું જેટલું કરીએ તે થોડું છે! માનવજાતના ભલું કરનારરૂપે, તકરારોનું સમાધાન કરવા માટે તથા ધર્મોને સલાહ કરાવવા માટે તેઓ ઇતિહાસમાં અતિવિસ્તારથી દીપી નિકળશે; હિંદી લોકના એક મિત્રરૂપે, નવીનપ્રજાત્વના બંધારણમાં ઉભા રહીને વિચાર કરવામાં કટોકટીના સમયે મદદ કરવા માટે ઇતિહાસમાં તેમનું નામ અમર રહેશે. આવો એક આત્મ તા. ૧૭ ફેબ્રુઆરી રવિવારના પ્રભાતમાં આવિર્ભાવિન સ્થૂલજીવનનો ત્યાગ કરી ગયો છે. દુનિયા જેને "અરિષ્ટ" ગણે છે, પરંતુ જે આપણે માટે એક અતિવિશાલ જીવનમાં થતા જન્મ સમાન છે, ત્યાં તેમનો ખરેખરી રીતે જન્મ થયો છે. એમના વિશે હવે પછી વિશેષ લખવા વિચાર છે. વર્તમાનમાં સંમગ્ર મંડળના પ્રમુખપદનો કાર્યભાર તેઓ વિદુષિ બાઈ બેસંટને મહાત્માઓની અનુજ્ઞાસહિત સોંપતા ગયા છે. તેઓ એ કાર્યભાર વહન કરવાને સર્વ રીતે લાયક છે તેમને પ્રભુ દીર્ઘાયુઃ આપો.

---o---

# ॥ वेदान्त अने थीऑसॉफी ॥

(અનુસંધાન ગત વર્ષ—પૃષ્ઠ—૩૮૧ થી)

લોકલક્ષ આકર્ષાયાવિનાના પ્રસિદ્ધ થયલા કેટલાક સંસ્કૃતગ્રંથોમાંથી તથા થોડા જણાયલા કેટલાક અપ્રસિદ્ધ હસ્તલેખોમાંથી, જેમાં ગુપ્તપક્ષનાં સત્યો અર્ધ છુપી દશામાં મળી આવે છે, હું તમારા સમક્ષ વેદાન્તના આંતરંગપક્ષના કેટલાક વિચારો દર્શાવવા માગું છું.

## ॥ श्रीमदप्पयदीक्षिताचार्यनो अनुभवाद्वैत ॥

અનુભવસાક્ષાત્કારના ઉદ્દેશથી, "અનેકતામાં એકતા" ને (અથવા વેદાન્તિઓના શબ્દોમાં કહેવા માગીએ તો સ્વગત ભેદને) સ્વીકારનાર અનુભવાદ્વૈતનો આધાર, અષ્ટોત્તરશતોપનિષદમાં સમાવેશ થતા પ્રાચીન ઋષિઓના સિદ્ધાન્તો ઉપર તથા એ સર્વે ઉપનિષદોની એકવાક્યતા સાધનારે તત્વસારાયણ ગ્રંથ ઉપર છે, એમ કહેવાય છે. પરમગુરુ દક્ષિણામૂર્તિએ બ્રહ્માને ઉપદેશેલા ગુપ્તતત્વશાસ્ત્રનો ગ્રંથ તત્વસારાયણ છે, તથા અત્રુટિત ગુરુશિષ્યપરંપરા વડે વશિષ્ઠદ્વારા આપણા સમયપર્યંત આ વિદ્યા ચાલતી આવી છે.

શ્રીરામાનુજાચાર્ય, "બોધાયનવૃત્તિ" ઉપર પોતાના દર્શનનો આધાર હોવાનો દાવો કરે છે, એ ગ્રંથ વર્તમાનમાં આપણને અપ્રાપ્ય છે, શ્રીમત્ અપ્પયદીક્ષિતાચાર્યે પોતાના દર્શનનો "દક્ષિણામૂર્તિવૃત્તિ" ઉપર આધાર હોવાનો દાવો કરે છે, "સિદ્ધાન્તલેશ સંગ્રહ" ગ્રંથના કર્તા મહાન્ અપ્પયદીક્ષિતે બનાવેલી અધિકરણકંચુક નામની અતિ ઉત્તમ વૃત્તિ સહિત આ ગ્રંથ વર્તમાનમાં ઉપલબ્ધ છે. શ્રીરામના વિરાટસ્વરૂપના વર્ણનના સંબંધમાં, (આ વિરાટસ્વરૂપ, પોતે પછીના જન્મમાં, અધ્યાત્મવિદ્યામાં હનુમાનના જેટલા નહિ વધેલા અર્જુનને જે વિરાટ સ્વરૂપ દર્શાવ્યું હતું તેના કરતાં તદ્દન ભિન્ન પ્રકારનું છે.) અપ્પય દીક્ષિતાચાર્ય "રામ—ગીતા" ઉપરના તામિલભાષાના ગુપ્તવિદ્યાનુસારી ભાષ્યમાં નીચે પ્રમાણે દર્શાવે છેઃ—

"મહાનારાયણોપનિષદમાં આદેશાયું છે કે—નારાયણનાં ચારસ્વરૂપો છે. તે આ પ્રમાણેઃ—૧ અણ્ડપરિપાલક નારાયણ, એ વૈકુંઠના અધિપતિ છેઃ ૨—પાદનારાયણ, કારણ મૂર્તરૂપ છે; ૩—વિભૂતિ નારાયણ, પરમકારણમૂર્તિરૂપ છે; ૪—આદિ નારાયણ, ઉપરના સંબંધમાં વર્ણવાયલા વિશ્વરૂપિન્ છે. આ ચારમાંના દરેક, પોતાના પૂર્વગામિનાં પરિણામરૂપ છે, તથા અનુગામિનાં કારણરૂપ છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને તુરીયભૂમિકાઓને લક્ષમાં લઇને વિચાર ચલાવતાં માયા પણ ચારપ્રકારની જણાય છે. દરેક અનુગામિ સ્વરૂપની માયાનાં પરિણામો પૂર્વગામિસ્વરૂપને માટે યથાર્થ હોય એમ ગણાય છે, એટલે નારાયણના બીજા સ્વરૂપની માયાનાં પરિણામો પ્રથમ સ્વરૂપ માટે યથાર્થ છે, તથા અન્યસ્વરૂપોનું પણ આ પ્રમાણેજ સમજવાનું છે; વૈકુંઠાધિપતિના પ્રપિતામહ હોય એવા, ઉપરની વાત સાથે સંબંધ ધરાવતા વિશ્વરૂપિન્ આદિનારાયણની માયા, આદિ નારાયણના

પારમાર્થિક સ્વરૂપ અખંડચિદાકાશસ્વરૂપના અપરોક્ષાનુભવવાળા વરિષ્ઠયોગિઓને પણ યથાર્થ લાગશે; આવા યોગિઓના દેહ વિશિર્ણ થતા સુધી આ યથાર્થતા હોય છે."

ઉપરના અવતરણમાંથી વૈષ્ણવવિશિષ્ટાદ્વૈતીઓએ ઘણું ઘણું લક્ષમાં લેવા જેવું છે, તથા પૂર્વ લેખમાં ઉતારેલી ફુટનોટમાં ડૉ. થીબોએ દર્શાવેલો અભિપ્રાય, અષ્ટોત્તરશતોપનિષદમોનાં કેટલાંકમાં મળી આવતા આવા પ્રકારના ઉપદેશ સાથે બંધ બેસતો થઇ શકે કે કેમ, એ તેમણે જાતે વિચારવાનું છે...

શૈવવિશિષ્ટાદ્વૈતીઓએ પણ સૂર્યગીતાના ૩—૪—૫ અધ્યાયનું સંભાળપૂર્વક મનન કરવાનું છે, તથા જ્યારે ઉપરના પ્રકારનો જ્ઞાનાનુભવ બની શકે છે ત્યારે તેમણે તેમના વર્તમાનજ્ઞાનથી શામાટે સંતોષ ધારવો જોઇએ, એ વાતનો તેમણે ઘણા ઉંડા ઉતરીને વિચાર કરવાનો છે.

અપ્પયદીક્ષિતાચાર્યના બાલબોધિની નામના ગ્રંથમાંથી અન્ય અવતરણ ટાંકું છું.

"વરાહોપનિષદમાં આ પ્રમાણે ઉપદેશવામાં આવ્યું છે:—જે ૯૬ તત્વોને સમજે છે તથા અવિભક્ત, સંપૂર્ણ,.........સચ્ચિદાનંદાદિનામોથી વ્યવહરાતા આ તત્વોથી પારના દિવ્યાત્માનો અનુભવસાક્ષાત્કાર કરે છે તે માયાનાં બંધનોમાંથી છૂટા થાય છે."

"એનાએજ ઉપનિષદના બીજા અધ્યાયમાં વળી ફરીથી ઉપદેશાયું છે:—વિશ્વના હરિનાં તેપણ વડે, સ્વવર્ણાશ્રમધર્મો (જે આવી પડે તે) આચરવા વડે અભ્યાસ, વિવેકાદિ આવશ્યક સાધનો પ્રાપ્ત કરી શકે છે. (અદ્વૈત અને અનુભવાદ્વૈતવાદ પ્રમાણે) આ સાધનો આ પ્રકારનાં છે:—(૧) માત્ર નિર્ગુણ બ્રહ્મજ નિત્ય સત્ય વસ્તુ છે, સગુણ બ્રહ્મરૂપ ઇશ્વર તથા તેમના અધિપ્રદેશનું સર્વ અનિત્ય અને માયામય છે, એવા પ્રકારના જ્ઞાનરૂપ વિવેક; (૨) આ અને અન્ય સર્વ સૃષ્ટિયોના ફલોપભોગરાહિત્યરૂપ વૈરાગ્ય; (૩) બાહ્યાંતરેન્દ્રિયનિગ્રહ, આત્મ—સંયમ, તથા આત્મ વિદ્યા અને ગુરૂમાં સંપૂર્ણ શ્રદ્ધારૂપ શમાદિષટસંપત્તિ; (૪) સાલોક્યાદિ ચારપ્રકારના મોક્ષ વિરૂદ્ધ કૈવલ્યમોક્ષ પામવાની ઇચ્છારૂપ મુમુક્ષુતા."

દ્વૈતવાદીઓ અને ઉભયપ્રકારના વિશિષ્ટાદ્વૈતવાદીઓના માનવા પ્રમાણે આ ઉદ્દેશો અને સાધનો એક રીતે સંકુચિત પ્રકારનાં હોય છે. તેમનો સગુણબ્રહ્મનો અનુભવ કરવાનો ઉદ્દેશ હોય છે મધ્વાચાર્યના અનુયાયીઓ સાલોક્યમુક્તિથી, રામાનુજાચાર્યના અનુયાયીઓ સારૂપ્ય મુક્તિથી, શ્રી કંઠાચાર્યના અનુયાયીઓ સાયુજ્ય મુક્તિથી સંતોષ માને છે.

અદ્વૈત અને અનુભવાદ્વૈતવાદીઓનો એકના એક પ્રકારનો ઉદ્દેશ હોવા છતાં તે સાધવાના વિધિમાં એ ઉભયે ભિન્ન પડે છે. સાયુજ્યનો ઉદ્દેશ રાખતા શ્રીકંઠાચાર્યના વિશિષ્ટાદ્વૈત અને કૈવલ્યનો ઉદ્દેશ રાખતા શંકરાચાર્યના કેવલાદ્વૈત વચ્ચે, ઉભયપક્ષના સમ અંતર રહેલાં અનેક પગથીઆં વચમાં રહી જાય છે. અપ્પયદીક્ષિતાચાર્ય અભ્યા-

સિને ઉપદેશે છે કે, શંકરાચાર્યે સાયુજ્યથી કૈવલ્ય પર્યંતનો એક વિશાલ કુદકો માર્યો છે. તેમને અંધદૃષ્ટિથી અનુસરનાર કોઈપણ અભ્યાસિને ફક્ત ગંભિર પ્રકારે નિષ્ફલ થવું પડશે, તેટલા માટે આટલા બધા ઉચ્ચ શિખરે પહોંચતા પૂર્વે ત્યાં સુધી ક્રમેક્રમે પહોંચવાનાં પગથીઆં શોધી કાઢવાની જરૂર છે. અલ્પ શબ્દોમાં કહેવા માગીએ તો, આ લેખમાં વર્ણવાયલા કોઈપણ બે આચાર્યોના ઉપદેશોના મધ્યમાં તૂટતી સાંકળોને અનુભવાદ્વૈત સાંધી આપે છે. આ સર્વે આચાર્યો ખરા છે; જો કોઇ અષ્ટોત્તરશતોપનિષદોના ઉપદેશાનુસાર તેમને યથાર્થ રીતે સમજે તો તેને માલુમ પડશે કે ઉચ્ચપંચગમનનાં દરેક આચાર્યે તેને થોડી થોડી મદદ કરી છે. માત્ર પ્રસ્થાનત્રય ઉપર ભાષ્ય લખનારનો જ વેદાન્તીયો એક આચાર્ય તરીકે સ્વીકાર કરે છે.

વર્તમાનકાલની હિન્દની કેલવણીસંસ્થાના વિવિધ વિભાગો સાથે આ વેદાન્તદર્શનોને સરખાવવામાં આવે તો, દ્વૈતદર્શનને મિડલસ્કુલ સાથે, વિશિષ્ટાદ્વૈતને હાઇસ્કુલ સાથે, તથા અદ્વૈતને કૉલેજના વિભાગો સાથે સરખાવી શકાય. કૉલેજ વિભાગના વિવિધ વર્ગોને, તથા ખાસ ડીગ્રીઓ માટે તૈયાર થતા અભ્યાસિયોને ભાષણ આપતા એક પ્રૉફેસર તરીકે શંકરાચાર્યને ગણી શકાય. માત્ર વેદાન્તના વાદપક્ષને સમજાવતાં તેમનાં વેદાન્તસૂત્રનાં ભાષ્યો, આવા પ્રકારની ખાસ ડીગ્રી માટે તૈયાર થતા અભ્યાસિઓને આપેલાં ભાષણ સમાન છે. વેદાંતના અનુભવપક્ષના તેમના ગ્રંથો પ્રસ્થાનત્રયમાંથી શોધ્યા જડવાના નથી પરંતુ તેમનાં ગૌણપુસ્તકોમાંથી મળી આવે એમ છે. વેદાન્તસૂત્રો ઉપરના પોતાના ભાષ્યમાં વાદપક્ષથી જેવો નિષેધ કર્યો છે તેવો તેઓ અનુભવપક્ષથી યોગાભ્યાસનો નિષેધ કરતા નથી. તેમનાં અપરોક્ષાનુભૂતિ અને અન્યગૌણપુસ્તકોનું અવલોકન કરો અને અનુભવપક્ષને ઉદ્દેશતાં અષ્ટોત્તરશતોપનિષદોમાંનાં કેટલાંકનો આધાર લેતાં શંકર તમને માલુમ પડશે તેમના કેટલાક રહસ્યોપદેશથી ભરપુર ગ્રંથોનું અવલોકન કરો અને તેઓ અનુભવપક્ષના ઉપદેશોને અત્રતત્ર છુટથી ઉપદેશતા માલુમ પડશે. એચ. પી. બ્લાવાટ્સ્કીનાં પાંચ મોટાં મોટાં વૉલ્યુમોમાં સર્વ પ્રાચીનસિદ્ધાંતાનું જેવું એકીકરણ જોવામાં આવે છે તેવીજ રીતે ઉપરના ગ્રંથોમાં લખી શકાય એવા અનુભવપક્ષના ઉપદેશો યથાક્રમ વર્ણવેલા મળી આવતા નથી.

પરંતુ અપ્પયદીક્ષિતાચાર્યના ચોકબંધ ગ્રંથોનો સંભાળપૂર્વક અભ્યાસ, થતાં તેમાં મિમાંસા, સાંખ્ય, યોગ, સર્વ વેદાન્તદર્શનો તથા અષ્ટોત્તરશતોપનિષદમાં મળી આવતા ઘણાંખરા અનુભવપક્ષના ઉપદેશોનું એકીકરણ, એકવાક્યતા મળી આવે છે. તેટલા માટે અપ્પયદીક્ષિતાચાર્યના દર્શનને, કેલવણીના સર્વે વિભાગોનો સમાવેશ કરતા તથા જ્યાં સર્વે દર્શનોને અભ્યાસના ફરજીઆત વિષયો તરીકે શિખવવામાં આવે એવી એક વિશાલ શિક્ષણ સંસ્થા સાથે સરખાવી શકાય. આવી એક સંસ્થામાં વાદ અને અનુભવપક્ષોનો ક્રમવાર સંપૂર્ણ અભ્યાસ કરીને ઉચ્ચડીગ્રી મેળવનાર એક અભ્યાસિને, એક અનુભવાદ્વૈતવાદી સાથે સરખાવી શકાય.

દ્વૈતદર્શન આરંભવાદ (પરમાણુસમુચ્ચયવાદ) ઉપર, વિશિષ્ટાદ્વૈતદર્શન પરિણામ વાદ (ઉત્ક્રાન્તિ અથવા વિકાસક્રમવાદ) ઉપર, અદ્વૈતદર્શન વિવર્તવાદ (માયાવાદ) ઉપર આધાર રાખે છે; અનુભવાદ્વૈત આ બધાએ વાદો ઉપર આધાર રાખે છે, તે સર્વને યોગ્ય યોગ્ય સ્થાન આપે છે. દ્વૈત અને વિશિષ્ટાદ્વૈતવાદીઓ એટલી વાત ભૂલી જાય છે કે તેમને હાઈસ્કુલ અને કૉલેજના વિભાગોમાંથી પસાર થવાનું છે. તથા તેવીજ રીતે અદ્વૈત વાદીઓ પણ એટલી વાતને વિસરી જાય છે કે, તેઓ પોતાની પાછળની અનેક ભૂમિકાઓના અનુભવવિનાના રહે છે, તેમને અદ્વૈતવાદનો માત્ર બુદ્ધિગમ્યઅનુભવ હોય છે, આધ્યાત્મિકઅનુભવ હોતો નથી. આથી તેઓ પોતાની જાત અથવા અન્ય કોઇ માટે બીલકુલ લાભ વિનાના શુકવત્ ઉચ્ચાર કરનારા બની જાય છે.

એક ખરેખરા અધ્યાત્મવાદી (Theosophist) વિના અન્ય કોઇ, દ્વૈત, વિશિષ્ટ દ્વૈત તથા અદ્વૈતવાદીઓને, યથાર્થ રીતે તેમની આવી જ દશા છે, એ વાતની ભાગ્યેજ ખાત્રી કરી આપશે. અનુભવા દ્વૈતવાદીઓ તેમને ખાત્રી કરી આપે એમ છે, પરંતુ તેના માર્ગમાં અનેક પ્રકારના વિઘ્નો ખડાં થાય છે. સર્વથી પ્રથમ તો તેને શ્રવણ કરનારાઓ ભાગ્યે જ મળશે કારણ કે સ્વમતાભિમાન અને નજીવા વ્હેમની પાર જનારા ગણ્યાગાંઠયા જ હોય છે. અંગતવિચારો તેમજ પ્રથમથી નિશ્ચિતકરેલી ભાવનાઓમાંથી માત્ર બાધરૂપ પુરૂષો જ છૂટી શકે એમ છે. ઘણાંમાં તો પ્રમાણિક શોધ તેમ જ ધીરજ ભર્યા અભ્યાસની અત્યંત ખોટ હોય છે. આવી સ્થિતિમાં જે શ્રેષ્ઠ રીતે થઇ શકે તે એટલું જ છે કે, વેદાન્તિયોએ "અધ્યાત્મમંડળ" માં દાખલ થઇને, "સીક્રેટ ડૉકટ્રીન" અને અધ્યાત્મવિદ્યાના અન્ય કીમતી ગ્રંથોનો, ઋષિપરંપરાથી પ્રાપ્તથયલા અષ્ટોત્તરશતોપનિષદ તથા તત્વસારાયણ અને આધુનિક સમયના અપ્પયદીક્ષિતાચાર્યે દુનિયાને આપેલા અનુભૂતિ મિમાંસા તથા ૧૪૬ અન્ય ગ્રંથોના પ્રકાશમાં, ધીરજ પૂર્વક આનુવંશિક તારતમ્યરૂપ અભ્યાસ કરવો જોઇએ. કારણ અથવા કાર્ય સ્વરૂપમાં બ્રહ્મા, વિષ્ણુ શિવના સંબંધને દર્શાવવા પ્રમાણે અષ્ટોત્તરશતોપનિષદના ત્રણ વર્ગો પાડવામાં આવે છે. પ્રથમ દશોપનિષદો વેદાન્તના માત્ર વાદપક્ષને ઉપદેશે છે. બાકીનાં અન્ય ઉપનિષદો વેદાન્તના અનુભવપક્ષને દર્શાવે છે. આ ઉપનિષદોને સમજવા માટે પણ કેટલીક કૂંચિઓ હોય છે, જે વિના સામાન્ય અભ્યાસિથી તેમાંના રહસ્યો સમજી શકાય એમ નથી. જો ઉભય પ્રકારના વિશિષ્ટાદ્વૈતીઓ, આ સર્વે ઉપનિષદોનો તત્વસારાયણ તથા તેના ઉપર આધાર રાખતા અસંખ્ય ગ્રંથોમાં સમાવેશ થતા ઉપદેશની મદદ વડે રહસ્યોને સમજવા પ્રયત્ન પરાયણ થઇને અભ્યાસ કરે તો અદ્વૈતીઓ સાથે તકરાર કરવાનું મૂકી દે એ નિઃસંશય છે. અદ્વૈતીઓને પણ આ ઉપનિષદોમાં ઘણું ઘણું શિખવાનું મળશે.

અધ્યાત્મજ્ઞાનના પ્રચાર માટે નિઃસ્વાર્થી ઉદ્દેશથી કાર્ય કરનારા ભ્રાતાઓ, ઉપર દર્શાવેલા સંસ્કૃત ગ્રંથોમાંથી પ્રાપ્ત કરેલા જ્ઞાન વડે તથા અધ્યાત્મવિદ્યાના ગ્રંથોના અભ્યાસની સહાય વડે, પ્રાચીનપક્ષાનુરાગી વેદાન્તીઓ પાસે જઇને તેમનો સદ્ભાવ પ્રાપ્ત કરે તો તેમનો કાર્યક્રમ વિશેષ વિજયવંત નિવડશે. અષ્ટોત્તરશતોપનિષદોમાંથી તથા ઉપર

વર્ણવાયલા ગ્રંથોમાંથી મળતા આવતા ઉતારાઓ બતાવી આપ્યા પછી જ તેઓ તેમની આધ્યાત્મિક ઉપદેશો વિશેની ખાત્રી કરી આપી શકશે; વર્તમાન કાલમાં પ્રચલિત સંસ્કૃત ગ્રંથોમાં આવા મળતા આવતા ઉતારાઓ મળી શકતા નથી. તમારા સર્વના જાણવામાંજ છે કે વેદાન્તીઓ માટે શ્રેષ્ઠ આધાર રૂપ ઉપનિષદો છે. તેમને પુરાણો અને આગમો માત્ર ગૌણ ઉપયોગના લાગે છે. શોધ અને આનુષંગિક અભ્યાસ વડે જ એક હિંદુ, પોતાના પ્રાચીન નામ તથા વારસાને લાયક બનશે. પ્રાચીનપક્ષપરાયણ હિંદુઓથી અધ્યાત્મ વિદ્યાનો કોપ સમજી શકાશે નહિ; અન્ય હિંદુઓને, જો તમે તેમની પોતની ભાષામાં તથા તેમના જ પારિભાષિક શબ્દો વાપરીને અધ્યાત્મવિદ્યા ( Theosophy ) નો ઉપદેશ કરો તો નિર્વિવાદીત રીતે તેમની ખાત્રી કરી શકશો.

અભ્યાસિઓએ મૂલ સંસ્કૃત ગ્રંથો ઉપર આધાર રાખવાની જરૂર છે, તથા તેમના તરંગને અનુકૂલ આવે એવી રીતે તથા વિચારહિન ભાવનાઓ વડે નહિ પરંતુ અતિ બુધિંગમ્ય રીતે શાસ્ત્રોને સમજવા સમજાવવાની જરૂર છે. કેટલાક અભ્યાસિઓ ધારે છે કે, તેમના વ્યવહરવા પ્રમાણે બ્રહ્મવિદ્યા અથવા રાજયોગ, વેદાન્તથી તદન ભિન્ન છે; આમ તેઓ શા આધારે કહે છે, એ અમારા જાણવામાં નથી. આવી કલ્પનાત્મક વ્યાખ્યાઓ, ખુલાસા, અને વાદો સાંભળીને, કંઇક પણ ઉંડા ઉતરીને વેદાન્તનો અભ્યાસ કરનાર સંસ્કૃત પંડિતોને તો માત્ર હસવું જ આવે છે. જો આપણા ભ્રાતાઓ વેદાન્ત અને અધ્યાત્મવિદ્યા ઉભયેને બરાબર ના સમજતા હોય તો તે ઉભયનો ખીચડો કરી નાખવાની બીલકુલ જરૂર નથી. જ્યારે તેમનાથી શાસ્ત્રીય દૃષ્ટિબિંદુથી દલીલો ચલાવી શકાતી નથી ત્યારે તેઓ પોતાના અનહદ ઝનૂનમાં છેલ્લી દલીલનો—અપશબ્દો વાપરવાનો આશ્રય શોધે છે. પછીથી તેઓ એમ કહે છે કે, પંડિતો કદાચ બુદ્ધિમાં આગળ વધેલા છે પરંતુ તેઓ બ્રહ્મવિદ્યા ( એક મોઢું ભડકાવી મારે એવું નામ !) અનુભવવાને જોઇએ, એટલા અધ્યાત્મ બુદ્ધિમાં આગળ વધ્યા નથી. આ તો પ્રશ્નનો સીધો ઉત્તર આપવાનો ના જડતાં ફાંફાં મારવા સમાન છે. અધ્યાત્મવિદ્યાના શુભેચ્છકોએ શાસ્ત્રીય દૃષ્ટિબિંદુથી વાદવિવાદ ચલાવવાની વાતનો ત્યાગ કરવાનો નથી. સર્વે આચાર્યો શાસ્ત્રોને પોતાના આધારરૂપ ગણે છે, પરંતુ હતભાગ્યની વાત છે કે, વર્તમાનકાલના આચાર્યોને વાદવિવાદ ચલાવવાના અમુક પ્રકારના નિશ્ચિત નિયમો હોતા નથી. આ બાબત તો તેમનું અજ્ઞાન દર્શાવે છે. જો અધ્યાત્મવિદ્યાને એક કલ્પના ગમ્ય પંથની ભૂમિકા પર્યંત અવતારવાની ઇચ્છા ન હોય તો, અધ્યાત્મવિદ્યાના વાચકોએ આ ખામીને સુધારવાની અત્યંત આવશ્યકતા છે.

સંસ્કૃતના અભ્યાસ માટે નામના પામેલા યુનિવર્સિટી ગ્રેજ્યુએટોમાંના સારી લાગવગ વાળા કેટલાક હિંદુ સભ્યો તરફથી મને કહેવામાં આવ્યું છે કે, અધ્યાત્મવિદ્યાનાં પુસ્તકોમાં જે જડે છે તે સંસ્કૃત ગ્રંથોમાંથી મળી આવતું નથી તેથી તેમને માટે તો એકલી અધ્યાત્મવિદ્યા જ બસ થશે. આથી તેઓ ઋષિઓના ગ્રંથોને એક પ્રકારના તિરસ્કૃત સંગ્રહ સમાન ગણે છે. અંગ્રેજી ભાષાથી અજાણ્યા પ્રાચીનપક્ષપરાયણ હિંદુને મન અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ અર્થ વિનાનો લાગે છે, કારણ કે અધ્યાત્મવિદ્યાનુયાયીઓથી અપાતી

દરેક બાબત માટે, તેને તેનાં પોતાનાં શાસ્ત્રોનાં સમાન મળતાં આવતાં અવતરણો આપવામાં આવતાં નથી. આવા પ્રકારનાં સંકટોને દૂર કરવા માટે, વેદાન્તિઓએ અધ્યાત્મમંડલમાં દાખલ થવું જોઇએ, પ્રથમથી માની લીધેલા અભિપ્રાયોને દૂર કરવા જોઇએ, ધીરજથી આનુષંગિક અભ્યાસ ચલાવવો જોઇએ તથા પછીથી પ્રાપ્ત જ્ઞાનવડે અન્યને તથા પોતાની જાતને સહાયભૂત નિવડવું જોઇએ, એ અત્યંત આવશ્યક છે. શું આ કાર્ય નિરાશા ભર્યું છે ? બીલકુલ નહિ; કારણકે "સીક્રેટ ડૉકટ્રીન" નામક ગ્રંથના ત્રીજા ભાગમાં ૫૪-૪૧૭ મે નિચે પ્રમાણે મળી આવે છે, એ વિચારી મનન કરવા યોગ્ય છેઃ—

"ચાઇનિઝ ભાષાના લેખોમાં દંતકથારૂપવર્ણન મળી આવે છે કે નાગાર્જુનના જાણવામાં નાગ લોકો ( દંત કથાઓ અને પુરાણોમાં મળી આવતા "નાગ લોકો" એક દીક્ષિત અથવા મહાત્માનું ગુપ્ત નામ છે. ) પાસેથી આવ્યું કે પોતે જે વાદ ઉપદેશતા હતા તે શાક્યમુનિ પોતે ગુપ્ત રીતે ઉપદેશ હતા તે વાદ સમાન છે, ત્યાં સુધી રૂપ તેઓ પોતાના વાદને ગૌતમબુદ્ધના વાદથી વિરૂદ્ધ હોય એમ માનતા હતા, આ એક રૂપક વર્ણન છે, તથા તેનો આધાર બ્રાહ્મણધર્મની હિમાલયમાં આવેલી ગુપ્તશાલાઓ તથા ગૌતમબુદ્ધના રહસ્યોપદેશો વચ્ચે એકમત ઉપજાવવા ઉપર એકીકરણ કરવા ઉપર હોય એમ લાગે છે; ઉભય પક્ષોએ પ્રથમ તો અન્યોન્યની હરિફશાલાઓ માટે બાધ દર્શાવ્યો હોય એમ લાગે છે. શાક્યમુનિના અવતાર પહેલાં અનેક સૈકાંઓથી હિમાલયની પારના પ્રદેશમાં અન્ય સંસ્થાઓના મૂલોત્પાદકરૂપ પ્રથમપક્ષ સ્થાપિત થયો હતો. ગૌતમ આ પ્રથમપક્ષની શાલાના એક શિષ્ય હતા; અત્રે આર્ય ઋષિઓના સંઘાતમાંજ, દરેક ઐહિક ક્ષણિકપદાર્થની નિઃસારતા અને અનિત્યતાના ઉપદેશો, એક ભૂમારૂપ યથાર્થતાના પ્રદેશોમાં 'એક સંપન્ન અધિકારિ" ને સંપૂર્ણ રીતે અવતાસ્નાર "સ્રોતસપારના જ્ઞાનરૂપ" પ્રજ્ઞાપારમિતાનાં રહસ્યો તેમના શિખવા સમજવામાં આવ્યાં હતાં. તેમના અર્હતો, એ તેઓ જાતે નહોતા; તેમનામાંના કેટલાક લોભી હતા, તથા તેમનાં મહાન્ અધિવેશનો મળી ગયા પછી કેટલાક ઉપદેશોમાં તેમણે ફેરફાર કર્યો; આવા મતાંધ અનુયાયીઓને લીધેજ, જ્યારે સતાવણીને લીધે હિંદમાંથી ગુપ્તભ્રાતૃમંડલને કાઢી મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો ત્યારે માતૃ—શાલાએ આરંભમાં તેમની શાલાઓને ભેળવી દેવાની ના પાડી હતી. આખરે આમનામાંના ઘણાખરા મૂખ્ય આશ્રમોના નિયમન અને આદેશને આધીન થયા પછીજ આર્યસંગના યોગાચારને અતિ પ્રાચીન સંસ્થામાં ભેળવી દેવામાં આવ્યો હતો. પ્રાચીન પરંપરાથી આ સંસ્થામાંજ, દુનિયાનાં અંતિમ આશા અને પ્રકાશ માનવ જાતનો ઉદ્ધાર, છુપાઇને રહેલો છે. આ સંસ્થાનાં, શાલાનાં અને ભૂમિનાં અનેકાનેક નામ છે; પૌર્વાત્યપંડિતો આ ભૂમિને એકાદ કાલ્પનિક દેશના પૌરાણિક નામરૂપે ગણે છે. આમ હોવા છતાં આ ગૂઢ, રહસ્ય ભરપુર ભૂમિમાંથી જ, હિંદુઓ પોતાના કલ્કિઅવતારની, બુદ્ધ ધર્માનુયાયીયો પોતાના મૈત્રેયાવતારની, પારસિયો પોતાના સોસિઓશના આવવાની, જ્યુ લોકો પોતાના મેસિઆહના આવવાની, આશા રાખે છે; આજ પ્રમાણે માત્ર જો તેમના જાણવામાં આવે તો ક્રિશ્ચનો પણ તેમના ક્રાઇસ્ટને આ ભૂમિમાંથી જ આવવાની આશા રાખે."

વળીએજ ગ્રંથના પ્રથમ પુસ્તકનાં ૨૨૮-૨૨૯ પૃષ્ઠોનું અવલોકન કરો અને તેમાંથી તમને હિંદુઓના ગુરૂઓના ગુરૂરૂપ મહાગુરૂનું એક પ્રકારનું વર્ણન મળી આવશે. તેમજ વળી "બુદ્ધ" અને "યોગિઓના યોગિ" ના નામથી વ્યવહરાતા "શંકરાચાર્ય" વિષેના રહસ્યની કેટલીક સૂચનાઓ "સીક્રેટ ડૉકટ્રીન" નામક ગ્રંથના ત્રીજા પુસ્તકનાં પૃષ્ઠ ૩૭૬, ૩૭૭, અને ૩૮૫ માં આપવામાં આવી છે.*

આ અને આવાં અન્ય અવતરણો ઉપરથી એમ અનુમાનિ શકાય છે કે, પરંપરા પ્રચલિત સંવિત સર્વ સમયો અને પ્રજાઓ માટે એક અને સમાનજ છે, તથા સર્વ પ્રાચીન પ્રજાઓનાં પ્રાચીન શાસ્ત્રોમાં સમાન ઉપદેશો મળી આવવાજ જોઇએ. એક દષ્ટાંતની ખાતર જાતિય બાબતો ઉપર થોડુંક ઉતરી પડવા માટે ક્ષમા દષ્ટિ ઇચ્છું છું, તથા તમે મારા કહેવાનો ભાવાર્થ અવળો ઉઠાવશો નહિ એવી આશા રાખું છું! ગત વીશ અથવા વધારે વર્ષોથી મેં અધ્યાત્મ વિદ્યાનો બુદ્ધિપૂરઃસર અભ્યાસ આરંભ્યો છે, તથા આ અરસામાં વેદાન્ત સાથે તેનો આનુષંગિક અભ્યાસ પણ ચલાવ્યો છે.

પ્રથમ. હું અદ્વૈતવાદનો અંધભક્ત હતો તથા સાતવરસના અરસામાં અદ્વૈત દર્શનના ઘણા ગ્રંથો મલાયાલામ ભાષામાં મેં પ્રસિદ્ધ કર્યા છે. પછીથી અનુભવા દ્વૈતવાદના સહિત્ય તરફ મારૂં લક્ષ દોરાયું, સંભાળ પૂર્વક તેનો અભ્યાસ આરંભ્યો તથા તેના કેટલાક ગ્રંથો પ્રસિદ્ધમાં લાવવા નિશ્ચય કર્યો. ગત દશેકવર્ષોથી આ સાહિત્યના હસ્તલેખોનો મેં મનનપૂર્વક અભ્યાસ આરંભ્યો છે, અને જો તમને લેશ પણ કીમત હોય તો મારી પ્રમાણિક ખાત્રી એવી થઇ છે કે, અપ્પયદીક્ષિતાચાર્યના ઉપદેશો, વર્તમાનમાં પ્રચલિત અન્ય કોઇ પણ વેદાન્તદર્શન કરતાં, અધ્યાત્મવિદ્યાના ઉપદેશોને (Theosophical Teachings) વધારે મળતા આવે છે.

અનુભવાદ્વૈતવાદ બહિરંગ કરતાં આંતરંગપક્ષ તરફ વધારે વળે છે; જડ અને ચેતનનાં સપ્તભુવનો, પંચદશાંગ યોગ, ૫૨ શ્રેષ્ઠ સમાધિયો, પ્રણવની ૧૨૮ માત્રાઓ, જીવન્મુક્તિ, વિદેહ મુક્તિ અને સદેહ મુક્તિનાં આનુક્રમિક ગુણાવગુણકથનો, શબ્દ બ્રહ્મવાદ, જીવાત્માઓના જન્મ અને વિકાસક્રમનો ઉપદેશ, અને સાંખ્ય અને યોગના શ્રેષ્ઠ ઉપદેશો, મને તો આ વાદમાંથી મળી રહે છે. એકથી બત્રીશ સુધીની સંખ્યા અને તેના ભાગ્યો આમાં મૂખ્ય ભાગ ભજવે છે. જીવન્મુક્તિ વિશેનો અધ્યાત્મ વિદ્યાનો વિચાર, આધ્યાત્મિક વૃદ્ધિ માટે નિષ્કામકર્મની આવશ્યકતાનો વીગતવાર વિચાર ચલાવતો વાદ, ઉચ્ચવિકાસ પામેલા જીવાત્માઓ તથા મનનાદ્વૈવિભાવનો વાદ, અને ઘણા સંસ્કૃત ગ્રંથોમાં તેમજ વેદાન્તનાં અન્ય દર્શનોમાં સ્પષ્ટતાથી દર્શાવાયલા ના મળી આવતા અન્ય અનેક ઉપદેશો, અનુભવાદ્વૈતવાદના ગ્રંથોમાં તદ્દન સ્પષ્ટતાથી દર્શાવાયલાં મળી આવે છે.

આ વાદની કેટલીક ઘણી અગત્યની બાબતો તમને નમુના રૂપે દર્શાવીશ. અનુભૂતિમિમાંસાના અધ્યાય-૩, પાદ-૫, સૂત્ર-૧૬, ઉપરના ભાષ્યમાં અપ્પયદીક્ષિતાચાર્ય

* સુદર્શનના આગળના અંકોમાં આ વિષય ચર્ચેલો વિચાર છે—ઉપતંત્રી.

અષ્ટોત્તરશતોપનિષદમાંના એકમાંથી નીચેનું અવતરણ કરે છેઃ—"સચ્ચિદાનંદરૂપ એકમાંથી પ્રથમ **પરાશક્તિ** આવિર્ભાવ પામી. અભેદવિદ્યા સ્વરૂપમાં આને **સપ્રતિયોગિક** (એટલે નિર્ગુણબ્રહ્મ).ના નામથી વ્યવહરવામાં આવે છે. [ આગળના વિષયમાં ટુંકામાં સંબંધ દર્શાવવા માટે આપણે આને નંબર—૧; કહીશું.] આ પરાશક્તિના એક વિભાગ રૂપે પછી **પ્રકૃતિ** આવિર્ભાવ પામી; આ પ્રકૃતિમાં પ્રતિબિંબિત બ્રહ્મનને **પુરૂષના** નામથી વ્યવહરવામાં આવે છે, ને આ પ્રકૃતિ સાથે અભેદ્ય રીતે જોડાયલો છે. ( આ પ્રકૃતિ-પુરૂષને આપણે નં—૨. કહીશું.) પછીથી પ્રકૃતિના એક વિભાગરૂપે **અવિદ્યાનો** પ્રભાવ થયો, તેમાં પ્રતિબિંબિત પુરૂષને **જીવના** નામથી વ્યવહરવામાં આવે છે. (આપણે આને નં-૩, કહીશું.) પછીથી ઉભય પ્રકારની-એક પ્રકૃતિના વિભાગરૂપ અને અન્ય અવિદ્યાના એક વિભાગરૂપ-**માયાનો** આવિર્ભાવ થયો; આમાં પ્રતિબિંબિત થતા ઉભય પુરૂષોને ઉભય ઇશ્વરોરૂપે ગણવામાં આવે છે; એકને **સ્વયંભુના** નામથી વ્યવહરવામાં આવે છે, (આપણે આને-નં—૪, કહીશું.) અન્યને, એક ઉચ્ચવિકાસ પામેલા, સંપૂર્ણ દશાએ પહોંચેલા ભાવિયુગોમાં એક કાર્ય વાહક શક્તિ સમાન થઈ પડનાર જીવને, **અધિકારિકના** નામથી વ્યવહરવામાં આવે છે. ( આપણે આને નં.-૫-કહીશું. )"

આ પંચમાંનાં નં—૧, પ્રથમ મહાન્ શબ્દબ્રહ્મનને મળતો આવે છે; નં—૨, દ્વીતિય મહાન્શબ્દબ્રહ્મનને મળતો આવે છે; નં—૨, માંથી આવતા અસંખ્ય સ્ફુલિંગોમાંના એકરૂપ નં—૩, છે; દિવ્યજીવાત્મા સાથે મળતા આવતા આ દરેક સ્ફુલિંગને એક જીવના નામથી વ્યવહરવામાં આવે છે. નં—૫, માં જીવોમાંના એવા એકને દર્શાવવામાં આવ્યો છે કે જે જ્ઞાન અને કર્મદ્વારા અનેક દાયકાઓના અરસામાં ઉચ્ચવિકાસ પામ્યો છે, ઉચ્ચદશાને પ્રાપ્ત થયો છે. આ ઉપરથી સમજવામાં આવશે કે, અદ્વૈત અને વિશિષ્ટ દ્વૈત કરતાં જુદીજ રીતે અનુભવાદ્વૈત ત્રિપુટીરૂપ શબ્દબ્રહ્મનના વાદને તથા જીવોના જન્મ અને વિકાસનાવાદને ઉપદેશે છે.

દ્વૈત અને વિશિષ્ટાદ્વૈતવાદીઓ બ્રહ્મને સગુણ માને છે; અદ્વૈતવાદીઓ તેને સગુણ અને નિર્ગુણ ઉભય સ્વરૂપમાં માને છે; અનુભવાદ્વૈતવાદીઓ તેને સગુણ, નિર્ગુણ તથા નિર્ગુણાતીત રૂપમાં માને છે. બ્રહ્મનના તે સ્વરૂપને સગુણ કહેવામાં આવે છે કે જેમાં કાર્યગુણો (સત્વ, રેજસ્, અને તમસનાં વિવર્ત પામતાં સ્ફુરણો) કાર્યપરાયણ હોય છે; તેના તે સ્વરૂપને નિર્ગુણ કહેવામાં આવે છે કે જેમાં ગુણોનું જ અસ્તિત્વ હોતું નથી, પણ માત્ર કારણગુણો (એટલે સત્, ચિત્, અને આનંદ) હોય છે; તેનું તે સ્વરૂપ નિર્ગુણાતીત ગણાય છે કે જે ઉપરિકથિત કાર્ય અને કારણ ગુણોથીપર હોય છે; આનેજ આપણે અજ્ઞેય અને અજ્ઞાતનાં નામોથી વ્યવહરીએ છીએ. આ બાબત "રામગીતા" ના ૧૧, મા અધ્યાયમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવી છે, તથા જેમને વિશેષ શંકા નિવારણની જરૂર જણાય તેમણે ત્યાંથી જોઇ લેવું. સાંખ્યશાસ્ત્ર ૨૪, પદાર્થોથી સંતોષ માને છે, પરંતુ યોગશાસ્ત્ર એક વિશેષ—ઇશ્વરનો ઉમેરો કરે છે. સર્વોત્કૃષ્ટ તત્વરૂપે પ્રધાનને માનીને સંતોષ ગ્રહનાર સાંખ્ય, તથા સર્વોત્કૃષ્ટ તત્વરૂપે ઇશ્વરને માનીને સંતોષ પકડનાર યોગ, ઉભયનો, સર્વોત્કૃષ્ટતત્વ રૂપે નિર્ગુણ બ્રહ્મનને માનીને સંતોષ ધારણ કરનાર અદ્વૈતશાસ્ત્ર અસ્વીકાર કરે છે.

અનુભવાદ્વૈતવાદીઓ સાંખ્યના ૨૪, તેમજ યોગના ૨૫, પદાર્થોનો સ્વીકાર કરીને તેમાં બીજા એનો ઉમેરો કરે છે. (આ વિશે વિશેષ જાણવા માટે જુઓ—જીવચિન્તામણિ.) અદ્વૈત—નિર્ગુણ—બ્રહ્મરૂપ (સાંખ્ય આથી વિચાર અથવા જ્ઞાનને દર્શાવે છે.) અનુભવાદ્વૈતવાદીઓના નિર્ગુણાતીત બ્રહ્મનો બુદ્ધિગમ્ય અનુભવ મેળવવા માટે અભ્યાસ પરાયણ અદ્વૈતવાદીઓને અપ્પયદીક્ષિત "કેવલસાંખ્ય" વાળાના નામથી વ્યવહરે છે; નિર્ગુણ બ્રહ્મના બુદ્ધિગમ્ય અને આધ્યાત્મિકઅનુભવ માટે પોતે કાર્ય કરતા હોવાથી પોતાના પક્ષને "સાંખ્ય—યોગિન" ના નામથી વ્યવહરે છે. સગુણબ્રહ્મનો માત્ર આધ્યાત્મિક અનુભવ મેળવનાર સામાન્ય યોગિને તેઓ "કેવલ—યોગિન્" ના નામથી વ્યવહરે છે. દ્વૈત અને વિશિષ્ટાદ્વૈતવાદીઓને સગુણબ્રહ્મ સંબંધિની (સાલોક્યાદિ) ચાર પ્રકારની મુક્તિયો માટે કાર્ય કરનારા પુરુષોરૂપે ગણીને તેમણે દૂરજ રાખ્યા છે, કંઇ પણ હિસાબ ગણ્યો નથી. અનુભવાદ્વૈતદર્શનને સંપૂર્ણ રીતે સમજતા પૂર્વે અભ્યાસિને આટલા માટે કેવલ—સાંખ્ય એટલે શું, સાંખ્ય—યોગ એટલે શું, કેવલ—યોગ એટલે શું, એ બાબતોનો સંભાળ પૂર્વક અભ્યાસ કરવાનો છે. આવા અભ્યાસ માટે લાભકારક રીતે ભલામણ કરવા યોગ્ય ગ્રંથો બાલ—બોધિની અને યોગ સાર છે; પ્રથમ બાલક સમાન બાલ—જ્ઞાનિ માટે યોજાયો છે, અન્ય આત્મ—યોગની ઉચ્ચ પ્રક્રીયાઓ વિશે વિસ્તારથી યોજવામાં આવ્યો છે; આ ઉભયના કર્તા અપ્પય દીક્ષિતાચાર્ય છે. પ્રથમ ગ્રંથ સંસ્કૃત અને તામિલ ભાષામાં પ્રસિદ્ધ થયો છે, (તેનું અંગ્રેજીમાં ભાષાંતર **થીઑસૉફીસ્ટ** માસિકમાં વર્તમાનમાં પ્રસિદ્ધ થવા માંડ્યું છે તથા તદનુસાર હાલમાં સુદર્શનમાં પણ તેનું ભાષાન્તર આપવાનો ઉપક્રમ આરંભ્યો છે.) અન્ય ગ્રંથ હજુ અપ્રસિદ્ધજ છે.

અદ્વૈતવાદીઓના નિર્ગુણબ્રહ્મમાં યથાર્થ વિચાર કરીએ તો અનુભવાદ્વૈતવાદીઓના નિર્ગુણ અને નિર્ગુણાતીત બ્રહ્મનો સમાવેશ થાય છે. અદ્વૈતવાદીઓના નિર્ગુણ બ્રહ્મના અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો આ ઉભયે ઉભય અંશો છે. મનસની પ્રકૃતિ દ્વિધા પ્રકારની ગણાય છે—શુદ્ધ અને અશુદ્ધ અથવા અરૂપ અને સરૂપ શુદ્ધ મનવડે અનુભવાતા નિર્ગુણ અંશને અનુભવાદ્વૈતવાદીના નિર્ગુણ બ્રહ્મસમાન ગણવામાં આવે છે.* આ પક્ષવાળાએ જે શુદ્ધ મનથી પણ અગ્રાહ્ય છે તેને નિર્ગુણાતીત બ્રહ્મના નામથી વ્યવહરે છે.

મહાનારાયણોપનિષદ્‌ના ઉપદેશ અનુસાર બ્રહ્મને ત્રિઅંશાત્મક અથવા તેની પ્રકૃતિ ત્રયાત્મક ગણવામાં આવે છે.

"પ્રથમ અથવા બ્રહ્મના ગુણ અંશમાં (૧) જગતની ઉત્પત્તિ આદિના કારણરૂપ ઇશનો, તથા (૨) સંસારની ઉત્પત્તિ આદિના કારણરૂપ જીવનો સમાવેશ થાય છે. આ સગુણ બ્રહ્મ ચારપાદવાળા નિર્ગુણબ્રહ્મના પ્રથમ અથવા અવિદ્યાપાદમાં સ્થિતિ કરીને રહ્યું હોય એમ કહેવાય છે. દ્વીતિય અથવા બ્રહ્મનો નિર્ગુણ અંશ, બ્રહ્મના અનુક્રમે વિદ્યા આનંદ અને તુર્યપાદોરૂપ, દ્વીતિય, તૃતીય, અને ચતુર્થપાદમાં સ્થિત થાય છે. શ્રુતિમાં જેને નિર્ગુણઅંશના ત્રિપાદોથીપર ગણવામાં આવે છે એવો તૃતીય અથવા બ્રહ્મનો નિર્ગુણાતીત અંશ ઉપર કહેવાયલા ચારપાદોની પણ પાર વર્તે છે. આ નિર્ગુણાતીત બ્રહ્મને જ અજ્ઞેય

અને અજ્ઞાનનાં નામથી વ્યવહરવામાં આવે છે. આ અંશ વિશે શંકરાચાર્ય પણ કહે છે કે તે માત્ર નિષેધાત્મક વાક્યોવડે બોધિ શકાય એમ છે, માત્ર નકારવડે જ જાણી શકાય એમ છે ”

વળી મહાનારાયણોપનિષદમાંથી મળી આવે છેઃ—

“બ્રહ્મને સાકાર અને નિરાકાર કહેવામાં આવે છે. સાકાર વળી ઉભય પ્રકારનો કહેવાય છે,-સોપાધિકસાકાર અને નિરૂપાધિકસાકાર; આ ઉભયમાંનો પ્રથમ સોપાધિક સાકાર, એ સગુણ બ્રહ્મ છે અને દ્વીતિય-નિરૂપાધિસાકાર-એ નિર્ગુણ બ્રહ્મ છે. નિરૂપાધિક સાકાર પણ ઉભય પ્રકારનો છે-નિત્યસાકાર અને મુક્તસાકાર આ ઉભયમાંનો પ્રથમ (નિત્ય સાકાર) નો અનુભવ પરોક્ષ જ્ઞાનવડે (એટલે બુદ્ધિ ગમ્ય જ્ઞાનવડે) થઈ શકે છે; દ્વીતિય (મુક્ત-સાકાર) ને અપરોક્ષાનુભવ—સ્વરૂપના નામથી વ્યવહરવામાં આવે છે. જે અજ્ઞાત અને અજ્ઞેના નામથી વ્યવહરાય છે તેજ નિરાકાર છે.”

નિચેના વૃક્ષવડે આ ઉપરની બાબત બરોબર લક્ષમાં આવશેઃ—




નિત્ય-સાકાર પ્રકૃતિ-પુરુષ છે, મુક્ત-સાકાર, ચિદ્રુપ બ્રહ્મ છે. આ ઉભય સાકારો—નિરૂપાધિકસાકાર અથવા નિર્ગુણબ્રહ્મની ઉભય અવસ્થાઓ રૂપ—એક અને તેના તેજ બ્રહ્મના અંગોને દર્શાવે છે, આધ્યાત્મિકઅભિવર્ધન ( Evolution ) વાદને ચર્ચાવવાને પ્ર-

-ચમ શબ્દ વાપરવામા આવે છે, આધ્યાત્મિકપ્રતિવર્ધન ( Inuolution ) ક્રિયાને વર્ણ- વવામા દ્વિતિય શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.

પ્રથમ વાદપક્ષ સાથે સંબંધ ધરાવે છે, અન્ય અનુભવપક્ષ સાથે સંબંધ દર્શાવે છે. સોપાધિક સાકારમાંથી ભૌતિકસર્ગની ઉત્પત્તિ થાય છે

થીઓસોફીના ઉપદેશોમાં ઉપરના સમાન વિચારો આપણને મળી આવે છે, તેમનો પણ સમાન રીતે ઋષિયોના પ્રાચીન સવિત્ ઉપર આધાર છે. "રાજયોગ દર્શન સંગ્રહ" નામના ગ્રંથમાં વેદાન્તસારના ભાષાન્તરમા પૃષ્ઠ ૮૫ મે નિચે પ્રમાણે મળી આવે છેઃ—
"શંકરાચાર્યના સમય પૂર્વના વેદાન્તભાષ્યો લખનારા પંડિત પુરૂષોનું એમ ઉપદેશવું છે કે, મોક્ષના શોધમાં ધાર્મિક ક્રિયાઓનો ત્યાગ કરવો તદ્દન અયોગ્ય છે, માત્ર ફલાભિલા- શનો જ ત્યાગ કરવાનો છે;-દિવ્યજ્ઞાન પામવા માટે કર્મ કરવાનાં છે, તે પ્રાપ્ત થતાં મોક્ષ અનુભવાશેજ..............પૂર્વકાલમાં વેદાન્તનો આવો વાદ હતો, પરતુ શંકરાચાર્યે ભ- ગવદ્‌ગીતા ઉપરના ભાષ્યમા અનેક પ્રમાણો વડે દર્શાવી આપ્યું છે કે, આ એક ભૂલ છે, કર્મોનો નિષેધ કરવામા આવ્યો છે, તથા સર્વને બ્રહ્મરૂપઅનુભવતા માત્ર જ્ઞાન વડે જ મોક્ષનો સંભવ માન્યો છે."

શંકરાચાર્યના અદ્વૈત અને અપ્પયદીક્ષિતાચાર્યના અનુભવાદ્વૈત વચ્ચેના તફાવતનુ આ એક મૂખ્ય સ્થાન છે. દીક્ષિતે, અષ્ટોત્તર શતોપનિષદ અને તત્વસારાયણના આધારે શંકાની છાયા માત્ર પણ ના રહે એવી રીતે દર્શાવી આપ્યું છે કે, સાખ્ય ( જ્ઞાન ) અને યોગ ( ધ્યાન ) ઉભયે કૈવલ્ય માટે અત્યંત આવશ્યક છે. સગુણબ્રહ્મ અથવા નિર્ગુણબ્રહ્મ ગમે તેની પ્રાપ્તિની સ્પૃહાવાળા માટે, ગમે તે ઉદ્દેશ હોય તો પણ, કર્મ, જ્ઞાન, ભક્તિ અને યોગરૂપ ચતુર્વિધમાર્ગો સર્વ સમાન રીતે ઉપયોગી છે. ક્રમમુક્તિ અથવા જીવન્મુક્તિ જે ઉદ્દેશ હોય તે પમાય ત્યાં સુધી કર્માદિક્રિયાઓ વિધિપુરઃસર આચરવાની અત્યંત આવ- શ્યકતા છે. દષ્ટાંત તરીકે, નિર્ગુણ ( એટલે, સચ્ચિદાનદ ) બ્રહ્મના અનુભવ માટે મુમુક્ષુએ આ પ્રમાણે આચરણ ચલાવવુ જોઇએ —(૧) ધરજરૂપ તથા આવશ્યક આશ્રમ ધર્મોનું તેમજ મુમાર્થિકર્મનું બુદ્ધિપૂર્વક આચરણ થવું જોઇએ. (૨) નિર્ગુણ પ્રત્યગાત્મન્ તેમ જ અખંડ સચ્ચિદાનંદ બ્રહ્મના જ્ઞાનની વિવિધ ભૂમિકાઓનો અનુભવ મેળવવામાં હમેશાં પ્ર- યત્ન પરાયણ રહેવું જોઇએ. (૩) નિર્ગુણ પ્રત્યગાત્મન્ તેમ જ નિર્ગુણ બ્રહ્મ પ્રત્યે હમેશાં શ્રેષ્ઠ પ્રકારની દઢભક્તિ રાખવાની આવશ્યકતા છે. (૪) નિદિધ્યાસન અથવા નિર્ગુણ- આત્મ-ધ્યાન-યોગ, બુદ્ધિપૂર્વક નિયમિત સધાવાની જરૂર છે. લેખ ઘણો લબાઈ જવાના ભયથી આ અને અત્રે દર્શાવવામાં આવેલી અન્ય બાબતો વિશે ઉંડા ઉતરવા માગતો નથી. આ વિશે વિશેષ જાણવાની જીજ્ઞાસા હોય તેમણે, 'રામ-ગીતા' ના ૧૦-૧૧ અ- ધ્યાયો તથા "સૂર્ય-ગીતા" ના છેલા ચાર અધ્યાયો જોઇ લેવા.

અદ્વૈતવાદીઓ એમ માને છે કે, -માત્ર નિર્ગુણબ્રહ્મનું જ્ઞાનજ સંપૂર્ણ છે. નિર્વા- સન-સમાધિની અતિમભૂમિકા પ્રાપ્ત થાય તોજ આ સત્ય સંભવિ શકે છે. બુદ્ધિગમ્ય અનુભવ અથવા પરોક્ષ જ્ઞાન, ઉપરના પ્રશ્નમા દર્શાવવામાં આવેલા ફક્ત નિત્યસાકાર— બ્રહ્મનો અનુભવ મેળવવામાજ ઉપયોગી નિવડે છે.

એક પક્ષે અનુભવાદ્વૈતવાદીઓ અને અન્ય પક્ષેઅદ્વૈત અને વિશિષ્ટાદ્વૈતવાદીઓ વચ્ચે અન્ય તફાવત એ છે કે, પ્રથમ પક્ષવાળાઓ જીવને ઉત્પત્તિ આદિ છે, એમ માને છે અને અન્ય બે પક્ષવાળાઓ એ વાતનો નકાર ભણે છે. પ્રથમ પક્ષવાળાએ વેદાન્ત સૂત્રોનાં અતિ પ્રાચીન વિવરણો ઉપર આધાર રાખે છે અને એમ દર્શાવી આપે છે કે વેદ વ્યાસે પોતાના સૂત્રોમાંના દ્વીતીય સૂત્રમાં "જગતનાં નહિ" પરંતુ "જીવોનાં જન્માદિ" નો સંબંધ દર્શાવે છે. અધ્યાત્મ વિદ્યાના ઉપદેશો પણ આ અભિપ્રાયને મળતા આવે છે. અનુભવાદ્વૈતના આવા અને અન્ય સિદ્ધાન્તોના પુરાવા, ૧૦૪ ગ્રંથોના કર્તા, સુવિખ્યાત અપ્પયદીક્ષિતેન્દ્રના અધિકરણકુંચકમાં મળી રહે છે; આની આજ બાબતો દીક્ષિતેન્દ્રના અનુગુણ વંશ જ—અપ્પયદીક્ષિતાચાર્યના અપ્રસિદ્ધ ગ્રંથોમાં મળી આવે છે. દિવ્ય ગુરૂ દક્ષિણામૂર્તિએ ઉપદેશેલા ગુપ્ત—તત્વશાસ્ત્ર રૂપ તત્વસારાયણ નામના ગ્રંથ ઉપર જ આધાર રાખતા, અનુભવાદ્વૈત નામના અતિપ્રાચીન વાદના છેવટમાં છેલા પ્રવર્તક અપ્પયદીક્ષિતાચાર્ય છે.

આ અને નીચેની સત્ય બાબતો તમારા સમક્ષ મૂકવામાં, એક અધ્યાત્મવાદી તરીકેનું ફક્ત મારૂં કર્તવ્ય જે બજાવુ છુ. નિષ્પક્ષપાત શોધ ચલાવનારાઓ માટે તથા તારતમ્યાત્મક, એકીકરણ રૂપ, એકવાક્યતારૂપ અભ્યાસ કરવાના ઉત્સાહ વાળાઓ માટે, અત્રે આપવામાંઆવેલી સૂચનાઓ અત્યંત લાભકારક થઇ પડશે જો કોઇ અજ્ઞાન અને સ્વમતાગ્રહ દ્વારા મારા કહેવાનો અર્થ અવળો ઉઠાવે તો, હુ તેને માત્ર દયાપાત્ર ગણીશ.

વર્તમાન અધ્યાત્મમંડલની હીલચાલ આ દેશમાં આરભવાના ઘણા સમય પૂર્વે, શોકદુઃખ નિમગ્ન માનવજાત માટે દયા દ્વારા મહાદેવે અધ્યાત્મવિદ્યાનું તત્વ સંસ્કૃત વિદ્યામાં પુરૂં પાડવાની ગોઠવણ કરી હતી એમ જણાય છે; નીતિની ઉચ્ચભૂમિકા ધારણ કરનાર, દક્ષિણ હિંદના, અધ્યાત્મવિદ્યાશીલ બ્રાહ્મણ, અતિનમ્ર, તથ્યવક્તા, આત્માર્પણપરાયણ અપ્પયદીક્ષિતાચાર્ય દ્વારા આ કાર્ય કરાવવું ધાર્યું હોય એમ લાગે છે; આ આચાર્યે પોતાના જીવનના ૪૫ વર્ષ, ધ્યાનયોગમાં, અનેક શિષ્યોને શિખવવામાં તથા અતિપ્રાચીન અને વિપરીતાર્થે ગ્રહણ કરાતા અધ્યાત્મવિદ્યાના દર્શન ઉપર અમૂલ્ય ગ્રંથોનુ સુજન કરવામાં ગાળ્યાં છે, આ પ્રાચીન રીતિકૃતિપરાયણ બ્રાહ્મણ તથા ઉચ્ચ વિકાસ ભૂમિકાએ પહોચેલા જીવાત્મા, પ્રથમાશ્રમમાં સુબ્રહ્મણ્યના નામથી ઓળખાતા હતા, દ્વીતિયાશ્રમમાં અપ્પયશિવ, અપ્પયશિવાચાર્ય, અપ્પયાચાર્ય, અપ્પયદીક્ષિત, અપ્પયદીક્ષિતાચાર્ય આદિ અનેક નામોથી તેઓ વ્યવહરાતા હતા; તેમને ચતુર્થાશ્રમમાં અખંડૈકરસાનંદના નામથી વ્યવહરવામાં આવતા હતા દક્ષિણ હિદમાં મદ્રાસ ઇલાકાના તીનવેલી જીલ્લામાં પમડાઇ ગામવાસિ સમૃદ્ધ બ્રાહ્મણ જાગીરદારના પુત્રરૂપે આમનો ઇ. સ. ૧૮૩૫ ના ઑગસ્ટ—સપ્ટેમ્બર માસમાં જન્મ થયો હતો, તેમણે પોતાના વારસાના સર્વ પ્રકારના હકનો સ્વેચ્છાથી ત્યાગ કર્યો, તથા વિવેકબુદ્ધિ ઉદય થવાના વયથી જ નમુના રૂપ બ્રાહ્મણનું દારિદ્ર જીવન ગાળવાનું પસંદ કર્યું. ૨૪ વર્ષની ઉમ્મરે તેમને સાક્ષાત સ્વસ્વરૂપાનુભવ થયો. ૨૮ મા વર્ષમાં પિણ્ડબ્રહ્માણ્ડના સંપૂર્ણઐક્યનો અનુભવ થયો. તેમણે બીલકુલ દંભ વિનાનું જીવન ગાળ્યું છે, તથા જ્યુન—જુલાઇ—૧૯૦૧ માં વ્યાસપૂર્ણિમાને દિને તેમનો દેહાવસાન

પામ્યો. તેમની પ્રેમાળ, કર્તવ્યપરાયણ, સુશિક્ષિત પત્નીના દેહાવસાન પછી પંદર દિવસે તથા પોતે સંન્યાસદીક્ષા ધારણ કર્યાના પણ પંદર દિન પછી તેઓ આ મર્ત્ય લોકનો ત્યાગ કરી અમરલોકમાં ચાલ્યા ગયા તેમની પાછળ તેઓ, એક લાયક પુત્રને, વિશ્વાસુ શિષ્યોની એક વિશાલ સંખ્યાને, તથા વેદાન્ત—તત્વશાસ્ત્રવિશેના ૧૫૮ ગ્રંથોના હસ્તલેખોને મૂકતા ગયા છે."

આમના મહાન્ ગ્રંથો લખાયા પછી દશ, અથવા પંદરવર્ષે, જાણે કે તેમના લેખોને સાબિત કરી આપવાને હોય તેમ વર્તમાન અધ્યાત્મમંડલ (Theosophical Society.) ની સ્થાપના થઈ. જો એક વૃક્ષની કીંમત તેનાં ફલોવડે અંકાતી હોય તો અપ્પયદીક્ષિતાચાર્યે પોતા પાછળ મૂકેલા ગ્રંથોદ્વારા તેમના ગુણોનુ પણ અવલોકન થવાની ખાસ જરૂર છે. ગતશતકના મહાન પરંતુ થોડી ખ્યાતિ પામેલા ગ્રંથકારના નીચે દર્શાવેલા અતિ ઉપયોગી હસ્ત લેખો છેઃ—

૧–થી–૧૦—"દશોપનિષદ ઉપર ભાષ્યો"
૧૧–,,–૩૨—"દ્વાત્રિંશતોપનિષદ ઉપર ભાષ્યો."
૩૩–,,–૧૦૮—"અષ્ટોત્તર શતોપનિષદ ઉપર ભાષ્યો."
૧૦૯—"બ્રહ્મમિમાંસા ભાષ્ય."
૧૧૦—"અનુભૂતિમિમાંસા ભાષ્ય."
૧૧૧—"ભગવદ્ગીતા ભાષ્ય."
૧૧૨—"હરિહરબ્રહ્મસામરહસ્ય."
૧૧૩—"ષોડશમાલિકા."
૧૧૪—"ષોડશમંજરિ."
૧૧૫—"સમાધિરત્નમંજુષા."
૧૧૬—"બ્રહ્મગોલમ્."
૧૧૭—"યોગદર્પણમ્"
૧૧૮—"વેદાન્ત વ્યવહારમાલા." દ્વાત્રિંશતમાલાત્મક.
૧૧૯—"વેદાન્ત યુદ્ધ પ્રકરણ." નવ યુદ્ધાત્મક.
૧૨૦—"શ્રીમદ્ ભાગવતના ૧૧ મા અધ્યાય ઉપર ટીકા."
૧૨૧—"પંચદશાગયોગ."
૧૨૨—"મુક્તિ કામધેનુ."
૧૨૩—"વેદાન્ત ગુરૂશિષ્યસંવાદ."
૧૨૪—"કૈવલ્ય સાધન."
૧૨૫—"ભાષ્યદીપિકા."
૧૨૬—"પારાશર્ય વ્યાખ્યા."
૧૨૭—"દક્ષિણામૂર્તિ શતકમ્, સવ્યાખ્યમ્."

૧૨૮ }
૧૨૯ }
૧૩૦ } —"પંચ રહસ્યમ્" { "અષ્ટાક્ષર રહસ્યમ્."
૧૩૧ }
૧૩૨ }

"અષ્ટાક્ષર રહસ્યમ્."
"ષડાક્ષર રહસ્યમ્."
"પ્રણવ રહસ્યમ્."
"મહાવાક્ય રહસ્યમ્."
"ગાયત્રી રહસ્યમ્."

૧૩૩—"બ્રહ્મતત્વબોધ."

૧૩૪—"પક્ષસંગ્રહ."

૧૩૫—"યોગસાર."

૧૩૬—"જ્યોતિર્વિચાર."

૧૩૭ થી—૧૫૦—તામિલ ભાષામાં કેટલાક ઉપયોગિ ગ્રંથો તથા સંસ્કૃત ભાષાનાં કેટલાક ગૌણ ગ્રંથો.

આ ઉપરાંત તેમણે આત્મવિદ્યાવિશેના પોતાના છૂટા છવાયા વિચારોના સંગ્રહ કરી રાખ્યા છે; આમાંના કેટલાક તેમનો મુખોપદેશ શ્રવણ કરવાને ભાગ્યશાલિ નિવડેલા શિષ્યોના તાબામા છે.

જો કે હજુ આમાંના ઘણાખરા ગ્રંથો કોઈપણ પ્રકારની બીલકુલ ખ્યાતિ પામ્યા નથી તથા ગુપ્તપક્ષને વર્ણવતા હોવાથી આમાના કેટલાક હસ્તલેખો કોઈ કાલે પ્રસિદ્ધિમાં આવી શકે એમ નથી તોપણ એમના વિશ્વાસુ શિષ્યોને એ કેટલીક દિલાસો લેવા જેવી વાત છે કે, અધ્યાત્મ—મંડલવડે તેમના ઘણાખરા ઉપદેશો દુનિયામા પ્રચાર પામ્યા છે તથા પદાર્થ વિજ્ઞાનવડે સિદ્ધ થયા છે. ક્રમે ક્રમે કેન્દ્રપ્રદેશ સ્થિત સત્યપ્રતિ લઇ જનાર અધ્યાત્મમંડલમાં જો વેદાન્તિયો દાખલ થાય તથા એ મંડલનાં પ્રસિદ્ધ થતા ઉપયોગી પુસ્તકોનો સંભાળ પૂર્વક અભ્યાસ કરે તો, પછીજ તેઓ અનુભવાદ્વૈતવાદને સમજવાને તૈયાર થઈ શકશે. પછીથીજ તેઓ પોતાના પૂર્વથી માની લીધેલા અને વ્હેમી વિચારોનો ત્યાગ કરશે તથા વર્તમાનમાં જાણે છે તેના કરતા વિશેષ શિખશે.

તેટલા માટે દરેક વેદાન્તિએ પોતાના તેમજ અન્યના ભલા માટે અધ્યાત્મમંડલમાં દાખલ થવું જોઇએ, એટલું કહીને આ લેખ સમાપ્ત કરૂં છું.

જી. કૃષ્ણ. શાસ્ત્રી.
(Theosophist.)

આદ્યતન્ત્રી
સ્વ. અભેદમાર્ગ પ્રવાસી
અવિનાશ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૫-૬.] ( માસિક ) [ ફેબ્રુઆરી-માર્ચ ૧૯૦૭.]

વિષયાનુક્રમ. પૃષ્ટ.

પ્રેમ ગીત. ........ ૧૩૧
કર્નલ ઑલ્કોટનું મરણ ........ ૧૩૭
દુનિયાની ઉન્નતિ. ........ ૧૫૫
કર્મ-વિપાક. ........ ૧૫૨
નવુ અને જુનુ. ........ ૧૫૬
સ્વામિ વિવેકાનંદ લંડનમાં ........ ૧૬૦
હૃદય ભાવના. ........ ૧૬૭
ચદા સખી. ........ ૧૬૯
હૃદય સાંત્વના. ........ ૧૭૦
મગજનો અનુભવ. ........ ૧૭૧
જાગ્રત મનનો હિંદ. ........ ૧૭૩
સાંખ્યયોગ. ........ ૧૭૬
ઉપાસના અને ૐ શબ્દનુ ટુંકુ આખ્યાન. ........ ૧૭૯
બાળ બોધિની. ........ ૧૮૪

---

અમદાવાદ
ધી અમદાવાદ યુનિયન પ્રીંટિંગ પ્રેસ કંપની લી.

આ પુસ્તકોને વી. પી. કમીશન તથા ટપાલ ખર્ચ મંગાવનારને શીર

રા. રા. મ. ન. દ્વિવેદીકૃત પુસ્તકો.

## બાલ વિલાસ.

(આવૃત્તિ બીજી)

આ પુસ્તક પણ મે. ડાયરેકટર સાહેબે શાળામાં ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું છે.

કિં. રૂ. ૧-૦-૦

## ઉત્તરરામ ચરિત્ર.

આવૃત્તિ બીજી.

કિંમત રૂ. ૧—૮—૦

## ચારિત્ર.

(આવૃત્તિ બીજી.)

કિંમત રૂ. ૧—૦—૦

મે. ડાયરેકટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરી માટે પસંદ કરેલું છે.

આ શિવાયનાં તેમનાં અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઓફીસ—નડીયાદ. અથવા એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની કાલબાદેવી રોડ, મુંબઈથી મળી શકશે.

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શનઓફીસ નડીયાદથી મોકલવામાં આવશે.

---

## ગુજરાત.

રાજકીય, સામાજીક તથા ધાર્મિક વિષયો ઉપર ચર્ચાચલાવતું અને સામાન્ય સમાચાર આપતું. માસમાં ત્રિકાલિક દર્શન હેતુ પત્ર.આ પત્ર માટે જાણીતા વિદ્વાનોના ઉત્તમ પ્રતિના અભિપ્રાયો મળેલાછે. લવાજમ રૂ.૨-૨-૦ પોસ્ટેજ સહીતસ્થાનિક ૧-૮-૦

નડીઆદ } ફુલચંદ બાપુજી શાહ.

ગુજરાત ઓફીસ. } એડીટર ગુજરાત.

આદ્યદ્રષ્ટા
શ્રેય અભેદમાર્ગ પ્રવાસી
પંડિત મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ, નીતિ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

"सत्यं परं धीमहि"—ભાગવતમ્.

[ પુસ્તક ૨૨, અંક. ૫ ] ( માસિક ) [ ફેબ્રુઆરી ૧૯૦૭. ]

## પ્રેમ ગીત.

( મળેલું. )*

( ઉપજાતિ વૃત્ત )

"ભલા વિરાગી ! ફર ખીણવાસી,
દેખાડ આવી મુજ માર્ગ સૂનો,
બત્તી બળે જ્યાં, પ્રિય ભવ્ય ભાસે,
આતિથ્ય–રશ્મિ થકિ સ્વાગતા કહે. ૧

"અહીં નિરાધાર ભમું ભુલેલો,
હું મંદ ને સુસ્ત પડે પડે જો,
અમાપ વેરાન જહાં પસાર્યું;
દેખાય લાંબુ જયમ જાઉં તેમ." ૨

સંન્યાસિ બોલ્યો:—"નહિ બાલ !
લોભાઈને ઘોર તિમિર પાસે;
ત્યાં તો કૃતઘ્ની ભુતડાં ભમે છે,
ફસાવવા મૃત્યુની જાળ માટે."

---

* [illegible] ballad from Gold[illegible]

"અહીં નિરાશ્રિત ગરીબ માટે
સદા ઉઘાડું મુજ બારણું છે,
જો માત્ર છે અલ્પ વિભાગ મારે
પરોપકારાર્થ હું વાપરૂં તે.

"અહીં નિશા-વાસ કરો, મઝેથી
અર્પે ગુફા જે મુજ તે ગ્રહી લે,
સાદું બીછાનું મિજબાનીં સાદી
લે ભાગ માગું સુખશાન્તિ માંહિ. ૫

"નિશ્ચિન્ત ઢોરો ભમતાં ખિણોમા
ન ઘાત તેનો કરિ થાઉં પાપી,
શીખ્યો દયાળુ પ્રભુ પાસથી હું
દયા કરંતા પશુ પ્રાણી માટે. ૬

"ગિરિ તણી નીલ તળેટીમાંથી
નિર્દોષ ખાણું લઇ આવું નિત્ય —,
વનસ્પતીને ફૂલનો કરંડ,.
ઝરા તણું સ્વચ્છ મધૂર પાણી. ૭

"રે પાન્થ ત્યારે ફૂર, મેલ ચિન્તા,
ઐહિક ચિન્તા સઉ માન જૂઠી,
મનુષ્યને ના અહિં કાંઇ જોયે,
વળી નહીં એક નિમિષ માત્ર." ૮

એ નમ્ર સુણી વચનો યતીનાં
સ્વર્વારિ જેવાં બહુ સ્વચ્છ મીઠા,
નમ્યો યતીને વિનયી પથીક,
ગુફા ભણી બેઉ વળ્યા જવાને. ૯

અરણ્યમાં દૂર, અગમ્ય, સૂની
સન્યાસિની પર્ણકુટિ હતી જે,
સમીપના દીન, ભુલેલ રસ્તો
પથીકને આશ્રયભૂત થાતી. ૧૦

સાદા છજાની મઢિના ધણીને
સમૃદ્ધિ ના સાચવવી લગારે,
જે ઝૂલતું આગળિયાથી બાર
નિર્દોષ બન્ને મઢિં તેની પેઠા. ૧૧

ઉદ્યોગિ ટોળાં સુખ ચેન લેવા
સાંજે સિધાવે ઘર તર્ફ જ્યારે,
ત્યારે યતીએ સઘડી લગાવી,
સંતુષ્ટ કીધો અતિથી ઉદાસી. ૧૨

ફલ મૂલ કંદાદિક પીરસીને
આનંદમાં આગ્રહથી જમાડયો,
પુરાણ-ગપ્પાં બહુ તે પ્રવીણે
કંટાળતો કાળ કહી ગુજાર્યો. ૧૩

તેના દયાજન્ય વિનોદ જોડે
ખિલાડિયો ગમ્મત આદરે છે,
તીં તીં કરેછે તમરાં સમીપ,
અંગાર ઉડે તતડી ચુલેથી. ૧૪

તોયે મનોરંજક કાંઈ ના થયું
અતિથિનો શોક શમાવનારૂં,
હૈયે હતો દુઃસહ ખેદ તેને,
માટે વહેવા બહુ અશ્રુ મંડયાં. ૧૫

ચિન્તા યતીએ વધતી નિહાળી
અત્યંત ખેદાર્ણવમાં ડુબેલી,
પુછ્યું —"અરે કયાં થકિ દુઃખી ભાઈ!
શોકે કર્યો વાસ હૃદે સદાનો ? ૧૬

"સુખી અવાસેથિ તિરસ્કરાયો ?
માટે ભમે શું અપ્રસન્ન થૈ તું ?
"શું પ્યાર તારો વિફલીત છે થયો ?
કે શું કરીના પરવા લગારે ? ૧૭

"આનંદ જે ભાવિ સદાય લાવે
છે અલ્પ તે, ને અંટ નાશ પામે;
અમુલ્ય, જે પામર વસ્તુ માને
તેને સદા તુચ્છ ગણું વધારે. ૧૮

"શું મિત્રનાં માત્ર શિવાય નામં?
જે મોહિની માત્ર ઘડી ઉઘાડે,
સંપત્તિ, કીર્તિ તણી છાંયડી જે
તજી બનાવે દીન, રોવરાવે. ૧૯

"પ્રીતિ સદા પોકળ ઘોષ જેવી
આધુનિક સ્ત્રી ઉપહાસ માને,
અહીં ખરો પ્રેમ જડે ન ક્યાંઈ,
પરંતુ છે સૂચિત ચક્રવાકે. ૨૦

"તું લાજને ખાતર ઇશ્ક ! હાંક
ભિન્નત્વ, તિરસ્કર તું સ્ત્રીઓને."
બોલ્યો યતી જ્યા જ્યાં શી, રતાશ ભાળી;
પ્રીતિપીડાએલ અતિથિ—મુખે. ૨૧

ચોંક્યો યતી જોઈ સ્વરૂપ ન્યૂન
દ્રષ્ટી થકી તૂર્ત છુપાઈ જાતું,
આકાશના રંગ સમ પ્રભાતે
પ્રકાશતું, અસ્થિર તેમ તેહું. ૨૨

મુદ્રા વિલી, ઉછળતી જ છાતી
પસારતી બીક અનુક્રમે હા !
મનોહરા પાન્થ થઈ પ્રસિદ્ધઃ—
યુવા સઉ મોહક રૂપ વાળી. ૨૩

બોલીઃ—"અરે માફ કરો અસત્ય,
દુર્ભાગી, લાચાર, તજાયલી છું;
મારા પદો આ અપવિત્ર ઘુસ્યા,
છે જ્યાં તમારો ઈશનો નિવાસ. ૨૪

"દયા કરો આપ હું બાલ પેરે,
હું પ્રીતને ખાતર આ ભમું છું,
હું શાન્તિ શોધું, પણ હા ! નિરાશા-
સાથી સદા છે મુજ માર્ગ માંહે. ૨૫

"મ્હારો પિતા ટૈન તીરે રહેતો,
શ્રીમંત, ખાવિંદ હતો સહુથી,
હતી અકેલી હું જ માત્ર તેને,
માટે હતું તે ધન માહરૂં સૌ. ૨૬

"તેના દયાળુ કરમાંથિ મુને
અસંખ્ય આવ્યા હરવા પુરૂષો;
વૃથા વખાણી પુલવી મને તો
ખરા પ્રીતિભાવથી, ઢોંગથી વા. ૨૭

"દરેક કાળે ધનલુબ્ધ ટોળાં
મથ્યાં બહુ અર્પિ અમુલ્ય ભેટો;
એ સર્વમાં 'ઍડ્વિન' આવતો'તો,
પ્રણામતો પ્રેમ વિષે ન બોલ્યો. ૨૮

"અધીક સાદા પરિધાન યુક્ત,
હતી ન સત્તા, ન સમૃદ્ધિ તેને,
સુબુદ્ધિ, ને સદ્‌ગુણ સર્વ તેનાં;
પરંતુ તેતો મમ સર્વમાન્ય. ૨૯

"હું પાસ બેસી ખિણમાંહિ જ્યારે,
ગાતો પ્રિતિનાં ગિતડાં પવિત્ર;
ઉચ્છ્વાસ તેનો કરતો સુગંધી
વાયુ, થતો સંગીતભૂત કુંજે. ૩૦

"મુકુલ ઉત્પુલ્લિત દીવસે જે,
સ્વર્વારિ જે નિર્મલ, તે કદીના
બતાવશે નિર્મલતા વધારે,
સ્પર્ધા ન તેના કરશે હૃદેની. ૩૧

"સ્વર્વારિ, વૃક્ષો પરનાં કુસુમો
અનિત્ય શોભે, અતિ મોહકારી;
તેની હતી મોહની સર્વ તેમાં,
અનિત્યતા મારિ, અનર્થકારી. ૩૨

"હજી સઉમે સ્નજમાવિ સુક્તિ;
અત્યાગૃહી, ચંચળ, તે વૃથા સૌ;
તેનો પ્રીતિ-સ્પર્શ થયો હૃદે જ્યાં,
ત્યારે દઈ દુઃખ, હસી જીતી હું. ૩૩.

"મારા તિરસ્કારથિ ખિન્ન થઈને,
મૂકી મને તો મદ-લાભ લેવા,
અરણ્ય એકાન્ત નિવાસ સેવ્યો,
જ્યાં. ગુપ્ત રીતે નિજ અંત આણ્યો.૩૪

"આ જીંદગી ભોગવશે જ શોક-
મારા ગુનાનું ફલ સારૂં એહે,
સેવીશ એકાન્ત હું તેજ, તેણે
સેવેલ, ને ત્યાંજ પડીશ, જ્યાં તે. ૩૫

"ને ત્યાં તજાયેલ, નિરાશ છુપો,
ત્યાં સુઉં સાથે, પછી મૃત્યુ પામું,
હું સારૂં તે "એડિવન" મૃત્યુ પામ્યો,
કરીશ તે ખાતર હુંય તેમ. ૩૬

યતી વદ્યોઃ-"ના પ્રભુ એ કરાવે,"
ને નીજ છાતી સહ ચાંપિ તેને;
ત્યાં વિહ્વલા સુંદર ભર્ત્સવાને,
ફરી. તહાં "એડિવન" ચાંપનારો ! ૩૭

બોલ્યોઃ-"સદા લાડકિ "એંજેલીના"
મારી સદા મોહક. જો ફરીને,
તારો, હું તારો, ચિર-નષ્ટ "એડિવન"
તુંમાં પુનઃ સ્થાપન પ્રીતમાં છું. ૩૮

ત્યારે ફરી હું હૃદયે જ ચાંપું,
ચિન્તા તજી સર્વ તને જ સેવું.
કદી નહીં, ના કદી દૂર થાશું,
સર્વસ્વ મારૂં, મમ પ્રાણ તું છે. ૩૯

"ન આ પળેથી કદિ દૂર થૈશું,
સદા ખરા આંતરથી જ ચ્હાશું,
તારૂં હૃદે નિત્ય પ્રીતિ ભરેલું;
જે શ્વાસ ફાટે, મમ ફાટશેજ." ૪૦

રસિક.

---

# ॥ कर्नल ऑल्कॉटनुं मरण ॥

(છેલ્લો દેખાવ.)

મિસિસ એનિ બેસંટ, મિસિસ રૂસાક, મિસ રેન્ડા, તથા રાત્રી સમયની અનુભવી ધાત્રી મિસ. સ્માર્ટ, 'જેમની માયા મમતા અને હોંશીઆરીનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે, આ સર્વના સમક્ષમાં ફેબ્રુઆરીની ૧૭ મી તારીખ ને રવિવારના પ્રભાતમાં ૭ કલાક ને ૧૭ મિનીટે આડિઆર આવાસમાં કર્નલ ઑલ્કૉટ શાંતિથી અંતિમ અવસાનને શરણ થયા. બપોરના ૧૨ ને ૩૦ મિનિટે તેમને શબવાહિનિમાં ગોઠવીને વરંડા ઉપરથી નીચે બાગમાં ઉતારવામાં આવ્યા, અને તેમના સત્કાર માટે તૈયાર કરવામાં આવેલા ચાર બાજુ ફુલના કઠેરા વાળા સ્થાનમાં વિશાલ હૉલમાં. લઈ જવામાં આવ્યા. દુનિયાના અનેક વિધ ધર્મોને દર્શાવતા, વેદો, ઝંદઅવસ્થા, ત્રિપિટક, બાઇબલ, કુરાન, આદિ ગ્રંથો તથા એક જૈન હસ્ત લેખના ગ્રંથો પૂર્વ દિશામાં નાનાં નાનાં ટેબલો ઉપર ગોઠવવામાં આવ્યા હતા. તેમની પોતાની પ્રજાના વાવટાથી તથા બુદ્ધ ધર્મના વાવટાથી આચ્છાદિત, ખુલ્લા મુખવાળો તેમનો દેહ હૉલમાં પડ્યો હતો, એ અરસામાં હજારો લોકો—પાશ્ચાત્યો અને પૌર્વાત્યો, સર્વ જાતિઓના હિંદુઓ, બુદ્ધ ધર્માનુયાયીઓ અને પંચમ લોકો, સ્ત્રીઓ અને બાલકો પણ—કર્નલના અંતિમ અવશેષને પુષ્પો ચઢાવતા ચઢાવતા તેમની નજીકમાંથી પસાર થયા, આખરે તેમનું શ્વેત મસ્તિષ્ક અને એક મહાન્ પુષ્પરાશિ વિના અન્ય કંઈપણ જોવામાં આવતું નહોતું. ત્રણ ને ત્રીસ મિનિટે, બુદ્ધધર્મ, હિંદુ ધર્મ જરસ્થુસ્ત ધર્મ, તથા ક્રિશ્ચિયનધર્મના અનુયાયીઓ હૉલમાં આવી લાગ્યા તથા પ્લેટફૉર્મ ઉપર મિસિસ બેસંટની આસપાસ પોતપોતાના નીમેલા અનુક્રમવાર ગોઠવાઈ ગયા.

કર્નલના મરણ સમાચાર શહેરમાં પહોંચતાંજ પ્રાતઃકાલથી આરંભીને જ **ઓડી રોડના** માર્ગે **આડિઆરબ્રીડ્જ** ઉપર થઈને થીઓસોફીકલ સોસાયટીના ધામમાં ગતિ થયલા મહાન્ આત્માના અગ્નિસંસ્કારવિધિની અંતિમક્રિયાઓ અવલોકવાને લોકનાં ટોળે ટોળાં ઉભરાઈ જવા લાગ્યાં. **મનીસમાં**ના અને બહારના લગભગ સઘળા આગળ પડતા **થીઓસૉફીસ્ટ** હાજર થયા હતા તથા મર્હૂમ કર્નલના શુભેચ્છકો અને મિત્રો મૃતકના અંતિમઅવશેષનાં દર્શન કરવાને આવ્યા હતા. અન્ય સાથમાં, મિ. સ્વાર્ઝ-સિલોનથી આવેલા એક પ્રખ્યાત થીઑસૉફીસ્ટ, લેફ્ટેનંટ પુકાર્ટ-એક પ્રખ્યાત ક્રિશ્ચિયન થીઓસોફીસ્ટ, મી. વી. સુંદરરામ. આયર, ડીસ્ટ્રીક્ટ રેજીસ્ટ્રાર, મી. નીલકંઠ શાસ્ત્રી—એગ્ઝીક્યુટીવ એન્જીનીયર, મી જી. એ. નાટેસન, રા બ. એ. કૃષ્ણસ્વામિ. આયર, મી. વી. સી. શેષાચાર્ય, રો. નાન્જુન્ડારાવ, મી. એસ. વી. રામસ્વામિ. આયંગર તથા સોસાયટીના અન્ય ઓફીસ કાર્ય ક્રમવાહકો અને બહારના અનેક થીઓસોફીસ્ટો આગળ પડી આવતા હતા.

## ભાષણો.

બુદ્ધ ધર્માનુયાયીના ભાષણથી દિવસના કાર્ય ક્રમનો પ્રારંભ થયો; મર્હૂમ કર્નલ માનતા હતા તે ધર્મના પ્રતિનિધિ રૂપે ગતથયલા મૃતકનું આમણે પોતાના માનનું અંતિમ ઋણ અદા કર્યું. પછીથી સર એસ. સુબ્રહ્મણ્ય. આયર, બોલવાને ઉઠયા, તથા થોડાક અસરકારક શબ્દોમાં મર્હૂમ કર્નલે પાર પાડેલા મહાન્ અને શુભ કાર્યને દર્શાવી આપ્યું. તેમણે કહ્યું કે હિંદુ જાતિએ કર્નલ. ઑલ્કૉટ પ્રતિ હમેશાં ધારણ કરેલી આભારની લાગણીને દર્શાવતાં, અનેક વિધ વિશ્વધર્મોમાંના મરણ પથારીએ પડેલા ધર્મોને સજીવન કરવાના કાર્યમાં કર્નલે ઘણું ઘણું કર્યું છે, એટલી વાતનું સ્મરણ કરવું ઉચિત ધારૂં છું. તેમની પિતા તુલ્ય સંભાળ અને પ્રેમદ્વારા ખીલતું મંડલનુ ભાષા સાહિત્ય, ખરેખરી રીતે વિશાલ વિસ્તૃત પ્રદેશમાં ફેલાઈ ગયું છે. ગત થયેલ પ્રેસિડેન્ટે જે મહાન્ કાર્ય કર્યું છે તેની યથાર્થ કિંમત આંકવાની વાત ભાવી ઇતિહાસકારો અને ભાવિ પ્રજાના હાથમાં રહેવા દેવી યોગ્ય છે, આવું અસંભવિત કાર્ય આપણે હાથે ઉઠાવી લેવા યોગ્ય નથી. ગત થયલા મહાન્ જીવાત્માની શાંતિ માટે હૃદયદ્રાવક પ્રાર્થના અને લાગણી સહિત તેમણે પોતાનું ભાષણ ખલાસ કર્યું.

આમને અનુસરનાર મિસિસ. રૂસાકે, ઓલ્ડ. ટેસ્ટામેન્ટમાંના **સૉલોમનના** પ્રજ્ઞામાંના કેટલાક યથાવસર શ્લોકો ટાંકી બતાવ્યા, જેમાં નીચેનો પ્રસંગને અત્યંત અનુસરતો હતો "ઇશ્વરે માનવીઓને અમર થવા માટે બનાવ્યાં છે, **તેણે** તેને પોતાની નિત્ય મૂર્ત રૂપજ બનાવ્યો છે. **તેનામાં** શ્રદ્ધાવાળા સત્યને સમજશે તથા જેઓ પ્રેમમાં શ્રદ્ધાવાળા હશે તેઓ **તેને** આશ્રયેજ રહેશે"

પછીથી ઉભા થનાર લેફટેનન્ટ પુકાર્ટે એક ખરેખરૂં અસરકારક ભાષણ કર્યું. "થીઑસૉફીકલ સોસાયટીના એક ક્રિશ્ચિયન સભાસદ તરીકે" તેમણે કહ્યું, "દરેક વિશ્વધર્મમાં એક પ્રધાન વૃક્ષની એક શાખાને જોનાર, સર્વ ધર્મોના શ્રદ્ધાળુ સેવકનાં મર્ત્ય અવશેષને છેલી સલામ કરવા અત્રે હાજર રહી શકાવા માટે હું મારી જાતને અહોભાગ્ય માનું

છું, તેઓ પોતાના પૌર્વાત્યગુરૂ ગૈતમબુદ્ધને અને પાશ્ચાત્યગુરૂ ક્રાઇસ્ટઝીસસને, માનવ જાતની સેવામાં લાગેલા ભ્રાતાઓ સમાન ગણતા હતા. નથાકે એવી શક્તિ અને ઉત્સાહની લાંબી જીંદગી પછી વર્તમાનમાં પોતાની ભાવનાઓના પ્રત્યક્ષીકરણ તરફ પોતાના પ્રયત્નનાં ફ્લોને વળતાં જોઇને તેઓ સંતોષ ગ્રહણ કરી શકતં, તેઓ હવે પોતાના ગુરૂ દેવ પાસે ગયાં છે; તેમણે તેમની શ્રેષ્ઠ પ્રકારે સેવા બજાવી છે. આપણી પ્રેમાળ વિચાર મૂર્તિઓ અને આશિર્વાદો તેમને અનુસરશે. માનવજાતના કારણમાં તેમની નિઃસ્વાર્થી સેવાનું શ્રેષ્ઠ વૃત્તાંત આપણ દરેકને દષ્ટાંતરૂપ નિવડો. તેઓ શાશ્વતશાંતિને અનુભવો તથા નિત્યપ્રકાશનો સાક્ષાત્કાર પામો.

પછી મિસિસ. બેસંટ ઉઠયાં અને બોલ્યાં:—

ભ્રાતાઓ—આપણા વ્હાલા પ્રેસિડેન્ટને છેલ્લા પ્રણામ કરવા માટે આપણે અત્રે એકઠાં મળ્યાં નથી, કારણ કે આત્મા અને આત્મા વચ્ચે છેલ્લા પ્રણામ સંભવતા નથી, પરંતુ માનવજાતની સેવા માટે છેલ્લાં એકત્રીશ વર્ષથી હિંમતપૂર્વક વપરાતા તેમના જીર્ણ વસ્ત્રને છેલ્લા પ્રણામ કરવા માટે એકઠાં મળ્યાં છીએ. આ વિશીર્ણવસ્ત્રને સંપૂર્ણ પ્રેમને પૂજ્યતાપૂર્વક અગ્નિને સ્વાધિન કરવા માટે આપણે અત્રે એકત્ર થયાં છીએ, જેથી મૂળ તત્વોને તેમનું તેમનું જે છે તે મળી રહેશે, તથા પ્રકૃતિ, માતા, સૌંદર્ય અને જીવનનાં નવીન સ્વરૂપો ઘડવામાં એ તત્વોનો પુનઃ ઉપયોગ પણ કરે.

પ્રેમાળ અંતિમ પ્રાર્થના કરતા તમે આપણા બુદ્ધધર્મના ભ્રાતાઓને સાંભળ્યા, તથા તેમના સહધર્મિ આ મનુષ્યે બુદ્ધધર્મ માટે જે જે કર્યું છે તે માટે લયડતી જીભે આભારની લાગણી દર્શાવતા બુદ્ધધર્માનુયાયીઓને પણ સાંભળ્યા. તેમણે હિંદુધર્મ માટે જે જે કર્યું છે તે માટે ઉંડી આભારની સમાન લાગણી દર્શાવતા પરિચિત સંસ્કૃત બોલનારા હિંદુધર્માનુયાયીઓના ગંભિર એકતાલ સ્વર પછીથી આપણા શ્રવણે અથડાયા; કર્નલને આ ઉભય પ્રાચીનધર્મો તિરસ્કારપાત્ર થતા માલુમ પડયા તથા તે ધર્મોના અનુયાયીઓને, તે ધર્મના અનુયાયી થવામાં પણ શરમ આવતી હતી એમ જડી આવ્યું; તેમણે એવા પ્રકારે પ્રયત્નો ચલાવ્યા કે, એ ઉભયધર્મોના યુવાનીઆઓ પોતાનાં શાસ્ત્રોને માન આપતા થયા છે, પોતાના ધર્મ માટે ગર્વ ધરાવતા થયા છે તથા પોતાના બાપદાદાના ધર્મ માટે છાતી ઠોકીને વફાદારી દર્શાવતા થયા છે.

પછી ઝરસ્થુસ્ત્રના અનુયાયીઓ બોલ્યા અને જો કે તમે તે ભાષા સમજી નહિ શકયા હો તથાપિ આશિર્વાદમાં ગાવામાં આવતા શબ્દોની શક્તિ વિશે સારી રીતે તમારા જાણવામાં છે, તથા ઝરસ્થુસ્ત્ર ધર્માનુયાયી આપણા પારસી ભ્રાતાઓએ પણ તેમના પ્રત્યે આભારની લાગણી દર્શાવી છે; તેમણે તેમના પ્રાચીન ધર્મ માટે ઉચ્ચ પ્રકારે કર્તવ્ય બજાવ્યું છે તેથી આજે દરેક પારસી કુટુમ્બમાંથી તેમના ધર્મને અને લોકને ચ્હાનાર પ્રતિ આશિર્વચનોનો વર્ષાદ વર્ષાવવામાં આવશે.

પછીથી માનવને પ્રભુની નિત્યતાની મૂર્તિરૂપ વર્ણવતો ક્રિશ્ચન બાઇબલમાંથી ઉતારો

વાચવામાં આવ્યો. ધર્મોના આનુભાવમાં ક્રિશ્ચન ધર્મે પણ પોતાની સાક્ષિ પૂરી તથા પ્રકાશની સેવા કરનાર પ્રકાશમાંજ પ્રવિલાપન પામો એમ પ્રાર્થ્યું.

વિશ્વધર્મોમાંનો એક ધર્મ ખુટતો હતો; હું ખુશીથી ધારૂં છું કે આમ અનીચ્છાથી થયું નથી પરંતુ, ઇસ્લામ ધર્મ માટે આટલી બધી ઉત્તમ રીતે બોલનારના પ્રતિ ઇસ્લામની આભારની લાગણી દર્શાવવામાં માત્ર વિશેષવાર થઈ છે, તેઓ ઇસ્લામ ધર્મ વિશે એટલું બધું ઉત્કૃષ્ટ વ્યાખ્યાન આપતા કે, તેમને સાંભળીને એક મૌલવીએ, તેઓ એ ધર્મ એમનામાંના એકાદ કરતાં પણ ઉત્તમ રીતે સમજાવે છે, એમ કહ્યું હતું.

અને હું, હું એક થીઑસૉફીસ્ટ છું, હું તેમના વિશે શું શું બોલું; તેમનો સર્વ ધર્મો ઉપર પ્રેમ હતો પરંતુ જેમાં સર્વ ધર્મોનો સમાવેશ થાય છે તથા જેમાંથી સર્વધર્મોની ઉત્પત્તિ થાય છે એવા ઇશ્વરી-જ્ઞાનમાં તેમને અસંત પ્રીતિ હતી. પોતાની શ્રેષ્ઠ સહાયક એચ. પી. બ્લાવાટસ્કી સાથે રહીને, ધર્મોને પુનઃસજીવન બનાવવા માટે તથા માનવોના આધ્યાત્મિક કલ્યાણ માટે આ **થીઑસૉફીકલ સોસાયટીની** ( અધ્યાત્મમંડલ ) સ્થાપના કરનાર પ્રતિ હું આપણો આભાર શી રીતે દર્શાવી શકીશ. બીલકુલ અટક્યા વિના તેમણે આ માટે કાર્ય કર્યા કર્યું છે. કંટાળા અને દુઃખનાં ઘણાં અઠવાડીયાં થયાં મરણ પથારી સરણ થવા છતાં પણ તેમનો આનો આજ સતત સંકલ્પ હતો, તથા હદપારના કષ્ટને લીધે તેમના સંકલ્પોએ ભટકવાનો પ્રારંભ કરવા છતાં પણ આવા સમયે તેમના સંકલ્પો સર્વ કરતાં તેમના હૃદયને અતિપ્રિય આ સંસ્થાના કલ્યાણમાં જ છવાઈ રહ્યા હતા. આજે પ્રભાતમાં હિમાલયમાંના તેમના ઘણા દૂરના આશ્રમમાંથી, કાશ્મિરી બ્રાહ્મણના સ્વરૂપમાં એક અતિ વિનીત મહાત્મા, તથા અન્ય પ્રજાના દેશમાં જન્મેલા મહાત્મા જેમને પણ આમની સંભાળ લેવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું, તથા આમની પ્રાણપ્રિય પ્રિય મિત્ર એચ. પી. બ્લાવાટસ્કી સહિત, રજપુત સ્વરૂપ ધારણ કરેલા તેમના પોતાના ગુરૂદેવ ઉત્તરમાં આવેલા દૂરના આશ્રમમાં તેમની સાથે શાંતિમાં નિવાસ કરવા માટે તેમને લઈ જવાને આવ્યા હતા. ઉતારી નાંખેલા વસ્ત્ર સાથે મનુષ્યને જોડી રાખનાર રજ્જુને તેમના પોતાના ગુરૂદેવે છિન્ન કર્યું તથા જાણે કે પોતાના ગુરૂદેવના હસ્તોમાં નિદ્રાવશ પડેલા હોય તેમ આ દુનિઆને છોડી ચાલ્યા અહા! દુઃખ ખલાસ થવાનો, કષ્ટનો અંત આવવાનો, જડ ભાર ઓછો થવાનો કેટલો બધો આનંદ!! (મૃતદેહ તરફ ફરીને) હવે વ્હાલા મિત્ર અમે તમારા દેહને લઈ જઇએ છીએ; અમે તમને છેલ્લા પ્રણામ કરતાં નથી; કારણ કે, અજન્મા, અમર, નિત્ય, શાશ્વત તમારે માટે મરણ જેવું કંઇ પણ સંભવી શકતું જ નથી. અમે અમારાથી બની શકી તેટલી તમારા દેહની સેવા કરીછે, શુશ્રુષા કરીછે, તેને પ્રેમાસ્પદ ગણ્યો છે, હવે તેને જે મૂલતત્વોમાંથી તે ઉત્પન્ન થયો હતો તેમને સ્વાધિન કરીએ છીએ. શ્રેયસ માટે પ્રબલ પરાયણ થનાર, સત્યના શૂરવીર યોદ્ધા અમે તને પ્રકાશ અને શાન્તિ ઇચ્છીએ છીએ. આ મૃતદેહ સમિપ અમે અમારી શ્રદ્ધામાં અડગ રહેવાના સોગન લઇએ છીએ,–જો મંડલ તમારી પસંદગીને ટેકો આપે તો, આ તમારા શીતહસ્તમાંથી પડેલો થીઑસૉફીનો ( અધ્યાત્મ વિદ્યાનો ) વાવટો તમે જે દિશાએ અને માર્ગે ધારણ કર્યો છે તેવીજ રીતે ને ધારણ કરીને ફરકાવવાની તમારા દેહ સમક્ષ હું પ્રતિજ્ઞા કરૂંછું: તમે જેવી રીતે

સેવા બજાવી છે તેવીજ રીતે જીવનદાયી મરણ પર્યંત થીઓસોફીની સેવામાં હું મારી જાતને સમગ્ર રીતે અર્પણ કરૂંછું અમાપિત ભાવિનાં વર્ષોમાં જ્યાં પર્યંત આ મંડલની હયાતી રહેશે ત્યાં સુધી તો તેમાં અને તેની સાથે તમારૂં નામ જોડાયલુંજ રહેશે. ફેબ્રુઆરીની બીજી તારીખે પોતાને હાથે સહી કરેલો, પોતાના મૃત દેહ આગળ વાંચવાનો પ્રેસિડેન્ટનો આ છેલ્લો સંદેશ છે; વ્હાલા મિત્ર ! તારા ઓષ્ઠો ઉચ્ચાર કરતા બંધ થયા છે, મારો સ્વર તારા શબ્દોનો ઉચ્ચાર કરે છેઃ—

"સ્થૂલદેહધારી મારા વ્હાલા ભ્રાતાઓને,

હું તમને સર્વને છેલ્લા પ્રણામ કરૂંછું, મારા સ્મરણાર્થે સર્વધર્મોના ભ્રાતૃભાવના પ્રચાર કરવાના તથા તદનુસાર જીવનવહન કરવાના મહાન્‌કાર્યને આગળ ચલાવ્યાં કરો.

ઉચ્ચભુવનગામિ મારા વ્હાલા બંધુઓને,

હું તમને નમસ્કાર કરૂંછું; હું તમારી પાસે આવુંછું, હું તમને આજીજી કરૂંછું કે, દુનિયા ઉપરનાં સર્વ માનવિઓના હૃદયમાં, "સત્ય કરતાં અન્ય કોઈ પણ પરમશ્રેષ્ઠ ધર્મ નથી, તથા સર્વે ધર્મોના બંધુભાવમાં માનવની શાંતિ અને વૃદ્ધિનો સમાવેશ થાય છે," એવા સંસ્કાર પાડવામાં મને સહાય કરો.

### । अंतिम क्रियाओ ।

હિંદુઓના સામાન્ય રીવાજ પ્રમાણે, ઘણે ભાગે સુખડ અને સુગંધી દ્રવ્યોવડે ચિતા ગોઠવવામાં આવી હતી. ૭ બ્રાહ્મણો અને ચાર બુદ્ધધર્માનુયાયીઓના બનેલા ભક્તિમાન શબવાહકો ગતઆત્માના અવશેષને પુરદમામમાં ચિતા સમીપ લઈ જતા હતા તેવામાં અનેક પ્રકારનાં પવિત્ર સુગંધિ દ્રવ્યો બાળવામાં આવતાં હતાં. અંતિમ અવશેષને પૂજ્યતાથી અને નમ્રતાથી ઉચકીને ચિતા ઉપર ગોઠવવામાં આવતાં તથા અંત્યેષ્ટિ ક્રિયા સમાપ્ત થતાં તુરતજ ગતાત્માના સ્થૂલવસ્ત્રની આસપાસ પ્રકાશિત અગ્નિ જ્વાલાઓ ફરી વળી, તથા તાડખજુરીઆદિની નવપલ્લવાચ્છાદિત ઘટાની સુખાવહ હરિયાળામાં ઝગઝગાટ, મનોહર પ્રકાશને પ્રસરાવ્યો. પોતાના મહંમસ્થાપક-પ્રમુખ પ્રત્યેના માનના અને પૂજ્યતાના અંતિમ ઋણને અદા કરતું લોકોનું એક મોટું ટોળું આ ઘટામાં એકઠું થયું હતું. આ પ્રસંગે ગરીબ લોકોમાં દાન દક્ષિણા છુટથી વહેંચવામાં આવ્યાં હતાં.

સોમવારના પ્રભાતમાં રાખને એકઠી કરવામાં આવી, તેમાંના એક વિભાગને દરિયાનાં નીલાં પાણીમાં પધરાવવામાં આવ્યો, તથા અન્ય વિભાગને, પવિત્ર ગંગાજીમાં આવીજ રીતે મેડમ. એચ. પી. બ્લાવાટ્સ્કીની પધરાવવામાં આવેલી રાખસાથે મિશ્રિત થવા માટે, ગંગાજીમાં પધરાવવા માટે બરણી પાત્રમાં ભરી રાખવામાં આવ્યો છે.

પ્રેસિડેન્ટ સ્થાપકે પોતાના પછી પ્રેસિડેન્ટનું સ્થાન મિસિસ બેસંટે લેવા માટે દરખાસ્ત કરી છે, અને થીઓસોફીકલ સોસાયટીના મેમ્બરોનો સમગ્ર સમૂહ આ પસંદગીનો એક મતે સ્વીકાર કરશે એમાં અમને લેશ માત્ર પણ શંકા નથી. કર્નલ ઓલકોટે, આડીઆર આવાસમાં વસતા કેટલાક વિશ્વાસુ અને ભક્ત મેમ્બરોને પોતાના કેટલાક કીમતિ પદાર્થો વહેંચી આપવાની અંતિમઇચ્છા દર્શાવી છે, એમ અમારા જાણવામાં આવ્યું છે, પોતાના વ્હાલા હિંદી મિત્રોમાં સ્મરણ ચિહ્નો તથા યાદગીરી તરીકે વહેંચી આપવાના પદાર્થોની પણ એક મોટી સંખ્યા તેમણે પાછળ મૂકી છે. જ્યાં જ્યાં થીઓસોફીની શાખાઓ વિસ્તરી રહી છે ત્યાં ત્યાં સમગ્ર દુનિયામાં આ સમાચાર ફેલાવતા અસંખ્ય તારો છોડવામાં આવ્યા હતા.

। એક થીઓસોફીસ્ટના બે શબ્દો. ।

ઈશ્વરીવ્યવસ્થામાં પ્રકૃતિમાં દેખીતી રીતે વિરૂદ્ધ અને દ્વેષી દિશાઓમાં કાર્ય કરતી ઉભય પ્રકારની શક્તિયો હોય છે, પરંતુ અંતે તો આ ઉભયે શક્તિયો કોઇ લાભકારક અંતિમ સ્થાન માટે કાર્ય કરતી હોય છે. એકને વિનાશક, વિશ્લેષક શક્તિ કહેવામાં આવે છે, અન્યને ઉત્પાદક, રક્ષકશક્તિના નામથી વ્યવહરવામાં આવે છે. આ ધ્રુવીય શક્તિયોના નિયમને, સંસ્કૃતમાં મિથુનના નામથી વ્યવહરવામાં આવે છે તથા ગીતામાં ૧૬ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉત્તમ રીતે ઉપદેશ્યો છે. ધ્રુવત્વનો (polarity) આ નિયમ ઝરથુસ્ત્ર ધર્મમાં પણ મુખ્ય સ્થાન રોકે છે મી. લેંગે લખેલા "એમોડર્ન ઝોરાસ્ટ્રીયન," નામના ગ્રંથના વાચનારાઓ આ વિચારની કીમત કરી શકશે. આ ધ્રુવત્વનો નિયમ પ્રકૃતિના સમગ્ર વિભાગોમાં પ્રવર્તે છે. માનવજાતોના વિપ્લવમાં પણ આ નિયમ અનેક અને વિવિધ સ્વરૂપે પોતાનું કાર્ય બજાવે છે. માનવ ધાંધલો, આપત્તિઓ, વિજયો, યુદ્ધો, વિગ્રહો, ઇત્યાદિના આંતરૂમાં અવલોકનારના લક્ષમાં ઇશ્વરની ઇચ્છાનો સરલતાથી કાર્ય કરતો આંતરપ્રવાહ જોવામાં આવશે, ઇશ્વરની ઇચ્છાના માત્ર એક આવિર્ભાવ રૂપે આ નિયમ છે.

ઇ. સ. ૧૮૭૯ માં, કર્નલ. એચ. એસ. ઓલકોટ અને એચ. પી. બ્લાવાટ્સ્કી તથા થીઓસોફીકલ મંડલના હિંદમાં આવવાની વાત આવા નિયમના કાર્યના પરિણામ રૂપે છે. જે સમયે "ક્રિશ્ચયન મિશનરીઓએ અને આપણી શાલા અને કોલેજોની જડવાદ પરાયણ નાસ્તિક કેલવણીએ આ ભૂમિનાં બાલકોમાંથી ધર્મની સર્વ પ્રકારની શ્રદ્ધા ચગદી મારી હતી, જે સમયે વસિષ્ઠ અને વિશ્વામિત્ર, જનક અને યાજ્ઞવલ્ક્ય, વ્યાસ ને શુક દિ ઋષિયોને બદલે હક્ષ્લિ અને ડાર્વિન, ટીન્ડોલ અને હેકેલ, બ્રેડલો અને ઇન્ગરસોલ પૂજવાનો પ્રારંભ થયો હતો, જે સમયે હિંદ અને સિલોનના પ્રાચીન ધર્મોને ચગદી મારવામાં આવ્યા હતા, ધિક્કારવામાં આવ્યા હતા જે સમયે હિંદીઓ અને સિલોનવાસિઓને પણ પોતાના જન્મ-હક તથા પરંપરાગત ધર્મો માટે શરમ લાગતી હતી, જે સમયે અધ્યાત્મવાદી હિંદ અને બુદ્ધ ધર્માનુયાયી સિલોન વધારે વધારે વિત્તના પૂજારીઓ બનતા જતા હતા, જે સમયે ધાર્મિક વિચાર તથા નીતિ અને અધ્યાત્મ વિ-

ધાની ભાવનાઓ સંપૂર્ણ રીતે નષ્ટપ્રાય થવાની તૈયારીમાં હતી, આવા સમયે આ ઉભય મહાન્ જીવાત્માઓનું પૂર્વ દેશમાં આવવું થયું. તેમણે હીંદને પોતાનું નિવાસ સ્થાન બનાવ્યું, ચઢી આવેલા જડવાદપરાયણ નાસ્તિકતાના પૂરને પાછા હઠાવવાનો, તથા ક્રિશ્ચન મિશનરીઓના દોરને તોડી પાડવાને અને નબળો પાડવાને પ્રયત્ન આરંભ્યા આ સર્વમાં તેમને કેટલો વિજય મળ્યો છે એ તપાસવાનું કાર્ય ઇતિહાસનું છે. હિંદમાં સર્વત્ર ધાર્મિક આધ્યાત્મિક જાગ્રતિ પસરી રહી છે, એટલી વાત તો વિદેશી ખ્રીસ્તીય રાજ્યકર્તાઓ પણ કબુલ કરે છે. આના પરિણામ રૂપે હિંદમાં ઝમાનાઓની ઉંઘમાંથી એક પ્રકારની સામાન્ય જાગ્રતિ સર્વત્ર પસરી રહી છે. તેમણે સિલોન બેટમાં બુદ્ધધર્મ માટે શું શું કર્યું છે—એ વર્ણવવાનું આ સ્થાન નથી. હિંદી જાતિયોના વિશાલ સમુદ્રમાં વર્તમાનમાં જણાઇ આવતી પરોપકારી વલનની દરેક પ્રવૃત્તિની—રાજકીય, સામાજીક, ધાર્મિક, ઔદ્યોગિક, ગમે તે પ્રકારની ઉત્પત્તિ પરોક્ષ અથવા અપરોક્ષ રીતે આ થીઓસોફીકલ સંસ્થામાંથી મળી રહે એમ છે. ભૂતકાલમાં વિનાશકારક અને વિશ્લેષક શક્તિયોએ બની શકે તેટલું ખરાબ પરિણામ ઉપજાવ્યું છે, ઉત્પાદક અને સંરક્ષક શક્તિઓએ વર્તમાનકાલમાં હિંદના પુનરૂદ્ધાર તથા શ્રેષ્ઠપદ માટે કાર્ય કરવાનો પ્રારંભ કર્યો છે—એક નવીન હિંદનો જન્મ થઇ ચૂકયો છે. પ્લેટો કહે છે, "ભાવના, વિશ્વમાં સામ્રાજ્ય ચલાવે છે." વિચાર, સંકલ્પ એજ કાર્યમાં પરિણમે છે, એટલે સ્થૂલ ભુવનમાં અવતરે છે, પછી ગમે તો તે સંકલ્પ દેવોનો અથવા દેવોના પ્રતિનિધિ—માનવનો હો. થીઓસોફીની ભાવનાઓ જે માત્ર પ્રાચીન ધર્મોની પરંપરાગત ભાવનાઓ સમાનજ છે—વર્તમાનમાં તાજા અથવા નવીન પ્રકારના ઉત્સાહથી "મહાન્ ભ્રાતૃમંડલ"વડે ઉપદેશાય છે; માનવ પ્રવૃત્તિયોની દરેક બાજતમાં તથા દરેક વિભાગમાં, આ મંડલ વર્તમાનમાં પસાર પામતું જાય છે તથા શાખાઓ રૂપે વિસ્તરતું જાય છે.

મેડમ. એચ. પી. બી. આ સંસ્થાઓમાં ભાવનાઓ, વિચારો, સંકલ્પોને દર્શાવે છે, તેઓ એક જ્ઞાન યોગિની હતાં; કર્નલ. એચ. એસ. ઑલ્કૉટ, કર્મને, ભાવનાઓ અને સંસ્કારોને લોકોને પ્રત્યક્ષ કરી આપનાર બંધારણને દર્શાવે છે. તેમને સોંપવામાં આવેલા મહાન્ કાર્યની સેવા બજાવવા માટે આ ઉભયે જીવાત્માઓએ સંપૂર્ણ આત્માર્પણરૂપ જીવનો ગાળ્યાં છે. કર્નલ એક કર્મયોગી હતા. મેડમ. એચ. પી. બી. ૧૬ વર્ષો પૂર્વે આ દુનિયા છોડી ગયાં છે પરંતુ—માનવ અધમ વૃત્તિયો, નિંદાઓ, અપ્રમાણિકતા, સ્વાર્થી હેતુઓ ચારે પાસ ઉભરાઈ જવા છતાં આ સર્વેના મધ્યમાં દુનિયામાં રહેવાના તેમના જીવન સમયમાં—તેમણે પૂરી પાડેલી ભાવનાઓ, સંસ્કારો, અસરો, દુનિયામાં વસી રહ્યાં છે. તેમના કીર્તિસ્તંભરૂપ ગ્રંથો, આઇસિસઅન્વેઇલ્ડ, અને સિક્રેટ ડૉક્ટ્રીનમાં તેમણે એકવારસોજ મૂકયો છે. એચ. પી. બીના ગમનનું સ્થાન ઇગ્લેંડ બન્યું હતું. થીઑસૉફીકલ સોસાયટીના ઉભય સ્થાપકોમાંના જીવતા રહેલા કર્નલ. એચ. એસ. ઑલ્કૉટે પોતાની પાછળ દુનિયાને માત્ર માનવજાતના કારણમાંજ એકનિષ્ઠાથી ગળાયલા જીવનનું દૃષ્ટાંત પૂરૂં પાડયું છે; થીઑસૉફીકલ સોસાયટીની મહાન્ સંસ્થાએ હિંદી વટ વૃક્ષની પેઠે સમગ્ર દુનિયામાં હવામાં પસરતાં મૂળીઆં અને શાખાઓ પસરાવી મૂકયાં છે. કર્નલના મર્ત્ય અવશેષનો હક હિંદ ધરાવે છે. તેમનુ દૃષ્ટાંત, તેમનો આત્માર્પણનો વિશાલ્

ભાવ; કોઇપણ પ્રકારનાં કષ્ટ, અથવા સ્વાર્થી હેતુઓથી દોરાયલી નિયંત્રણા વડે જરા પણ ડગ્યા વિનાનો, એકાગ્રતા અને દૃઢતાના હેતુ વાળો, પવિત્રહિમાલયવાસિ બ્રાતૃમંડલના કાર્ય પ્રત્યેનો તેમનો ભક્તિભાવ, પુરૂષ નિર્મીત સર્વ પ્રકારનાં વિઘ્નો ઉપર તેમણે અંતે પ્રાપ્ત કરેલો વિજય, તેમના જીવનના અંતિમ દિનોમાં તેમની શાંતિ અને સ્વસ્થતા, જાણે કે પોતાની પ્રિયતમાના લગ્નમંડપમાં જતા હોય તેમ મરણશરણ થવામાં તેમનાં આનંદ અને તત્પરતા; આપણે જેને મરણ કહીએ છીએ, તેનો મોહ દૂર કરવાને પોતાના ભક્ત સેવક પ્રતિ પવિત્ર મહાત્માઓ પોતાના હસ્ત લંબાવી રહ્યા હતા એવી, અન્ય દુનિયાનો તેમનો દૃઢ અનુભવ સાક્ષાત્કાર—આ સર્વે દુનિયામાં વસતા આપણ સર્વ માટે અમર ઇશ્વરી પ્રેરણાના ઉપદેશો સમાપ્ત છે.

મિસિસ. બેસંટે ગઇ કાલના ભવ્ય અંતિમ વ્યાખ્યાનમાં કહ્યું હતું તેમ, "આપણે આપણા વ્હાલા કર્નલને છેલ્લા પ્રણામ કરતાં નથી, પરંતુ આ જન્મમાં તેમણે ધારણ કરેલા વસ્ત્રનેજ છેલ્લા પ્રણામ કરીએ છીએ, કારણ કે આત્મા તો અજન્મ્ય અને અમર છે, અન્ય ઉપયોગી દેહ બંધાવા માટે જડનું વિશ્લેષણ થવાની તો જરૂર જ છે."

કર્નલ, પ્રભાતના ૭ કલાકે, અઠવાડીયાના સાતમા દિવસ રવિવારે, ઈ. સ. ૧૯૦૭ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે અંતિમ અવસાન પામ્યા. આ મળતી આવતી બાબતોમાં પણ એક પ્રકારની મહત્તા છે.

॥ ॐ तत्सत् ॥

(Hindu)

---

પ્રેસિડેન્ટ સથાપક કર્નલ. ઑલકૉટે ૧૮૯૨ ના માર્ચ માસના થીઓસૉફીસ્ટમાં ઓલ્ડડાયરીલીવ્ઝમાં લખેલો નીચેનો પેરેગ્રાફ વાંચતાં આનંદ ઉપજે છે. તેઓ એચ. પી. બી વિશે લખતાં કહે છેઃ—

"મી. સિનેટના ગ્રંથમાં એટલી મળતી આવતી વાત જોવામાં આવે છે કે, એચ. પી. બી. ૧૮૭૩ ના જુલાઇની ૭ મી તારીખે ન્યુયોર્ક (અમેરિકા) આવી, એટલે તેના ૪૨ મા વર્ષના (૬×૭) સાતમા માસના સાતમા દિવસે આવવું થયું; મારો અને તેનો મેળાપ મારી ૪૨ વર્ષની ઉમ્મર થતા સુધી મુલતવી રહ્યો. વળી આગળથી કહેવા માગીએ તો કહી શકાય કે, અમારા બંનેના થીઓસોફીકલ મંડલસાથેના સંબંધ પછી ૧૭ મા વર્ષના સાતમા માસમાં તેનું મરણ થયું. થોડા સમય ઉપર થીઑસૉફીસ્ટમાં પ્રસિદ્ધ થયલી વાતને આમાં ઉમેરો, ક્રિશ્ચિયન કૉમ્યુનીયનનો અંતિમ ત્યાગ કર્યા પછી ૧૭ વરસ અને સાત માસે મેમ્બર થવાની અરજી લેઇને એનિ. બેસંટનું, એચ. પી. બી. પાસે આવવું થયું; (જે સમયે હું ૪૨ વરસની હતી—બેસંટ) અત્રે 'ઘણી ઘણી મળતી આવતી વાતોને લક્ષમાં રાખવાની છે. મારૂં મરણ જ્યારે થશે ત્યારે એવા દિવસે થશે કે જે, મંડલના ઇતિહાસમાં તેમજ ઉભય સ્થાપકોના ઇતિહાસમાં, ૭ ની સંખ્યાના અશુભ પરિણામમાં ઉમેરો કરશે."

આ ભવિષ્ય કથન કેટલું બધું ખરૂં પડ્યું છે, એ ઉપરના લેખના છેલ્લા વાક્ય ઉપરથી ખુલ્લું છે. પોતાના શિષ્યને રાજી રાખવાને માતાની બાલક પ્રત્યે હોય તેમ પરોપકારી વૃત્તિથી તથા માયાથી પૂજ્ય ગુરૂદેવોએ તેમના મરણને યોગ્ય રીતે નિયમ્યું હતું. તેમનો વાયુરુપ પ્રતિક દેહ ૭ કલાકને ૧૭ મિનીટે છૂટો પડ્યો, ૭ ને ૨૭ મિનીટે સ્થૂલ સૂક્ષ્મ દેહ સંધાયક રજ્જુ તૂટ્યું, તથા ૧૯૦૭ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે આ બનાવ બન્યો.

( Theosophist. )

---

# ॥ दुनियानी उन्नति ॥

—:o:—

આપણે કલ્પના ચલાવીએ, દુનિયાના આરંભથી માંડીને આપણું કલ્પનાચલાવવાનું કાર્ય ચાલે છે કે, ઓગણીશમા તથા વીશમા શતકના શિષ્ટાચાર, કેલવણી, સુધારા પ્રતિ દૃષ્ટિપાત નાંખવાને મહર્ષિ શુકદેવ આપણા મધ્યમાં પુનઃ આવ્યા છે. નિઃસંશય રીતે એવું ઘણું મળી આવશે કે જે તેમના સમજવામાં પણ નહિ આવે, એવું ઘણું માલુમ પડશે કે જેને તેમનું કલ્યાણકારી પ્રાચીન દિનોમાં સ્વપ્ન પણ ભાગ્યે જ આવ્યું હોય. ખાસ કરીને જો તેઓ ઇંગ્લેન્ડ અથવા અમેરિકા જાય તો ત્યાં એવું એવું એમના જોવામાં આવશે કે જો તેઓ એક સામાન્ય માનવિ જેવા હોત તો તેથી તેમની જીજ્ઞાસા અને નબળાઇ હદ પારનાં ઉશ્કેરાત. સમુદ્રને ખેડતી ઉદ્યોગિ અગ્નિનૌકાઓ, પ્રજાઓનો અતિ ધાંધલીઓ વ્યાપાર, વર્તમાનઝમાનાની દુનિયાનાં એક આગળ પડતા ચિહ્નરૂપે ગણાતાં વિશાલ કાર્યગૃહો અને કારખાનાંઓ, વિદ્યુત પ્રવાહથી ચાલતી ગાડીઓ, ટેલીગ્રાફિ, ટેલીફિનો, વાતચીત કરવાનાં યંત્રો તથા વર્તમાન કાલની અન્ય વિશાલ શોધો અને યુક્તિયો —આ સર્વ વિશે શુકદેવનામાં કેવા પ્રકારના વિચારનો ઉદય થશે? ધારો કે તેમને વર્તમાન ઝમાનાનું એક મહાન ઐદ્યોગિક સંગ્રહસ્થાનનું અવલોકન કરવાને લઇ જવામાં આવ્યા છે, તો શું તેઓ એ અદ્‌ભૂતતાના ભાર તળે ચગદાયા વિના રહેશે? આનો ઉત્તર, "ભાગ્યેજ તેમ થાય" એટલો છે. દુનિયાનાં સર્વ યંત્રો અને કારખાનાંઓ વર્તમાન કાલની સર્વે પ્રકારની અદ્‌ભુત શોધો, તેમના મુખમાંથી એકાદ નવાઇ ભરેલા શબ્દનો ભાગ્યે જ ઉચ્ચાર કરાવી શકશે; જો કદાચ એકાદ આવેશ ભરપૂર લોકકલિ પદાર્થ વિદ્યાની કાલ્પનિક વાર્તાઓ તેમને કહી સંભળાવે, હવે પછી થવાની નવાઇઓનો ચિતાર તેમના સમક્ષ ખડો કરે—"વ્યાપાર ઉદ્યોગથી ઉભરાઇ જતાં અવકાશોને અવકાશો, જાદુઇ ચક્ર વાળાં વ્યાપારી વહાણો,—કીમતિ માલથી લદાયલા નીલલોહિતઉપ:કાલના કર્ણધારો, માનવોની પાર્લામેન્ટ અને દુનિયાનાં એકસંપ રાજ્યો"—તો તેઓ આ સર્વ જોઇને હસિને કહેશે

કે, "આ સર્વ વાનાં કર્યાં હોય તેથી શું ? આમાંની કોઇપણ લેશ માત્ર અદ્ભૂત બાબત નથી: તમે માત્ર બાલકો જેવા છો". ગમે તો આકાશના સર્વ તારાઓને માત્ર માનવ સામર્થ્ય વડે ખરે બપોરે ચમકાવવામાં આવે, એક ગૃહમાં એક ખંડમાંથી અન્યમાં જેમ સહેલાઇથી જઇ શકાય છે તેમ એક મનુષ્ય મંગલમાંથી શુક્રમાં જવાને સમર્થ બને અને શુક્રમાંથી બુધમાં જઇ શકે,—આટલું જ નહિ પરંતુ આ ઉપરાંત ગમે તો તે લાખ્ખો નવા તારાઓ બનાવીને સર્વને અવકાશમાં છૂટા મૂકે—તથાપિ આપણા શુકદેવની આધ્યાત્મિક શાંતિ જીજ્ઞાસા અથવા નવાઇ વડે લેશ પણ ક્ષુભિત થવાનો સંભવ નથી. પ્રાચીન સમયમાં હતી તેના કરતાં દુનિયા ઉત્તમ બની છે કે કેમ એ વિશે તેમને જ પૂછો અને તેઓ હસીને પ્રત્યુત્તર વાળશે, "તમે દુનિયાને કેવી ધારો છો !' તે તો, વિવર્ત રહિત, નિત્ય, માયા શક્તિ વડે પેદા થતી ઉપાધિઓની વિશાલ અનેકવિધતા દ્વારા પ્રકાશતી, શ્રેષ્ઠજીમા-આત્મનરૂપ છે. માયા નિત્ય છે અને તેથી તમારી દુનિયા વધતી એ નથી અને ઘટતીએ નથી. આ માયા, આ ઉપાધિઓ માત્ર અજ્ઞાનિના સ્વપ્નો સમાન છે. જ્ઞાનિને મન તો આ સર્વ સમાન છે: જે જે સર્વ છે તે ઇશ્વર રૂપ જ છે".

શુકદેવ શું સૂચવવા માગે છે ? ઉપનિષદો આદેશે છે:—

"જે પૃથ્વીમાં વસતો, પૃથ્વીનાં અંતરમાં વર્તે છે, જેને પૃથ્વી પીછાની શકતી નથી, જેના દેહરૂપ પૃથ્વી છે, જે પૃથ્વીના અંતરમાં સામ્રાજ્ય ભોગવે છે, તે તારો આંતરશાશક અમરઆત્મા છે."

"જે વારિમાં વસતો, વારિના આંતરમાં વર્તે છે, જેને વારિ પીછાની શકતું નથી, જેનો દેહ વારિરૂપ છે, જે વારિના આંતરમાં સામ્રાજ્ય ભોગવે છે, તે તારો આંતરશાશક અમર આત્મા છે."

"જે અગ્નિમાં વસતો, અગ્નિના આંતરમાં વર્તે છે, જેને અગ્નિ પીછાની શકતો નથી, જેનો દેહ અગ્નિરૂપ છે, જે અગ્નિના આંતરૂમાં સામ્રાજ્ય ભોગવે છે, તે તારો આંતર્ શાશક અમર આત્મા છે."

.......................................................................................................

પૃથ્વીમાં, વારિમાં, અગ્નિમાં, માનવિમાં, પથ્થરમાં, તથા પ્રાણીમાં એક અને તેનો તેજ આત્મા વર્તે છે, પરંતુ તે સર્વમાં તદન ભિન્ન ભિન્ન દશાઓમાં વર્તે છે. પ્રાણીથી પ્રાણીરૂપે મનુષ્ય ભિન્ન છે, પથ્થરથી પથ્થર રૂપે પ્રાણી ભિન્ન છે, અગ્નિથી અગ્નિરૂપે વાયુ ભિન્ન છે પરંતુ શુદ્ધ સત્ રૂપે (અસ્તિત્વ), મનુષ્ય, પ્રાણી, પથ્થર, વાયુ, અગ્નિ સર્વે એક જ છે. અસ્તિત્વ ધરાવતા સર્વ પદાર્થોમાં યથાર્થ રીતે આ સત્તત્વનો સમાવેશ થાય છે, આ સતતત્વ કંઇએક મૃતકરૂપે હોતું નથી પરંતુ સમગ્રસૃષ્ટિ જીવનથી ભરપૂર છે, ઉભરાઇ જાય છે. આ આંતરૂમાં સમાવેશ થતા સત્તનેજ, સમગ્ર વિશ્વમાં સર્વત્ર વ્યાપક અંતિમ આંતરજીવન અને ચેતનાનેજ આત્માના નામથી વ્યવહરવામાં આવે છે. અમુક ઉપાધિઓમાં તે મનુષ્ય રૂપે જણાય છે, અન્ય કેટલીક ઉપાધિયોમાં પથ્થર રૂપે જણાય છે, વળી અન્ય ઉપાધિમાં પ્રાણિ રૂપે જણાય છે, તેથી અન્યમાં એકતારક રૂપે

જણાય છે, આ પ્રમાણે અનેકાનેકઉપાધિઓમાં અનેકવિધરૂપે જણાય છે. સ્વામિ વિવેકાનંદે કહ્યું છે તેમઃ—

"એક મનુષ્યરૂપે તમે એકઅીથી ભિન્નછો, માનવપ્રાણીરૂપે તમે અને સ્ત્રી ઉભયે એકછો. એક મનુષ્યરૂપે તમે એક પ્રાણીથી ભિન્નછો પરંતુ એક જીવતા પ્રાણીરૂપે, મનુષ્ય, સ્ત્રી, પ્રાણી, વૃક્ષ સર્વે એક છેઃ સત્ (અસ્તિત્વ) રૂપે સમગ્રવિશ્વ સાથે તમે એકછો આ સત્ એજ ઇશ્વર, તેજ આ વિશ્વમાં અંતિમ ઐક્ય છે તેનામાં આપણ સર્વે એકજ છીએ" આ એકતા ઉપાધિઓની અનંત અનેકાવધાતાઓમાં સ્વતઃ આવિર્ભાવ પામે છે, અને જેને આપણે વિશ્વના નામથી વ્યવહરીએ છીએ તેને બનાવે છે. આ જોવામાં આવતી અનેક પ્રકારની અનંત અનેકતાઓ માત્ર ઉપાધિઓજ ભેદોરૂપ છે. આત્મામાં અધ્યારોપિત ઉપાધિયોના એક સમૂહ કરતાં વિશ્વમાં ખરેખર કંઇ પણ વિશેષનો સમાવેશ થતો નથી, તથા સૃષ્ટિનો અર્થ આ ઉપાધિયોના અધ્યારોપ કરતાં કંઇ પણ વિશેષ નથી અથવા અન્ય દૃષ્ટિબિંદુથી કહેવા માગીએ તો, આ ઉપાધિયોના આવિર્ભાવ રૂપ છે.

જે દુનિયારૂપે જોવામાં આવે છે તેનો આ ઉપાધિયોના સરવાળામાં સમાવેશ થતો હોવાથી, જે શક્તિ અથવા માયાદ્વારા તેઓ આવિર્ભાવ પામે છે તે વિશ્વમાંની શક્તિના સરવાળા સમાન છે. પદાર્થવિદ્યા ખાત્રી આપે છેકે, આ સરવાળો એક પ્રકારના નિત્ય પરિમાણ (Constant quantity) સમાન છે. પાશ્ચાત્ય પદાર્થવિદ્યાએ નિર્વિવાદીત રીતે સાબિત કર્યું છે કે, દુનિયામાંની શક્તિનું પરિમાણ નિત્ય હોય છે, એટલે, એક દિવસે તે વિશેષ હોતું નથી અને અન્ય દિને ઓછું હોતું નથી, ઇસવીસન પૂર્વના ઝમાનામાં ઓછું હોતું નથી તેમજઇ. સનના વર્તમાનઝમાનામાં વધતું હોતું નથી. આપણા તત્વવેત્તાઓએ તેમની હમેશની કાવ્યમય રીતિમાં કહ્યું છે તેમ, પ્રભુની પત્ની—પાર્વતી લક્ષ્મી, શક્તિ અથવા કાલિઆદિ વિવિધનામોથી વ્યવહરાતી—જોકે તેમણે અસંખ્ય બાલકો અને અસંખ્ય સૃષ્ટિયોને જન્મ આપ્યો છે, તોપણ એક ખીલતી કુમારિકાજ ગણાય છે. આથી શું ઉપસ્થિત થાય છે? આત્મા અથવા ઇશ્વર, વર્ધન અને અપક્ષયની પાર છે; શ્રીનું પણ તેમજ છે, એટલે, એ શક્તિ વડે વિવિધઉપાધિઓ ઉપજાવાય છે જે દ્વારા આત્મા પ્રકાશે છે. તેટલા માટે એટલું સ્પષ્ટ છે કે, આત્મા અને શ્રી, પુરૂષ અને પ્રકૃતિના મિશ્રણરૂપ દુનિયાનું આગળ વધવું અથવા પાછા હઠવું તદન અસંભવિત છે. તે એક દિવસે સારી અને અન્યદિને ખરાબ નાહોઈ શકે. જે માત્ર સંભવિત છે તે પરિવર્તન, વિક્રિયાજ સંભવે છે. એક સમયે તેમાંની શક્તિ તિરોભૂત દશામાં હોય; અન્ય સમયે તે આવિર્ભૂત હોય; દૃષ્ટાંત તરીકે બીજમાંની શક્તિ, તિરોભૂત દશામાં છે, વૃક્ષમાંની શક્તિ આવિર્ભૂત દશામાં છે; બીજમાંથી વૃક્ષ ઉગતાં અને વધતાં વિશ્વમાંની શક્તિમાં કંઇ પણ વધારો થતો નથી, તેમાં કોઇ નવીન પદાર્થનો ઉમેરો થતો નથીઃ માત્ર દશાઓનો, ઉપાધિઓનોજ ફેરફાર થાય છે. સમગ્રસ્વરૂપે દુનિયા સુધરતીએ નથી તેમજ બગડતીએ નથી. જે એક સમયે બીજ, પૃથ્વી, પાણી અને વાયુ હતાં તે વર્તમાનમાં મિશ્રિત બનીને એક વૃક્ષનું રૂપ ધારણ કરે છેઃ આવીજ રીતે

જ્યારે વૃક્ષને પાડી નાખીને ખુરશીઓ અને ટેબલો બનાવવામાં આવે છે ત્યારે પણ જે યથાર્થ રીતે થાય છે તે માત્ર દશાઓના, ઉપાધિયોના ફેરફાર રૂપજ હોય છે. જે પૂર્વે એક વૃક્ષના સ્વરૂપમાં હતું અને તેવા નામથી વ્યવહરવામાં આવતું હતું તેજ વર્તમાનમાં સ્વરૂપમાં પરિવર્તન પામ્યું છે અને ખુરશીઓટેબલોઆદિના નામથી વ્યવહરાય છે. માત્ર નામ અને રૂપમાંજ પરિવર્તન સંભવે છે. અથવા આની આજ વાતને અન્ય રીતે કહેવા માગીએ તો નવીનપદાર્થ તત્વતઃ પ્રાચીનના સમાનજ હોય છે, માત્ર કાલપરત્વે અર્વાચીન હોય છે, કદ અને આકારમાં એટલે દિકપરત્વે ભિન્ન હોય છે તથા કારણતા વાદની સાંકળો પરત્વે થોડાક વિશેષ અંકોડા હોય છે—અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો પ્રથમના કરતાં દિક, કાલ અને કારણતા પરત્વે ભિન્ન હોય છે. વળી આજ પ્રમાણે એક **પીરામીડ** બાંધવામાં, એક સ્ટીમ એન્જીન બનાવવામાં, એક પ્રાચીન કીલ્લાના વિનાશમાં, એકાદ પ્રાચીન સામ્રાજ્યના પડી ભાગવામાં યથાર્થ રીતે જે થાય છે તે માત્ર એટલુંજ હોય છે કે, દશાઓનું, ઉપાધિઓનું પરિવર્તન થાય છે, નામ અને રૂપમાં વિક્રિયા થાય છે, દિક, કાલ અને કારણતા પરત્વે પરિવર્તન થાય છે—દુનિયાને એક જથ્થામાં અવલોકતાં સુધારો અથવા બગાડો ઉભયમાંનું કંઇ પણ હોતું નથી.

સૂર્યના અધોપ્રદેશમાં કંઇપણ નવીન નથી, એ એક તત્વશાસ્ત્રનો ગંભિર ઉપદેશ છે. માત્ર તે જોઇએ તેટલો ઉંડો ઉતરતો નથી. સૂર્યના અધોભાગમાં તેમજ ઉપરિભાગમાં કંઈપણ નવીન નથી. ખંડોના મહાસાગરો બની ગયા, મહાસાગરોએ ખંડોનું રૂપ ધાર્યું, પર્વતો દરિયો બન્યા, દરિયાને સ્થાને પર્વતો ખડા થયા મેમોથ નામના મહાજંગી પ્રાણીઓ મરણ પામ્યાં અને માનવિની ઉત્પત્તિ થઇ—દુનિયા સુધરી કે બગડી? આ ઉભયમાંનું એક પણ થયું નહિ. જે સર્વ થયું તે માત્ર યથાર્થ રીતે ઉપાધિયોના પરિવર્તન સમાન હતું, નામ અને રૂપમાં વિક્રિયા સમાન હતું, દિક્, કાલ અને કારણતામાં ફેરફાર સમાન હતું. આજ પ્રમાણે વળી, મોટી મોટી જોઇન્ટ સ્ટોક કંપનીઓના બંધારણમાં, વિશાલ કારખાનાં બાંધવામાં, વર્તમાન ઝમાનાની અતિવિશાલ, અદ્ભૂત યાંત્રિક શોધોમાં, "બાષ્પનૌકા, રેલ્વે અને માનવજાતને હચમચાવી નાખનાર વિચારોમાં—ટુંકામાં આધુનિક શિષ્ટાચાર, કેલવણી, સુધારાના નામથી વ્યવહરાતા સર્વમાં, સૃષ્ટિને એક સમગ્ર સમૂહરૂપે અવલોકતા સુધી તો માત્ર ફેરફાર થયો છે, પરિવર્તનજ થયું છે, કોઈપ્રકારનો સુધારો થયો નથી: સમગ્રસ્વરૂપે દુનિયા સુધરીએ નથી અને બગડીએ નથી. આપણો સર્વ પ્રકારનો શિષ્ટાચાર, કેલવણી, સુધારો, માત્ર નામ અને રૂપના પરિવર્ત કરતાં, દિક્. કાલ અને કારણતામાં એક પ્રકારની વિક્રિયા કરતાં કંઇપણ વિશેષ નથી.

પરંતુ શું આ પરિવર્તન કંઇ નહિ તો નિરપેક્ષ રીતે યથાર્થ છે? કદાચ કોઇ પ્રકારનો સુધારો નહિ થયો હોય પરંતુ શું એક પ્રકારનું યથાર્થ પરિવર્તન થયું છે? પૈર્વાત્યો અને પાશ્ચાત્યો ઉભયે આનો જવાબ સમાન રીતે "નકારમાં" આપે છે. કાન્ટ કહે છે, દિક્, કાલ અને કારણતા, માત્ર મનનાં સ્વરૂપો, મૂર્તિયો સમાન છે. "ઘટનું નામ અને રૂપ મૃત્તિકામાં નથી પરંતુ તમારા મનમાં જ છે;" શંકરાચાર્ય આદેશે છે. જ્યાં મનનો આવિર્ભાવ હોતો નથી ત્યાં એ ઉભયેનું અસ્તિત્વ હોતું નથી. મન એક પ્રકારનાં ચરમાં

સમાન છે: જ્યારે તમે તે દ્વારા જુઓ છો ત્યારે તમને કમળાવાળાં ચક્ષુને સર્વ વાનાં પીત જણાય છે તેમ દુનિયા, દિક્, કાલ, અને કારણતાની ઉપાધિઓથી બંધાયલી તથા અનેકતાવાળી—અસંખ્ય નામ અને રૂપોવાળી જણાય છે. આ અનેકતા ઉત્પાદક મનને પાછળ રહેવા દેવાની—એક રીતે કહેવા માગીએ તો નામરૂપાત્મક આ સૃષ્ટિને ઉપજાવતા ચશ્માં સમાન યંત્રને ઇચ્છાપૂર્વક દૂર ખસેડવાની તથા નિરૂપાધિક ચૈતન્યની ભૂમિકાઓમાં વિહરવાની શક્તિ માનવિને આપવામાં આવી છે, આમાંજ તેના અતિ શ્રેષ્ઠ હકનો સમાવેશ થાય છે. અક્ષુભિત શાંતિ અને સ્વાસ્થ્યની આ આનંદી દશામાં, નામ અને રૂપનાં મોજાં શાંત પડી વિરામી જાય છે, આ દશામાં નાત તેમજ જાત, અગ્નિબોટ તેમજ રેલ્વે, માનવ તેમજ પ્રાણી, ગિરિ તેમજ સમુદ્ર, પુરૂષ તેમજ સ્ત્રી, મરણ તેમજ જીવન, સ્વર્ગ તેમજ નર્ક, કંઇપણ સંભવતું નથી. આ સર્વ વિશાલ સૃષ્ટિયો, આપણા સર્વ પ્રકારના કીર્તિવંત શિષ્ટાચારો, આપણને અનુક્રમે આકર્ષતા અને અપકર્ષતા અસંખ્ય ભેદો, સર્વે મરણ શરણ થાય છે: શુદ્ધ નિરૂપાધિક સચ્ચિદાનંદરૂપ આત્મા અથવા ઇશ્વરજ અવિશેષ રહે છે.

એમ કહેવાય છે કે મલબાર પ્રાંતમાં એક પ્રકારનું જાદુઇ તેલ મળે છે, તે પૂરીને એક દીપ પ્રકટાવતાં તેના પ્રકાશથી પ્રકાશિત સમગ્ર વિસ્તાર અન્યોન્ય ઉપર રસળતા અને પેટે ચાલતા નજરે જોવા ના ગમે એવા સર્પોથી ઉભરાઈ જતો માલુમ પડે છે. બધું તેલ બળી જતા સુધી આ ભયંકર દેખાવ ચાલે છે તથા આ બાબતના ખરા રહસ્યને ના જાણનાર કોઇપણ ભાગ્યે જ આ દેખાવને એક આભાસ અથવા સ્વપ્નરૂપ માનશે. મનને આ જાદુઈ તેલ સાથે સરખાવી શકાય. તે આપણા સમીપ એક પ્રકારનું સ્વપ્ન અથવા આભાસ ખડો કરે છે, જેને આપણે રહસ્ય ના સમજતા હોવાથી નિત્ય સત્ય બાબત રૂપે ભૂલથી માની લઇએ છીએ તથા તેનાથી નિરાશા ભરેલી રીતે ભીતિ પામીએ છીએ. રહસ્ય સમજનાર પુરૂષને લેશ પણ ભીતિ નથી.

આ સમગ્ર સૃષ્ટિ, દાખલ કરેલા, કહેવાતા સુધારાવધારાઓવાળી આ અનંત ભેદાત્મક સૃષ્ટિ, મનરૂપી મેજીકલેન્ટર્ન વડે ખડી થતી ચિત્રાવલિ સમાન, માત્ર એક ભ્રમ સમાન હોય એમ લાગે છે તથા આત્મા સંબંધિ મહાન્ ગંભિર, આનંદપ્રદ રહસ્ય જણાતાં, અનુભવાતાં, જાગ્રત પછી સ્વપ્નની પેઠે તે દૂર ઉડી જાય છે. એક બ્રાહ્મણે ઇન્દ્રના સન્માનાર્થે એક મહાન્ યજ્ઞ આરંભ્યો. ઇન્દ્રે પ્રસન્ન થઇને તેને જેની આકાંક્ષા હોય તે માગવા કહ્યું. લોભિ બ્રાહ્મણે એકદમ ઇન્દ્રના માનિતા નિધિરૂપ કલ્પવૃક્ષની માગણી કરી; તે પૂરી પાડવામાં આવી. આ વૃક્ષમાં એક ખાસ ગુણ એ હતો કે તેનો માલિક મનમાં જેની જેની ઇચ્છા કરે તે પ્રાપ્ત થતું. બ્રાહ્મણે વિચાર્યું કે ધન મળે તો સારૂં થાય અને એકદમ સોનુ રૂપું ઉભરાઇ જવા લાગ્યું: તે ખુશ ખુશ થઇ ગયો અને વળી વિચાર્યું કે, રાજ્યો મળે તો ઠીક થાય; એકદમ તે રાજા કરી શકે તેના કરતાં પણ વધારે રાજ્યો ખડાં થયાં: પછીથી તેણે સ્ત્રીઓ વિશે વિચાર ચલાવ્યો અને એકદમ એક સુંદરીઓનું ટોળું ખડું થયું. આ સર્વ વાનાં એટલાં બધાં ઝડપથી બનતાં ગયાં કે, વૃક્ષ સહિત આ સર્વેવાનાં માત્ર એક સ્વપ્ન સમાન હોય અને જતાં રહે, એમ ગરીબ

બ્રાહ્મણને લાગ્યું; આ પ્રમાણે એકદમ બન્યું: વૃક્ષ, વિત્ત. રાજ્યો, સ્ત્રીઓ, સર્વે જેટલું જલદીથી આવ્યું હતું તેટલુંજ જલદીથી અદૃશ્ય થયું. મન આ કલ્પવૃક્ષ સમાન છે. આપણે જેવી જરૂર હોય છે, એવું એક સ્વપ્ન તે આપણા સમીપ ખડું કરે છે; મનની ઇચ્છા અનુસાર, સૃષ્ટિ સૌંદર્ય અને આનંદથી ભરપુર અથવા દુઃખી અને જોવી પણના ગમે એવી જણાય છે. આ મન એક અદ્ભૂત પ્રકારનું કલ્પવૃક્ષ છે તથા તેની યથાર્થતા વિશે, અને તેનાથી ખડાથતા પદાર્થોની યથાર્થતા વિશે પ્રશ્ન કરતાં, શંકા કરતાં, સમગ્ર સ્વપ્ન અથવા આભાસ દૂર ખસી જાય છે તથા માલૂમ પડી આવે છે કે આપણે સ્વપ્નનો અનુભવ કરતા હતા.

નિરપેક્ષ રીતે કહેવા માગીએ તો, આ પ્રમાણે આપણા સર્વપ્રકારના શિષ્ટાચાર, સુધારા, કેળવણી, પદાર્થવિદ્યા, રાજ્યવિદ્યા, અને તત્વશાસ્ત્રના વિજયો, કૃષિ, ઉદ્યોગ અને વ્યાપારનાં કીર્તિવંત કાર્યો, સર્વે સ્વપ્નાં, આભાસ સમાન છે તથા તેમાંથી આપણ સર્વે વ્હેલા અથવા મોડા જાગ્રત થવાને બંધાયલા છીએ. આવા પ્રકારનું નિરાકરણ કેટલાકને બાળોજ ભાવતું નિવડશે, પરંતુ "તે સર્વ ગમે તેમ હો તોપણ" આખરે સત્ય તે સત્યજ છે.

"તત્વશાસ્ત્રના આવેશયુક્ત ઉત્સાહમાં મશગૂલ થયલાં માનવિઓ સામે વારંવાર એવો આક્ષેપ કરવામાં આવે છે કે, તેઓ અવ્યાવહારિક, વ્યવહારના અનુભવ વિનાના, વેદીયાં ઢોર જેવા છે;—આવા લોકોની પાસે, પરોપકારી પુરૂષોને આવશ્યક જણાય છે તેવું વર્તમાન અશુભ બનાવોને સુધારવાનું તાત્કાલિક સુખાવહ રસાયન કદાચ ના પણ હોય; આવા લોકોના એકપક્ષિ ઉપાયને પરોપકારીઓ એકપ્રકારના તાત્કાલિક સુખાવહ રસાયન રૂપે ગણી લેવાના વલનવાળા હોય છે, તથા અવિચારી કાર્ય સાથે સરખાવવાને તૈયાર હોય છે;—પરંતુ જેઓ ઉંડા ઉતરીને તપાસે છે તેમને યથાર્થ ઉપાય જડી રહે છે, ભલે ગમે તો તેમના શબ્દો દુનિયાના કર્ણમાં નિરૂપયોગી સ્વરો રૂપે અથડાઓ."—

Pilgrim.

---

# कर्म–विपाक.

( મળેલું. )*

આવી રીતે કર્મ-વિપાકની ઉત્તમાવસ્થાને લીધે "સ્વર્ગ" એવા નામની રમણિક ભૂમિકાનો એક પ્રદેશ ઉત્પન્ન થયેલો છે અને ત્યાં એક સમાનપણું જોવામાં આવે છે: અવસ્થાના ભેદો ત્યાં જોવામાં આવતા નથી પણ હૃદયની સ્થીતિઓ એક સરખા પ્રમાણમાં રહેતી જણાય છે અને અમુક પ્રકારની હૃદયની ભાવનાઓને પ્રાપ્ત થયા પછીજ ત્યાં જઈ શકાય છે. અથવા તો કોઇ અમુક ક્રિયાની સિદ્ધિ દ્વારા ત્યાં પહોંચી શકાય છે, અને તેમ નહીં તો કોઇ ભાવિ શુદ્ધતર કર્મના નિરંતર સેવનરૂપ પરિણામના અંતિમસ્થાનરૂપે જોવામાં આવે છે તો પણ એ સ્થાન કંઇ કાયમને માટે હોઈ શકશે નહીં. ત્હેની અવધિ નિયમિતકાળ ગણવાની હોય છે. આવી રીતે શુભ કર્મ જે સદા સર્વદાહિતકારીરૂપે જોવામાં આવે છે, ત્હેની ત્હેના ફ્લરૂપ આકૃતિઓનો સમુચ્ચય પ્રત્યક્ષ હોતો નથી પણ ત્હેની કોઇ અમૂક પ્રકારની કિરણો જેવી સ્થિતિ ધારણ કરતી વહનરેખાઓ જોવામાં આવે છે. પ્રકાશનાં કિરણોની માફક આભાપાર સમજવાનો છે જવલન્ત પદાર્થોમાંથી ગરમી નીકળે છે તેમજ અજવાળું પણ આવે છે, તોપણ અજવાળાને અને ઉષ્ણતાને કેવા પ્રકારનો સંબંધ છે, તે આપણે સમજવું, અને ખ્યાલમાં લાવવું જેટલું મુસ્કેલ છે, તેટલુંજ આ બાબતના વિચારમાં દુર્ગમ્ય છે. ઉષ્ણતાનું પ્રસારણ થોડું છે, અજવાળું ઘણે દૂર સુધી જઇ શકે છે. ગરમી અન્ય વસ્તુઓમાં પ્રવેશી શકે છે. તે વસ્તુ ઘનાકાર હોય તોપણ શું? એવે સમયે અજવાળું રજકણોને ભેદી શકતું નથી આ જગાએ પેલી ઉપર કહેલી વહનરેખાઓ ઉષ્ણતા માફક નહીં પણ અજવાળા માફક સમજવાની છે, પણ જેમ ઉષ્ણતા સિવાય પ્રકાશ દૂર જઇ શકે નહીં, તેમ આકૃતિઓ ઉત્પન્ન થયા સિવાય આ વહન સંભવિ શકતું નથી. વહનની દિશા બાષ્પિભવનની દિશાથી ઉલટી-વ્યતિક્રમ છે આનન્દ અને સુખ આપનારી આ શુભાકૃતિની વહનરેખાઓ છે, તેમ છતાં પ્રકૃતિ સ્વરૂપમાં કાંઇ પણ ન્યૂનત્વ જોવામાં આવતું નથી, એ મૂળ-પ્રકૃતિનું સત્વાંશ એટલું બળવત્તર છે કે તે છેવટે પોતાના મૂલોદ્ભાવકને પોતાની સમિપ સમિપ લાવતું જાય છે, આટલું છતાં પણ પોતે ત્યાંથી ખસતું નથી. આનું નામ "સ્વર્ગ" એમ કહેવામાં આવે છે. સત્વગુણની મધ્યમદશાનો અને રાજસગુણની અત્યુત્તમદશાનો આમાં સમાવેશ થાય છે. કારણ કે સત્વગુણની ઉત્તમદશા તો સ્વર્ગની પણ પેલીપાર ગએલી છે, એ બાબત આ પ્રસંગે નહીં કહેતાં આગળ ઉપર કહેવામાં આવશે હાલતો આપણે જે સ્થીતિનું બ્યાન આપવું ધાર્યું છે ત્હેનેજ કથવા દ્યો. સ્વર્ગમાં સુખ છે, એવું જ્યારે માનવિ બુદ્ધિમાં સંચારિત થાય છે, તે કોઇ એવા પ્રકારનું સુખ આ ચર્મ ચક્ષુએ જોઈ શકાય નહીં તથા સ્થુલ દેહથી જઈ શકાય નહીં તેમ અનુભવિ પણ શકાય નહીં" એવું જ્યારે સમજવામાં આવે છે, ત્યારે તે મેળવવાને અનેક પ્રકારના પ્રયત્નો કરવામાં આવે છે, અને તે પ્રકારાન્તર્ગત નિયમોનું પણ પરિપાલન યથાસ્થિત પણે સ્વીકારવામાં

* લેખક—રા. રા. મદનાકર નાગર.

આવે છે, સ્વર્ગની પ્રાપ્તિ માટે આવા પ્રકારનું ઉગ્ર મથન કરવામાં આવે છે, તોપણ તે બધાને એક સરખી રીતે મળી શકતું નથી એ ત્હેના અનુલ્લંઘનીય વિષયમાં વિચરવા માટે જોઈતા ધૈર્યની અને શ્રદ્ધાની કે દૃઢતાની ખામી છે. પરમાવધિ સુખ પ્રાપ્તિને આવી રીતે ઉંચા શિખર ઉપર બેસાડવામાં આવી છે, અને ત્હેની ઝાંખી તથા પ્રાપ્તિ કરવાને મનુષ્ય લોક તત્પર થઇ રહ્યું છે..લાયકાત નહોય તો પણ દરેક વ્યક્તિને એવી અન્તરાશા રહે છે કે મ્હને સ્વર્ગ મળે તો ઠીક પરન્તુ આકૃતિઓની આકર્ષક શક્તિ જ્યાં સુધી અપૂર્ણ છે ત્યાં સુધી તે કદાપિ પણ પ્રાપ્ત થઇ શકે નહીં; વળી જ્યાં સુધી મલિનતાના કોઈ પણ અંશ ઉપર વિજય મેળવી શકે નહીં ત્યાં સુધી એવી ખોટી આશા રાખવી વ્યર્થ છે.

દરેક ધર્મ તરીકે મનાતા મત-પંથ સંપ્રદાય-માં આવા પ્રકારની એક યોજના નિશ્ચિતપણાથી સ્વીકારવામાં આવેલી જોવાય છે. પછી તે દરેકને વર્ણવવાની પોતાની ભાષામાં અને વિચારમાં ગોઠવે છે. સામાન્ય મનુષ્યો આવા પ્રકારનાં વર્ણનોને પ્રાચીન ગણી ત્હેના તરફ માનની દૃષ્ટિથી જોય છે અને એવાં વર્ણનો જ્યારે જ્યારે સાંભળવામાં આવે છે, ત્યારે ત્હેમાં મોહ પામે છે તથા તે કેમ પ્રાપ્ત થઇ શકે એવા વિચારથી ત્હેના નિયમોનું બનતી રીતે પાલન કરવામાં આવે છે, અને એવી સાંભળેલી વાર્તાઓ, વાર્તાનાં દૃષ્ટાન્તો, અને દૃષ્ટાન્તોના વિધિક્રમનો પોતાનાં બાલકોને સમજણ આપવા મથન કરે છે, જે વિધિક્રમ પોતાને પણ પૂરે પૂરો માહિતિમાં નથી ત્હેનું દિગ્દર્શન કરાવવા મંડી જાય છે. આવો એક પ્રચાર અદ્યાપિપર્યન્ત પ્રાચીનશિક્ષાચારને માન આપતાં માનવિ-ઓમાં દૃશ્યમાન થાય છે, અને અર્વાચીન સુધારકો પણ આવી બાબતમાં તદન ના કહી શકતા નથી તોપણ ત્હેમાં મત ભેદ તો રાખે છે જ પણ જ્યારે તેઓ મત ભેદ રાખતા આળસી જશે અને આ અમારૂં કહેવું યથાસ્થિત પણે સમજી શકશે, ત્યારે ત્હેમને યથાર્થ સત્ય શું છે તે સમજવામાં આવશે.

સ્વર્ગમાં પણ ઇન્દ્રનો વૈભવ આપણાં પુરાણગ્રંથાગ્રોઢાગએ અતિશ્રેષ્ઠ ગણ્યો છે; તેમજ અન્ય ધર્મ વિભાગોમાં પણ કોઇ એવાજ પ્રકારની માન્યતાને સ્વીકારેલી છે ત્હેની આગળ આ પૃથ્વીપરના મહાન્માં મહાન્ ચક્રવર્તી રાજાઓના વૈભવ પાણી ભરે છે, અને નીચા નમે છે, તો પછી અન્ય પ્રાણીઓની શી દશા થાય તે સમજવામાં આવે તો પણ ત્હમે એમ નિશ્ચય ધારી બેસશો નહીં કે જે મહાન્ ચક્રવર્તી રાજાને પણ ન મળી શકે, તે એક પામરજીવને શી રીતે મળી શકે? આ જગ્યાએ જ વિશ્વ નિયન્તાની મહાન્પદવી ઉપલબ્ધ થાય છે. જેને આપણે પામર જીવો કહીએ છીએ તે ખરેખરા પામર હોતા નથી ઇશ્વરના ઘર આગળ તો તેઓ એક માનનિય સ્વરૂપે હોય છે. એવા માયાવી દૃષ્ટિએ દેખાતા પામરો એક ખરેખરી ઉચ્ચતા ભોગવતા હોય છે. કર્મ વિપાકની આ એક જમીન આસમાન જેટલી ફેરા સુધરી હોય છે. દૃષ્ટિનો ભેદ આ પ્રમાણે આપણને એક સીધા સરલ માર્ગપર લાવી મૂકે છે અને કોઈ પણ વસ્તુ તરફ અપમાનની દૃષ્ટિથી જોવું એ કેટલો વિપર્યય દર્શાવે છે. આવી રીતે સમાનદૃષ્ટિમાં ઉપજી આવતું એક ધોરણ आत्मवत्सर्वभूतेषु માં જોવામાં આવે છે ત્હેનું યથાર્થ દર્શન આ પ્રકારે થઈ શકે છે.

સ્વર્ગ એ એક કલ્પનાનો વિષય છે, અને આ વિશ્વની અન્દર એવું કોઈ પણ વાતાવરણવાળું સ્થાન સંભવિ શકે નહીં, એવું અત્યારના જમાનામાં ઘણા ઘણા શબ્દોથી આપણા સાંભળવામાં આવે છે. અને એ મુજબ બોલનારા પાશ્ચાત્ય વિદ્વાના અનુયાયિ પુસ્તક મન્ય પણ વિચાર શુન્ય અને " જ્ઞાનલવ દુર્વિદગ્ધમ્ " અપૂર્ણ કેળવણી પામેલાઓ હોય છે, તો પણ ત્હેમના હૃદયમાં એક વાત અવતરેલી હોય છે, તેઓ હૃદયની એક પ્રકારની અમુક ઉચ્ચતાને સ્વર્ગસમમાને છે અને એવાં એવાં અનેક હૃદયો અરસ્પરસ સત્સ્નેહ ધરાવતાં જોવામાં આવે તો તેજ ખરેખરૂં સ્વર્ગ છે, અને તે આંહીં જ છે, બીજે ક્યાંઈ નથી, તેમ મરણ પછી પણ નથી. હવે જ્યારે આટલી વાત તેઓ કબૂલ રાખે છે, ત્યારે ત્હાં મ્હને એમ શંકા ઉદ્‌ભવી આવે છે કે એ પ્રમાણે કેટલાં સ્વર્ગો હોઈ શકે? ઉચ્ચ વિચારથી ભરેલી અનુપમ મંડળીનું નામ ત્હમે સ્વર્ગ ધારતાં હશો. ત્યારે ત્હેની સંખ્યા એકથી માંડીને અસંખ્ય સુધી પહોંચી શકે, પણ તેમ હોઈ શકે નહીં અમારી માન્યતા પ્રમાણે તો " સ્વર્ગ " એ એકજ છે અને ત્હેમાં સ્થુલ ઇન્દ્રિયોની જરૂર રહેતી નથી. જ્યાં સર્વ એક સમાન સ્થિતિમાં અભેદ ભાવનાથી સાથે સાથે રહી શકે એવું કોઈ પણ સ્થળ ન હોય એવું ત્હમે શું માન્ય કરી શકો છો? આ ત્હમારી દુનિયામાં ત્હમને એવો એક ક્ષણ પણ અનુભવ થયેલો નથી? ત્હમારી જીંદગીમાં એક વખત પણ ત્હમારા પોતાના જ મુખમાંથી એવો ઉચ્ચાર નીકળ્યો નથી કે અમુક સ્થુળ ધારી ચૈતન્ય સાથે મ્હારે પરમપ્રેમાવિર્ભાવ છે! આવું જ્યારે બોલવામાં આવે છે, અને અનુભવવામાં આવે છે ત્યારે ત્હમે એક અતિ ઉંચા પ્રકારની સ્થીતિમાં છો કે જેમાં આગળ રસ્તો ત્યજવાથી સ્વર્ગમાં જઈ શકાય છે, પણ ત્હમે એ રસ્તાને સ્વર્ગ માનો છો, એટલો વિરોધ છે આ પ્રકારનું સુખ તો પેલી શુભાકૃતિઓના કિરણોનાં વહનનું ફલ છે આકૃતિઓનું આકર્ષક બળ નથી. જે સૂર્યનાં કિરણો આપણને લાખ્ખો કરોડો ગાઉ દૂર હોવા છતાં પણ પ્રચણ્ડ અગ્નિમાં શેકી નાંખે છે ત્હેનું દૂરત્વ દૂર કરવામાં આવે તો તો પછી શેષ રહેતી વસ્તુનો પણ પત્તો મળવો મુસ્કેલ છે એમ કિરણો મૂળ વસ્તુમાંથી આવે છે ખરાં અને ત્હેનો ભાવ પણ બજવે એ વાર્તા પણ ખરી તોપણ મૂળ વસ્તુના જેટલું ત્હેનું પરાક્રમ તો નહીં જ ના. " હવે જ્યારે આ પ્રમાણે સ્થીતિ છે તો વિચાર કરો કે આકૃતિઓનાં કિરણો જ્યારે શુભમાંથી વહન કરતાં હોય છે ત્યારે આલ્હાદક—પરમોલ્લાસક હોય છે. ત્યારે તે આકૃતિઓ તેથી અધિકતરભાવ બજાવનારી શા માટે ન હોય? વળી વહનકિરણોનું છે, આકૃતિનું નથી. શુભાકૃતિઓમાં એક સાત્વિકબળ એવા પ્રકારનું રહેલું છે કે તે સ્થુલમાં પ્રવેશેલા સૂક્ષ્મને પોતાની તરફ આકર્ષવા શક્તિમાન છે. વિશ્વના નિયમોમાં આનો પણ સમાવેશ કરવામાં આવે તો તે થઇ શકે તેમ છે. તો પણ આ કથન બળાત્કારે મનાવવાનુ અમારે પ્રયોજન નથી. ત્હમે લગીર પણ સત્યની પાસે જશો, તો તે પકડીને ત્હમને પોતામાં ખેંચી લેશે. અને જો ત્હેનાથી અલગને અલગ રહી દૂર નાસતા ફરશો તો તે ત્હમને કદાપિ માન્ય થવા દેશે નહીં. આસ્તિક અને નાસ્તિક્તાના આ પ્રમાણે પ્રાચીન સમયથી ચાલ્યા આવતા ઉપભાગો આપણા જોવામાં આવે છે જે હજુ પણ જોઇ શકનારા જોવાવાળા જોઇ શકે છે સુખ આ પ્રકારે ઉત્પન્ન કરી શકાય છે, અને મેળવી શકાય છે તથા ત્હેનો અનુભવ પણ લઇ શકાય છે, તેમ છતાં તે મનસની ક્રિયાઓ ઉપર આધાર

રાખે છે સ્વર્ગ સ્થીતિમાં ત્રણુ પ્રકારનાં સમધારકોની કૃતિ જોવામાં આવે છે. સહુથી શ્રેષ્ઠ પદવી ઇન્દ્રના ગણાય છે, હેના અંગભૂત હેની સભાના સભ્યો અને ગાન્ધર્વ વિભાગ છે શચીનો ઇન્દ્રના અર્ધાંગ સ્વરૂપે હેમાં જ સમાવેશ કરવામાં આવ્યો છે, સભ્યો દિવ્યાત્માઓ છે અને ગાન્ધર્વમાં ગાયક, નૃત્યક વાદક અને મોદક એવા ચતુર્વિધ વિભાગો જોવામાં આવે છે. ગાન્ધર્વો કરતાં દિવ્યાત્માઓની ગતિ આગળ ગએલી છે, તો પણુ તેઓ તે ગાન્ધર્વ વિભાગની સાથે સમાનભાવથી વર્ત્તે છે એટલું જ નહીં પણુ પોતાને જોઇતું આનન્દનું પ્રતિક સ્વરૂપ હેમાંથી પ્રાપ્ત કરે છે. ઇન્દ્રને પોતાને પણુ વખતોવખત આનન્દનું વહન મેળવવું પડે છે અને તે દિવ્યાત્માઓમાંથી સહાયક તરીકેના વિધાનથી મેળવે છે. જેટલો હર્ષ શચીપતિને થાય છે તેટલો જ બલકે વિશેષ દિવ્યાત્માઓને સહાયક થઇ રહેવામાં પણુ હોય છે અને તે બન્નેને જોઇતો પેલા ત્રીજા વિભાગમાંથી મેળવે છે. તે વખતે પેલા ત્રીજા વિભાગને ઉપરના બન્નેના હર્ષનો આસ્વાદ રસ મળી શકે છે. આ સ્થીતિમાં અર્પણુ કરવાનું કશું હોતું નથી. ફક્ત આનન્દની અરસ્પરસ અવિભાજ્ય લ્હાણી લેવાનું હોય છે. એક બીજા જેમ મેળવી શકાય છે તેમ અન્યોન્યથી મેળવી લે છે આપણુને તો સ્વપ્નમાં પણુ આનો ખ્યાલ આવી શકતો નથી. માયાના સમુદ્રમાં ગરકાવ થઇ ગયેલી વ્યક્તિઓ તે જોઇ પણુ શકતી નથી. આ પ્રમાણે દેવભૂમિ એવું નામ પણુ સ્વર્ગને આપેલું સાંભળવામાં આવ્યું છે પણુ વાસ્તવિક રીતે જોતાં તો સ્વર્ગનો એક મધ્યમ પ્રકારનો વર્ગ એજ દેવભૂમિ હોઇ શકે છે. ઇન્દ્રનું એક આસન સ્વર્ગલોકમાં નિશ્ચિત કરવામાં આવેલું હોય છે, અને તેની શચીપણુ સ્ત્રીરૂપે વામભાગમાં સ્થાપિત છે, સભ્યો અસંખ્ય છે અને તેઓની સંખ્યામાં દિનપ્રતિદિન થોડો કે ઘણો વધારો ઘટારો થયા કરે છે તેજ પ્રમાણે ગાન્ધર્વોની સંખ્યાનું પણુ સમજવાનું છે. શુરત્વ અને વીરત્વ જે સત્યતાના છેવટ સ્વરૂપનું બરાબર ઓળખીતું કે લગતું છે, હેને અનુમોદન આપનારી એક મંડળી પણુ સ્વર્ગ વિભાગમાં જોવામાં આવે છે અને હેનો પેલી ગાન્ધર્વની ચતુર્વિધ પક્તિમાંની મોદક નામની શક્તિમાં સમાવેશ થઇ શકે છે. આ મોદક શક્તિનાં સ્વરૂપો શુરત્વ અને વીરત્વને આમન્ત્રવાની વાટ જોતાં જ ઉભાં જોવામાં છે. આટલું છતાં પણુ પેલા સભ્યોની માળામાં પ્રવેશ કરવાને જે કોઇ પણુ વ્યક્તિ ઉગ્ર મથન કરતી હોય છે, હેને અટકાવત કરવાને પણુ તે તત્પર થઇ રહેલી હોય છે, અને આમ કરવામાં હેમને હેમના પ્રણેતાની સંપૂર્ણ સત્તા તથા આજ્ઞા હોય છે. હેમાં પ્રણેતાનો પોતાનો તો કેટલોક સ્વાર્થ પણુ સમાયલો હોય છે; ત્યારે ત્હમે કહેશો કે સ્વર્ગમાં પણુ સ્વાર્થ છે ! તો હેમાં અમારે એટલું જ કહેવું છે કે સ્થાનાધિકારને માટે તો તેમ કરવામાં આવે છે; જ્યાં સુધી સ્થાન નિશ્ચિત અને અચલ છે, ત્યાં સુધી તો એવા અધમસ્વાર્થની બિલકુલ જરૂર જ નથી. પણ જ્યારે તે અધિકારમાં અન્ય વ્યક્તિઓ ભક્ત થવાને કઇ આખ્યક્રિયાઓ કરતી હોય છે, ત્યારે આ યોજના અમલમાં લાવવાની જરૂર પડે છે. અધિકારીઓનો અધિકાર એક નિષ્કંટક થવા કારણ જો આમ કરવામાં આવતું હોય તો તે કંઇ દોષરૂપે જોઇ શકાય નહીં એ તો સ્વાભાવિક છે એમ જાણવું અને એવા પ્રસંગ સિવાય કોઇ પણુ પ્રકારનો ત્યાં સ્વાર્થ જોવામાં આવતો નથી.

આપણા આર્યધર્મના પ્રાચીનમાનનિય ગ્રન્થોમાં આવા પ્રકારના અથવા તો આ

હકિકતને મળતાં વર્ણનો જોવામાં આવે છે. અને એ પ્રમાણે દરેક ધર્મવિભાગની માન્યતામાં ઓછા કે વત્તારૂપે સ્વીકારેલું હોય એમ જણાય છે. આ સ્થળે આટલા લંબાણથી અને વિસ્તારવાળું જે કથન ભાષામાં ઉતારવામાં આવ્યું છે ત્હેનું કારણ એટલુંજ કે તેનું કેટલુંક વર્ણન તો ભાષામાં ઉતરી શકે એવું પણ છે. માત્ર જેટલો ભાગ બતાવ્યો છે તે પણ ફક્ત દિગ્દર્શન રૂપ છે. યથાસ્થિત વર્ણન તો અનિર્વચનીય છે. કેટલીક બાબતો એવી પણ હોય છે કે જેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. એવાંનાં વર્ણનો ભાષામાં બોલી લખી શકાતાં નથી. કોયલ સુરની મીઠાશ અને મયુરના ટૌકાની મધુરતા આપણે અનુભવિ છે પણ બીજાને સમજાવી શકતા નથી, કે અમને કોઈ અપૂર્વતા જણાવનારી આ મીઠાશ છે. એટલુંજ કહી શકીએ છીએ. કદાચ ધારો કે આવા આવી વિગતોને પણ મંથનથી અને ભાષાના પરિપાકથી આપણે અન્યને તે પણ સમજાવી શકીએ તો પણ સ્વર્ગસ્થીતિની અપૂર્વતા તો અનુભવિઓ પણ સમજાવી શકે નહીં. કારણ કે ત્હાં ઇન્દ્રિયોના વ્યવહાર અમૂક રૂપમાં જ રહે છે. મૃત્યુ લોકની સાથે સ્વર્ગ સ્થીતિનો ઘણો નિકટ સમ્બન્ધ છે અને પૂણ્ય સમાપ્તિ પછી સ્વર્ગભૂવનનો સહવાસી નીચે ઉતરી આવે છે અને કર્મની પુનરાવૃત્તિ શરૂ કરે છે. તે થવા સારૂ જોઇએ તેવા પ્રકારનું અને તેટલા પ્રમાણનું સ્થુલ ત્હેને અર્પવામાં આવે છે. મૃત્યુલોકમાં આવ્યા પછી પોતાની ગતિની પોતાને જ ખબર રહેતી નથી. હું પ્રથમ ક્યાં હતો? અને હવે ક્યાં આવ્યો? ત્હેનું પોતાને જ ભાન નથી. અવતાર સ્થીતિમાં આ પણ એક અવનવો બનાવ છે. જેમ ઉલટા પ્રકારનું કથન મજબુત રીતે અન્યોઅન્ય ગ્રસ્ત થયેલું છે તેમ આ સુલટા પ્રકારનું પણ સમજી લેવું. ત્યારે હવે કર્તવ્યાકર્તવ્યનું જ્ઞાન શી રીતે સંભવિ શકે? રસ્તો બતાવનારો અનુભવિ સાથે જ છે. ત્હેની પ્રથમ શોધ કરવી એ એક આપણું પહેલું કર્તવ્ય નિશ્ચિત થાય છે. પણ આધુનિક સમયમાં તો કેવળ સ્થુલના પોષણમાં જ તથા ત્હેનાં અંગોનો જ નિર્વાહ કરવામાં સઘળો વખત વ્યતીત થતો હોય ત્યાં એવા અનુભવિની સલાહ લે પણ કોણ? અનુભવિ, વગર પૂછે આપે પણ કેમ? તો પણ પૂર્વના દૃઢ સંસ્કારોની છાયા એમ જલદી ભુંસાઈ જતી નથી. તે છાયાને અનુકુળ વૃદ્ધિગત કરનારી ક્રિયાની જરૂર છે. તે જો યથારિત મળી આવે તો પેલો જીવાત્મા પાછો અસલ સ્થીતિમાં જઈ બળવા તૈયાર થઇ જાય છે. તરત જ ત્હાં જઇ શકે છે. સમરૂપ કિરણોનું આ કર્ષકબળ ત્હેને ત્યાં ખેંચી જાય છે. ત્યારે પાછું મૃત્યુ લોકમાં ભુલાયેલું જ્ઞાન ટપી જાય છે અને હું તો પ્રથમ હતો તેજ છું એવું જ્ઞાન પ્રકટ થઇ આવે છે. મૃત્યુલોકની સાથે સ્વર્ગ લોકનો આવી રીતે સીધો સંબંધ છે, અને સ્વર્ગલોકનો મૃત્યુલોક સાથે પણ નજીકનો સંબંધ છે, તે સહજ રીતે સમજી શકાય છે. આપણા એટલું સમજવામાં આવે છે કે પુણ્ય કર્મના સમુચ્ચયનું છેવટ ફલ સિદ્ધિ રૂપ તેજ આ સ્વર્ગભૂમિ છે. જ્યારે ત્હાં પુણ્યની બરાબર ગણાતા સુખનો લ્હાવો ભોગવાઇ રહ્યો કે તરતજ ત્યાંથી જીવભૂમિમાં ઉતરી આવવું પડે છે કે જ્યાં જન્મવૃદ્ધિ-વૃદ્ધિનો ચિરોભાગ અને ત્યાંથી પાછું ઉતરતી સ્થીતિમાં જતાં જતાં છેવટે મરણ રહેલું છે. એવી ભૂમિમાં આવવાને માટે શાસ્ત્રમાં એક જગ્યાએ કહેલું છે કે **क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति ।** જે આપણે આગળ એક વખત જોઇ પણ ગયા છીએ તો પણ તે સમયે એટલો વિચાર નહીં કર્યો હતો કે

સ્વર્ગમાંથી માનવ ભૂમિમાં જ ઉતરી અવાય અને બીજી સજીવ ભૂમિમાં નહીં જ જઇ શકાતું હોય. હેનો આપણે "જીવભૂમિમાં ઉતરી આવવું પડે છે" એમ કહી નિકાલ કહાડીએ છીએ. પણ માનવ સિવાય બીજી સ્થીતિમાં કર્મવિપાક સંભવિ શકે છે કે નહીં! એવો એક ગુંચવણીયો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. જો કે આમાં તો બધાજ પ્રશ્નો ગુંચવણ વાળા છે. પણ જેમ અનુભવ થતો જાય તેમ તેમ ખુલાસા આપો આપ થઇ જાય છે. પણ આ જગ્યાએ ઉદ્દ્ભવતા પ્રશ્નમાં એમ નિકાલ થઇ જતો નથી. શાસ્ત્રકારો તો કહે છે કે જનાવર વિગેરેમાં અશ્વ-સિંહ-સર્પ-ગાય-વનસ્પતિમાં અશ્વત્થ-તુલશી ઈ. અને ખનિજ દ્રવ્યમાં શાલિગ્રામ-સ્ફટિક વગેરે સ્વર્ગીય છે; પણ આમાં બહુ બહુ વિચારવાનું રહે છે. આમ હોવાથી કર્મ વિપાકની જોઇએ તેટલી શક્તિ માણસોમાં નથી. અને તેવા શોધ પાછળ જવા છતાં પણ પૂર્ણ માહિતી મળી શકતી નથી. એનો પેલી અનિર્વચનિયતામાં સમાવેશ થઇ જાય છે, પણ જેમ કોઇ ધનાઢ્ય શાહુકાર પોતાના મુનિમને અમુક દિવસોની મુસાફરી કરી પોતાની પાસે જ આવવા જેમ ફરમાન કરે છે હેના જેવું આમાં હોઇ શકે. ત્યારે પુણ્ય ક્ષયથી પ્રાપ્ત થયેલી દિશામાં હેણે શું એવાં કર્મ કરેલાં હોય કે જેથી પાછું સ્વર્ગ મળી શકે? એ નિશ્ચિત કરનારી વ્યક્તિ કોઈ જુદી જ છે અને તે સ્વર્ગના ઇન્દ્રને પણ ખબર હોતી નથી. તે તો પોતાના જ રંગરાગમાં મસ્તાન છે,અને વ્યવસ્થા કરનારી શક્તિ ઉથલપાથલ અને વ્યવસ્થા કર્યા જ કરે છે, હેમાં કોઇથી વચ્ચે આવી શકાતું નથી. પણ એ વ્યવસ્થાપકની કૃતિ જાણવી હોય તો હેના અભ્યાસથી તે જાણી શકાય છે. તે ચોતરફ ફરતી શક્તિ કાર્ય રૂપે અનિવાર્ય છે. કર્મની આકૃતિઓ, આકૃતિઓનાં સ્વરૂપ, વહન, ગતિ ક્રિયા અને પરિણામને નિયમિતકર્તા આ શક્તિ ખરે જ અદ્દભૂત છે.

અત્યાર સુધી આપણે એકજ બાજુનો પક્ષ ધરી ચાલ્યા આવ્યા છીએ પણ હેના વિરૂદ્ધ બાજુનો જરા પણ વિચાર કર્યો નથી તે કરવાને હવે પ્રવર્તમાન થવાને અને હેના પણ રંગ-રૂપ અને ગુણોની માહિતી મેળવાને આગળ વધવું જોઇએ, તે હવે આવતે પ્રસંગે કહીશું. હાલ તો થોડી વિશ્રાન્તિ લઇએ તો ઠીક.

(ચાલુ.)

---

# ॥ નવું અને જુનું ॥

વર્તમાન જમાનાની અનેક નવીન શોધો પુરાતન કાલમાંથી જ પુનરુદ્ધાર પામી છે. એક શોધથી અન્યશોધ ચલાવતી માનવજાત વધતીજતી હોય એમ જણાય છે, ; પરંતુ ખરેખરી રીતે એક નિયમાનુસાર તેણે જે ગુમાવ્યું હોય છે તે ફરીથી મેળવે છે; કારણ

કે વર્તમાનકાલની ધણીખરી શોધો, જે માટે પ્રજાઓ ફુલાઈ જાય છે તે માત્ર ત્રણ અથવા ચારહજારવર્ષ પૂર્વે સારી રીતે જણાયલી જ બાબતો હોય છે; વિનાશ, સંહાર અથવા અગ્નિ પ્રકોપને લીધે આ સર્વેનાં ગુમાવી દેવામાં અથવા ભૂલી જવામા આવ્યાં હોય છે.

વર્તમાન કાલે હિંદમાં કેટલાક એવા માનનારા છે કે, ભૂતકાલ માટે ગર્વ ધરાવવાથી કંઇ વળવાનું નથી, આપણે તો કંઇ નવું નવું કરવું જોઇએ. આવા તાનમાં નિતનિત નવું નિ જાવનાર પશ્ચિમમાં જેજે થાય છે તેને નવીનનવીન માનવામાં આવે છે, હિંદમાં આવું કેમ કશું થતું નથી, એ માટે શોક કરવામાં આવે છે. યુરોપમાં, સમગ્ર પશ્ચિમમાં નવાનવા રૂપે જણાતું બધું પૂર્વકાલની બાબતોને બીજા પ્રકારનો ઓપ આપેલા જેવું જ છે. આ વિચાર શ્રેણિએ, હિંદમાં પણ ભૂતકાલનું ઉપયોગિ સર્વત્ર વવાઇ રહે તથા તેમાં બાધ ના આવે એમ ઉપયોગિ નવીનનું મિશ્રણ થાય તોજ ઇષ્ટાપત્તિ છે. આવા પ્રકારની વિચારપરંપરાએ નિચેનાં અવતરણો મનન કરવા ગ્યોગ્ય નિવડશે.

"વિશ્વમાંનું સર્વ નિત્યઅણુઓનું બનેલું છે, સૂક્ષ્મ અને ચંચલઅગ્નિ વડે તેઓ ગતિમાન થાય છે, ક્રમવાર હજારો પ્રકારના અનેક માર્ગોમાં મિશ્રિત થાય છે; આટલા માટે કોઇપણ પ્રકારનો જન્મ અથવા કોઇપણ પ્રકારનું મરણ જ નથી, પરંતુ માત્ર નિત્ય રૂપપરિવર્તન (Transformation) સમાન છે." આ પ્રમાણે ૩૦૦૦ વર્ષ પૂર્વે એનેક્ષાગોરાસ, એમ્પીડોકલીસ, અને અન્ય તત્વવેત્તાઓએ ઉપદેશેલાનું જ બેકોન, માત્ર પુનઃ કથન કરે છે.

"આકાશીય પિણ્ડો, સાથેમળતા અને એકઠા પરિભ્રમણ કરતા પરમાણુઓના બંધાય છે; ભારે પરમાણુ સમૂહો કેન્દ્રોમાં જાય છે, હલકા પરિધ તરફ જાય છે, આ ઉભયમાંનું દરેક ઘનીકરણ એક પ્રકારના પ્રવાહી જડમાં ચાલ્યાં જાય છે, તે જડને તેમના શીઘ્રભ્રમણને લીધે થોડાં દ્રઢઘનીકરણોને મળતું બલ મળી રહે છે." આ પ્રમાણે લ્યુસિપસ, ડીમોક્રીટસ આદિએ ઉપદેશેલા ઉપદેશનું જ ડીકાર્ટ માત્ર પુનઃ કથન કરે છે.

"જડનો નાનામાં નાનો આપેલો અણુ, વિભાગદ્વારા અનંત અવકાશને ભરી કાઢવાને સંપૂર્ણ છે."

"ઉભયમાંની એક શક્તિનો વિશ્વના આત્મામાંથી પ્રભવ થયો તથા સંખ્યાત્મક વિભાગો અનુસાર આશ્રિત બન્યા. (કેન્દ્રપરાઙ્મુખ અને કેન્દ્રોન્મુખ શક્તિયો.) પદાર્થોનું અન્યોન્યાકર્ષણ, એક પ્રકારનું આકર્ષણ કે જે તેમને ગુરૂત્વાકર્ષણના નિયમને આધીન રાખે છે, તથા તે દરેકના ખાસ પ્રદેશમાં જાળવી રાખે છે."

"પદાર્થોના વજનનો સંબંધ તેમના જડના પરિમાણાનુસાર હોય છે; સૂર્ય તરફનું ગ્રહોનું ગુરૂત્વાકર્ષણ, તેમના તેનાથી દૂરત્વના એક પ્રકારના પરસ્પર પ્રમાણમાં હોય છે." આવા પ્રકારના એનેક્ષાગોરાસ, ડીમોક્રીટસ, ક્રીસીપસ, ટીમીયસ, પૈથાગોરાસ,

એરીસ્ટોટલ, લ્યુક્રેટીઅસ, મેક્રોબીઅસ, પ્લુટાર્કનાં કથનને જ ન્યુટન માત્ર ફરીથી કહે છે.

"દિવ્યતત્વમાંથી માનવજીવાત્માનો પ્રભવ થયો છે; પાપ આચરવાને લીધે તેનો અધોપાત થયો છે, તિરસ્કાર થયો છે, કેદખાનાની પેઠે દેહમાં વસવું પડયું છે; તેને તેના ગૂમ થયલા જ્ઞાનને ફરીથી લાવી આપવા કરતાં તત્વશાસ્ત્ર કંઇપણ વધારે કરી શકતુ નથી." આવા પ્રકારના ચેલ્ડીયાવાસિયોના, સેલ્ટ લોકોના, પૈથાગોરાસના, હીરેક્લીટસના, પ્લેટો આદિના વિચારો લિબનિઝ, મેલબ્રાન્ચ આદિ અનેક આધુનિકો, નૈસર્ગિક વિચારોના તેના તેજ વિચારોને પ્રવર્તાવે છે.

વાદળાંમાંથી વિદ્યુતને આકર્ષનાર એટ્રુરીયાના પૂજારીઓના કાર્યને જ ફ્રેન્કલિન અને તેના વિદ્યુતચાલકો ફરીથી દર્શાવે છે.

પોતાના દેવોની મૂર્તિયોને વરાળવડે ચલાવનાર ઇજીપ્ત દેશના પૂજારીઓના કાર્યને આપણા સ્ટીમ એન્જીનના વર્તમાન શોધકો પુનઃ કરી બતાવે છે; ઇજીપ્શીયન એન્જીનીયર હિરોએ રેઇલ ઉપર ખાત્રીથી એન્જીનો દોડાવ્યાં હતાં, કારણ કે ઇજીપ્તમાં ચીલાવાળા માર્ગો મળી આવ્યા છે તથા એ ચીલાઓમાં લોખંડના પાટાના ટુકડાઓ મળી આવ્યા છે.

આપણા જમાનાનાં ૫૯૫ વર્ષો પૂર્વે ભવિષ્યવાદી ઇઝેકીઅલને સ્વપ્ન આવ્યું હતું, તે તેણે પ્રથમ પ્રકરણમાં વર્ણવ્યું છે. કેટલાક ધ્યાન પૂર્વક અવલોકતાં તેમાંથી આપણને, આંતરશક્તિના બળવડે આગળ ધપતા તથા અટક્યા વિના આગળ વધતા એન્જીનનું વર્ણન મળી આવે છે.

મોઝીઝ, જીસસ, ઇજીપ્તના મેજીશિયનો આદિના કાર્યને આપણા વર્તમાન દિનોના મેસ્મેરાઇઝરો ફરીથી કરી બતાવે છે; પ્રાચીન સમયનાં માનવિઓ, વર્તમાનનાં માનવિયો કરતાં વધારે વિદ્વાન (દીક્ષિત) હતાં, તેથી તેમના કરતાં વધારે અદ્દભુત ચમત્કારો કરી શકતાં હતાં.

આપણા દિવ્યદૃષ્ટિવાળા સ્વપ્નચારકો, માત્ર હિબ્રુ ભવિષ્યવાદીઓના, ડેલ્ફિનાં દિવ્યભાવિકથનોના, કયુમેકની ભવિષ્યવાદિનીઓના, ડ્રુડોના કાર્યને પુનઃ કરી બતાવે છે.

ભૂતકાલના અંતઃપ્રેરિત આ સર્વ પૂજારીઓ શી રીતે થોડી અથવા વધારે મહાન પ્રભાનો અનુભવ કરી શકતા હતા, જે વડે તેઓ સૂક્ષ્મસૃષ્ટિમાં થોડી અથવા વધારે સ્પષ્ટતાથી જોઇ શકતા હતા? એક પ્રકારના દીર્ઘ અને તીવ્ર ઉપરતિના નિયમના સાધન વડે, વારંવાર ઉપવાસ કરવા વડે તેઓ જડને આત્માને, પ્રકૃતિને પુરૂષને આધિન કરી શકતા હતા. સમાધિદશા અનુભવી શકતા હતા.

મોઝીઝે, સીનાઇ પહાડમાં નિવૃત્તિનિવાસ શોધ્યો; બોરજાહુના પર્વતમાં જરથુ-

સ્યે એકાંતવાસ ખોળ્યો; ગંગાજીના એકાંતતટ ઉપર મનુ ભગવાને એકાંત શોધ્યું હતું; ડ્રુઇડ લોકો સેલ્ટદેશના જંગલોનાં ઉંડાણમાં શાંતિને શોધતા. આમવિપુરુષને, નૈતિક પુરુષમાંથી છુટો પાડવાના સંભવની સૂચના અતિપ્રાચીનમાં પ્રાચીન કાલમાં આપવામાં આવી છે.

પૈથાગોરાસે કહ્યું છે: "જ્યારે તારો જીવાત્મા, આ દેહનો ત્યાગ કરીને આકાશમાં છૂટથી વિહરે છે ત્યારે તેની અશરીરી દશાને લીધે તેને અનંત દર્શનનો અનુભવ થાયછે."

પ્લેટોએ કહ્યું છે: માનવિ પોતાના મૂલ તત્વમાં એક આધ્યાત્મિકવ્યક્તિ હતું: આત્માએ તેને મર્ત્યદેહ ધારણ કરાવ્યો છે; તેથી માનવિમાં આપણે જે માનવિ રૂપે જોઇએ છીએ તે યથાર્થ રીતે વિચારતાં માનવિ નથી."

હિપોક્રેટીસ કહે છે: "જીવાત્મા, દેહના આંતરમાંથી વ્યાધિને સ્પષ્ટ રીતે જોઇ શકે છે. અને તે આગળથી પોતાનો માર્ગ સાધી શકે છે."

પોતાના સમકાલીન જીસસક્રાઇસ્ટના કરતાં ૩૦ વર્ષ પૂર્વે અલેક્ઝાંડ્રીયામાં (ઈજીપ્ત) જન્મેલો પ્લેટોનિક શાલાનો તત્વવેત્તા ફાઇલો જ્યુ, કેબાલામાં ઉસ્તાદ હતો તથા પવિત્રશાસ્ત્રોના ખુલાસાઓ આપવામાં અતિ નિપુણ હતો. તેણે અનેક રહસ્યભરપુર ગ્રંથો યોજ્યા છે, જેમાંથી ક્રિશ્ચિયન દેવલોના પાદરીઓએ મહાન્ અનેક શ્રેષ્ઠ વિચારોનો ઉતારો કર્યો છે. તેમણે એક સ્થલે લખ્યું છે:—

"જ્યારે બાઇબલમાં એમ વાચવામાં આવે છે, "ઇશ્વર, માનવિ સાથે બોલ્યો," ત્યારે એમ માનવાનું નથી કે તેમના કર્ણોમાં સ્થૂલ અવાજ અથડાયો હતો, પરંતુ શુદ્ધ પ્રકાશવડે પ્રકાશિત જીવાત્મા, અવકાશદ્વારા ઇશ્વર પ્રત્યે વિહરે છે તથા તેની સાથે વાત ચલાવે છે, એમ સમજવાનું છે."—ખરેખર તેની અનંત આધ્યાત્મિકતાને લીધે આપણાથી એમ નથી ધારી શકાતું કે તેમને શબ્દોચ્ચાર કરતો દેહ છે; તેતો માત્ર વિશ્વની દૃષ્ટિદ્વારા આપણાં ચક્ષુઓ સાથે બોલે છે: તેટલા માટે દેવવાણિ, એજ તેનાથી સજીવન કરાતાં પ્રાણીઓમાં આવિર્ભાવ પામતી ભૂમા રૂપ જ છે.

બાઇબલના ટીકાકારો અને લેખકો, ફાઇલોના ગ્રંથોના વિચારોનો છુટથી ઉપયોગ કરે છે.

મી. ડુમસ પોતાના સાવયવ પ્રાણીઓ વિશેના "લેસન્સઓન. કેમિકલ. સ્ટેટીસ્ટીકસ" નામના ગ્રંથમાં, બહુ બહુ પ્રકારે પ્રથક્કરણ કર્યા પછી તથા અસંખ્ય પ્રયોગો પછી આ પ્રમાણે નિશ્ચય ઉપર આવ્યો છે:—"વાયુમાંથી પેદા થયલાં પ્રાણીઓ અને વનસ્પતિઓ, માત્ર ઘટવાયુરૂપજ છે; વાયુમાંથી તેઓ પેદા થાય છે અને વાયુમાં સમાય છે."

આપણા સનનાં ૩૫૦ વર્ષો પૂર્વે એનાક્ષીમીનીઝે અને આયોનિયન શાલાના અન્ય તત્વવેત્તાઓએ ઉપરના કરતાં ભિન્ન પ્રકારની અનેક વિધિયો વડે આવું તેઆવું જ પરિણામ શોધી કાઢ્યું હતું.

ઉપતંત્રી.

---

# ॥ स्वामि विवेकानंद लंडनमां ॥*

વિલાયતના લોકોની વિશાલ સંખ્યા સમીપ સ્વામિ ભાષણો આપે છે, ઉપદેશ આપે છે. લોકો પણ તેમના વાદ અને તત્વશાસ્ત્ર પ્રતિ આકર્ષાયા છે. મિશનરીઓ, ધર્મ પ્રચારકો મોકલવાના સાહસિક કાર્યનો વ્યાવહારિક હક ઇંગ્લેન્ડનો જ છે, એમ અંગ્રેજો માને છે: ફક્ત ફ્રાન્સે ઉઠાવેલા અલ્પ પ્રયત્ન વિના, આહક અત્રુટિત પરંપરાથી ચાલ્યો આવે છે. તેથી મેં સ્વામિને તેમના દક્ષિણ બેલગ્રેવીઆના થોડા સમયના આવાસમાં મળવાનો નિશ્ચય કર્યો; હોમચાર્જીસ વિશે, એક વ્યક્તિમાં એકઠી થયલી એગઝીક્યુટીવ અને જ્યુડીશિયલ સત્તા વિશે, સુદાનીઝ અને અન્ય ચઢાઈઓ સાથે સંબંધ ધરાવતાં ખર્ચોના નિરાકરણ વિશે હિંદને દાખલા દલીલ પૂર્વક વારંવાર સાબિત કરી આપવાના કાર્ય કરતાં ઈંગ્લેન્ડ પ્રત્યે અન્ય કેવા પ્રકારનો સંદેશ આપવાનો હશે, એ વિશે મારે સ્વામિજી સાથે ચર્ચા ચાલી.

"એ બીલકુલ નવાઇની વાત નથી કે," સ્વામિજીએ શાંતિથી ઉત્તર વાળ્યો, "હિંદુસ્થાને ધર્મ પ્રચાર માટે મિશનરીઓ, ધર્મ પ્રચારકોને બહાર મોકલવા જોઇએ. બુદ્ધ ધર્મના બાલ્યકાલના દિનોમાં મહારાજાધિરાજ અશોકના રાજ્યશાસનમાં હિંદમાં આ પ્રમાણે વર્તવામાં આવતું હતું."

" કોઇ ખુશીથી એમ પૂછી શકે કે, હિંદે શામાટે કોઇપણ કાલે આકાર્યને બંધ પાડ્યું, તથા વર્તમાનમાં તેનો પુનઃપ્રારંભ કરવાની શી જરૂર છે? "

" હિંદમાંથી આકાર્ય બંધ પડયું, કારણ કે તે સ્વાર્થી બન્યું, આપવા અને લેવાની એક પ્રકારની પ્રનાલિકાવડે પ્રજાઓ અને વ્યક્તિઓ સમાન રીતે જીવે છે અને વૃદ્ધિ પામે છે, એ સિદ્ધાન્ત તેણે વિસારે પાડયો. હમેશાં દુનિયાં પ્રત્યે તેનો તો તેનો તેજ સંદેશ છે. તે આધ્યાત્મિક છે, સમએઝમાનાઓના ઝમાનાઓ થયાં આંતરદૃષ્ટિ પરાયણ ભાવના તો સૃષ્ટિ તેનીજ છે, અમૂર્ત વિદ્યાઓ (Abstract sciences) અધ્યાત્મવિદ્યા, ન્યાયઆદિ તેના ખાસ પ્રદેશો છે. ઇગ્લેન્ડના હિંદપ્રત્યેના મિશનના એક પ્રકારના પરિણામ રૂપે યથાર્થ રીતે અમારૂં ઇંગ્લેન્ડ પ્રત્યેનું મિશન છે. જીત મેળવવી, શાસન ચલાવવું, તેના અને આપણા લાભ માટે સ્થુલપદાર્થ વિદ્યાના જ્ઞાનનો ઉપયોગ કરવો, એ ઇંગ્લેન્ડનું કાર્ય થઇ પડ્યું છે. હિંદે દુનિયાને શું શું પુરૂં પાડ્યું છે તેને ટુંકામાં દર્શાવવાનો પ્રયત્ન કરતાં મને એક અંગ્રેજી અને સંસ્કૃત કહેવતનું સ્મરણ થાય છે એક મનુષ્ય મરણ પામતાં તમે " તેણે આત્માનો ત્યાગ કર્યો " એવું વાક્ય વાપરો છો, અમે 'તેણે દેહનો ત્યાગ કર્યો' એમ બોલીએ છીએ.

---

* સ્વામિ ઈંગ્લેન્ડ ગયા હતા ત્યાં એકાદ મળવા આવેલા ગૃહસ્થ જોડે તેમને થયેલી વાતચીત વર્તમાનમાં પણ ઘણી રીતે વિચારવા જેવી હોવાથી ઉતારવામાં આવે છે—ઉપતંત્રી.

દેહમાં આત્મા છે, એમ કહીને તમે, દેહજ મુખ્ય લક્ષ આપવા યોગ્ય છે, આથી પણ કંઇક વધારે સૂચવવા માગો છો. અમારૂં કહેવું એમ થાય છે કે, મનુષ્ય એક આત્મા છે, તથા તેણે એક દેહ ધારણ કર્યો છે. આતો માત્ર સપાટી ઉપરના નાના નાના પરપોટાઓ છે, પરંતુ આથી તમારા પ્રજાકીય વિચાર વહનનું વલન જણાઇ આવે છે. શૅાપનહૉરે ભવિષ્ય ભાખ્યું હતું તેનું તમને સ્મરણ કરાવવાનું મને મન થાય છે કે, સારી રીતે સર્વત્ર ફેલાતાં, હિંદીતત્વશાસ્ત્રની યુરોપ ઉપર થનારી અસર, ડાર્કએજીસ ( અજ્ઞાન કાલ ) ના અવસાન પછી ગ્રીક અને લાટીન ભાષાઓનો જેવો પુનરૂદ્ધાર થયો હતો તેવીજ મહાન્ પુનરૂદ્ધાર કરાવનારી નિવડશે. પૌર્વાત્યશોધ વિશાલતાથી વિસ્તાર પામતી જાય છે; સત્યના શોધકને વિચારોની એક નવી સૃષ્ટિજ ખુલતી જાય છે. "

" ત્યારે શું આખરે હિંદ તેના જીતનારાઓને જીતવાનો છે!"

" હા ! ભાવના સૃષ્ટિમાંતો આમજ બનવાનું છે. અમારા મુસલમાન જેતાઓના હાથમાં પૂર્વે હતાં તેમ ઈંગ્લેન્ડના હસ્તમાં તલવાર છે, જડસૃષ્ટિ છે. આમ હોવા છતાં પણ મહાન્ અકબર એક વ્યાવહારિક હિંદુ બની ગયો હતો; કેળવાયલા મુસલમાનો, સુફીઓ, હિંદુઓથી ભાગ્યેજ ભિન્ન પડી આવે છે; આવા લોકો ગૌવધ કરતા નથી તથા અન્ય પ્રકારે પણ અમારા માર્ગોને મળતા આવે છે. તેમના વિચારોમાં અમારા વિચારો વ્યાપિ ગયા છે. "

" ત્યારે શું તમે લૉર્ડ. સાહેબનું આવુંજ ભાવિધારો છો ? વર્તમાન ક્ષણે તે આ લક્ષ્યથી ઘણે દૂર ખસી ગયો હોય એમ લાગે છે. "

" ના ! તમે ધારો છો તેટલો દૂર ખસી ગયો નથી. ધાર્મિક વિચારોની સૃષ્ટિમાં, હિંદુ અને અંગ્રેજનામાં ઘણું ઘણું મળતું આવે છે; અન્યધાર્મિક સંસ્થાઓમાં પણ આનીઆજ બાબતની સાબિતી મળી આવે છે. જ્યાં જ્યાં અંગ્રેજ રાજ્યકર્તા અથવા સિવિલસર્વન્ટને હિંદી ભાષા સાહિત્યની સહજ પણ પીછાન થાય છે, ખાસ કરીને તત્વશાસ્ત્રનું જ્ઞાન થાય છે, ત્યાં ત્યાં એક પ્રકારના સામાન્ય મૈત્રિભાવની ભૂમિકા અસ્તિત્વ ધરાવે છે; આ પ્રદેશ સતત વિસ્તાર પામતોજ જાય છે. કેટલાકથી ધારણ થતા બહિષ્કારના દેખાવનું—કોઇ કોઇવાર તિરસ્કારનું પણ—માત્ર કારણ અજ્ઞાનજ છે, એમ કહેવું બીલકુલ વધારે પડતું નથી.

"ખરેખર આ તો એક મૂર્ખાઇ ભરેલું પગલું છે; તમે તમારા સંદેશ સહિત ઇંગ્લેન્ડ ના આવતાં અમેરિકા શામાટે ગયા, એ સમજાવશો ?"

" આ એક અકસ્માત રૂપજ છે——જેમ થવું યોગ્ય હતું તેમ લંડનમાંજ ભરાવાને બદલે, દુનિયાના ધર્મોની પાર્લામેન્ટ, અમેરિકામા ચીકાગોમાં સમગ્ર દુનિયાના મહાન્ પ્રદર્શનના સમયે ભરાવાના પરિણામ રૂપ છે. હિંદુ ધર્મના પ્રતિનિધિરૂપે, મહિસુર ના મહારાજાએ તથા અન્ય કેટલાક મિત્રોએ મને અમેરિકા મોકલ્યો. ગત અને વર્ત-

માન ગ્રીષ્મ સમય વિના મારે તે દેશમાં ત્રણ વર્ષ વસવું થયું છે; આ સમયે લંડન માં વ્યાખ્યાનો આપવાનો મારો વિચાર છે. અમેરિકા વાસિઓ એક મહાન્ પ્રજા છે, તેમની સમીપમાં મહાસમર્થ ભાવિ ખડું છે. મને તેમના ઉપર અત્યંત પ્રેમ ઉપજે છે, મને તેમનામાંથી ઘણા માયાળુ મિત્રો મળી આવ્યાં છે. આ લોકો અંગ્રેજો કરતાં ઘણા થોડા દુરાગ્રહવાળા છે. એકાદ નવીન વીચારનો તોલ કરવામાં તપાસવામાં વિશેષ તત્પરતાવાળા છે, વિચારની નવીનતા હોવા છતાં તેની કીમત કરવાવાળા છે. તેમનામાં આતિથ્યસત્કારની ભાવના ઉભરાઇ જાય છે; જાણે કે તેમને પોતાનાં વિશ્વાસપત્રો ઇતાવી પરિચય ઉપજાવવામાં ઘણો થોડોજ સમય જાય છે. હમેશાં મિત્રોમાં વ્યાખ્યાનો આપતા ગામે ગામ મારી પેઠે તમે અમેરિકામાં મુસાફરી કરી શકો. મેં બોસ્ટન, ન્યુયોર્ક, બાલ્ટીમોર, વૉશિંગટન, મેમ્ફિસ આદિ અનેક શહેરો જોયાં છે.

" દરેક સ્થાનમાં અનુયાયી ટોળું ઉભું થયું હશેજ ?"

" હા ! અનુયાયીયો બન્યા હશે, પરંતુ બંધારણો, સંસ્થાઓતો નહિજ ! મારા કાર્યક્રમનો કોઇપણ પ્રકારે આ વિભાગ નથી. આ સર્વ વિશે તો સર્વ હૃદયોમાં જોઇએ તેટલું સંપૂર્ણ છે. સંસ્થાઓને, બંધારણોને જાળવી રાખનારાં મનુષ્યોની જરૂર પડે છે; આવાં મનુષ્યો, સત્તા, વિત્ત, લાગવગને શોધે છે. વારંવાર આવા લોકો આધિપત્ય મેળવવાં માથાફોડ કરે છે અને વઢવાડ પણ ઉભી થાય છે. "

" આપના સંદેશનો મુદ્દો થોડાક શબ્દોમાં કહી શકશો ! આપ તારતમ્યાત્મક (Comparative) ધર્મનો ઉપદેશ કરો છો ?"

" મારા ઉપદેશનો યથાર્થ રીતે ધર્મના તત્વશાસ્ત્રમાં, તેનાં સર્વ પ્રકારનાં બાહ્યસ્વરૂપોના આંતરતત્વમાં સમાવેશ થાય છે. સર્વ પ્રકારનાં ધાર્મિક બાહ્યસ્વરૂપોનો એક પ્રકારનો ઉપયોગી અને નિરૂપયોગી વિભાગ હોય છે. જો એ સર્વમાંથી અન્ય વિભાગને દૂર કરવામાં આવે તો સર્વ ધર્મનો યથાર્થ આધાર અવશેષ રહે છે, જે ધર્મનાં સર્વ સ્વરૂપોમાં સામાન્ય હોય છે. આ સર્વની પાછળ એકતા વ્યાપી રહિ છે. આપણે ગમે તો તેને ઇશ્વર, અલ્લાહ, જેહોવા, આત્મા, પ્રેમ આદિ ગમે તે નામથી વ્યવહરીએ તથાપિ તેના અધમાધમ રૂપથી તે મનુષ્યમાં થતા તેનાં અતિ ઉચ્ચ આવિર્ભાવ પર્યંત સમગ્ર જીવને સજીવન બનાવનાર તેની તેજ એકતા છે. આ એકતાને ભાર મૂકીને આપણે દર્શાવી આપવાની જરૂર છે; પશ્ચિમમાં અને ખરૂં કહેતાં માર્ગોએ સર્વત્ર મનુષ્યોને ધર્મનાં બાહ્યસ્વરૂપોના નિરૂપયોગી વિભાગ ઉપર ભાર મૂકવાની, તેને અતિ અગત્યનો ગણવાની ટેવ પડી ગઇ છે. આવાં બાહ્યસ્વરૂપો માટે; પોતાનાં અનુયાયીઓને એકમત બનાવવા માટે, આવા લોકો અન્યોન્યમાં તકરાર કરશે, મારા મારી કરશે. ઇશ્વર પ્રત્યેનો તથા માનવિ પ્રત્યેનો પ્રેમ, એજ ધર્મના ઉપયોગી વિભાગ રૂપ છે, એમ વિચારતાં, થોડામાં થોડું કહેવા માગીએ તોપણ આવા પ્રકારનું વર્તન વિચિત્ર લાગે છે.

" મારા ધારવા પ્રમાણે એ હિંદુ કદાપિ કોઇને ઉપદ્રવ કરશે નહિ.

"તેણે અદ્યાપિ પર્યંત તો કદાપિ આમ કર્યું નથી; માનવની સર્વજાતિયો કરતાં તે અત્યંત ઉપેક્ષાવૃત્તિવાળો છે. તે કેટલો બધો હદપારનો ધાર્મિક છે એમ વિચારતાં કોઇ કદાચ એમ ધારે કે, કોઇપણ પ્રકારના ઇશ્વરમાં નહિ માનનાર માનવિઓમાં તે ઉપદ્રવ ઉપજાવતો હશે. જૈનો આવા ઇશ્વરમાં રાખવામાં આવતી માન્યતાને સ્પષ્ટ રીતે ભ્રમણાત્મક ગણે છે; તથાપિ કોઇપણ જૈનમતાનુયાયીને કદાપિ પજવવામાં આવ્યો નથી. હિંદુસ્થાનમાં સર્વથી પ્રથમ આવા કાર્યમાં મૂસલમાનો તલવાર ધારણ કરનારા હતા."

"ઉપયોગી એકતાના વાદનો ઈંગ્લેન્ડમાં શો પ્રચાર થઇ શકે એમ છે? અત્રે તો હજારો મતપંથસમાજો ઉભરાઇ જાય છે."

"જેમ જેમ સ્વાતંત્ર્ય અને જ્ઞાન વૃદ્ધિ પામશે તેમ તેમ આ સર્વ ક્રમેક્રમે અદૃશ્ય થતાં જશે. એ સર્વે નિરૂપયોગી વિભાગના આધારે સ્થપાયાં છે, તેથી ટકી શકે એમ નથી. મતપંથસંપ્રદાયસમાજો પોતપોતાનું કાર્ય કરી ચૂક્યાં છે, અલગઅલગ ભ્રાતૃમંડલો પૂરાં પાડ્યાં છે, આ સર્વેએ મંડલાંતરવર્તિ પુરૂષોએ દર્શાવેલા માર્ગે કાર્ય કર્યું છે. વ્યક્તિઓના આવા પ્રકારના સમૂહોને ભિન્નપાડતી વિભેદકદિવાલોને તોડી પાડીને વિશ્વમાન્ય બંધુભાવની ભાવના પર્યંત આપણે ક્રમે ક્રમે ચઢવાનું છે. માત્ર તે માટે સમય પક્વ થવા કરતાં કંઇપણ વિશેષ નહિ થવાને લીધે ઇંગ્લેન્ડમાં આ કાર્ય ધીમેધીમે આગળ વધે છે; ગમે તેમ હો પરંતુ તે આગળ વધે છે એતો નિશ્ચય છે. ઇંગ્લેન્ડ આના જેવું જે કાર્ય હિંદમાં કરવામાં રોકાયું છે તે પ્રતિ હું તમારૂં લક્ષ દોરવા માગું છું. વર્તમાન જ્ઞાતિભેદ હિંદની વૃદ્ધિમાં એક પ્રકારના અટકાવ રૂપે છે: તે સંકુચિત બનાવે છે, બંધનો ખડાં કરે છે, ભેદ પડાવે છે. ભાવનાઓના આગળ વધવા સાથે એ મરણ શરણ થશે."

"હિંદ માટે થોડા સદ્ભાવવાળા નહિ એવા તથા તેના ઇતિહાસના ચથ્થા જ્ઞાન વિનાના નહિ એવા કેટલાક અંગ્રેજો, જ્ઞાતિસંસ્થાને મૂખ્યત્વે લાભકારક ગણે છે. કોઇને પણ સહજમાં યૂરોપીયનના જેવો બનાવી શકાય. તમે જાતેજ અમારી ઘણી ખરી ભાવનાઓને જડવાદપરાયણ ભૌતિક ગણીને તિરસ્કાર કરો છો."

"તમારૂં કહેવું યથાર્થ છે. કોઇ પણ બુદ્ધિશાળી વ્યક્તિ હિંદનું ઈંગ્લેન્ડ સાથે એકીકરણ કરવાનો ઉદ્દેશ રાખતું નથી. પાછળ રહીને કાર્ય કરતા વિચાર વડે શરીર ઘડાય છે. આ પ્રમાણે રાજકીયદેહ પ્રજાકીયવિચારના આવિષ્કરણરૂપ છે અને હજારો અને કરોડો વર્ષોના વિચારોવાળા હિંદમાં તો આમજ છે. હિંદને યૂરોપીઅન બનાવવા વડે યૂરોપનાં રીત રીવાજ આચારોથી ઉભરાવવો, એ એક પ્રકારનું અસંભવિત અને મૂર્ખાઇ ભરેલું કાર્ય છે. હિંદમાં વૃદ્ધિ ઉન્નતિ, સુધારાનાં મૂલતત્વો હમેશાં ચંચલ દશામાં વર્તતાં હતાં. ત્યાં એક શાંતિપ્રચારક સરકાર જામતામાંજ આ હમેશાં સ્વતઃજ જણાઇ આવ્યાં છે. ઉપનિષદકાલથી આરંભિને વર્તમાનકાલપર્યંત આપણા લગભગ સઘળા મહાન્ આચાર્યોએ જ્ઞાતિનાં બંધનોને તોડીને પાર જવા માગ્યું છે, એટલે જ્ઞાતિની અધોપતિત દશા-

માંથી પાર પડવા માગ્યું છે, મૂલ શુદ્ધ જ્ઞાતિ સંસ્થાને તોડી પાડવાની વૃત્તિ જણાવી નથી. વર્તમાન જ્ઞાતિ સંસ્થામાં જે જરાક પણ શુભ જોવામાં આવે છે તે તેને અસંત કીર્તિવંત સામાજીકબંધારણરૂપ મૂલજ્ઞાતિસંસ્થામાંથી લાગી રહ્યું છે. બુદ્ધભગવાને જ્ઞાતિસંસ્થાને મૂલસ્વરૂપમાં સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો. હિંદને પ્રબુદ્ધ થવાના, જાગ્રત બનવાના, દરેક સમયે અધોપતન પામેલાં જ્ઞાતિ બંધનોને તોડી-પાડવાના ભગિરથ પ્રયત્નો કરવામાં આવ્યો છે. પરંતુ જ્યાંથી જ્યાંથી જડે ત્યાંથી મદદગાર વિદેશીભાવનાઓનું એકીકરણ કરીને, તેના ભૂતકાલના પરિણામ અને સતતરહનરૂપે એક નવીન હિંદને જન્મ આપનાર હમેશાં અમે પોતેજ હોવા જોઇએ. તેઓ ( વિદેશીઓ ) કદાપિ આ સ્થાન રોકી શકશે નહિ. ઇંગ્લેન્ડે જે સર્વે કરવાનું છે તે હિંદને પોતાના ઉદ્ધારનું કાર્ય પાર પાડવામાં માત્ર મદદ આપવાની જ છે. મારા અભિપ્રાય પ્રમાણે હિંદનો ટોટો દબાવનારની સૂચનાનુસાર કરવામાં આવતી સર્વે પ્રકારની વૃદ્ધિ ઉન્નતિ બીલકુલ કીંમત વિનાની છે. *અમુક શ્રેષ્ઠ કાર્ય, માત્ર ત્યારેજ અધોપાત પામે છે કે, જ્યારે તે ગુલામોની મહેનત વડે પેદા થયું હોય છે.*"

" હિંદી નેશનલકોન્ગ્રેસની હીલચાલપ્રત્યે તમે જરાપણ લક્ષ આપ્યું છે ? "

" વધારે લક્ષ્ય આપ્યાનો હું દાવો કરી શકતો નથી; ક્ષેત્રના અન્યવિભાગમાં મારા કાર્યનો સમાવેશ થાય છે. પરંતુ હું એ હીલચાલને અર્થસૂચક ધારૂં છું, તથા ખરા હૃદયથી તેનો વિજય ઇચ્છુંછું. હિંદની વિવિધજાતિઓમાંથી એકપ્રજા બંધાવાનો પ્રારંભ થઇ ચૂકયો છે. મને ઘણીવાર એમ માનવાનું મન થાય છે કે યૂરોપના વિવિધ પ્રકારના લોકો કરતાં આ જાતિયો જરાપણ ઓછી અનેકવિધતાવાળી નથી. ભૂતકાલમાં દુનિયાનાં શિષ્ટાચાર કેલવણીમાં ભગિરથ ભાગભજવનાર હિંદીવ્યાપાર માટે યૂરોપે તરફડીયાં માર્યા છે; માનવજાતના ઇતિહાસમાં આની પ્રાપ્તિને લગભગ એક પ્રકારની ઉથલ પાથલ કરી નાખનારી વાત સમાન ગણવામાં આવી છે. ડચ, પોર્ચુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજ લોકોને ઉત્તરોત્તર તેની પ્રાપ્તિ માટે લડતા આપણે જોયા છે. વેનિસવાસિયોને પૂર્વમાં ખમવી પડેલી ખોટનો બદલો દૂરના પશ્ચિમમાં શોધવા જવાને અમેરિકાની શોધ આભારી છે.

" એનો અંત ક્યાં આવશે ? "

" હિંદની સજાતીયતા પૂરી પાડવામાં, પ્રજાસત્તાકરાજ્યભાવનાઓના નામથી અમે જેને વ્યવહારીએ છીએ, તે પ્રાપ્ત કરવામાં તેનો અંત આવશે. માત્ર ગણ્યા ગાંઠયા કેળવાયલાઓનોજ જ્ઞાનરૂપી હક ના રહેવો જોઇએ; ઉચ્ચથી તે અધમાધમ વર્ગ પર્યંત જ્ઞાનનો પ્રચાર થશે. કેલવણીનો પ્રચાર ચાલે છે અને ફરજીઆત કેલવણી અનુસરશે, અમારા લોકોની કાર્ય કરવાની મહાન્ શક્તિનો ઉપયોગ થવો જોઇએ. હિંદની અવ્યક્ત શક્તિયો મહાન્ છે અને સમય જતાં તે વ્યક્ત થશે. "

" એક પ્રકારની લશ્કરી મહાન્ સત્તા પ્રાપ્તકર્યાવિના શું એકપ્રજા કોઇ કાલે મહાન્ બની શકશે ? "

" હા ! " એક ક્ષણની પણ આનાકાની વિના સ્વામિજીએ કહ્યું, " ચિનદેશ મહાન્ બની શકયો હતો. અન્ય દેશોમાં ચિન અને જાપાનમાં મેં મુસાફરી કરી છે. વર્તમાન દિનોમાં ચિન એક વિખરાઇ ગયેલા ટોળાં સમાન છે. પરંતુ તેની જાહોજલાલીના સમયમાં, અદ્યાપિ કોઇ પ્રજામાં જાણવામાં નથી આવ્યાં એવાં અત્યુત્તમ બંધારણો ત્યાં હતાં. આપણાથી આધુનિક તરીકે ગણાતી અનેકાનેક શોધો અને ક્રિયાઓ, હજારો અને લાખ્ખો વર્ષોથી ચાઇનીઝ લોકો વ્યવહારમાં અનુભવતા હતા. દૃષ્ટાંત સરીકે હરિફાઇથી ચાલતી પરિક્ષાઓજ લ્યો. "

" તેનું બંધારણ શા માટે વિખરાઇ ગયું ? "

" કારણ કે સંસ્થાને અનુસાર મનુષ્યો દેશમાં પેદા થઇ શકયાં નહિ. તમારામાં કહેવત ચાલે છે કે, પાર્લામેન્ટના એકટ વડે, કાયદાઓ વડે, મનુષ્યને સદ્ગુણી બનાવી શકાશે નહિ; ચાઇનીઝ લોકોને તમારા કરતાંએ ઘણા પહેલાંના સમયથી આ વાતનો અનુભવ થયો છે. આટલા જ માટે રાજકીય વિદ્યા કરતાં ધર્મ અતિ ઉંડી અગત્યનો છે, કારણ કે તે મૂલપર્યંત વિસ્તરે છે તથા સદ્વર્તનની ઉપયોગી બાબતોને સમજાવે છે. "

" તમે જે જાગ્રતિની, પ્રબુદ્ધદશાની વાત કરો છો, તે વિશે હિંદ ભાનવાળો બન્યો છે ? "

" સંપૂર્ણ ભાનવાળો છે દુનિયા તો કદાચ આ બાબતને કોન્ગ્રેસની હીલચાલમાં અને સામાજીક સુધારણાના ક્ષેત્રમાં જુએ છે; ગમે તો વિશેષ શાંતિથી કાર્ય કરે છે તો પણ ધાર્મિકક્ષેત્રમાં આ પ્રબુદ્ધતા, જાગ્રતિ પણ સમાન રીતે યથાર્થ છે. "

" પૂર્વ અને પશ્ચિમની આવા ભિન્નપ્રકારની જીવનની ભાવનાઓ છે. અમારી ભાવના સામાજીક દશાને સંપૂર્ણ બનાવવાની છે. અમે જ્યારે આ બાબતો પાછળ લક્ષ આપીએ છીએ, ત્યારે પૌર્વાત્યો ભાવવાચકકલ્પનાઓના ધ્યાનમાં મગ્ન છે. સુદાનમાં કાર્યમાં લગાડવામાં આવેલા હિંદીલશ્કરને નાણાં પગાર કરવાની વાત વિશે અત્રે પાર્લામેન્ટ ચર્ચા ચલાવે છે. કોન્ઝરવેટીવ પ્રેસના સર્વ માનનીય વિભાગે સરકારના અન્યાયી નિર્ણય સામે કર્ણ તોડી નાખતો શોરમચાવ્યો છે, જ્યારે કદાચ તમારૂં એમ ધારવુંછે કે, આ સમય બાબત લક્ષ અપાવા યોગ્ય પણ નથી. "

" પરંતુ તમારૂં ધારવું ખોટું છે, " પત્ર લઇને કોન્ઝરવેટીવપત્રોમાંના ઉતારાઓ ઉપર નજર ફેરવતાં ફેરવતાં સ્વામિજીએ કહ્યું. " આ બાબતમાં તો મારો દયાભાવ, સહભાવ મારા દેશ માટે જ છે તથાપિ મને એક પ્રાચીન સંસ્કૃ પ્રહેલિકા યાદ આવે છે,

'તમે હસ્તિને તો વેચ્યો છે, અંકુશ સારૂ શા માટે તકરાર કરો છો, ?' હિંદ હમેશાં આપતું આવ્યું છે. રાજ્યનીતિનિપુણોના વાદવિવાદો. તકરારો અત્યંત વિચિત્ર હોય છે. ધર્મને રાજ્યનીતિના પ્રદેશોમાં અવતરવાને હજુ ઝમાનાઓના ઝમાનાઓ જોઇશું."

"ગમે તેમ હોય તો પણ પુરૂષને અતિશીઘ્ર પ્રયત્નપરાયણ થવાની જરૂર છે."

"હા, આ મહાન્ લંડનશહેરના કેન્દ્રમાં એક ભાવનાની સ્થાપના કરવાનું એકાદ પુરૂષનું અતિ શ્રેષ્ઠ કર્તવ્ય છે; ખરેખર અદ્યાપિ પર્યંત કોઇ કાળે ગતિમાન્ કરાયલા મહાનમાં મહાન્ યંત્રરૂપ આ રાજધાની છે. હું વારંવાર તેના કાર્યક્રમનું અવલોકન કરૂં છું, નાનામાં નાના કાર્યને પહોંચી વળવાની તેની શક્તિ અને સંપૂર્ણતાને નિહાળું છું, પ્રચાર અને વહેંચણીની તેની અદ્ભુત સંસ્થા પ્રતિ લક્ષ આપું છું. આ અધિરાજ્ય કેટલું વિશાળ છે તથા તેનું કાર્ય કેટલું મહાન્ છે, એ અનુભવવામાં આથી મદદ મળે છે. આ સર્વ બાબતો ઉપરાંત તે વિચારનો વિનિમય, વહેંચણી કરે છે. આવા મહાન્ યંત્રના કેન્દ્રમાં અમુક ભાવનાઓનો પ્રચાર કરવાનું શ્રેષ્ઠ કર્તવ્ય છે; અત્રેથી આ ભાવનાઓ દૂરદૂર પ્રસરી જશે."

"India.

આદ્યદ્રષ્ટા
એક અભેદ-માર્ગ પ્રવાસી.
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ.
દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.
—ઉપતંત્રી—
[illegible] નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૬.] ( માસિક ) [ માર્ચ ૧૯૦૭.]

## હૃદય—ભાવના.

(મળેલું.)

વ્હાલા ! નાથ ! ! સુકોમળ હાથ શિરે મ્હારે ધરો રે..........
વ્હાલા ! નાથ ! !—

ચરણાગત હું દાસ ત્હમારો, બ્હાંય ગ્રહીને પાર ઉતારો,
સેવકની સંભાળ લઇને,—
કરશો નહીં મુજને પરોરે..........
વ્હાલા ! નાથ ! !

કરી અપરાધો બાંધ્યો ભારો, ત્હેના તાપો આપ નિવારો,
સંકટનો હળનારો વ્હાલો—
એક અખિલમાં તું ખરો રે..........
વ્હાલા ! નાથ ! !

છે આધાર ખચિત કહું ત્હારો, હોય ગુન્હાને વાંક હજારો,
મધ્ય સમુદ્રે નાવ મૂક્યું જે—
ત્હેને આજ તીરે કરો-રે..........
વ્હાલા ! નાથ ! !

પતિત પાવન દેવ હમારા! સકલ વિશ્વના પાલનહારા;
અન્તર્યામિ શાન્તિના દાતાર—
બધે શાન્તિ કરો રે..........
વ્હાલા! નાથ!!

પ્રેમ પરીક્ષાના કરનારા! મિષ્ટ સુધારસના ભરનારા.
વ્યાપક આપસ્તમ્બ લગી—
સચરાચર તું તે છે ખરો રે..........
વ્હાલા! નાથ!!

વ્હાલો એક ખરેખર વ્હાલો, હજુ પણ તે કરતો ઉપકારો
દયા ધરીને દેવ અમારાં—
પાતક બહુ–સરવે હરો રે..........
વ્હાલા! નાથ!!

વિનતિ વારંવાર કરૂં છું, અન્તરમાં તવ ધ્યાન ધરૂં છું,
હે! કરૂણાળુ!! નાથ નિરંજન!!!—
અંજન આ આંખે કરો રે..........
વ્હાલા! નાથ!!

જ્હાં દેખું ત્હાં દેખું ત્હમને, સાથ સદાએ રાખો અમને;
દાસ ઉપર વત્સલતા પેખું—
ભાવ હજુ હૃદયે ભરો રે.........
વ્હાલા! નાથ!!

મહાકર-નાગર.

---

# चंदा-सखी ।

(અન્યોક્તિ.)

( મળેલું. )

ક્યારે મળશું આપણુ બે એકાન્તમાં,
ચંદા સખી હો કાળજડાની કોરજો— ક્યારે.

ક્યાં નભમાં સંતાઈ લાંબા કાળથી,
દીર્ઘાંતર તે જાણે કોટી કલ્પ જો— ક્યારે.

આ નભમાં વિધવિધ વાદળ ચડી આવતાં,
કંઈ રાતાં કંઈ પીળાં શ્વેત સુહાયજો— ક્યારે.

કંઇ શ્યામ નીલાં ને જાંબુડી રંગનાં,
સુનેરી રૂપેરી મહીં કંઈ છાંટ જો— ક્યારે.

કોઈ સમય અંધી વાદળની આવતી,
સારા કે નરસાનો ન પડે ભાસ જો— ક્યારે.

વાદળ એ વિધવિધ આવ્યાં, જમ્યાં ગયાં,
ઘાટ બધા એ જોતી ક્યાં છૂપાય જો— ક્યારે.

એનું એ નભ એની એ ચંદા સખી,
અભ્ર તણો આ ક્યાંથી ઉઠયો શોર જો— ક્યારે.

હરનીશ નિરખી મેઘ વિવિધ આ વ્યોમમાં,
પ્રેમ શશિ જ્યોતિ વિણુ ઉર અકળાય જો—ક્યારે.

છુપી સખી નભમાં જોતી એ જ્ઞાનથી,
ગાઢ તિમિર નિરાશે આ'પરકાશ જો— ક્યારે.

ચંદા સખિ ! પ્રિય આતમ હઇયા હારનું,
ક્યારે ભેટી વળગી ભૂલું ભાન જો— ક્યારે.

# ॥ हृदयने सांत्वना ॥

( મળેલું. )

થા ચિત્ત શાન્ત વિસરી સરવે નિરાશા,
થા ચિત્ત શાન્ત તું ધરી ફરીવાર આશા;
તું ધાર ધૈર્ય તજ. શોક બધો હવે હા,
ને પાર પાડ તવ હોંશ બધી હવે હા.

છે કાલ હા, કર હજી ફરિ તું પ્રયાસ.
ઉત્સાહ, ખંતથી મચી ફલ તું તપાસ;
ના હામ હાર ઉઠ ચાલ તું થા તયાર,
શું આમ મૂઢ બનીને બનશે ખુવાર !

રે કેમ હા ! અસર શોકની નષ્ટ થૈના,
રે કેમ હા ! હજુ છૂટાયું જ કષ્ટથી ના;
રે કેમ હા ! થર થરે, તું બળે તું કંપે,
ના કેમ આજ વિરમે, નહિ કેમ જંપે ?

તું શીઘ્ર આહી મટીને, કંઈ થા કઠોર,
તું શીઘ્ર આહી મટીને, કંઈ થા બધીર;
અંગો બન્યાં ઝટ દઈ સહુ શૂન્ય બ્હેરાં,
તું તો હજી નવ થયું જરી શાંત રે કાં ?

આ મિત્રને ઉઠ મુબારકબાદિ દેવા,
આ પ્રેમિ મિત્ર હરિને પ્રિતથી વધાવા;
રાખી નથી હૃદય તેં કદિ ભિન્નતા ત્યાં,
આજે જ વિસ્મરણ એવું બને પછી કાં?

ઉત્સાહ આજ જગમાં સઘળે છવાયે,
થાતું ઘટે જીગરથી ખુશ આજ તારે;
તોએ શું આમ હજુએ રહ્યું એનું એ કે ?
રે હાય હાય હજી શાન્ત બન્યું ન તું કે ?

આ જો દ્રવે હૃદય અન્યનું દુઃખ જોઈ,
પાસે ઉભું રડતું ધૈર્યની આશ ખોઈ;

ના શું શકે નિરખી તે રડતું કહીએ,
કાં આજ ના તું પરવા કર બીયની તે.

થા ચિત્ત શાન્ત વિસરી સરવે નિરાશા;
થા ચિત્ત શાન્ત તું ધરી ફરીવાર આશા;
ને ધાર ધૈર્ય તજ શોક બધો હવે હા,
ને પાર પાડ તવ હોંશ બધી હવે હા.

દીન.

---

## ॥ मरणनो अनुभव ॥

સ્પષ્ટ રીતે મરણ પામેલા પરંતુ પછીથી સજીવન થયલા, **સેઈન્ટલુઇના મેડીકલ અને સર્જીકલ જર્નલવાળા ડૉ. વિલ્ટ્ઝનો** પોતાનો અનુભવ, **ધ હિંદ સ્પીરિચ્યુઅલ મેગેઝિનમા** આપવામાં આવ્યો છે.

તેમના પોતાના વૃત્તાન્ત પ્રમાણે ડૉ. વિલ્ટ્ઝ, ટાઇફસ જાતના તાવથી મરણ પામ્યા—ઓછામાં ઓછા એટલા બધા મરણ શરણ થયા હતા કે તેમના મરણ માટે દેવલમાં ઘંટનાદ કરવામાં આવ્યા હતા. તેઓ ચાલતી નાડી વિનાના તથા ઉઘાડી રીતે જીવન વિનાના, અર્ધોક કલાક પડી રહ્યા. મરણપામ્યા છેકે નહિ તેની ખાત્રી કરવાને તેમનાં પાદતલોમાં સોયો ઘોચી ઘાલવામાં આવી હતી તેથી તેમના ઉપર કોઇ પ્રકારની અસર થઇ નહોતી. જ્યારે ખુલ્લી રીતે મરેલા જેવા ડૉક્તર ગતિ રહિત પડયા હતા, ત્યારે તેઓ આપણને કહે છે કે તેમનો જીવાત્મા કોઈ પણ કાલે આટલો બધો પૂર જોસમાં સજીવન નહતોઃ—

'મને મારી દશાનું ભાન થયું અને હું આ પ્રમાણે શાન્તિથી વિચાર કરવા લાગ્યો મનુષ્યો જેને મરણના નામથી વ્યવહરે છે તદનુસાર હું મરણ પામ્યો છું, પરંતુ કોઈ પણ કાલે હું જેટલો મનુષ્ય હતો તેટલોજ, અત્યારે પણ છું. હું દેહમાંથી બહાર નીકળવાની તૈયારીમાં છું. જીવાત્મા અને દેહને જુદા પડવાની આનંદી વિધિનું મેં અવલોકન આરંભ્યું."

### જીવાત્મા શી રીતે છૂટો પડે છે.

"દેખીતી રીતે મારી નહિ એવી અમુક શક્તિ વડે, અક્ષરશઃ જેમ એક પારણું ઝોલ્લા ખાય છે તેમ જીવાત્માએ આમ તેમ ઝોલ્લાખાવા માંડયા; આ વિધિવડે દેહની શિરાઓ સાથેનો તેનો સંબંધ તૂટી ગયો. થોડા સમય પછી આવા પ્રકારની આજુ બાજુ ઝોલ્લા ખાવાની ગતિ બંધ પડી અને પછીથી પાદતલોમાં અંગુઠથી આરંભિને એડીપર્યંત શીઘ્ર ગતિમાન્ થતા અસંખ્ય નાના તંતુઓ જાણેકે મને તૂટતા અનુભવાયા અને સંભળાયા. આકાર્ય થઈ રહ્યા પછી જેમ એક રબ્બરનું રજ્જુ સંકોચાય છે તેમ

દશાએ ચઢાવનાર, તથા મિલ અને હર્બર્ટસ્પેન્સરના રાજકીયસિદ્ધાંતોને સંપૂર્ણ રીતે નમનાર અંગ્રેજ વ્યક્તિસ્વાતંત્ર્યવાદીઓના સિદ્ધાન્તો અનુસાર તેમને કેળવવામાં આવે છે. આનું પરિણામએ થયું છે કે, નિર્માણાત્મક રાજ્યવિદ્યાની કીમત તેમની નજરમાં ઘણીજ ઘટી ગઇ છે. હિંદી કેલવણીની ખામીઓ ટુંકમાં ચાર શબ્દોમાંજ દર્શાવી શકાય એમ છેઃ—કર્તવ્ય ભાવના શિખવાતી નથી. ગમે તો અન્ય બાબતો માટે આપણે ઇંગ્લેન્ડમાં એક મત ના થઇએ તોપણ એટલી બાબતમાં તો એક મતજ છીએકે, પરસ્પરાશ્રિત નીતિ નિયમપાલન સહિત કર્તવ્યભાવના, કેલવણીનું એક વિશાલ અને શ્રેષ્ઠ અંગ છે. હિંદમાં કર્તવ્યભાવનાનું શિક્ષણ આપવામાં નથી આવતું કારણકે આહ્વાન કરે એવો પૂજ્યતાનો કોઇ પદાર્થ નથી. ધાર્મિક માધ્યસ્થ્યની આપણી નીતિને લીધે ધાર્મિક શિક્ષણની આપણને ના પાડવામાં આવે છે, તેમજ આપણામાં જાપાનીઝ લોકોની પેઠે તેને રાજ્યપ્રતિના પૂજ્યભાવનું સ્થાન મળ્યું નથી. હિંદમાં અપાતી વ્યાવહારિક કેલવણીના અનુભવ ઉપરથી અંગ્રેજોએ એવો ઉપદેશ ગ્રહણ કરવાનો છે કે, કર્તવ્ય ભાવનાનો વિચાર જેની સાથે જોડી શકાય એવું કંઇક તેનું સ્થાન લેનાર ના જડી આવે ત્યાં સુધી ધાર્મિકશિક્ષણનો ત્યાગ કરવો એ બીલકુલ બુદ્ધિ ભરેલું કાર્ય નથી. ”

આ પ્રશ્નનો અભ્યાસ કરનાર કોઇ પણ, ઉપરના લેખકનું કહેવું યથાર્થ છે, એ વિશે ભાગ્યેજ શંકા ઉઠાવશે. આ વર્તમાન અવદશાને સુધારવાને મિસિસ. એસંટે સેન્ટ્રલ હિંદુ કૉલેજની સંસ્થાદ્વારા હિંમત ભર્યાં પગલાં ભર્યા છે, પરંતુ આવી અનેક સંસ્થાઓની જરૂર છે, કારણ કે હિંદ કંઈ એક નાનો સુનો દેશ નથી, તેમજ તેની વસ્તિ કરોડોના કરોડોથી અંકાય છે. આપણે હિંદીઓએ આધ્યાત્મિકતા વિના નિર્જીવ બની જતા આપણા જીવનને જાતિય પ્રયત્નોવડે સજીવન બનાવવાની જરૂર છે. આત્મ-ઉદ્ધાર, એ એક પ્રાકૃતિક નિયમ છે. આગળ પડી આવતા શિક્ષયુ અને શક્તિશાળી એક બુદ્ધિશાળી હિંદુ પંડિતા. સરોજીનિનૈડુના ભાષણમાંથી ઉતારો કરવાની અમારી લાલચને અમે અટકાવી શકતા નથી.

“ આ મહાન્ ક્ષણે, જ્યારે સર્વ પાસા આટલો બધો આવેશ ઉભરાઇ રહ્યો છે, જ્યારે હિંદના લોકની સર્વ પ્રકારની શ્રેષ્ઠ શક્તિયો અને કામનાઓ દેશની સામાજીક અને રાજકીય ભાવનાઓનું પુનઃસંસ્કરણ કરવા તરફ લગાડવામાં આવે છે, તે સમયે એટલું યાદ રાખવું અત્યંત ઉપયોગનું છેકે, આત્માના પ્રકાશ વિના મેળવવામાં આવેલાં પરિણામો ( ફલો, કાર્યો ) કોઈ પણ પ્રકારની સ્થાયિ કીંમતનાં નિવડતાં નથી......ગ્રીસ દેશના સર્વ પ્રકારના વિજયોનો તેમજ રોમન સામ્રાજ્યની સર્વ પ્રકારની ઝાહોઝલાલીનો અંત આવ્યો છે, કારણકે આત્માના આવા પ્રકારના પ્રકાશની ખામી હતી, એમ મારૂં ધારવું છે; પરંતુ હિંદના ઉદ્ધારની વધતી જતી આશાનો આ પ્રકારની શ્રેષ્ઠ બાબતમાં સમાવેશ થાય છે કે, આપણી ભૂતકાલિન કેળવણી શ્રેષ્ઠ રીતે આધ્યાત્મિક પ્રકારની હતી, અને જોકે આત્માની શક્તિયો કદાચ ઝાંખમારી જાય પરંતુ કદાપિ મરણ શરણ તો થઈ શકનીજ નથી. પ્રજાકીય જીવનના અનેકવિધ અગ્નિઓને પુનરૂદ્દીપિત કરવાના કાર્યમાં,

તમે દરેક જણ એક અગત્યના સ્ફુલિંગ રૂપે છો, એમ અત્રે હાજર રહેલા સર્વ અનુભવ કરો એવી મારી ઇચ્છા છે....

હિંદુઓનાં શાસ્ત્રોપ્રતિ અથવા ઝોરાસ્ટરના, કોરાનના, મહોમેડનોના ઉપદેશોપ્રતિ ક્રાઇસ્ટનાં વચનામૃતોપ્રતિ અથવા બુદ્ધના સિદ્ધાન્તોપ્રતિ, ગમે ત્યાં નજર ફેરવો, એ સર્વેમાં આ એક ઐક્યની મહાન્ બાબત તમારા જાણવામાં આવશે કે, આ સર્વે ધર્મોમાં બે અગત્યની બાબતો ઉપર અત્યંત ભાર મૂકવામાં આવ્યો છે. પોતાના ઉદ્દેશો તથા પોતાના પ્રારબ્ધ માટે દરેક માનવવ્યક્તિની ભયંકર જાતિય જવાબદારી છે, એ પ્રથમ બાબત છે; પરમાત્મા સાથેના અદ્વિતીય, અનિવેધ, જાતિય સંબંધવિશેની અન્યબાબત છે. આત્મીયજીવન એ કંઇ એક એવી બાબત નથી કે જેને આપણે મેળવી શકીએ, પરંતુ તેતો સુવર્ણ દોરાની પેઠે આપણા જીવનપટમાં ઓતપ્રોત વણાયલું છે. મિત્રો, હું તમને એટલો સાક્ષાત્કાર કરાવવા માગું છું કે, એક દિવ્યભાનની, અનુભવની દશા છે, તે સંભવિત છે એટલુંજ નહિ પરંતુ તે જરૂરની છે અને આપણે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભુમિકા પર્યંત વિકાસ પામવો જોઇએ. નિત્યજીવનની દિવ્યકાર્યપ્રનાલિમાં જરૂરના ના હોવ એવા તમારામાંના કોઇપણ એટલા બધા નબળા અથવા એટલા બધા ન્હાના નથી. તમારામાંના કોઇપણ એટલા બધા અલ્પ, એટલા બધા મર્ત્ય, એટલા બધા હિસાબવિનાના નથી કે તમે દુનિયાની દિવ્યકાર્યપ્રનાલિમાં કોઇપણ પ્રકારનો ભાગ ભજવીને ફિમેરો ના કરી શકો. જો નિષ્ફલતા મેળવવાની મરજી હોય તો ભલે તે મેળવો. આત્મીય જીવનમાં સાફલ્ય અથવા નૈષ્ફલ્યનો કોઇપણ પ્રકારનો હિસાબ છે ? બીલકુલ નહિ; પ્રયત્ન, એજ જીવનના માત્ર પ્રથમ પગલા સમાન છે. મારા શબ્દો શ્રવણ કરનાર હિંદના પુત્રો ! તથા મારા એ શબ્દો કાને ધરનાર પુત્રિઓ ! ઉચ્ચજીવનવહન કરવાનો જે સમય આવી લાગ્યો છે, તેનો સદુપયોગ વા દુરૂપયોગ કરવા માટે તમે જાતે જવાબદાર છો, એટલું સ્મરી રાખો; માત્ર તમારાજ દેશની કીર્તિ અને સમૃદ્ધિ માટે આવા પ્રકારનું જીવન વહન કરવાનું નથી, પરંતુ " આ વિશ્વ મારો વાસ છે, સહુમાનવિ મમભ્રાત છે " એવો ઉચ્ચાર કરતા ઉચ્ચ દેશાભિમાન માટે આવા પ્રકારના જીવનવહનની આવશ્યકતા છે. તમારે વર્તમાન દિનના ક્ષણિક ઝગઝગાટની પાર અવલોકી શકે એવી વિશાલદૃષ્ટિ કેળવવાની છે, તથા અમરત્વ અને નિત્યત્વમાં જીવાત્માઓના ભાવિનો સમાવેશ થાય છે એટલું જાણવાની જરૂર છે. મિત્રો ! મારાથી કહી શકાય એમ નથી, આથી ઉત્તમ રીતે વર્ણન થઇ શકે એમ નથી કે તમારામાં કેટલી બધી અન્તદિવ્યતા છુપાઇને રહેલી છે. તમને માર્ગ દર્શાવવાનું મારૂં કાર્ય નથી, તમારે એકાંતમાં પ્રાર્થના કરવાની છે, તમારા આંતરજીવનના સૌંદર્યપ્રતિ, આપણને પ્રેરતાં દિવ્યતત્વોપ્રતિ પૂજ્યબુદ્ધિ રાખવાની છે. પ્રભુના પ્રેમસર્વનાં કીર્ણોમાંના એક બનવું, એ તમારા પોતાના હાથમાં છે "

આ પ્રમાણે સર્વપાસા યથાર્થવિચાર, ભાવના અને આદર્શની વિજ્ઞપ્તિઓ ઉભરાઇ જતી આપણા જોવામાં આવે છે; માનસિકપ્રદેશોમાંથી આવતો આવા પ્રકારનો ધોધમાર પ્રવાહ, દુનિયાના ધૂળથી ઉભરાઇ જતા આરામોમાં નાના છોડવાઓને ફરી ફુટી નિકળવામાં મદદગાર બનશે, તથા અલ્પ સમયમાંજ આ છોડવાઓ બલવાન બનશે, સુગંધિ પુષ્પો તથા સ્વાદુફલો ધારણ કરશે અને તે લાભકારક તથા આરોગ્યદાયક નિવડશે, એમ ખાત્રીથી જણાય છે. હા ! હિંદ જાગ્રત બનતો જાય છે ! !

---

# सांख्य--योग.*

( મળેલું )

૧

પ્રાચીન શાસ્ત્રકારોએ જેજે તત્વજ્ઞાનના મતો પ્રદર્શિત કરેલા છે તે સર્વેમાં સાંખ્યયોગ જ્ઞાન સર્વોત્કૃષ્ટ છે. સાંખ્યશાસ્ત્રના ઉપદેષ્ટા કપિલ અને યોગશાસ્ત્રના ઉપદેષ્ટા પતંજલિ કહેવાય છે, પરંતુ ખરી રીતે જોતાં એ બંને શાસ્ત્રો એકજ છે, તેમ છતાં તેમાં મુખ્ય તફાવત જે કહેવાય છે ( મનાય છે ) તે એજ છે કે પતંજલિ ઇશ્વરાસ્તિત્વ માનેછે ત્યારે કપિલ તે માનતા નથી, અને આ તફાવત ઉપરથીજ પાતંજલયોગ દર્શનને સેશ્વરસાંખ્ય કહે છે અનેકાપિલેયસાંખ્યને નિરીશ્વરસાંખ્ય કહેછે. પરંતુ આ શબ્દોના અર્થોમાં કંઇ રહસ્ય છે, કેમકે પતંજલિનો ઇશ્વર તે ન્યાયનો ઇશ્વર છે, અથવા સર્વ ધર્મોમાં જે સામાન્ય રીતે પરમેશ્વર કહેવાય છે તે છે આ બાબત આગળ ઉપર યથાર્થ સમઝાતી જશે. અત્ર એટલુંજ કહેવું બસ છે કે આ બંને શાસ્ત્રોવચ્ચે આ સિવાય અન્ય તફાવતતો નથીજ. કપિલે કહેલાં પચીસતત્વો પતંજલિથી સ્વીકૃત છે. **યોગ** શબ્દની વ્યાખ્યા જે કપિલે આપેલ છે તેજ પતંજલિએ પણ આપેલ છે. વળી બંને ગ્રંથોમાંનાં કેટલાંક સૂત્રો પણ સામાન્ય છે. પાતંજલ યોગનો અર્થ પરમાત્મા સાથે સાયુજ્યનો નથી પરંતુ એ એક ઉત્પત્તિવાદ છે અને તેમાં માનવજાતિના જ્ઞાનની બની શકે એટલી ઉંચામાં ઉંચા સુખની સ્થિતિ પ્રાપ્ત કરવાના નિયમો આપેલા છે. ઉત્તમોત્તમ સ્થિતિ કંઈ, તે પણ બંને દર્શનકારો એકજ બતાવે છે. તત્વજ્ઞાનનો અભ્યાસ સુધારાનું મુખ્ય સાધન છે, અને આત્મોન્નતિના નિયમો શોધવામાં પતંજલિ સદૃષ્ટાંત ઉત્તમ લેખ લખે છે અને એવાજ નિયમો બતાવે છે. એ ઉપરથી જણાય છે કે એ બંને તત્વવેત્તાઓએ પોતાનાં તત્વજ્ઞાનો એકજ મૂળમાંથી પ્રાપ્ત કરેલાં હોવાં જોઇયે.

એ મૂળવિદ્યાનું નામ શું હશે તેતો જાણી શકાય તેમ નથી તો પણ એ મૂળ વિદ્યાનું નામ **સાંખ્ય** જ હોવું જોઇયે, પણ તે કાપિલેયસાંખ્ય નહિજ, તોપણ કાપિલેય સાંખ્યનુંજ પ્રાચીનરૂપ તો ખરૂંજ. પણ ત્યારે મૂલ સાંખ્યનો અર્થ **શુ ? सांख्य** શબ્દના હાલ ઘણા અર્થો થાય છે. એ શબ્દ **संख्या** શબ્દ ઉપરથી થયો છે એમાં તો કશો વાંધો નથી. ત્યારે **संख्या** એટલે શું ? એ શબ્દના બે અર્થો છે. એક અર્થ એનો બુદ્ધિ જ્ઞાન થાય છે, અને બીજો અર્થ અંક થાય છે. આ બીજા અર્થ ઉપરથી સાંખ્યશાસ્ત્રને અંકજ્ઞાન પણ કહેવાય છે, એ શાસ્ત્રમાં પચીસતત્વોનું જ્ઞાન છે, તેથી તે બુદ્ધિજ્ઞાન દર્શક છે. ન્યાયશાસ્ત્રમાં ૧૬ પદાર્થો દર્શાવ્યા છે અને વૈશેષિકમાં ૬ પદાર્થ બતાવ્યા છે. એજ રીતે સાંખ્યમાં ૨૫ છે. જો **सांख्य** શબ્દ **संख्या** ઉપરથી થયેલ હોય, તો પ્રશ્ન એ થઈ શકે છે કે માત્ર કપિલના સાંખ્યશાસ્ત્રનેજ શા માટે એ નામ મળેલું હોવું જોઇયે ?

---

* મીરતવાળા મી. રામપ્રસાદના અંગ્રેજી લેખ ઉપરથી લખનાર રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ. જુનાગઢ.

કારણકે તમામ તત્વજ્ઞાનોમાં વિષયવિભાગો કરેલા હોય છે; સાંખ્યતત્વજ્ઞાનની પેઠે તમામ વિદ્યાઓમાં સંખ્યાઓજ આવે છે.એટલા માટે એ વ્યાખ્યા બરોબર વાજબી લાગતી નથી.

એક ખુલાસો છે અને તે બીજા અર્થ ઉપર રચિત છે. એથી **સાંખ્ય** નો અર્થ **જ્ઞાન**જ થાય છે. એનું મૂલ **ख्या** ધાતુ છે, જેનો અર્થ **ભાષણ** થાય છે. **ख्या** ધાતુને **सं** ઉપસર્ગ યુક્તના અર્થવાળો લાગેલો છે. **યુક્તભાષણ** એવો આ ઉપરથી અર્થ થાય છે. યુક્તભાષણમાં બુદ્ધિની અપેક્ષા છે અને એ અપેક્ષા પણ સર્વ તત્વજ્ઞાનોમાં રહેલી તો હોય છે. પણ એ અર્થ લેઇએ તો **सांख्य** નો અર્થ **સૂત્ર** થઈ શકે છે.

એમ દેખાય છે કે, **सांख्य** એ અત્યંત પ્રાચીન તત્વજ્ઞાન છે. શ્વેતાશ્વતરોપનિષત્‌માં સાંખ્યયોગ વિષે કથન છે, પછી તે ગમે તે અર્થમાં હોય પણ છે ખરૂં. **सांख्य** નો અર્થ **वेदांत** તરીકે પણ કરાય છે. ગમે તેમ હોય તોપણ એતો ખરૂં છે કે એ તત્વજ્ઞાન અત્યંત પ્રાચીન છે અને તેનું નામ કથન કરનાર ઉપનિષત્‌ના કાલથી પણ તે પ્રાચીન છે, અને એ આખો પ્રાચીન શાસ્ત્રનું નામ **સાંખ્યયોગ્ય** હતું. એમ જણાય છે કે એકજ વિદ્યાનું તાર્કિક સ્વરૂપ Theoritical form **સાંખ્ય** અને તેનુંજ અનુભવજન્ય સ્વરૂપ ( experimental form ) યોગ છે, અને એજ વિદ્યા પ્રાચીન સાર્વજનિક હતી.

આ પ્રાચીન વિદ્યાનું જ્ઞાન પ્રથમ સૃષ્ટિમાં પ્રસિદ્ધ રીતે બોધનાર કપિલ હતા, તેથીજ તેનું ખરૂં નામ તેણે વાપર્યું છે. પતંજલિ પાછળથી થયા તેણે એજમત આગળ ચલાવ્યો છે, અને તેમાં અનુભવગમ્યતા લાવવાથી તેની વિદ્યા મૂળસાંખ્ય કરતાં પણ વિશેષ કિંમતી થઈ છે.

ઉપનિષતોમાં સાંખ્યયોગ વિષેના પ્રવર્તકોનાં નામો આપેલાં જણાય છે દાખલા તરીકે ઈશાવાસ્યોપનિષત્‌ની ૧૦ મી શ્રુતિમાં જુવો.—

"તેઓ તેને વિદ્યાથીપર કહે છે, તથા વળી અવિદ્યાથી પણ પર કહે છે; એ રીતે પંડિતોથી આપણે સાંભળિયે છીએ અને તેઓએ આપણને એમ કહ્યું છે."

આ ઉપરથી જણાય છે કે, આ વાક્યમાં કહેલા પંડિતો સાંખ્યકાર કપિલ અને યોગકાર પતંજલિનાજ મતના હોવા જોઇયે, કેમકે તેમનો બોધ સાંખ્યયોગને કેવલ મળતો આવે છે. કઠોપનિષદ્ પણ સપ્તપર્વે મનુષ્યવિષે નીચે પ્રમાણે કહે છે.

"૧ ઇંદ્રિયોથીપર અર્થો છે, ૨ અર્થોથીપર મનસ્ છે, ૩ મનસ્‌થીપર બુદ્ધિ છે, ૪ બુદ્ધિથીપર મહત્ છે, ૫ મહતથીપર અવ્યક્ત છે, ૬ અવ્યક્તથીપર પુરૂષ છે, ૭ પુરૂષથીપર કંઈ નથી; આ ઉત્તમોત્તમાવસ્થા છેવટની છે."

હવે સાંખ્યયોગ તત્વજ્ઞાનનું અવલોકન કરતાં તેમાં પણ એવાજ ભેદો દેખાય છે એમાં પ્રથમ જડ વસ્તુ **સ્થૂલ** છે. તેનીપર **સ્વરૂપ** (form) છે અને તેજ પંચતત્વમય

**પ્રાણી** છે, તેથી પર **ઇંદ્રિયો** તથા **તન્માત્રા** છે અને એજ **સૂક્ષ્મદેહ** છે, તેથી પર **મનસ્** છે, તેથી પર **અહંકાર** છે, તેથી પર **બુદ્ધિ** છે, અને તેથી પર **પુરુષ** છે. સરખાવવા માટે બંનેનાં તત્ત્વો નીચે આપીશું:—

| ઉપનિષત્. | સાંખ્યયોગ. |
|---|---|
| ૧. ઇંદ્રિય | સ્થૂલદેહ. |
| ૨. અર્થ. | પ્રાણ. (સ્વરૂપ) |
| ૩. મનસ્ | સૂક્ષ્મદેહ (ઇંદ્રિયો તથા તન્માત્રા) |
| ૪. બુદ્ધિ. | મનસ્. |
| ૫. મહત્ | અહંકાર. |
| ૬. અવ્યક્ત. | બુદ્ધિ. |
| ૭. પુરુષ. | પુરુષ. |

આ બંનેને મેળવતાં ચમત્કારિક મળતાપણું ભાસે છે. નામોને અલગ રાખતાં મૂળ વસ્તુરૂપે એમને જોઇયે છિયે તોજ તે મળતાપણું દેખાય છે. માત્ર નામથી તફાવત અથવા અમળતાપણું દેખાય છે તોપણ નામો સિવાય એક બીજો અગત્યનો તફાવત પણ એ બંને વચ્ચે દેખાય છે. કઠોપનિષત્‌માં જેને **અવ્યક્ત** કહેલ છે તેને જ સાંખ્ય-યોગ **મહત્** કે **બુદ્ધિ** કહે છે, ઉપનિષત્ જેને **મહત્** કહે છે તેને સાંખ્યયોગ **અહંકાર** કહે છે. ઉપનિષત્ જેને **બુદ્ધિ** કહે છે તેને સાંખ્યયોગ **મનસ્** કહે છે, ઉપનિષત્ જેને **મનસ્** કહે છે, તેને સાંખ્યયોગ **ઇંદ્રિય તન્માત્રા** કે **સૂક્ષ્મ** કહે છે. એજ રીતે બધું છે, એથી દેખાય છે કે, અર્થરૂપ વસ્તુતામાં ઉપનિષત્ અને સાંખ્યયોગ એકજ તત્ત્વ કહે છે, માત્ર નામ ભિન્ન છે તેથી તો દેખાય છે કે એ બંને વિદ્યા એકજ વાત કહે છે તે એક બીજા ઉપરથી કહેતી નથી, પણ બંને સ્વતંત્ર રીતે પણ એકજ વાત કહે છે.

આના સંબંધમાં એક બીજો પણ અગત્યનો પ્રસંગ છે તે અત્ર કહેવો જોઇયે. યોગ સૂત્રકાર પતંજલિને કેટલીકવાર સર્પોનોપતિ (**ફણિપતિ**) કહેવામાં આવે છે. મેડમ બ્લેવેટ્સ્કી કહે છે કે પ્રાચીનકાલમાં નાગલોકો જ્ઞાનમાર્ગના બોધકો હતા. એમ હોય તો પતંજલિને નાગપતિ કહી શકાય, અને તેને જ્ઞાનનો બોધ કર્યો છે તે મળી શકે છે.

એ રીતે સાંખ્યયોગ જ્ઞાન વિષેની હકીકત છે, પરંતુ તેમના રચિતાઓનો ઇતિહાસ કંઇ માલમ પડતો નથી. **સાંખ્યદર્શન** એ નામનાં સૂત્રોનો રચિતા કપિલ છે. હરિવંશમાં તેને વિતથનો પુત્ર કહેલ છે. તે મહાયોગી અને શક્તિમાન્ હતો. એનો નિવાસ પાતાલમાં કહેવાય છે, અને કહેવાય છે કે સગર રાજાના સાઠ હજાર પુત્રોએ એને કુપિત કર્યાથી તેઓ ભસ્મ થઇ ગયા હતા.

કપિલનાં સૂત્રો ઉપર વિજ્ઞાનભિક્ષુકૃત ભાષ્ય છે તથા મહાદેવકૃત શબ્દાર્થકોષ છે. સાંખ્યનો અત્યંત સામાન્ય અને પ્રસિદ્ધ ગ્રંથ ઇશ્વરકૃષ્ણકૃત કારિકા છે. એ ગ્રંથ

મૂલ સૂત્રો સાથે છેક મળતો આવે છે. ગુરુથી શિષ્યને પ્રાપ્ત, એ રીતે પરંપરા ઇશ્વરકૃષ્ણ પોતાની કારિકામાં બતાવે છે, તેમાં તે પોતાને પંચશિખ પાસેથી પ્રાપ્ત થયાનું કહે છે, અને પંચશિખને તે આસુરિનો શિષ્ય કહે છે, અને આસુરિ કપિલનો શિષ્ય હતો. માટે આ બાબતમાં કારિકા મુખ્ય પ્રમાણ ગ્રંથ છે. એના ઉપર ઘણી ટીકાઓ છે, ને અત્યંત પ્રસિદ્ધ ટીકા **ગૌડપાદની** છે. એ ગૌડપાદ તે પ્રસિદ્ધ શ્રીમત્ શંકરાચાર્યના ગુરુ હતા. બીજી ટીકા **સાંખ્યતત્ત્વકૌમુદી** નામની **વાચસ્પતિમિશ્રની** છે. યોગસૂત્રકાર પતંજલિ વિષે પણ બહુ જાણવામાં નથી. એમનો જન્મ **ઇલાવૃત્તવર્ષ**માં થયાનું કહેવાય છે. એમના પિતા **અંગિરા** અને માતા **સતી** હતાં. એમ કહેવાય છે કે જન્મ સમયેજ તેણે ભૂત, વર્તમાન, અને ભવિષ્યની ઘણી વાતો દેખાડી હતી તે પરણેલા હતા. તેમની પત્નીનું નામ **લોલુપા** હતું. એમ કહેવાય છે કે પતંજલિએ આ લોલુપાને સુમેરુની ઉત્તરે એક વટવૃક્ષના પોલાણમાં દીઠેલ. પતંજલિ દીર્ઘ કાલપર્યંત ભિક્ષુ તરીકે રહ્યા હતા પાણિનિકૃત વ્યાકરણ ઉપર **મહાભાષ્ય** નામે ભાષ્ય છે તેના કર્તા પતંજલિ કહેવાય છે, પરંતુ ઘણા વિદ્વાનો એ વાત માનતા નથી, પણ બંને પતંજલિઓ જુદા હતા એમ કહે છે. યોગસૂત્રો ઉપર અત્યંત વિશ્વસનીય ટીકા વ્યાસકૃત છે, બીજી ટીકાઓ ભોજરાજ તથા રામસરસ્વતીની છે. આમાંની ઘણી ખરીનાં અંગ્રેજી ભાષાંતર થઈ ગયાં છે. સાંખ્યકારિકાનું ભાષાંતર કોલબ્રૂકે કરેલું છે. ગૌડપાદના ભાષ્યનું ભાષાંતર એચ. એમ. વિલ્સને કરેલું છે અને તેની સાથે તેણે પોતાની સ્વતંત્ર ટીકા પણ વધારેલી છે. મી. ડેવીસે પણ સાંખ્યકારિકાનું એક ભાષાંતર કરેલું છે. ભોજરાજની ટીકા સહિત પાતંજલ સૂત્રોનું ભાષાંતર ડા. બેલેન્ટાઇને તથા ગોવિંદદેવ શાસ્ત્રીએ કરેલું છે. ડા. રાજેન્દ્રલાલ મિત્રે પણ એનુંજ ભાષાંતર કરેલું છે. પ્રો એમ. એન. દ્વિવેદીએ પણ સ્વકૃત ટીકા સાથે સૂત્રોનું ભાષાંતર કરેલું છે. હાલની પ્રજાને આ પ્રમાણે તે જાણવાનાં પુષ્કળ સાધનો થયેલાં છે.

---

# ઉપાસના અને ॐ શબ્દનું ટુંકું વ્યાખ્યાન.

( મળેલું. )*

ઉપાસના—એ શબ્દ હાલ, ચિત્તવૃત્તિથી, ભક્તિપ્રેમ ભાવે અમુક પ્રકૃતિ અધિષ્ઠાન અર્થાત્ અમુક દેવનું ભજન, તેની પુજા, તેની અર્ચા, એ અર્થમાં વપરાય છે. જે દેવ, જે માહાત્મ્યવાળી વસ્તુની ઉપાસના કરવા ઇચ્છી હોય, તે તે દેવ કે વસ્તુની **નજીક બેસવું**, અને તેની ખરા દ્રઢભક્તિભાવે આરાધના કરવી એનું નામ **ઉપઆસના**. સંસારમાં પણ વ્યવહાર વ્યાપૃત જનોને ઇષ્ટપ્રાપ્ત્યર્થે અમુક માણસ–પછી રાજા હોય કે સેહેજ ઉતરતા હોદ્દાવાળા હોય–ને રીઝવવા આરાધવામાં ગ્રસ્ત જોઇએ છીએ, અને એ પ્રમાણે ગ્રસ્ત જોઇએ તે દરમીઆન જો તેઓ સ્વાર્થ કેવળ અને પરાર્થ કે પરમાર્થ નહિ જ એવી રીતે ઘણે અંશે સાધવા તત્પર રહેતા હોય એવું જોવામાં નથી આવતું ત્યારે

* લેખક—રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા. બી. એ.

તેઓને તિરસ્કાર પાત્ર ગણવામાં આવે છે. એજ પ્રમાણે શાસ્ત્રમાં પણ માન્ય કરેલ છે કેવળ કામ્યપૂજા કે ઉપાસના અધમાધમ; અને નિષ્કામ્યે, નિસ્વાર્થે થયેલ એક ધર્મની આજ્ઞા તરીકે ઉલ્લંઘન કર્યે પ્રત્યવાય લાગે એવું જાણી કરાયેલ ઉપાસના સારી અને શ્રેયસ્કર; પરંતુ એથીને એથીજ તેમ ફળ પ્રત્યે અનાસક્તિવાળી હોઇને ધર્મના ઉલ્લંઘને પ્રત્યવાય લાગે છે એવો ભય રાખ્યા વિના જે ઉપાસનાની ખાતર જ ઉપાસના કરાય તે ઉત્તમોત્તમ.

ઉપાસનાના ઘણા પ્રકારો છે, પણ આ સ્થાન તે પ્રકારો વર્ણવવાનું નથી. જેટલા દેવદેવી તે પ્રમાણે ઉપાસનાના પ્રકાર અને એ બધાનું વર્ણન સવિસ્તર ઘણાં સંસ્કૃત પુસ્તકોમાં મળી આવશે.

" મંત્ર મહોદધિ " નામના સંસ્કૃત ગ્રંથમાં કેવળ ઉપાસનાથી સિદ્ધ કરાતી કામ્ય વૃત્તિઓ સહિત, તે ઉપાસનાના વિધવિધ પ્રકારનું વર્ણન છે, મંત્ર જંત્ર તથા તંત્ર પણ એ ગ્રંથમાં પુષ્કળ છે. એ સિવાયનાહનાં મોટાં ઘણાં પુસ્તકો છે, અને તે વળી નાના પ્રકારનાં છે.

પરંતુ છેક બ્રાહ્મણ ગ્રંથો થયા ત્યારથી આરંભીને અને ઉપનિષદો રચાયાં તે કાળનો સમાવેશ કરીને બોલીએ તો પણ મોક્ષના માર્ગનું ખરૂં રહસ્ય જ્ઞાન અને જ્ઞાન તથા (કર્મધર્મ સંબંધી) એ વિષે સમાયું છે. ખરૂં જ્ઞાન ભક્તિ માર્ગે આવે છે, કારણ કે અદ્વૈત વિજ્ઞાનનો ખરો પંથ પણ એકાગ્રચિત્તથી દૃઢ નિષ્ઠાથી દ્વૈત ગળવાનો અને એકાકાર અખંડ રસ અનુભવવાનો ગીતામાં તેમજ ઉપનિષદોમાં વર્ણવ્યો છે. આ ભક્તિ દૃઢ રાખવાનો સબળ ઉપાય જ ઉપાસના છે, અને ઉપાસના તેટલા માટે જ બ્રહ્મવિદ્યાનું પણ ઘણે અંશે મૂળ તત્ત્વ લેખાયું છે. પ્રત્યેક મુમુક્ષુને ઉપાસના ટાળી બીજે માર્ગે મોક્ષદ્વાર ખોળવું અતિ વિકટ થઇ પડે છે, અને સ્વાભાવિક માર્ગજ એ છે. ષટદર્શનમાં તો ઉપાસનાની આવશ્યકતા યોગમાં અતિ તીવ્રપણે પ્રયોજાઇ છે. વેદાંત પ્રક્રિયામાંથી આ આવશ્યકતા બાદ થયેલ નથી પરંતુ બંનેની યુક્તિ પ્રયુક્તિમાં ભેદ છે. વેદાંત સૂત્રમાં પણ થોડાં ઘણાં સૂત્રો છે કે જેમાં ॥ ध्यानाच्च ॥ आसीनः संभवात् ॥ એવાં એવાં વાંચવામાં આવે છે. તેમજ પંચદશીમાં પણ: उपासनस्यसामर्थ्यात् विद्योत्पत्तिर्भवेत्ततः ॥

એ બધું તો ઠીક પરંતુ ઉપનિષદોમાં ઉપાસનાનું મહત્વ સારૂં જોવામાં આવે છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં દૃષ્ટાંત તરીકે જોઇએ તો પ્રજાપતિનું ઉપાસના પ્રકરણ રચ્યું છે તેમાં પ્રજાપતિ સર્વ પ્રજાના આત્મારૂપી લેખી તેને બુદ્ધિમાં સ્થાન આપ્યું છે, પોતાની ઇષ્ટદેવની બુદ્ધિમાં પ્રતિષ્ઠા કરી પછી ધ્યાન ધરવું તેનું નામ ઉપાસના. એ વિષે શ્રી શંકરાચાર્યનો સ્વતંત્ર મત જોયો હોય તો પણ સમાન છે, કારણ કે તેના રચેલ શિવકવચનો પ્રારંભમાં જ તેણે કહેલ છે કે: हृत्पुंडरीकांतर संनिविष्टस्वतेजसांव्याप्तनभोवकाशं । अतींद्रियं सूक्ष्म मनंतमाद्यंध्यायेत्परानंदमयं महेशं ॥ હૃદય કમળમાં ઇષ્ટદેવનો વાસ ઉપનિષદ્ તેમજ વેદાંતના સર્વ ગ્રંથોમાં કલ્પાયેલ છે તે નિર્વિવાદ વાતછે

એ અનુસાર બૃહદારણ્યકોપનિષદ્‌માં બુદ્ધિમાં સ્થાન લેખી હૃદય શબ્દનું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરવાનું બોધ વચન કહેતાં શી રીતે ઉપાસના કરવી એ દર્શાવ્યું છે. હૃ+દ+ય–એ પ્રમાણે હૃદય શબ્દનું પ્રથક્કરણ કરવું. અવ્યાકૃત શબ્દને પૃથક્ કરી તેની વ્યાકૃતિ વિકૃતિ અર્થ સાથે ઘટાવવી અને તેનું જ મનન માત્ર છે; એમ થવાથી બીજે કોઇ સ્થાને ચિત્ત વૃત્તિ નિરોધ થઈ જવાથી ધ્યાન જવા નહિં પામે આ પ્રથક્કરણ કેવળ ચિત્તનો નિરોધ કરવામાં ઉદ્દેશ ધરાવે છે એટલુંજ નહિ, પરંતુ તેનો મુદ્દો બીજી રીતે જોતાં લાગશે કે આખા વિશ્વનું દર્શન સંક્ષેપ રીતે કરી લેવાનો સાથે સાથે જ રહેલ છે. બૃહદારણ્યકનું દૃષ્ટાંત અત્રે લીધું છે તેનું કારણ ખાસ બીજું કાંઈ નથી, સિવાય કે આ અમુક વિષય સવિશેષ સ્ફુટ કરવાની તક મળે.

બીજો ઉદ્દેશ એ છે કેઃ હૃ+દ+ય–એ ત્રણે અક્ષરને એક વાર છુટા પાડયા, એટલે મોટા અંશમાં બ્રહ્માંડનું પ્રથક્કરણ કર્યું. વળી જે ભિન્ન ભિન્ન અવયવે–હૃ+દ+ય–રહેલ અવયવી એક અદ્વિતીયજ છે, અગર જો કે તેનાં ભિન્ન ભિન્ન અવયવોમાં તે પ્રકટ થાય કે નાનાવિધરૂપાકૃતિ ધારણ કરે છે.

એ અખંડ અભેદ એકાકાર રીતે સમગ્ર વ્યાપક પદાર્થ છે એવું ધ્યાન કરવાનું સાથે સાથેજ રહ્યું છે, કારણ કે ભેદરૂપે જોવાથી ખરૂં રહસ્ય પ્રકટ થતું નથી; ખરો અંતર્ગત આકાર ખરૂં સ્વરૂપ તો અવલોકનથી પ્રકટ થાય છે, અને તેમાં આ પ્રમાણે કરવાથી મન આસક્તિ કર્યા કરે છે તે સદૃઢ ધીમે ધીમે થતી જાય છે. એ બે હેતુ એકેકને ઉપકારક કાર્યે બક્ષે રહી મૂળ અર્થને અંસે પુષ્ટિ કરે છે. મૂળ અર્થ ઉપાસનાદ્વારે ભક્તિ ભાવની દૃઢતા, અને તે માર્ગે શુદ્ધ સત્ય જ્ઞાન, અને છેવટે તેજ માર્ગે શાંતિ અપવર્ગ.

હવે એ પ્રથક્કરણનો પ્રકાર– "હૃ" અર્થાત્ આહર–લાવવું, લઇ જવું એ અર્થવાળા ધાતુમાં, એમ સમજવાનું કે "હ"અક્ષરજોતાંજ એવું ભાન થવું જોઇએ કે, એનામાં જે અર્થ શક્તિ છે તે એ કે ઇંદ્રિયો પોતાના સંસારિક વિષયોને આત્માના ઉપભોગને અર્થે–અવિદ્યાનું આવરણ છવાઇ ગયું હોય તેવામાં–લઇ જાય છે. એજ પ્રમાણે "દ" અક્ષરાર્થ શક્તિ એ કેઃ 'હ" માં સમજાયેલ લઇ આવવાની ક્રિયા થયા પછીના કાળમાં વધારે આગળ ક્રિયાનું બળ એ થાય છે કે એજ ઇંદ્રિયો એજ વિષયોને એજ આત્માને આપે છે; એટલે તેની આગળ પ્રત્યક્ષ સ્વાધીન કરી દે છે. આ અર્થ શક્તિ "દ" અક્ષર જોતાં જ સ્ફુરણ પામવી જોઇએ. એજ રીતે "ય" અક્ષર જોતાંજ તેના અર્થની શક્તિ એવી રહેલ ગણવી કે માત્ર ગતિ અર્થાત્ એવા આત્માને એ વિષયોનો ઉપભોગ કરવામાં ક્રિયા જામી જાય.

આટલું પ્રથક્કરણનું સ્વરૂપ સમજતાં એમ જાણવું ઉચિત છે કે ભેદદૃષ્ટિ એ માલુમ પડતાં વિધવિધ પ્રકારમાં આવી રહેલાં બધાં સ્વરૂપો આકારો, માત્ર માયાની, અજ્ઞાનની કે અવિદ્યાની પરિણતિ છે; અને એજ માયાનો નાશ કરવા સારૂ–" હૃદય શબ્દના વ્યાકૃતરૂપને ભાંગીને અભેદસ્વરૂપે જોવા પ્રત્યેક સમર્થ છે એટલું તો નિર્વિવાદ છે માટે–તે વિકૃતિઓને જોડી દઇ એકાકારરૂપે અવલોકન કરવું પછીથી પ્રાપ્ત થાયછે. આમાં બીજું

એટલું પણ જોવાનું છે કે ભેદ સમજ્યા વિના અભેદ સમજવો કઠિણ છે: ધુમનું સ્વરૂપ જોયા સિવાય કેવળ ધુમાભાવ શી રીતે સમજાય ? એટલા માટેજ બુદ્ધિગમ્યપદાર્થો **ભાવ** માત્ર; અભાવ તો **ભાવ** પદાર્થોને આધારેજ ગળે ઉતરે એવાજ કારણથી લૌકિક દષ્ટાંત રહી ગયું છે કે આસક્તિ અનંત જેની ઉપર હોય તેનો અનાસંગ વેહેલો થઇ શકે છે. તો ભેદનું સ્વરૂપ દાખવ્યા પછી હવે અભેદ એકાકાર અખંડ મૂર્તિ જોવીને, સમજવું કે **"હૃદય"** એટલે, **સગુણબ્રહ્મ**; માયાથી સમેત માયાવીનું રૂપ.

વળી " હૃદય " અખંડ એકજ શબ્દ છે એવું ભાન થતાં છતાં અને અવિવેકથી તેનાં અવયવોને વળગી રહેવું નિરર્થક તેનું તેનું સમજાતાં છતાં, હ+દ+યને પણ વિક્રિયા રૂપે થોડો કાળ ધ્યાન કરતી વખત ધાર્યા કરવું પડે છે. હવે હૃદય એટલે સમસ્ત શક્તિ હિરણ્ય ગર્ભના અર્થની તેનું મનન કર્યાથી જે ફળ પ્રાપ્ત થાય છે એ વર્ણવ્યું છે. પરંતુ એ આપણા પ્રકરણને અસંબદ્ધ જેવું ઘણે અંશે છે.

બીજું વળી એવુંજ દષ્ટાંત લેવું ઉચિત છે અને **તે** પછી એક ત્રીજું કે જેથી ઉપાસનાનો વિષય અધિક સ્ફુટ થાય. "સત્ય" શબ્દનું મનન પણ એવું જ સબળ છે. અહિં ' **સ+ત+ય**' એ પ્રમાણે વિકૃતિરૂપ કરવું યોગ્ય છે; અને તેમાં એવી અર્થ શક્તિ સમજવી આવશ્યક છે કે: સ જે હયાતી સાથે જોડાએલ ધાતુનું સ્વરૂપ, અને **ય** જે ગતિવાચક સ્વરૂપ છે તે બંને એક સરખી રીતે ખરા અસ્તિત્વના દ્યોતક અક્ષરો ગણી અમરસ્થાને કલ્પ્યા છે અને **ત** જે વચ્ચે આવી જાય છે તેનો અર્થ શક્તિ મૃત્યુ ગણીએ અનંતતાના સમુદ્ર વચ્ચે આવી રહેલ એક અખાત સમાન આ ત્રણે અક્ષરોનું સ્વરૂપ કલ્પ્યું એટલે કે **સ** અને **ય**ની વચ્ચે **ત** રૂપી અખાત અનંતતામાં રહેલ મુખ્ય મદ્‌ભાવ તે બધી પાસા હોવા છતાં અવિદ્યાના આવરણથી દેહ જરા મૃત્યુ મનુષ્યને તેમજ પ્રત્યેક જીવને આવી રહે છે. સંસારી સ્થિતિ એ વચલી હાલત કે જે મૃત્યુ જન્મ એ રીતે કાંતો અગાધ અનંત સમુદ્રમાં આંદોલન ક્રિયા સહન કરી વહ્યા કરે છે; અને કાંતો—એટલે અવિદ્યાટળી જવાથી અને અનંતતાનું ખરૂં જ્ઞાન પ્રકાશ પામવાથી વચલા ભાગથી દૂર જવાનું બને એટલે સદ્‌ભાવની અનંતતામાં ઉપાસના કરનાર ભળી જાય છે. જે અનંતતા તે તો બધે હોય છે માટે **સ** તથા **ય**, **ત** અક્ષરને વ્યાપી રહી છે. એ વ્યાપક હોવા છતાં **ત** અસ્તિત્વ ભોગવે છે, પણ મિથ્યા છે એમ દઢ પ્રતીતિ કરવી જરૂરની છે. આ પ્રમાણે **પ્રતીતિ** થઇ કે **ત** નો અત્યંત નાશ અને પછી અનંત અસ્તિત્વ, અનાદ્યંત સદ્‌ભાવ પ્રસરી જાય છે.

હવે વળી ૐ શબ્દની વાત તો વિચિત્ર તેવી છેક અલૌકિક છે. તેનો પ્રસ્તાવ કરવો યોગ્ય છે. તેનું ખરૂં સ્વરૂપ શું છે. તે સમજ્યા પછી બૃહદારણ્યકમાં પણ તેની ઉપાસના પૂર્વક, દઢ ધ્યાનનો અભ્યાસ કરવો એમ આજ્ઞા કરી છે. એ વાત તો હરકોઇ જાણે છે. એક બાલકને બ્રહ્મનો આનંદ થોડે ઘણે અંશે હોય એવું જોવામાં આવે છે. અખંડ બ્રહ્માનંદની લેહેર તો નહિ પરંતુ જેટલે ભાગે જગતના વિષં વિધ મોહ જાળથી દૂર છે તેટલે દરજ્જે તેને એ આનંદ ભરે નામ્ય ભાવે પણ—રહેલછે એ વાત નિઃસંદેહ છે. જેવો બ્રહ્મજ્ઞાનીને ઉચ્ચારણ ઉપાસના માર્ગે કે કેવળ જ્ઞાન માર્ગે જતાં પણ, ૐનું

ખરૂં રહસ્ય સ્ફુટ સમજાવનાર છે તેવી રીતે બાળકને તેના આનંદમાં રહે રહે પણ ૐ જેવા અવાજનું ઉચ્ચારણ કરાતું સાંભળીએ છીએ. આ અવસ્થા બંનેની જૂદી છે માટે જુદું લાગે છે, અને દેશકાળ ઇત્યાદિનો ભેદ પણ એ બેને અલગ કરે છે. બાળકને ઉવાં ઉવાં કરતાં સાંભળીએ છીએ તે ખરી રીતે–અઉવાં=અ+ઉવા+મ–એ શબ્દનું રટન કરતાં સંભળાય છે એમ કહેવું ઠીક છે. વસ્તુતઃ અ+ઉ+મ એ બ્રહ્મજ્ઞાનીનું; અને, અ+ઉવા+મ એક અનિયંત્રિત ઉચ્ચારણ કરનાર બાળકનું. જ્યારે બાળક ગર્ભાશયમાંથી બાહાર નીકળી પહેલો શ્વાસ લે છે ત્યારે જે અવાજ થાય છે; તેમજ જ્યારે બ્રહ્મજ્ઞાની ખરી લયાવસ્થામાં નાદનું અનંત શ્રવણ કરે છે તેનો સાદૃશ્ય ભાવ વિચિત્ર છે; છતાં ભેદ પણ છે તે માત્ર ઉવા ઉપર લાગે છે કે જેનું સ્પષ્ટ વિવેચન નીચે જતાં થશે. પરંતુ એટલું કહેવું જોઇએ કે ૐનું ઉચ્ચારણ દરેક પવિત્ર સમયે, પ્રથમ કરાય છે, તે પૂર્વકાલથી પરંપરાએ ઉતરતું આવ્યું છે અને એવું સચોટ થઈ ગયું છે કે પુરાણોના સમય પછી તેમ કાવ્ય ઇત્યાદિના કાળ પછી પણ અદ્યાપિ એજ રીતે ચાલ્યું આવે છે કહ્યું છે કેઃ—

> ॐकारश्चाथ शब्दश्चद्वावेतौ ब्रह्मणः पुरा ।
> कंठं भित्वाविनिर्यातौ तस्मान्मांगलिकावुभौ ॥

બ્રહ્માનો કંઠ ભેદીને આવ્યા અર્થાત્ જ્યારે ખરા ભક્તિના આવેશમાં આવેલ હરકોઇ માણસ ગાનનો આરંભ કરે છે ત્યારે તેના કંઠમાં ફેફસાં વાટથી માગ કરી બાહાર આવતો પવન સંચાર જે અવાજ ધ્વનિ–કરી મૂકે છે તે પ્રાકૃત જનમાં પણ નીહાળી ધ્યાનપૂર્વક તપાસતાં સહજ લાગશે કે આ વાત ખરેખર હોવી જોઇએ. બ્રહ્માને વેદનું પ્રથમ ઉચ્ચારણ કરતી વખતે જે ધ્વનિ બાહાર આવલ તે ઉમ્ ઉમ્...કરતે કરતે વેદની ધ્વનિ પ્રગટ થઇ ether આકાશમાં જે નાદ, અણુપરમાણુની અનંત ગતિ થવાનો સૃષ્ટિ કાળે આરંભ થયો ત્યારે સતત નાદ એકજ જાતનો હતો એ વળી વિજ્ઞાનશાસ્ત્રની રીતે વિવેચન કરવાનું આ લખાણમાં અસંબદ્ધ થઇ જાય, માટે અનુચિત માની દૂર રાખ્યું છે. ૐ ને, એટલું કહેવું ઠીક છે કે શાસ્ત્રમાં પણ સ્વર્ગનું દ્વાર ગણ્યુંછે એટલે એટલે અંશે પવિત્ર એટલું જ નહિ પરંતુ વાયુના સંચાર અણુપરમાણુની ગતિ, વૈદ્યુતાત્મનેજ અને બીજી ક્રિયા શક્તિ ઉપર આધાર રાખતું જે પ્રથમરૂપ આવિર્ભાવ પામે છે તે વડે ૐનું ખરૂં સ્વરૂપ ભવિષ્યમાં કોઇ દિવસ સમજાશે એમ આશા રાખીએ.

હવે આપણા તત્વજ્ઞાનમાં ૐની સમજ ओमित्येकाक्षरंब्रह्म । એવી અપાઇ છે અર્થાત્ ૐ એકાક્ષર નિર્ગુણબ્રહ્મનું સ્વરૂપ ગણાયું છે. કઠ ઉપનિષદ્‌માં નચિકેતસને યમ ઉત્તર વાળતાં કહે છે કેઃ ૐ એવો શબ્દ છે કે જે સર્વ વેદો સર્વ તપ, ધર્મ ક્રિયામાં માન્ય થયેલ હોઇને તેને બ્રહ્મજ્ઞાની મોક્ષપદ પ્રાપ્તિ માટે ધ્યાન ધરવામાં ઉપયોગમાં લેછે, તેમજ પ્રશ્નોપ૦ માં કહ્યું છેઃ ૐ માંહેથી માત્ર અનું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરતાં મનુષ્યયોનિમાં અવતાર થઇ પૃથ્વી ઉપર આવે છે; અ+ઉ બંનેનું ધ્યાન કરે તો મનુષ્ય દેહમાં યશ બળ થાય અને સોમ એટલે ચંદ્રલોકમાં ધ્યાનીને લઈ જવાય છે કે જ્યાં ક્ષીણકર્મ થયા પછી વળી પૃથ્વી ઉપર આવે છે. પરંતુ ત્રણે અક્ષર–અ, ઉ, મનું એક સાથે ધ્યાન કરે તો સર્પનો જેમ પોતાંની નિર્મોકનો ત્યાગ તેમ આવા ધ્યાનીને દેહનો ત્યાગ તથા મુક્ત પ્રાપ્ત થાય છે. અર્થાતઃ અ અક્ષર પૃથ્વીનું પ્રતીક છે; અ+ઉ સમજતાં પૃથ્વી અને ઉર્ધ્વલોકનું રહસ્ય સમજવામાં આવે છે. અ+ઉ+મનું ધ્યાન કરી ૐ માં હેતું તાત્પર્ય જોઈ લેવાથી આખા વિશ્વનું અંતર્ગત રહસ્યપ્રતીતિમાં આવે છે.

( આગળ ચાલુ. )

# ॥ बालबोधिनी. ॥

(અનુસંધાન ગતવર્ષ પૃષ્ઠ-૩૭૦)

મહાનારાયણોપનિષદના ઉપદેશો પ્રમાણે બ્રહ્મના નીચે પ્રમાણે ત્રણ અંશો હોય એમ કહેવાય છે.

"પ્રથમ અથવા બ્રહ્મના સગુણ અંશમાં (૧) વિશ્વની ઉત્પત્તિઆદિનું કારણ ઈશનો તથા (૨) સંસારની ઉત્પત્તિઆદિના કારણરૂપ જીવનો સમાવેશ થાય છે. આ સગુણઅંશ, ચારપાદવાળા નિર્ગુણબ્રહ્મના પ્રથમ અથવા અવિદ્યાપાદમાં આશ્રયિને રહે છે. બ્રહ્મનો નિર્ગુણ અંશ, વિદ્યા, આનંદ, તૂર્યા નામના દ્વીતિય, તૃતીય અને ચતુર્થપાદોમાં આશ્રયિને રહે છે. બ્રહ્મનો તૃતીય અથવા નિર્ગુણાતીત અંશ, જેને શ્રુતિમાં નિર્ગુણઅંશના ત્રીપાદોની પાર વર્તતો વર્ણવવામાં આવ્યો છે તે ઉપરકથિત ચારપાદોની પણ પાર વર્તે છે. આ નિર્ગુણાતીતનેજ અજ્ઞેય અને અજ્ઞાતનાં નામથી વ્યવહરવામાં આવે છે."

વળી મહાનારાયણોપનિષદમાં આદેશાયું છેઃ—

"બ્રહ્મને સાકાર અને નિરાકાર ઉભય પ્રકારનું ગણવામાં આવ્યું છે. સાકાર ઉભયપ્રકારનું ગણાય છે,—સોપાધિકસાકાર અને નિરૂપાધિકસાકાર; આ ઉભયમાંનો પ્રથમ-સોપાધિક સાકાર—સગુણ છે અને દ્વીતિય નિરૂપાધિક સાકાર નિર્ગુણ છે. નિરૂપાધિકસાકાર પણ ઉભયપ્રકારનું છે-નિત્યસાકાર અને મુક્તસાકાર. આ ઉભયમાંનું પ્રથમ નિત્યસાકાર. પરોક્ષ જ્ઞાનવડે અનુભવી શકાય એમ છે, અને અન્ય મુક્ત—સાકારને અપરોક્ષાનુભવ—સ્વરૂપના નામથી વ્યવહરવામાં આવે છે. નિર્ગુણાતીત અથવા અજ્ઞેય અને અજ્ઞાતનાં નામથી વ્યવહરાનો નિરાકાર છે. (સુદર્શન—પું.—૨૨—અં—૪ પૃષ્ઠ—૧૨૬ મે આપવામાં આવેલા વૃક્ષની સહાયવડે આ ઉપરની બાબત સારી રીતે સમજવામાં આવશે.)

હવે અધ્યાત્મોપનિષદ ઉપર આદિથી અંત પર્યંત નીચે પ્રમાણે વિવરણ કરવામાં આવ્યું છેઃ—

દેહમાં હૃદયાકાશમાં વાસો વસતો એક અજન્મા આત્મા, એજ નિત્ય બ્રહ્મન્ છે. જો કે પૃથિવી તેનો દેહ છે, તે પૃથિવીમાં વ્યાપી રહ્યો છે, તોપણ તે તેને જાણી શકતી નથી—કારણ કે તે ગતિ રહિત છે, સર્વ પદાર્થ માત્રના અંતરમાં તે વ્યાપીને રહેલો કહેવાય છે. આજ પ્રમાણે પાણી, અગ્નિ, વાયુ,

અને આકાશનાં તત્વો, મન, બુદ્ધિ, અહંકાર અને ચિત, અવ્યક્ત અથવા ત્રિગુણસામ્યાવસ્થાવાળી મૂલપ્રકૃતિ, અંતિમમોક્ષપર્યંત ક્ષયથી રહિત જીવ અથવા અક્ષર, સર્વે જીવોને પોતાના પાશવડે બંધનમાં રાખનાર યમ અથવા મૃત્યુ, આમાંનું કોઇ પણ નિત્યપ્રબુદ્ધઆત્માને જાણી શકતું નથી, અનુભવી શકતું નથી; જો કે તે આ સર્વમાં વ્યાપક છે તોપણ આમ બને છે. આ આત્મા જ સર્વે પ્રાણીઓનો નિષ્પાપ, ઓજસ્વિ દિવ્યનારાયણ રૂપ અંતરાત્મા છે.

૧ આત્માથી અન્યરૂપ દેહ અને ઇન્દ્રિયોને લગાડવામાં આવતા "હું" અને "મ્હારૂં" શબ્દોના દુરૂપયોગને જ અધ્યાસના નામથી વ્યવહરવામાં આવે છે. બુધપુરૂષોએ બ્રહ્મધ્યાનના સાધનવડે આવા અધ્યાસને ટાળવો જોઇએ.

આ ઉપરના મંત્રમાં માત્ર "બુધ પુરૂષોએ" એટલા શબ્દોવડે ભાવના સંપૂર્ણ રીતે સમજાવી શકાત; ત્યારે "બ્રહ્મ ધ્યાનના સાધનવડે" એટલા શબ્દો ઉમેરવાની શી જરૂર ? નીચેના અન્ય મંત્રમાં શંકાનું નિવારણ કરવામાં આવ્યું છે.

૨—બુદ્ધિ અને તેનાં કાર્યોના દ્રષ્ટારૂપ, પ્રત્યગાત્માને ઓળખ્યા પછી મુમુક્ષુએ દેહમાં આત્માની તથા આત્મા કરતાં અન્ય સર્વ જે જે છે તેની ભાવનાનો ત્યાગ કરવાનો છે; જે દશામાં વિશ્વાત્માના અંશરૂપ આત્મા સાથે પોતાનો અભેદ અનુભવાય છે એવા અખંડાકાર-ધ્યાન-યોગના અભ્યાસના પરિણામ રૂપે ઉદય પામતી અખંડાકાર-વૃત્તિના સાધનવડે આમ બની શકે છે. આત્મા અને બ્રહ્મના ઐક્યના પરોક્ષ, બુદ્ધિગમ્યજ્ઞાનના ઉદય પછી મુમુક્ષુ માટે આવા પ્રકારનો યોગ આથી અત્યંત જરૂરનો થઇ પડે છે.

અધ્યાસ દૂર કરવાનું સાધન વળી પુનઃ નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે.

૩—દુનિયા, દેહ અને શાસ્ત્રના સંસ્કારોને દૂર કરીને તેવડે અધ્યાસનો ઉચ્છેદ કરો.

અત્રે એક શંકા સંભવે છેઃ—બ્રહ્મના માત્ર વાદપક્ષના બુદ્ધિગમ્યજ્ઞાનની સહાયવડે મનનો ( અધમ-અશુદ્ધ-મનનો ) નિરોધ થઈ શકે એમ છે. તેટલા માટે યોગાભ્યાસ નિરૂપયોગી છે. આનું નિચે પ્રમાણે સમાધાન કરવામાં આવે છેઃ-

૪—શ્રુતિ, યુક્તિ અને અનુભવની સહાયથી બ્રહ્મ સર્વવ્યાપક છે, એમ જાણ્યાં પછી, નિજાત્મામાં સમાધિયોગના સતતઅભ્યાસવડે યોગિ મનોનાશ સાધી શકે છે.

જીવન્મુક્તિ અનુભવતાં મનના સગુણપક્ષનો નાશ ( સરૂપ-મનો-

હૃદયમાં સંલગ્ન થયલી અજ્ઞાનગ્રંથિયો ક્યારે છુટશે? આ પ્રશ્નનુ નિરાકરણુ નિચેના શ્લોકમાં કરવામાં આવ્યું છેઃ—

૧૭—નિર્વિકલ્પ--સમાધિ--યોગના અભ્યાસવડે અદ્વીતિયભૂમાને અપરોક્ષાનુભવ થતાં તૂર્તજ હૃદયસંલગ્નથયલી અજ્ઞાનગ્રંથિઓ ભેદાઈ જાય છે.

આ ઉપરથી એટલું ફલિત થાય છે કે, માત્ર બુદ્ધિગમ્ય, વાદપક્ષના જ્ઞાનવડે કૈવલ્ય દશાનો અનુભવ બની શકતો નથી. પરંતુ એમ શંકા સંભવે છે કે, અહંકાર અને અન્ય અજ્ઞાન ગ્રંથિઓ હૃદય સાથે એટલી બધી દૃઢ સંલગ્ન થઈ છે કે તેમનો ભેદ વિનાશ સાધવો તદ્દન અશક્ય લાગે છે. પછીના શ્લોકમાં આ શંકાનું સમાધાન કરવામાં આવ્યું છેઃ----

૧૮----પરમાત્મામાં આત્માનું દૃઢ રીતે સ્થાપન કરીને, તથા અહંકારથી આરંભિને દેહમાં અવસાન પામતા વિવર્તોમાંથી આત્મ ભાવનાને દૂર કરીને, બ્રહ્મનિષ્ઠામાં સ્થિર રહેનાર અભ્યાસિ, જેમ એક મનુષ્ય ઘટપટાદિ પ્રત્યે બેદરકાર રહે તેમ જીવનના સામાન્ય વ્યવહારોમાં પણ ઉપરિકથિત અહંકારાદિ વિવર્તોપ્રતિ બેદરકાર બનશે; અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો દેહેન્દ્રિયાદિમાંથી તેની આત્મભાવના દૂર પળશે તથા તેમને તે આત્માથી (પોતાથી) ભિન્નરૂપે, "આ" અને "તે" રૂપે જોશે.

ફરીથી વળી શંકા સંભવે છેઃ----બ્રહ્માથી તે તૃણાંકુરપર્યંતના સર્વે પદાર્થો સત્ય હોવાથી, તેમનો અસત્યરૂપે ત્યાગ કરીને પછીથી અદ્વીતિય ભૂમાનો અપરોક્ષાનુભવ સાધવો એ તદ્દન અસંભવિત લાગે છે. આનું સમાધાન નિચે પ્રમાણે---

૧૯---જો કે દુનિયાના સર્વે પદાર્થો જીવનના સામાન્ય વ્યવહાર માટે જગબંધનદશામાં સત્ય છે, તથાપિ, યથાર્થ અને ચિરસ્થાયિ મોક્ષદશાના દૃષ્ટિ બિંદુથી એ સર્વે અસત્ય છે. તેથી સમાધિયોગમાં સુસ્થિર થયલા અભ્યાસિ માટે, એ સર્વેનો અસત્યરૂપે ત્યાગ કરવો તથા પૂર્ણ, અદ્વીતિય, અવિભાજીત પરમાત્માનો અપરોક્ષાનુભવ મેળવવો, એ બીલકુલ અસંભવિત નથી.

અન્ય શંકા ઉપસ્થિત થાય છેઃ---બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રાદિ અન્ય મધ્યસ્થ દેવતાઓ હોવા છતાં આ બ્રહ્મનિષ્ઠો ભુમારૂપ અદ્વીતિય પરમાત્માનો શી રીતે અપરોક્ષાનુભવ કરી શકે છે? અન્ય મંત્ર આ શંકાનું સમાધાન કરે છેઃ----

૨૦—પરમાત્મા સાથે અભેદાનુભવ સાક્ષાત્કાર કરનાર બ્રહ્મનિષ્ઠ, જાતેજ બ્રહ્મા, વિષ્ણુ આદિ અને સમગ્ર વિશ્વરૂપ છે. એ પરમાત્માથી પર અન્ય કંઈ

નથી. અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો અનુભવી જ્ઞાતાના દૃષ્ટિબિંદુથી જે સત્ય છે તે અક્ષરશત્રુ અજ્ઞાનીના દૃષ્ટિબિંદુથી અસત્ય છે, તથા જે અક્ષરશત્રુ અજ્ઞાનીના દૃષ્ટિબિંદુથી સત્ય છે તે અનુભવી જ્ઞાતાના દૃષ્ટિબિંદુથી અસત્ય છે.

શંકા:—રજ્જુમાં અધ્યસ્ત થયલા સર્પની પેઠે આત્મામાં આ સમગ્ર વિશ્વ માત્ર અધ્યસ્ત થયલું છે માટે તેમને દૂર કરવાની કડાકુટમાં અભ્યાસિએ શા માટે પડવું જોઇએ? પછીનો શ્લોક આ શંકાનું સમાધાન કરે છે:—

૨૧—જો કે, સર્પ અને રજ્જુની પેઠે આત્મામાં સર્વે જડ પદાર્થો અધ્યસ્ત થયલા છે તથાપિ માત્ર ચતુર્થ સાધન-એકાગ્રધ્યાનરૂપ-નિદિધ્યાસનવડે અભ્યાસિ તેનો અસરકારક રીતે ત્યાગ કરી શકે છે; સર્વથી પ્રથમ દર્શન, શ્રવણ અને મનનનો અનુભવ થવાની જરૂર છે. આ પદાર્થો અધ્યસ્ત થયલા છે, માત્ર એટલી ખાત્રી કશા કામની નથી. સમાધિયોગના અભ્યાસવડે જગતના ત્યાગ પછીથીજ અભ્યાસિ, પૂર્ણ, અદ્વીતિય, વિવર્ત રહિત શ્રેષ્ઠપરમાત્મસ્વરૂપ બની રહે છે.

શંકા:—આ દુનિયા અથવા જગત યથાર્થ રીતે અસ્તિત્વ ધરાવે છે, એ ભાવનાનો કોઇ પણ ત્યાગ કરી શકશે નહિ, કારણ કે આ ભાવનાનો પણ સુસ્થિર આધાર છે. સમાધાન નિચે પ્રમાણે:—

૨૨—એક અનંતમાં આ વિશ્વઅસ્તિત્વ ધરાવે છે એ ભાવના (વિપરીત ભાવના હોવાથી) સુસ્થિર નથી. બ્રહ્માએ ઉપજાવેલું (પંચીકૃત ભૂતોનું બનેલું) (સ્થૂલવિશ્વ તથા બ્રહ્માએ ઉપજાવેલું (અપંચીકૃત ભૂતોનું બનેલું) સૂક્ષ્મવિશ્વ, અનંતકાલપર્યંત અસ્તિત્વ ધરાવવા માટે નિર્માણ થયાં નથી. તેટલા માટે મોક્ષથી પરદશામાં, અતર્ક્ય, રૂપરહિત, ભેદરહિત (એકતારૂપ) એક પરમાત્મામાં અનેકતાનો સંભવ કયાં રહ્યો?

શંકા:—નિષ્પ્રતિયોગિક (અથવા નિર્ગુણાતીત) બ્રહ્મના સંબંધમાં આ આમ હોય પરંતુ સપ્રતિયોગિક (અથવા નિર્ગુણ) બ્રહ્મના સંબંધમાં તો આમ ભાગ્યેજ સંભવિ શકે; અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો, નિર્ગુણ બ્રહ્મમાં દુનિયાનું અસ્તિત્વ સંભવિ શકે, એમ અત્રે શંકા ઉઠાવવામાં આવી છે. અન્ય બે શ્લોકમાં આનું સમાધાન કરવામાં આવ્યું છે:—

૨૩—૨૪—પરમોત્કૃષ્ઠતત્વરૂપ, અદ્વીતિય, ભેદરહિત, *સપ્રતિયોગિક

---

* નિષ્પ્રતિયોગિક કે જેને ઉપર સપ્રતિયોગિકના નામથી વ્યવહરવામાં આવ્યો છે ત તત્વાતીત છે.

બ્રહ્મના નામથી વ્યવહરાતા ચિદાત્મામાં અનેકતા કેવી રીતે સંભાવ શકે; તે તો કલ્પાન્તના પૂર્ણસમુદ્રની પેઠે પૂર્ણ છે; તે ક્ષય રહિત છે; જેમાં દ્રષ્ટા દર્શન અને દ્રશ્યના જેવા ભેદો અસ્તિત્વ ધરાવતા નથી અને જેમાં પ્રકાશમાં અંધકારની પેઠે, અસત્ દર્શનમાંથી ઉપજી આવતું વિશ્વ પ્રવિલાપે છે અથવા જેમાં અસત્ દર્શન જાતેજ પ્રવિલાપન પામે છે. એટલું લક્ષમાં રાખવા યોગ્ય છે કે, આ સર્વોત્કૃષ્ઠતત્વમાં, જો કે (એક વૃક્ષનાં શાખા પુષ્પ ફલના પરસ્પર ભેદ જેવો) સ્વગસ્ત--ભેદ છે તથાપિ તેમાં (એક વૃક્ષથી અન્યવૃક્ષના ભેદ જેવો) સજાતિય--ભેદ નથી, તેમજ (વૃક્ષ અને પથ્થર વચ્ચેના ભેદ જેવો) વિજાતિય ભેદ પણ નથી.

અન્ય શ્લોકમાં સુષુપ્તિના દ્દષ્ટાંતવડે, અદ્વીતિય બ્રહ્મમાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી એમ સમજાવવામાં આવ્યું છેઃ—

૨૫—જેમ આનંદ રૂપ સુષુપ્તિમાં કોઈ પણ પ્રકારનો ભેદ કોઇના જોવામાં આવતો નથી, તેમ એકરૂપ શ્રેષ્ઠ પરમાત્મામાં અનેકતા અથવા ભેદ ભરપુર દુનિયાનું અસ્તિત્વ શી રીતે સંભવિ શકે.

શંકાઃ—આ અનેકવિધતારૂપ વિશ્વનું કારણ શું તથા એ કાર્યનું શામાં પ્રવિલાપન બની શકે, એટલે તેનો શી રીતે વિનાશ સાધી શકાય? સમાધાન નિચે પ્રમાણેઃ—

૨૬—અનેકતાનું કારણ ચિત્ત છે અને તેનો વિનાશ સધાતાં કંઇ પણ અવશેષ રહેશે નહિ. સુષુપ્તિ દશામાં ચિત્ત કદાપિ વિનાશ પામતું નથી, માત્ર તેના વિવર્તોજ સુપ્તદશામાં હોય છે. (સુષુપ્તિ દશામાં જીવ જેમાં પ્રવિલાપે છે તે બ્રહ્મ છે, એમ માનનાર) સુષુપ્ત-બ્રહ્મ-વાદીનાથી આ બાબત વિરૂદ્ધ જાય છે. પ્રત્યગાત્મસ્વરૂપ પરમાત્મામાં જેવડે ચિત્ત પ્રવિલાપન પામે છે એવા સમાધિઅભ્યાસના વિશેષ કારણને લીધે, (સુષુપ્તિ દશાના જીવનું) ઉપરનું દ્દષ્ટાંત બંધબેસતું નથી એ લક્ષમાં લેવા જેવું છે.

શંકાઃ—પરમાત્માને સંપૂર્ણ રીતે જાણ્યા પછી (અથવા અપરોક્ષાનુભવ મેળવ્યા પછી) અભ્યાસિ ઇન્દ્રિયોપભોગના રાગવાળો બનશે? સમાધાન નિચે પ્રમાણેઃ—

૨૭—અવિભાજીત આનંદરૂપ પરમાત્મા એજ અભ્યાસિના પોતાના આત્મારૂપ છે, એવો સંપૂર્ણ અનુભવ થયા પછી તે નિજાત્મમાં હમેશાં આંતર બાહ્ય સર્વત્ર એ આનંદના તત્વનો અનુભવ કર્યા કરશે.

જી. કૃષ્ણ. શાસ્ત્રી.
[Theosophist.]

---

# ॥ ધર્મોની બંધુતા ॥

ઉપરના મથાળાવિશે ક્ષણવાર અટકીને વિચાર કરનાર વાચક ખુશીથી નવાઇ પામીને કહેશે; "ભલે ! ધર્મોમાં અન્ય ગમે તેનો સમાવેશ થતો હોય તો પણ એટલી ખાત્રી ભરેલી વાત છે કે તેઓ બંધુભાવ ભરેલા તો નથીજ," કમભાગ્યે આ વાત યથાર્થ છે; જો આપણે નજીકના ભૂતકાળના ધાર્મિક ઇતિહાસ પ્રત્યે નજર ફેરવીશું તો તેમાંથી આપણને ઘણો થોડોજ બંધુભાવ જડી આવશે. આ ઉપરાંત એકને અન્ય સામે તકરાર કરાવતા ધર્મો, પોતાના હરિફોને ચગદી મારતા આગળ પડી આવતા કલહો આપણા જોવામાં આવે છે; ધાર્મિક યુધ્ધો અસંત ક્રૂર હોય છે; ધાર્મિકકલહો અસંત નિર્દય નિવડ્યા છે; ધાર્મિકવિગ્રહો, ધાર્મિકપરિક્ષણ સભાઓ, (Inquisition) દરેક પ્રકારનાં જૂલમી કૃત્યો, ધાર્મિકપ્રવત્નોના ઇતિહાસને રૂધિર અને અશ્રુ વડે અંકિત કરે છે; લોહી લુહાણ રણક્ષેત્રો તથા ધર્મ માટે પ્રાણાર્પણ કરનારાં અસંખ્ય માનવીઓની પીત અગ્નિજ્વાલાના મધ્યમાં, "ધર્મોની બંધુતા" વિશે વિચાર ચલાવવો એ કેટલું બધું હાસ્યજનક લાગે છે.

એક એક ધર્મ વચ્ચે હમેશાં કલહ ચાલ્યાં કરે છે, એટલાથી પણ પતતું નથી. એક ધર્મના ક્ષેત્રમાં પણ અનેક શાંઠા પડી જાય છે, જે અન્યોન્ય સામે કલહ મચાવ્યાં કરે છે. "શાંતિના યુવરાજ" ના અનુયાયીઓના અન્યોન્યપ્રતિના ધિક્કારને લીધે, ક્રિશ્ચ્યનધર્મ નહિ માનતી પ્રજાઓમાં ક્રિશ્ચ્યન ધર્મ એક કહેવત સમાન થઈ પડ્યો છે. રોમન કેથોલિક અને એંગ્લિકનપંથાનુયાયીઓ, લ્યુથર અને કેલ્વિનના અનુયાયીઓ, એપ્ટીસ્ટપથવાળાઓ, ઇત્યાદિ ઇત્યાદિ, તેમના ક્રોધાંધ ઝગડાઓ વડે પ્રજાઓની શાંતિમાં ખલેલ કરી રહ્યા છે. એક પ્રોટેસ્ટંટપાર્લામેન્ટે ઉપજાવી કાઢેલા ભયંકર પીનલ કોડ વડે રોમકેથોલિકપંથાનુયાયીઓ ઉપર પાડેલાં નિર્દય દુઃખોના વંશપરંપરા પ્રાપ્ત થયલા ધિક્કારના વારસાને ગ્રેટબ્રિટન અને આયર્લાંડ વર્તમાનમાં ભરપાઇ કરી આપે છે. સર્વ ક્રિશ્ચ્યનોનાં બાલકોને પ્રજાકીયશાલાઓમાં શિખવી શકાય એવા થોડા ઘણા સામાન્ય ક્રિશ્ચ્યન ઉપદેશ માટે એકમત ના થનાર એંગ્લિકન અને નોનકોન્ફોર્મીસ્ટપંથાનુયાયીઓનીં દૂષી લાગણીઓને લીધે વર્તમાન ક્ષણે યુનાઇટેડ કિંગડમ એક મહાન સ્વાભાવિક વિગ્રહમાં ઝંપલાવી રહ્યું છે. રોમન કેથોલિકદેવલની સત્તાનાદિનોમાં વિતાડેલાં વિતકો માટે દ્વિધીંકરોના વેરના પરિણામરૂપે ફ્રાન્સમાં બે વિભાગ પડી ગયા છે તથા લોકવિગ્રહની ભીતિ ખડી થઇ છે. બેલ્જીયમમાં ક્રિશ્ચ્યનધર્મોપદેશકો અંથવા તેમના વિરૂદ્ધનાઓના વિશેષ મત પ્રમાણે રાજ્યદ્વારી મુદ્દાઓનો નિર્ણય કરવામાં આવે છે. ઇસ્લામધર્મમાં પણ શિયા અને સુનીઓના ભયંકર વિગ્રહો ભરેલા છે, ઉભયેનાસ્તિક સૂફીની નિંદા કરવામાં એકઠા થાય છે. હિંદુધર્મમાં પણ વર્તમાનમાં વૈષ્ણવો અને શૈવોના ધર્મોપ્રવાદાઓ પ્રદ્ધ થયા છે, તેઓ મિશનરીઓનાં દ્દષ્ટાંતમાંથી મેળવેલી સંકુચિત વૃત્તિ પ્રમાણે અન્યોન્યની નિંદા કરે છે. માનવિના માનવિ સાથેના વિગ્રહોમાં, જે જે અત્યંત તીક્ષ્ણ લાગણીવાળું તથા

બીલકુલ બંધુતા વિનાનું છે તે સર્વના નમુનારૂપ ધાર્મિક વિગ્રહ થઇ પડયો છે.

હમેશાં આમ નહોતું. ધર્મો વચ્ચેનો દ્વેષભાવ વર્તમાનમાં વૃદ્ધિ પામેલું ફલ છે, એકજ ધર્મના શ્રેષ્ઠ હોવાના, ઇશ્વર પ્રેરિત હોવાના—ખાસ કરીને વર્તમાન હકના બીજની વૃદ્ધિરૂપ છે. પ્રાચીનસૃષ્ટિમાં અનેકધર્મો હતા, અને ઘણે ભાગે ધર્મને એક પ્રજાકીય બાબતરૂપે ગણવામાં આવતો, તેથી એક પ્રજાનાં મનુષ્યોને અન્ય પ્રજાનાં મનુષ્યોને મતાંતરગ્રહણકરાવવાની બીલકુલ મરજી નહોતી. દરેક પ્રજાને જેમ પોતાના કાયદા હતા, રુઢિયો હતી તેમ પોતાનો ધર્મ હતો, તથા મનુષ્યો પોતાની પિતૃભૂમિના ધર્મમાં જન્મતાં અને વસતાં. આથી પ્રાચીનસૃષ્ટિના ઇતિહાસમાં નજર દોડાવતાં, ધાર્મિક વિગ્રહોની તંગી યા આપણને નવાઇ લાગે છે. હિબ્રુલોકોએ પેલેસ્ટાઇન ઉપર હુમલો કર્યો તથા દેશમાં વસતા મૂર્તિપૂજકોની કતલ ચલાવી ત્યારે તે માત્ર સામાન્ય લોભથી દોરાયેલું જીત મારેલું યુદ્ધ હતું. તેમના ખાસ દેવ જેહોવેહ અને હુમલાનો ભોગ થઇ પડેલા લોકોના દેવો વચ્ચેના યુદ્ધ સમાન હતું. યથાર્થ રીતે, જીતાયેલી જાતોના દેવોનો પોતાના ધર્મમાં સમાવેશ કરવાનું પ્રાચીન સામાન્ય વલન તેમના ઇતિહાસમાંથી વારંવાર મળી આવે છે. આ વલનને તેમના ધાર્મિક નેતાઓ સંપૂર્ણ રીતે નિંદતા હતા, તે પાખંડ મતરૂપે નહિ પરંતુ ઇજીપ્શીયન જૂલમની જુંસરીમાંથી છોડાવનાર તથા તેમને માટે પેલેસ્ટાઇન જીતી આપનાર તેમના પોતાના દેવના ત્યાગના પ્રજાકીય ધર્મભ્રંશરૂપે નિંદતા હતા. આ ઉપરાંત આપણા જોવામાં આવશે કે, એકજ ધર્મમાં વિચારનાં અનેક દર્શનોનો સમાવેશ થાય છે તથાપિ દ્વેષભાવ વિના તેઓ સાથે સાથે અસ્તિત્વ ભોગવી ગયાં છે. હિંદુધર્મમાં ષડ્દર્શનોનો—ષટ્ 'દૃષ્ટિબિંદુઓનો'-સમાવેશ થાય છે, તત્વવેત્તાઓ તકરાર કરે છે, વાદવીવાદ ચલાવે છે, દરેક દર્શન પોતાનાં લક્ષ્યોનો બચાવ કરે છે; તથાપિ બંધુતા વૃત્તિની બીલકુલ ખોટ જણાઇ આવતી નથી; હજુ પણ આ સર્વે દર્શનો એકજ પાઠશાલામાં ભણાવવામાં આવે છે. એક તત્વશાસ્ત્ર દર્શન વેદાન્તમાં પણ અદ્વૈત, વિશિષ્ટ દ્વૈત, દ્વૈતરૂપી પ્રખ્યાત ત્રણ ઉપવિભાગો છે—ભિન્ન પડેલા જીવ અને ઇશ્વરના સંબંધ વિશેના અતિ મુખ્ય સિદ્ધાંતો વિશે ભિન્ન મત છે-તે સાથે સાથે રહી શકે છે તથા એકજ શાલામાં સહાધ્યાયિયો એકબીજાની માન્યતા ઉપર હુમલો કર્યા વિના આમાંના એક, બે અથવા સર્વેને શિખે છે. એક મનુષ્ય આ ત્રણમાંના ગમે તે એકનો અનુયાયી હોય અથવા એમાંના કોઇને પણ અનુસરતો ના હોય તો પણ એક સારો હિંદુ રહી શકે છે; જો કે ઉપર કહ્યા પ્રમાણે વર્તમાન દિનોમાં ધાર્મિકમતાંધતા અતિતીવ્ર બનતી જાયછે.

પ્રાચીન રોમના સમર્થ સામ્રાજ્યમાં, સર્વમતપંથોને આવકાર આપવામાં આવતો હતો, સર્વે ધર્મોને માન આપવામાં આવતું, પૂજવામાં પણ આવતા. રોમના સર્વ દેવોના મંદિર પેન્થીઅનમાં દરેક તાબાની પ્રજાઓના દેવોની રૂપકરૂપ મૂર્તિઓ સાતુમ પડી આવતી તથા રોમનપ્રજાનો તે સર્વેપ્રતિ પૂજ્યબુદ્ધિ દર્શાવતા હતા. સામ્રાજ્યના વિસ્તારમાં નવીન પ્રજાનો ઉમેરો થતાં જો તે પ્રજા પ્રથમથી પૂજવામાં આવતાં સ્વરૂપોના કરતાં ઇશ્વરના અન્ય સ્વરૂપને પૂજનારી નીકળતી તો નવીન પ્રજાના દેવોનાં રૂપો અથવા મૂર્તિઓ માનનુંબિના પેન્થીઅનમાં સર્વ પ્રકારના માનપૂર્વક સ્થ

જવામાં આવતી તથા પૂજ્યબુદ્ધિપૂર્વક તેમાં સ્થાપવામાં આવતી. આ પ્રમાણે પ્રાચીન સૃષ્ટિ એવી ઉદાર ભાવનાથી વ્યાપક બની હતી કે ધર્મ એ જાતિય અથવા પ્રજાકીય બાબત છે, તેની વચમાં આવવાનો કોઇને પણ હક નથી; ઇશ્વર સર્વત્ર છે; તે સર્વ પદાર્થમાં છે; તેને કેવા સ્વરુપમાં પૂજવામાં આવે છે, એ શા હિસાબનું છે ? તે એક અદશ્ય, નિત્ય પુરુષ છે, તેનાં અનેક નામ છે; તેને ગમે તે નામથી આરાધવામાં આવે તેથી શું ? શ્રીકૃષ્ણના ઉમદા ઉપદેશમાં પ્રાચીનસૃષ્ટિનો ધાર્મિકસ્વાતંત્ર્યનો સંકેતશબ્દ ગાજી રહે છે; " જે, મને જેમ પ્રપન્ન થાય છે, તેમ તેને હું ભજું છું; હે પાર્થ ! મનુષ્યો સર્વથા મારા વર્ત્મને જ અનુવર્તે છે. "

ધાર્મિકપંથાનુયાયીઓરૂપે નહિ પરંતુ રાજ્યદ્વારીદ્રોહીઓરૂપે તથા લોકશાન્તીમાં ખલેલ પહોંચાડનાર રૂપે ક્રિશ્ચ્યનોના લોહીને રેડવામાં આવ્યું તથા યુવાન ક્રિશ્ચ્યન ધર્મ, રાજ્ય સાથે અથડાઇ પડ્યો ત્યારથી ચક્રવર્તિ રોમનો ઇતિહાસ પ્રથમવાર ધાર્મિક જુલમ વડે કલંકિત બન્યો છે. તેમણે પ્રાચીનધર્મો ઉપર શ્રેષ્ઠતાનો દાવો દર્શાવવા માંડ્યો તથા આ પ્રમાણે દ્વેષી ભાવનાઓ અને કલહોને જન્મ આપ્યો. તેમની સાથે અદ્યાપિ પર્યંત શાંતિથી વસનાર ધર્મો ઉપર તેમણે હુમલા કરવા માંડ્યા તથા તેઓ પોતેજ ખરા છે અને અન્ય સર્વે ખોટા છે એમ દર્શાવવા માંડ્યું. તકરાર શોધતા, અસહનશીલવર્તન વડે તેમણે ક્રોધને ઉશ્કેર્યો તથા જ્યાં જ્યાં ગયા ત્યાં ખળભળાટ ઉપજાવ્યો. આથી પણ વધારે, રાજ્યકર્તા મહારાજાધિરાજની મૂર્તિસમિપ અગ્નિમાં સુગંધિદ્રવ્યો હોમવાના સામાન્ય વિધિમાં ભાગ લેવાનો નકાર ભણીને તેમણે તેમની રાજ્યપ્રત્યેની વફાદારી માટે અતિગંભિર શંકાઓને જન્મ આપ્યો; તેઓ આ વિધિને મૂર્તિપૂજાવિષયક ગણીને નિંદવા લાગ્યા. રાજ્યસત્તા ઉપર નવીનધર્મનો હુમલો ચઢી આવતો રોમના જોવામાં આવ્યો, જે સર્વે ધર્મો પ્રત્યે બેદરકારી ભરેલી રીતે ક્ષમતા દર્શાવાળો હતો તે કોઈ પણ પ્રકારના રાજ્યદ્વારી વિરોધ સામે ગંભિરરીતે ક્ષમતાદૃષ્ટિવિનાનો બન્યો. પાખંડમતાનુયાયીઓ રૂપે નહિ પરંતુ બળવાખોરો રૂપે તેણે ક્રિશ્ચ્યનોને સિંહોના મૂખમાં અર્પવા માંડ્યા, પોતાનાં શહેરોમાંથી ગુફાઓમાં અને જંગલોમાં ભરાતા પર્યંત તેમની પૂઠ પકડી.

માત્ર સત્યધર્મરૂપે નિવડવાનો ક્રિશ્ચ્યાનિટીનો આ હક હતો, જેમાંથી ધાર્મિક સંતાવણીનો જન્મ થયો, પ્રથમતો ક્રિશ્ચ્યનધર્મની પોતાની અને પછીથી તેના વડે અન્યની. જ્યાં સુધી તમારો ધર્મ તમારો છે અને મારો મારો છે તથા એક પણ અન્યોન્ય ઉપર પોતાનો ધર્મ ઠોકી બેસાડવાનો દાવો કરતા નથી ત્યાં સુધી સંતાવણીનો, જુલમનો કોઇ પણ પ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. પરંતુ જો હું એમ કહું: " તમારી ઇશ્વર વિશેની ભાવના અસત્ય છે, મારી સત્ય છે, સત્યફક્ત મનેજ મળ્યું છે, હુંજ માત્ર મોક્ષનો માર્ગ દર્શાવી શકીશ; જો તમે મારો વિચાર નહિ સ્વીકારો તો તમારો અધોપાત થશે;" અને મારૂં કથન ન્યાયપુરઃસર તથા બહુમત સાથે મળતું હોય તો હું એક જુલમગાર ગણાઉં; કારણ કે નાસ્તિકોને તેમની અશ્રદ્ધાનો પ્રચાર કરવા દેવો તથા આ પ્રમાણે તેમનો અને અન્યનો સદા માટે અધોપાત થવા દેવો તેના કરતાં તેમની નાસ્તિ-

તાનો અનેજ ત્યાગ કરાવવાનું કાર્ય વિરોધ મ... થયું છે. જો હું થોડામતવાળા... એ સ્પષ્ટ છે; કારણકે પોતાનાં ...
સભ્યોમાં હ્રશયતો મારા ઉપરજ જુલમ ગુજરે... કરીને ...નારા તેમના જાતિભાઈઓનું ...
દુરદર્શકયંત્રોવિના સ્વર્ગે સૃષ્ટિયો પ્રત્યે નહિ જોવા ...ગે ધ...
માનવો સહજમાં સહન કરી શકશે નહિ. ...મ પ્રજા ...લ થઇ પડ્યો તથા ...
પોતાના ધાર્મિકસતાવણી ...

ક્રિશ્ચ્યનધર્મના ઉપર જુલમ ગુજરવામાંથી તે પ્ર...મિના ધર્મે ... રાજ્યની સત્તાને પકડી બેઠો. રાજ્ય અને ધર્મ વચ્ચેની સંધિથી એક વિગ્રહોનો લાગો... બની. ધર્મમાંના પાખંડમતાભિમાને બીનવફાદારીનું રૂપ પકડ્યું ...ર્યો તથા ... માન્યતાનો અસ્વીકાર, દેવલનામહંત સામેના દ્રોહસમાન ગણાતો ... દોરાયલું ... ક્રિશ્ચ્યનસામ્રાજ્યની શોકપ્રદવાર્તા લખવામાં આવી, એક એવી ...લા લોકોના ... પ્રીતિવાળાં સર્વ મનુષ્યોએ—ગમે તો તેઓ ક્રિશ્ચ્યનો હોય વા ના હોય ... ધર્મમાં ... સહિત, શોકપૂર્વક, લગભગ નિરાશા સહિત વાચવી જોઇએ. 'આપણા ... છે. પાડતી સત્તાએ" ધર્મમાં અબંધુતાનાં અશુભ પરિણામોને, પ્રજાકીય વિનાશરૂપે ... આંકી કાઢયાં છે, એ સ્પષ્ટ છે. મૂર અને જ્યુલોકો સામે સ્પેઇન દેશે ભયંકર ... જાર્યો હતો; તેણે તેમનામાંના હજારોના હજારોને બાળી નાંખ્યા છે, દુઃખ દીધું છે, ...ખ્યા છે; કાપાકુપીથી કંટાળીને તેણે તેમને દેશવટો દીધો છે, તથા તે ગહાન નિર્ગ... સમયમાં તેના માર્ગો, વૃદ્ધપુરૂષો, સ્ત્રીઓ, છોકરાંવાળી સ્ત્રીઓ, બાલકોનાં શવોથી ઉભરાઈ ગયા છે; આ પ્રમાણે નિર્દય રીતે કચડાતાં નિર્બલ માનવીઓની બૂમો, અને અશ્રુઓ, તેના વિનિપાત પર્યંત પાછળ પડનારા વેરવાળનારાઓ બન્યા છે, તથા તે યુરોપનું અધિરાજ્ય બનવામાંથી વર્તમાનમાં છે તેવી થોડાહિસાબવાળી દશામાં અવનતિ પામ્યું છે.

ક્રિશ્ચ્યાનિટીમાંથી સતાવણીનો, જૂલમનો મૃત્યુકારકરોગ ઇસ્લામધર્મને લાગુ પડયો તથા નાસ્તિકનેહણવાના અશુભમાર્ગમાં વિચરવા સંબંધિના અલિના બુદ્ધિવાળા ઉપદેશોને વિસારે પાડયા. દયાળુ મહુમ્મદનું નામ તેના અનુયાયીઓની તલવારો તીક્ષ્ણ બનાવવામાં ઉપયોગમાં લેવાયું, તથા હિંદમાંતો ઔરંગઝેબે તેમના ધર્મ માટે હણેલાં હજારો મરતાં માનવિઓની બુમોમાં મુગલસામ્રાજ્યનો વિનાશ ગાજી નિકળ્યો હતો. સ્પેનની પેઠે હિંદમાં ધાર્મિક સતાવણી રાજ્યકીય આપત્તિમાં પરિણામ પામી હતી. અબંધુતા ઉપર આશ્રયિને રહેલા વિનાશ વડે બંધુતાની આવશ્યકતા આ પ્રમાણે બેઉ એમ સિદ્ધ થાય છે. જે જે તેના વિરોધમાં હોય તેના વિનાશ વડે, તેમજ જે જે તેની સાથે એક તાલમાં હોય તેના સહન વડે સમાન રીતે પ્રકૃતિનો એક નિયમ સિદ્ધ થઇ શકે છે.

જો ધર્મો, એક રણક્ષેત્રને બદલે બંધુતાના ક્ષેત્રરૂપ નિવડેતો ધાર્મિક સિદ્ધાંતોની અનેકતા એકધર્મપ્રતિ નુકશાનકારક નાયતાં લાભકારક નિવડે. દરેક ધર્મને પોતપોતાની ખાસ વિલક્ષણતા હોય છે, તેને દુનિઆને કંઇક એવું આપવાનું હોય છે કે જે અન્ય ધર્મો આપી શકતા નથી. દ્વૈતિય વિનાના એક પરમાત્માના મહાન નામના એક અક્ષરનો ઉચ્ચાર દરેક ધર્મ ઉચ્ચાર કરે છે, તથા જ્યારે દરેક ધર્મ અન્યસાથમાં મધુરએકતાલ સહિત પોતપોતાને મળેલા અક્ષરનો ઉચ્ચાર કરશે ત્યારેજ માત્ર તે આખા નામનો ઉચ્ચાર કરી શકશે. ધધર એકંકો ભપી મહાન છે, એકલો ભપો અનદર છે કે, મમે વેતાં

મહાન્ મનુષ્યનું એક મસ્તિષ્ક, ગમે તેવો સંપૂર્ણ એક ધર્મ, તેની અનંત સંપૂર્ણતાને દર્શાવી શકશે નહિ. તેને પ્રતિબિંબિત કરવા માટે એક સમગ્ર સંપૂર્ણ વિશ્વની આવશ્યકતા ખડી થાય છે, અરે ! અસંખ્ય વિશ્વો તેને ખુટાડી શકવાનાં નથી. તે સર્વના સર્વ હોવાથી કદાચ એકાદતારક તેના પ્રકાશને દર્શાવી શકે; અન્તરિતતાલમાં ભ્રમણ કરતો એકાદ ગ્રહ તેના નિયમને દર્શાવે. એકાદ જંગલ તેના સૌંદર્યને દર્શાવે; એકાદ પર્વત તેના બલનું માપ આપે; એકાદ નદી તેના પોષક જીવનને દર્શાવે; એકાદ સમુદ્ર તેના વિવર્ત રહિત વિવર્ત વિશે સમજાવે; પરંતુ કોઇપણ પદાર્થ, કોઇપણ સ્વરૂપસૌંદર્ય, કોઈ પણ વર્ણ પ્રકાશ, એટલુંજ નહિ પરંતુ જેમાં તેનો વાસ છે એવું માનવહૃદય પણ, તે પુરૂષની અનંતસમૃદ્ધિની અનેકવિધસંપૂર્ણતાને દર્શાવી શકશે નહિ. દરેક પદાર્થમાં, જીવનના દરેક વિભાગમાં, તેના સામર્થ્યનો માત્ર એક અંશજ જોવામાં આવે છે; ભૂત વર્તમાન અને ભાવિ સર્વ પદાર્થોનો માત્ર સરવાળોજ તેમની અનંતતામાં તેની અનંતતાની કલ્પના કરી શકે.

આવીજ રીતે એક ધર્મ પણ તે બહુરૂપી જીવનના માત્ર કેટલાક દેખાવોનેજ દર્શાવી શકે. હિંદુધર્મને દુનિયાને શું કહેવાનું છે ? તે કહે છે, ધર્મ—નિયમ, શાસન, કર્તવ્યપરાયણ એકતાલ વૃદ્ધિ, દરેકનું યથાર્થસ્થાન, યોગ્ય કર્તવ્ય, યોગ્ય અધીનતા. ઝરથુસ્રધર્મને શું કહેવાનું છે ? તેને શુદ્ધિ વિશે કહેવાનું છે—મનવાણીકર્મની નિષ્કલંકતા વિશે. બુદ્ધધર્મને શું કહેવાનું છે ? તે પ્રજ્ઞાન વિશે ઉપદેશે છે—સર્વ સંગ્રાહક જ્ઞાન, સંપૂર્ણ પ્રેમમિશ્રિત, માનવપ્રેમ, માનવજાતની સેવા, સંપૂર્ણદયાભાવ, પ્રેમના પ્રભુના પોતાના કોમલ રક્ષણમાં અધમ અને નિર્બલ માનવીઓનું એકહું થવું. ક્રિશ્ચયાનિટિને શું કહેવાનું છે ? તે આત્મ-ભોગનો ઉપદેશ કરે છે, તથા તેના પ્રેમીરૂપકરૂપે ક્રૉસનો સ્વીકાર કરે છે; જ્યાં જ્યાં એક માનવઆત્મા અધમપ્રકૃતિનો ક્રૉસ ઉપર વિનાશ સાધીને દૈવિપ્રકૃતિમાં પલટાઇ જાય છે ત્યાં ત્યાં ક્રૉસપ્રકાશી નીકળે છે, એમ સ્મરણમાં રાખે છે. દુનિયાના મહાન્ ધર્મોમાંના યુવાન ઇસ્લામ ધર્મને શું કહેવાનું છે ? તે અધીનતાનો ઉપદેશ કરે છે—દુનિયાને નિયમતિ એક ઇચ્છાશક્તિપ્રતિ આત્મનિવેદન; તે શક્તિને તે સર્વત્ર જુએ છે; તે નાની માનવ ઇચ્છાઓને જોઇ શકતી નથી, તે સર્વ તેના સાથે મિશ્રિત બનતાંજ તે માત્ર સજીવન બને છે.

દરેક મહાન્ ધર્મનાં લક્ષણોનો સરવાળો કરતાં આ શબ્દોમાંના કોઇને પણ ગૂમાવી દેવા આપણને પાલવે તેમ નથી; તેથી ધર્મોનો વિરોધ સ્વીકારવા સાથે આપણે તેમનો પણ સ્વીકાર કરવાની જરૂર છે કે આપણે ટીકા કરવાને બદલે શિખી શકીએ. ક્રિશ્ચયનને આપણને જે શિખવવાનું હોય તે શિખવવા દો પરંતુ તેના ઇસ્લામ ધર્મના અથવા અન્ય ધર્મના ભ્રાતા પાસેથી તેને જે શિખવાનું હોય તેનો અસ્વીકાર કરવાની બીલકુલ જરૂર નથી, કારણકે દરેકને થોડુંક શિખવનું ને શિખવવાનું પણ હોય છે. પ્રભુ પ્રત્યેના પ્રેમને તથા માનવપ્રતિની સેવાને પોતાનું ઉદ્દેશબલ બનાવનાર પુરૂષ પોતાના ધર્મનો એઇ રીતે ઉપદેશ કરે છે.

આ સામાન્ય સિદ્ધાંતોને દૂર રાખીને વીગતવાર તપાસીએ કે આપણે શા માટે તકરાર ના કરવી જોઇએ. તેનો એક વાક્યમાં સમાવેશ થઇ શકે એમ છે. કારણ કે ધર્મનાં સર્વ મહાન્ સત્યો સામાન્ય મિલકત સમાન છે, ખાસ કરીને એકાદ ધર્મના તાબાનાંજ નથી. આથીજ એક ધર્મ ત્યાગીને અન્ય ધર્મનો સ્વીકાર કરતાં કંઇપણ અગત્યનું મળતું નથી. સત્યના વારિને શોધી કાઢવા માટે દુનિયાના ધર્મોના સમગ્રક્ષેત્રમાં મુસાફરી કરવાની તમારે બીલકુલ જરૂર નથી. તમારા પોતાના ધર્મક્ષેત્રમાં ખોદો, તથા જીવનવારિના પ્રવાહને શુદ્ધ અને પૂર્ણસ્વરૂપમાં વહેતો ના જુઓ ત્યાં સુધી ઉંડાને ઉંડા ઉતર્યા જાઓ.

ધાર્મિક સત્યોની સર્વમાન્યતા વિશેનું ઉપરનું વાક્ય યથાર્થ રીતે ખરૂં હશે, અથવા માત્ર શબ્દ ઉચ્ચારજ હશે ? આ સત્ય બાબત આ પ્રમાણે છે એ સિદ્ધ કરવા માટે અભ્યાસની ખાસ ચાર દિશાઓમાં અનુસરવાની જરૂર છે. સામાન્ય રૂપકો; સામાન્ય સિદ્ધાંતો; સામાન્ય વાર્તાઓ; સામાન્ય નીતિ ઉપદેશો; આ દરેક વિષય, "ધર્મોની બંધુતા" નામના ગ્રંથના યોગ્ય વિભાગો બની શકે એવા છે, પરંતુ એક ભાષણ અથવા લેખમાં માત્ર તેમનું ઉપર ઉપરથીજ વર્ણન કરવામાં આવશે; શ્રોતા અથવા વાચક, આ ભાષણ તેના સમિપ મુકવામાં આવતો પુસ્તકાલયનો ઉપયોગ કરશે, તથા અત્રે સાર રૂપે આપવામાં આવેલા વિષયનો પોતાનો ખાસ અભ્યાસ કરશે, એમ આશા રાખવામાં આવે છે.

(આગળ ચાલુ.)

એનિ. બેસંટ.

---

## ॥ आंतरप्रकाश. ॥

અંતરમાંથી અથવા પાછળથી આપણા મારફતે એક પ્રકાશ પદાર્થોમાં પ્રકટી નિકળે છે; આથી આપણે જાગ્રત બનીએ છીએ કે, પ્રકાશ જ સર્વ છે, આપણે કંઇ હિસાબ નથી. સમગ્ર પ્રજ્ઞાન અને સમગ્ર શ્રેય જેમાં વસે છે એવા મંદિરના મુખ ભાગરૂપે એક મનુષ્ય છે. આપણે તેને માન આપતા નથી પરંતુ જેના અવયવરૂપ તે છે તેને આપીએ છીએ; જો તે તેને પોતાનાં કાર્યોમાં અવતારશે તો આપણે તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીશું. જ્યારે તે તેની બુદ્ધિમાં પ્રકાશે છે ત્યારે તે પ્રજ્ઞાનરૂપે છે; તેની ઇચ્છાશક્તિ મારફતે પ્રકાશતાં તે નીતિરૂપ, સદ્ગુણરૂપ છે; તે તેના સ્નેહદ્વારા વહેવા લાગતાં પ્રેમસ્વરૂપ ધારણ કરે છે. જ્યારે તે કંઇક પોતાનું થવા જાય છે ત્યારે બુદ્ધિ બહેર મારવાનો આરંભ થાય છે. જ્યારે વ્યક્તિ કંઇક પોતારૂપે થવા જાય છે ત્યારે ઇચ્છાશક્તિની નબળાઇનો પ્રારંભ થાય છે.

એમર્સન.

---

# શ્રી વૃત્તિપ્રભાકર.

## બંધાઈને તૈયાર છે.

કીમત રૂ. ૩ ) ત્રણ

માહાત્મા શ્રી નિશ્ચલદાસજી પ્રણિત મુલ હિંદુસ્થાની ગુજરાતી
ભાષાંતર કર્તા રા રા મણિલાલ નભુભાઈ દ્વિવેદી,

સુદર્શન આફીસ

નડીઆદ

---

# જુનાગઢ પાંજરાપોળ લૉટરી

ભાગ બીજો—કુલ ટિકેટો ૭૦૯૭૦, દરેક ટિકેટની કિંમત રૂપિયો એક.

| ઈનામની સખ્યા | ઈનામની રકમ | કુલ રૂપિયા | ઈનામની સખ્યા | ઈનામની રકમ | કુલ રૂપિયા |
|---|---|---|---|---|---|
| ૧ | ૭૦૦૦ | ૭૦૦૦ | ૪૦ | ૫૦ | ૨૦૦૦ |
| ૪ | ૧૦૦૦ | ૪૦૦૦ | ૫૦ | ૨૫ | ૧૨૫૦ |
| ૪ | ૫૦૦ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦ | ૧૦૦૦૦ |
| ૬ | ૨૫૦ | ૧૫૦૦ | ૧૭૨૮ | ૫ | ૮૬૪૦ |
| ૧૦ | ૧૦૦ | ૧૦૦૦ | ૧૮૪૩ કુલ ઇનામ | | ૨૮૩૯૦ કુલ રૂ |

છ ટિકેટે અરધો રૂપિયો અને અગિયાર ટિકેટે એક રૂપિયો કમીસનનો અપાય છે જોઇતી હોય તેટલી ટિકેટો ગ્રાહકનાં નામ ઠામ ઠેકાણા બરાબર દર્શાવીને "વેલ્યુપેબલ" મગાવી લેવી

જેઓને પોતાનું નસીબ અજમાવી જોવાની ઈચ્છા હોય તેમને આ ઉમદા તક છે અર્થ અને કામ ભેગો છે સ્વાર્થના પરમાર્થ છે અને પરમાર્થમાં સ્વાર્થ છે ખાતરી રાખજો કે–એક રૂપિયો ખરચવાથી તમે કાંઇ ગરીબ થઇ જવાના નથી, પણ જો ભાગ્ય દેવી રસન્ન થશે તો એકદમ પૈસાદાર થઇ પડશો આવેલી તક એળે ગુમાવવી નહી ધર્માદાના કામમાં ઢીલ કરવી નહીં જો ઢીલ કરશો તો રહી જશો અને પછી પસ્તાશો કેમકે ખતમ ટિકેટો ખરીદી શકશો નહીં, માટે હંરો મા । દોસ્તો લહેજો તે પહેલે

## પુરષોત્તમ કહાનજી ગાંધી લીંબડાવાળા

જુનાગઢ ( કાઠિયાવાડ )

અખુટ

કૌવત આપનારી

# આતંકનિગ્રહ ગોળીઓ

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. એક.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી**

માલેક આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઑફિસ

જામનગર—કાઠિયાવાડ.

| બ્રાંચ ઓફીસો. | એજન્સી. |
|---|---|
| ૧ મુંબઈ.—કાલબાદેવીરોડ. | ૧ વડોદરા—રાવપુરા, |
| ૨ કલકત્તા—હેરીસનરોડ. | ૨ અમદાવાદ—રીચીરોડ, |
| ૩ પુના સીટી—બુધવાર પેઠ. | ૪ સુરત—ઝાંપા બજાર, |

---

## અભિપ્રાયો.

આંતકનિગ્રહ ગોળીઓએ જાદુઇ કામ કર્યું છે.

અનંતરાવ એઓટાબાર

આંતકનિગ્રહ ગોળીઓ વાપરવાથી શરીરમાં લોહીનો વધારો થાય છે.

લક્ષ્મીનારાયણ મુર્તી ડક્ષરમલ

તમારી ગોળીઓએ મને નવી જીંદગી આપી છે. કે બભાજીરાવ નીડાડાતોલ

અભિપ્રાય પ્રમાણે તમારી આંતકનિગ્રહ ગોળીઓ અમૃત છે,

ચનગંટી પી. પેનાકોન્ડા

આતંકનિગ્રહની ઘણી ડબીઓ મેં તથા મારા સ્નેહીઓએ ખાધી છે અને તેઓ તથા હું એકો જીભે તમારાં વખાણ કરીએ છીએ.

અકબરઅલી પીરભાઇ સુરત.

આપની આંતકનિગ્રહ ગોળીઓએ મને અમૃત તુલ્ય ફાયદો કર્યો છે.

જીવા મુળજી ડેરીયા.

આપની આંતકનિગ્રહ ગોળીઓથી ધાતુપાતનું દરદ મટ્યું છે. ઉંઘ આવે છે દસ્ત સાફ આવે છે, ભૂખ લાગે છે વગેરે વગેરે ફાયદા જણાયા છે.

માસ્તર લક્ષ્મીશંકર બાઇશંકર બાલોદ.

આંતકનિગ્રહ ગોળીઓએ ધાર્યા કરતાં વિશેષ કામ કર્યું છે.

સૈયદ અકબર પાદશાહ કોલર.

આંતકનિગ્રહ ગોળીઓનો માત્ર એક અઠવાડીયું ઉપયોગ કરવાથી મારૂં શરીર તમામ તન્દુરસ્ત થયું છે.

જગનારાયણ નંદકિશોર કામાપોર

તમારી દવા (આંતકનિગ્રહ) થી મને ઘણી શક્તિ આવી છે. એ દવા આ પૃથ્વીપર એકજ કલ્પ વૃક્ષજ છે.

માધવરાવજી દે. દેશમુખ બાદોલે

આતંકનિગ્રહ ગોળીઓથી હું નવે અવતાર આવ્યો છું. એ ધાતુપુષ્ટીની દવા અદ્ભુત અક્સીર છે.

સવાઇસીંહ હંસરાજ સગતાપુર.

તમારી ગોળીઓમાં દૈવી શક્તિ સમાયેલી છે.

જા. એમ. રત્નાવેલું. વેલોર.

---

આધદ્રષ્ટા
એક અભેદમાર્ગ પ્રવાસી.
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૂઢ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૭ ૮. ] ( માસિક ) [ એપ્રિલ–મે ૧૯૦૭. ]

વિષયાનુક્રમ. પૃષ્ઠ.

મહાશ્વેતા–પ્રણય–વિરહ.......... ૧૯૭
આત્મ–સંયમ.......... ૨૦૧
પૂર્ણાહુતિ.......... ૨૦૯
હિંદુ તત્વશાસ્ત્રનાં નિદર્શનોની એકવાક્યતા.......... ૨૧૬
મહાશ્વેતા–પ્રણય–વિરહ.......... ૨૨૭
તંત્રવિદ્યા.......... ૨૩૨
ધર્મોની બંધુતા.......... ૨૩૮
કશું અકસ્માતથી બનતું નથી.......... ૨૪૭
કર્મ–વિપાક.......... ૨૫૩

---

અમદાવાદ
ધી અમદાવાદ યુનિયન પ્રીંટિંગ પ્રેસ કં૦ લી.

---


# સુદર્શન.

આ પત્રનું વાર્ષિક મૂલ્ય અગાઉથીજ રૂ. ૨—૦—૦ ટપાલ ખર્ચ સુદ્ધાંત, ટપાલની ટિકીટો મોકલનારને એક રૂપીએ અર્ધા આનાની ટિકીટ વધારામાં મોકલવી, કેમકે એટલો વટાવ જાય છે.

વિષયો લખી મોકલવાની સર્વને છુટ છે પરંતુ અમુક લખાણુ પ્રસિદ્ધ કરવું કે કેમ એ વિષે નિર્ણય કરવા તન્ત્રી વા ઉપતન્ત્રી સ્વતન્ત્ર છે. લખાણુ પાછું મોકલવાને અમે બંધાતા નથી, માટે બનતા સુધી નકલ રાખીનેજ અસલ લેખ મોકલવો.

"મળેલું" વાળા વિષય માટે તન્ત્રી વા ઉપતંત્રી જવાબદાર નથી, તે વિનાના વિષયો ઉપર હક તન્ત્રીનો વા ઉપતંત્રીનો છે તેથી તે કોઇએ છાપવા છપાવવા નહિ.

પત્રમાં પ્રસિદ્ધ કરવાનું લખાણુ સારા અક્ષરે પૃષ્ટની એક બાજુએજ લખી મોકલવા કૃપા કરવી. તથા કોઈ પણ લેખકને પોતાનું નામ—વાસ્તવિક કે કલ્પિત—પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હોય, વા તેમ કરવા બાધ ન હોય તો તે તન્ત્રીને વા ઉપતન્ત્રીને લખી જણાવવું; તન્ત્રી વા ઉપતન્ત્રીની જાણુ માટે પોતાનું ખરૂં નામ આવવુંજ જોઇએ.

જાહેર ખબર માટે તથા આ પત્રના લખાણુ સંબંધે સર્વ વ્યવહાર તન્ત્રી વા ઉપતન્ત્રી સાથે રાખવો, ગ્રંથાવલોકન માટે ગ્રંથો, રોજીંદા અને અઠવાડીએ પ્રસિદ્ધ થતાં પત્રો, અને આ પત્રના બદલામાં મોકલવાનાં માસિકો, નડીયાદ મોકલાવવા કૃપા કરવી.

તંત્રીનું નામ ઠામ આ પ્રમાણેઃ—રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. તંત્રી;—
સુદર્શન અમદાવાદ

બદલામાં આવતાં પત્રો તથા માસિકો નીચેને શરનામે મોકલાવવા વીનંતિ છે;—
ઉપતંત્રી—સુદર્શન,

આ શિવાય નાણાં સંબંધી સર્વ પત્રવ્યવહાર વ્યવસ્થાપક ગી. જમનાદાસ ત્રીભોવનદાસ.
નડીયાદ, એ શરનામે રાખવો.

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણુ હશેજ.

વ્યવસ્થાપક.

# સુદર્શન.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર.)

" सत्यं परं धीमहि "—भागवतम्

[ પુસ્તક ૨૨, અંક. ૭.] ( માસિક ) [ એપ્રીલ સને. ૧૯૦૭.]


## " महाश्वेता–प्रणय–विरह. "

( મળેલું. )

૧

" સુગંધી આવતી આ શી ? અહા ! આનંદ દાયક !
બિચારા માનવી વિષે, ક્યાંથી આ સ્વર્ગ લાયક ! "

૨

આ પાસેથી શિતલકણ લઈ, ડોલતો મંદ વાયુ;
આ પુષ્પોથી કુસુમ રજ લઈ, ચાલતો દીર્ઘ આયુ;
લાવી તેણે, નવીન દિશથી વાસ અઘ્રાત પૂર્વ,
કીધું, કીધું, અખિલ જગને લગ્ન આકૃષ્ટ તુર્ત.

૩

હંસ ગૌરી તણી પુત્રી, મહાશ્વેતાભિધાન જે;
આવેલી સ્નાન ઝિલિવા, માતાને સર્ખી સાથ તે.

૪

ક્રીડાઓ કરતી હતી [ રમલ અચ્છોદ તીરે તહાં.
ન્હા'તીતી રમતી'તી ને કૂદતી'તી સર્વે સખીઓ જહાં;
આવી વાસ, અપૂર્વ ગંધકણુ લઇ, ત્રૈલોકયને ઘેરતી,
બાલાને કરી બાકળી-વિવશ, હા ! નેત્રો થઇ પ્રેરતી.

૫

"સુગંધી આવતી આ શી ?" વગેરે વિહ્વલવા બની,
બોલતી, દોડતી, ચાલી, અપૂર્વ દિશના ભણી;

૬

દીઠા ત્યાંતો વિરાગી મુનીશ પરમ શ્વેતકેતુ કુમાર,
આવે સન્મિત્ર સાથે, શિતલ જલ અચ્છોદમાં સ્નાન કાજ;
કર્ણે દીઠી સુવાસ પ્રસર કરતી રાજતી પુષ્પ માલ,
ધાતી ત્રિલોક મધ્યે, સ્વવશ કરવા શીધી તે વાયુ સાથ.

૭

ખેંચાણી વાસને લક્ષી, લક્ષી સંપૂર્ણ રૂપને;
નવા અજ્ઞાત આવેગે, દોડતી ગૈ મુનિકને.

૮

પ્રસરે સ્નિગ્ધ સમીર શીત જલથી, આનંદ દેતો અતિ;
માંહી ઘુરતી પુષ્પમાળ મુનિની, નાજુક લ્હેરે થકી.
બાલા જોઈ, થઇ વિલીન વિકલ, હા ! ભાન ભુલી ગઈ !
છું કે સ્વર્ગ, કદાચ એથી ઉપરે શું હું ગઇ છું વહી ?

૯

દશા એવી થતાં દીઠા, સૌન્દર્યપૂર્ણ મુનિને;
રૂપથી કામનાં બાણો મારતા, હંસ પુત્રીને.

૧૦

પુરા વાસે કીધી નવીન કૃતિથી છેક અનીશા!
દીઠું જ્યારે રૂપ તુરત થઈ બાળા મુનિવશા.
સૂઝે ના ક્યાં જાઉં ? સહુ કહી રહ્યાં હું કહીં ફરું.
ફરું શું-શા માટે ? અપરવશતા હું શીદ ધરું ?

૧૧

મહાશ્વેતા તણી એવી દેખતાં વિકૃતિ, અરે !
લાગી શી કામની ચટકી, તપસ્વી પુંડરિકને.

૧૨

દેખી રૂપનિધિ રસાલ યુવતી પ્રેમે કને આવતી,
નેત્રે તાપસ-ધર્મ-રિપુ મદન-શ્રી-રંગ ફેલાવતી,
પેઠાં કામ કટાક્ષ સદ્ય ઉરમાં, રે ! ધર્મ ભૂલી ગયા !
"આહા! શું રતિ આવી આજ મળવા?" નેત્રો મિલાવી રહ્યા!

૧૩

"ગંધર્વ પુત્રીને આ શી-મનુષ્યે પ્રેમ વિકૃતિ ?
શું કરું-જાઉં છું હું ક્યાં ? ફરું છું કોણ ચાહતી ?"

૧૪

મહાશ્વેતા એવા સ્થિતિમય વિચારે ઘડી ફરી,
"નહીં મારે આવું, અઘટિત કદાપિ થવું નહીં."
પરંતુ જ્યાં દેખે મુનિતનય સૌન્દર્ય રૂપને,
અને પ્રેમે પૂર્ણ ભ્રૂકુટિમય સંકામ મુખને,
ટકે ત્યાં તો પાછી, દુઃખમય વિચારો દૂર કરે,
અને સ્નિગ્ધે નેત્રે મનપતિ ભણી ત્રાટક કરે;
નિહાળે સંપૂર્ણ અનનુભવી લ્હાવો મન લહે,
"અહા ! આતે કોણ મનહરણ મારું કયમ કરે ?"

૧૫

ચિત્ત કર્ષાય છે મારું, જવાનું સૂઝતું નથી;
"વિકૃતિ આવડી-આ-શી ? દેખતાં એક આ મુનિ !

૧૬

"નહીં આતો સારું, બસ જઉં હવે તો અહીં થકી."
કરી એવું નિશ્ચે, વિચલિતમના તે તહીં ફરી.
અરે ! ત્યાં તો દોડી રસિક જન આહ્લાદ કરતી.
સુગંધી માલાની વિરસ તનને મોહ કરતી.

૧૭

નાસિકા દ્વારથી પેઠી, બાલાના મુગ્ધ ચિત્તમાં;
સમૂળું ચિત્ત ઉપાડી, નાખ્યું તે પ્રેમ પાત્રમાં.

૧૮

"અહા! આશી-વાસ? નવીન વળી આ-શી પ્રસરી-આ?
ખરે! એ શ્રી માલા કુસમ રજ ફેલે ફરી અહા?
અરે! એ શ્રી માલા વિનતિ કરતાં શું મળી શકે?
જઉં-પાછી માગું, તરત ફરું, દેતો લઇ અને,"

૧૯

ભ્રમિતાકૃષ્ટ ચિત્તેથી, પુંડરિક સરસ્તીરે,
જોતાતા મુગ્ધ બાલાને, સ્નાન ધ્યાનાદિ ભૂલીને.

૨૦

દેખીને ફરી આવતી નિજભણી મુગ્ધા પુંરા પ્રેમથી,
લોભાયા મુનિપુત્ર કામવશ થૈ ચકયા સહુ નેમથી;
નેત્રોએ વિનતિ કરે પ્રિય કને, "હે! પ્રાણ પ્યારી-સખી!
આવોને મુજ પાસ પ્રેમ ધરીને-હું દાસ સાચો ગણી."

૨૧

બિચારી બાકળી બાળા, ખેંચાતી આવતી હવી;
આવી તન્મિત્રની* પાસે, માળને માગતી હવી.

૨૨

"ઓ આર્ય પુત્ર! વિનતિ સુણજો અમારી,
છે આપ સાથ કુણું આ મુનિવૃત્ત ધારી?
આ જે સુવાસ કરતી રૂડી પુષ્પ માળ—
પામ્યું કહાં થકી કહો મુજને કુમાર."

૨૩

કપિંજલ સાંભળી એવું, મહાશ્વેતા પ્રતિ વધ્યા;
ઇંદ્ર લોકે મળે માળા; મહાત્મા પુંડરિક આ.

---

* મુનિના મિત્ર કપિંજલની પાસે.

૨૪

સુણી એવું કન્યા અતિશય નિરાશા થઈ મને;
"મળે એ ક્યાંથી તે? સુરપતિ થકી કેમ મુજને?
નથી એ મદ્‌ભાગ્યે! નહીં લઈ શકું એહ સુખડું!
અરે! છે ત્યાં સુધી, ફરી ફરી સુવાસો લઈ લઉં!!"

૨૫

ન્યાળતી-પ્રાણુતી ઉભી, મહાત્મા પુંડરિકને;
પામવા પ્રેમથી માંડી, દર્શી વાસાદિ સુખને.,

[ ચાલુ. ]

कुसुम

---

## ॥ आत्म—संयम ॥

अथवा

## ॥ पतंजलिनो योग ॥

( અનુસંધાન—પૃ૪-૮૨ થી. )

હિંદુઓની વર્ણવ્યવસ્થાની આવા પ્રકારની ભાવના હતી. માનવ સામાજીક વિ સની ભાવિ દિશાઓ મનુભગવાન્ સારી રીતે જાણતા હોવાથી, માનવ સમાજના ચ ર્વર્ગ વિભાગનો નિયમ તેમણે સ્થાપિત કર્યો. આપણે પ્રથમ કહી ગયા તેમ, પોત સમયના કેવા પ્રકારના જીવાત્માઓ કેવા પ્રકારનાં કાર્યો કરશે એ સ્પષ્ટ રીતે તેમ લક્ષમાં હોવાથી તેમણે આ જીવાત્માઓને ચાર ભિન્ન ભિન્ન વર્ગોમાં ગોઠવ્યા. ઉત્પા વર્ગ—મહેનત મજુરી કરવાને ઉત્તમ રીતે યોગ્ય મનુષ્યોને શુદ્રવર્ગમાં ગણવામાં આ ધન સંચય કરનારાઓને વૈશ્યવર્ગમાં ગોઠવવામાં આવ્યા. રાજ્યકારભારીઓ અને રાયક વર્ગને ક્ષત્રિઓમાં ગણવામાં આવ્યા. વિદ્વાન્ પુરુષોને, પદાર્થ વિદ્યા, તત્વશાસ્ત્ર ધર્મના અભ્યાસિયોને, માનવ જાતના શિક્ષકોને, બ્રાહ્મણ વર્ગમાં ગણવામાં આવ્યા.

વર્તમાન સમાજોના ઉપરના ચાર મહાન્ વર્ગોમાં—ધર્મ, રાજ્ય, મૂડી અને મહે

રૂપી,—સ્વતઃ ગોઠવાઇ જવાના વલનના દેખાવથી, ઉપરના વર્ગીકરણમાં સમાવેશ થતું ઉંડું ડહાપણ આપણા લક્ષમાં આવે છે. એક સમયે યુરોપમાં પણ વિદ્યા અને શિક્ષણનો ધર્મસંસ્થામાં (church) સમાવેશ થતો હતો, એ સારી રીતે જાણીતી વાત છે. અન્ય વર્ગોએ પણ ઉચ્ચ દશામાં ચઢવું જોઇએ તથા આ કાર્યો કરવાનો પ્રારંભ કરવો જોઇએ, એ બાબતને વિકાસક્રમના સ્વાભાવિક પરિણામ રૂપે સ્વીકારવામાં આવશે.

હિંદવાસી બ્રાહ્મણોને એટલું જેમ બને તેમ જલદી સમજવામાં લાભ સમાયલો છે, કે માત્ર એકલી હિંદભૂમિ માટેજ વર્ણ વ્યવસ્થા નિર્માણ થઈ નહોતી. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ગાયું છે, કે સમાજના ચતુર્વિધ વિભાગનું તત્વ તેમણે સર્જ્યું છે; તેમણે માન્ય કરેલું સામાજીક વિકાસક્રમનું તત્વ માત્ર તેમનાં પ્રાણીઓના એક વિભાગને માટેજ હતું તથા તેમણે અન્યને આ વિભાગની બહાર રાખ્યા હતા, એમ કહેવું એ તેમની નિંદા કરવા સમાન છે. હિંદુ ધર્મની ખુબીનો, સૌંદર્યનો એમાં સમાવેશ થાય છે, કે તેનાં સત્યો, સિદ્ધાન્તો સર્વત્ર લાગુ પડી શકે છે; અધોપાતના દિનોમાં પણ હિંદુ ધર્મ, તેની સામાજીક સંસ્થામાં લગભગ દરેક પ્રકારની રૂઢિ અને વિચારવલનનો સમાવેશ થતો હોવાથી લક્ષ ખેંચે છે.

પતંજલિ અને તેમના ભાષ્યકારોના ઉપર આપવામાં આવેલા ઉતારાઓમાંથી સ્પષ્ટ થયું છે, કે ધર્મવડે ઉન્નતિમાં સહાય મળે છે, અધર્મવડે અધોપતનમાં વૃદ્ધિ થાય છે. ધર્મ અને અધર્મ વિશેના પતંજલિના વિચારો અત્રે ઉતારવા આનંદપ્રદ નિવડશે.

તેઓ કહે છેઃ—

तत्रशान्तोदिताव्यपदेश्यधर्मानुपातीधर्म्मी ॥ ३–१४ ॥

"(શાન્ત) અદૃશ્ય થતા, (ઉદિત) દૃશ્ય થતા, (અવ્યપદેશ્ય) હજુ સુમદશામાં રહેલા ધર્મો સાથે અન્યોન્ય સંબંધ રાખનાર (ધર્મી) ધર્મોનું અધિષ્ઠાન છે." (૩-૧૪) "ધર્મ એ યોગ્યતાવડે ભેદ પામતી માત્ર ધર્મીની શક્તિ છે. તેનાં પરિણામ પ્રકાશત થવામાં જણાઈ આવતા ભેદોવડે તેના અસ્તિત્વનું અનુમાન થઇ શકે છે. તે એક ધર્મીનું એક અને વળી અન્યનું અન્ય પ્રદર્શન જોવામાં આવે છે. અત્રે વર્તમાન ધર્મ પોતાનો વ્યાપાર દર્શાવીને, અદૃશ્ય થયલા અને હવે પછી દૃસ્ય થવાના અન્ય ધર્મોથી ભિન્ન પડે છે; અને જ્યારે સામાન્ય ધર્મો સાથે કાલ પરત્વે આ સમનુંપાતિ થાય છે ત્યારે જો તે જાતે જ આમ હોય તો તે કેવું હોય તથા કોનાથી ભેદ પામે ?"

"ધર્મીના, શાન્ત, ઉદિત, અવ્યપદેશ્ય (અવર્ણ્ય) ધર્મોમાંના, વ્યાપારવાન્ થઇને ઉપરત થયલા ધર્મો શાન્ત છે; સવ્યાપાર તે ઉદિત ધર્મો છે, તથા આ સર્વે અનાગત લક્ષણોના સમનન્તર છે. અતીત લક્ષણો, વર્તમાન લક્ષણોના સમનન્તર નથી. શા માટે વર્તમાન લક્ષણો, અતીત લક્ષણોના સમનન્તર નથી બનતાં? પૂર્વતા અને પશ્ચિમતાના અભાવને લઈને આમ બનતું નથીઃ જેમ અનાગત અને વર્તમાનકાલને પૂર્વપશ્ચિમતા

છે, તેમ અતીતકાલને નથી. તેટલા માટે વર્તમાન કાલ, અતીતકાલના સમનન્તર નથી; તેથી અનાગત કાલ એ જ વર્તમાનકાલના અનન્તર બની શકે છે."

"હવે અવ્યપદેશ્ય, અવર્ણ્ય ધર્મો કયા? સર્વ સર્વાત્મક છે, એમ કહેવાય છે. આ વિશે નિચે પ્રમાણે કહેવામાં આવ્યું છે:—'જલભૂમિના પરિણામરૂપે રસાદિ વૈશ્વરૂપ સ્થાવર વૃક્ષોમાં જોવામાં આવે છે, તેમજ વૃક્ષોનું પ્રાણીઓમાં અને પ્રાણીઓનું વૃક્ષોમાં જોવામાં આવે છે. આ પ્રમાણે જાતિનો વિનાશ સાધ્યા વિના સર્વ સર્વાત્મક છે. દેશ, કાલ, આકારનાં બંધનોને લીધે આ સર્વ સમાન કાલમાં અભિવ્યક્ત થઇ શકતી નથી. આ અભિવ્યક્ત, અનભિવ્યક્ત ધર્મોમાં અનુપાત પામતો, સામાન્ય વિશેષ ઉભયરૂપે જણાતો ધર્મી અન્યોન્ય સંબંધ રાખનાર પદાર્થ છે. આ ધર્મીનો ધર્મ નહિ પરંતુ ગુણ છે એમ માનનારને ભોગનો અભાવ થાય છે. શા માટે? અન્ય વિજ્ઞાનવડે કરાયલા કર્મનું અન્યને શી રીતે ભોક્તૃત્વ પ્રાપ્ત થાય; પછીથી સ્મૃતિનો પણ અભાવ થશે, કારણ કે અન્યના જોયલાનુ અન્યને સ્મરણ સંભવી શકતું નથી."

"આથી એક વસ્તુના સ્વીકારને લીધે આ સર્વ પરિણામોમાં પ્રર્વતતો એક ધર્મી સિદ્ધ થાય છે. આ અન્ય ધર્મ ધારણ કરે છે તોપણ પૂર્વપરિણામનો સ્વીકાર કરે છે. માટે, આ સર્વ ધર્મોમાં અનુસરતા એક આધાર વિનાનું માત્ર ધર્મો રૂપ જ મન નથી."

યોગ્યતા પ્રમાણે પરિણામ પામેલા ધર્મીની (કોઇ પણ પદાર્થ) શક્તિ રૂપ ધર્મની વ્યાખ્યા આ પ્રમાણે છે.

ભોજરાજ પણ કહે છે:—

"યોગ્યતાવડે પરિણામ પામેલી તથા પૂર્વગામિ અને અનુગામિ ઉભય દશાઓમાં સતતવર્તતી શક્તિ રૂપ ધર્મ છે."

ત્યારે એક પદાર્થની આધાર શક્તિરૂપ ધર્મ છે; તે તેના વ્યક્તિત્વનો વિનાશ સાધ્યા વિના હમેશાં આકારો બદલ્યાં કરે છે. અમુક સમયે અમુક આકારમાં સ્વતઃપ્રદર્શિત થતા આ ધર્મને તે સમયે ઉદિતના નામથી વ્યવહરવામાં આવે છે, આ પ્રદર્શિત ધર્મ ફરીને ફરીને શાન્ત બને છે. આજ ધર્મ અવ્યપદેશ્ય પણ છે તથા અને તે આકાર ધારી શકે છે, અને તે પ્રમાણે અન્ય આકારો ધારણ કરે છે.

દરેક પદાર્થનો આધારરૂપ ગુણ જ તેને અન્ય પદાર્થથી ભિન્ન પાડે છે. આ પ્રમાણે આપણે, એક પથ્થરના, વૃક્ષના, પ્રાણીના, મનુષ્યના, સ્ત્રીના, જંગલીના, હિંદુના, અંગ્રેજના, બ્રાહ્મણના, ક્ષત્રિયના, વૈશ્યના, શુદ્રના ઇત્યાદિના ધર્મ વિશે બોલી શકીએ. મન, ચિત્ત, બુદ્ધિ, દેહાદિના ધર્મ વિશે પણ આપણે બોલીએ; સરકાર અને તેની પ્રજાઓના ધર્મ વિશે બોલી શકીએ.

જીવનના દરેક વ્યક્તિવાચક આવિર્ભાવને તેનો પોતાનો ધર્મ હોય છે, જે તેને અન્ય કોઇનાથી પણ કાલ, દિક્, આકાર અને વ્યાપાર પરત્વે ભિન્ન પાડે છે.

સાંખ્યદર્શનાનુસાર પુરૂષનો ધર્મ ચેતના, સંવિત્ રૂપ છે, અથવા અન્ય રીતે કહેવા માગીએ તો પ્રકૃતિનાં સર્વ સંભવિત પરિણામોને જાણીને સર્વજ્ઞત્વ પામવા રૂપ છે. સત્વ, રજસ્, તમસ્રૂપ ગુણોના ત્રિવિધજીવનના સતત આવિર્ભાવ રૂપ મૂલપ્રકૃતિનો ધર્મ છે, અથવા અન્ય શબ્દોમાં કહેવા માગીએ તો રજસ્ અને તમસ્‌ના વ્યાપારવડે આકારોમાં પરિણામ પામતા સત્વનાં સર્વ સંભવિત સ્વરૂપોના પ્રદર્શનરૂપ ધર્મ છે. પરિવર્તનના નિયમને આધીન વિશ્વની આ કદાપિ ના અટકતી પ્રવૃત્તિ પરંપરા છે. મૂલ પ્રકૃતિના આ આધારરૂપ વલનને લીધે વિશ્વનો દરેક બનાવ, કાર્ય અને પ્રતિકાર્ય, દર્શનને અદર્શન, સુષુપ્તિને સ્વપ્ન, રાત્રીને દિવસ, અથવા સામાન્ય રીતે કહીએ તો પ્રવૃત્તિ અને નિવૃત્તિરૂપ પરિવર્તનના નિયમને આધીન વર્તે છે. માનવ ઉન્નતિક્રમનો નિયમ પણ, અન્ય સર્વની પેઠે આ પરિવર્તના નિયમને આધીન છે, વ્યાપારાત્મક રજસ પ્રવૃત્તિને હમેશાં તે શક્તિના બાધકરૂપ એક સમય અનુસરે છે; અને આ પ્રમાણે આગળ ઉપર ચાલ્યાં કરે છે.

વિશ્વની, જાણવારૂપ અને થવારૂપ નિશ્ચયાત્મક ઇચ્છાશક્તિ બુદ્ધિનો ધર્મ છે.

અહંકારનો ધર્મ વ્યક્તિકરણ છે, અથવા અન્ય રીતે કહીએ તો વ્યક્તિ અને વ્યક્તિ સમુદાયના વૃદ્ધિકરણરૂપ છે.

મનનો ધર્મ, આકાર (સંકલ્પ) ના નમુનારૂપે વિચારોની ઉત્પત્તિ કરવાનો છે. પતંજલિનું ચિત્ત જે વિકાસ પામતું મન છે, તેણે સંકલ્પ શક્તિમાંથી અન્ય અનેક શક્તિયોને જન્મ આપ્યો છે, તથા હવે તેમને તેના ધર્મોરૂપે ગણવામાં આવે છે. વ્યાસ આમને આ પ્રમાણે દર્શાવે છેઃ—

(૧) પરિદૃષ્ટ ધર્મો, અને (૨) અપરિદૃષ્ટ ધર્મો.

તેઓ કહે છેઃ —

"ધર્મો ઉભય પ્રકારના છે—પરિદૃષ્ટ અને અપરિદૃષ્ટ; આંતરમાં જે (પ્રત્યય) ભાવનારૂપે જણાય છે તે પરિદૃષ્ટ ધર્મો છે. જે વસ્તુમાત્રાત્મક તે અપરિદૃષ્ટ ધર્મો છે. તેઓ માત્ર સાત છે; અને અનુમાનવડે જ વસ્તુરૂપે તેમનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે. (૧) નિરોધ, (૨) ધર્મ, (૩) સંસ્કાર, (૪) પરિણામ, (૫) જીવન, (૬) ચેષ્ટા, (૭) શક્તિ, એટલા દર્શન (ચેતના) ઉપરાંત મનના ધર્મો છે."

અહંકાર તત્વના સંબંધવડે મનને આત્મ-ભાનવાળી ભાવનાપર પ્રાપ્તનો ધર્મ મળી રહે છે. આને પારિભાષિક રીતે દર્શનના નામથી વ્યવહરવામાં આવે છે.

સંકલ્પની મૂલભાવના "એકઠું કરવું" એવી છે; વ્યાપારમાં પ્રવૃત્ત થવાનાં સાધનો ના હોય ત્યારે આ તત્વની અસ્તિત્વ ધરાવી શકે એવી માત્ર સંકલ્પ શક્તિ જ હોય છે. જેમ જેમ તન્માત્રીક સાધનો તથા ઇન્દ્રિયોરૂપી સાધનો પૂરાં પાડવામાં આવે છે તેમ

તેમ આ શક્તિ પોતાની જાતે પ્રદર્શિત થતી જાય છે પછી તે શક્તિના ધર્મવાળી થાય છે. પુનઃ પુનઃ અભ્યાસવડે આ શક્તિ એક ધર્મરૂપ થઈ પડે છે તથા આ શક્તિને લીધે મન, સાધનોમાં સતત પ્રવૃત્તિ પરાયણ રહે છે તથા નવીન સ્વરૂપો ધરે છે. આ શક્તિના સતત્ અભ્યાસવડે ચેષ્ટના (ગતિ) નામથી વ્યવહરાતી શક્તિ કેળવાય છે. આનો અર્થ કાર્યની વિવિધ રીતિયો સાથે ભોમિયા હોવાનો થાય છે.—સૂક્ષ્મસ્વરૂપોને ઉત્પન્ન કરીને જાળવવાના હેતુથી તન્માત્રિક તત્વોને અમુક ગતિમાં મૂકવા રૂપ કાર્યો. વિકાસ પામતી વિવિધ શક્તિયો ચિત્તમાં પ્રદર્શિત થવી જોઇએ; જેના ઉપર ભાવિવિકાસક્રમનું બંધારણ બંધાવાનું છે એવા વિવિધ ધર્મો તેનામાં અંકિત કરવાની શક્તિ હોય એમ દર્શાવે છે. જો આ શક્તિનું અસ્તિત્વ ના હોતતો મનમાં કોઈ પ્રકારના નવીન ધર્મો જણાઈ આવત નહિ. નવીન ધર્મો પામવાની શક્તિ, સંસ્કાર શક્તિને આગળથી સૂચવે છે. અમુક દિશાઓને બદલે સહેલથી અમુક પ્રદર્શનોમાં પુનરાવર્તનવડે વળવાનું શિખતી મનની આ એક શક્તિ છે. ચોગ્ય લક્ષણોથી અંકિત થવામાંથી તે સ્પષ્ટ રીતે ભિન્ન છે. પ્રથમને વિધિ સાથે વિશેષ કાર્ય છે, અન્યને તે વિધિના અંતિમ પરિણામ સાથે કામ પાડવાનું છે. વળી આ ઉભયે, પરિણામના, સતત પરિવર્તના ગુણનું આગળથી સૂચન કરે છે. સંસ્કારોની સાથે અવશ્ય કરીને વસ્તુની પ્રકૃતિનું પરિણામ હોવું જ જોઇએ. નવી ટેવ પામવાના પરિણામ રૂપે અંતે મન, જીવનના એક તદ્દન નવીન પ્રદેશમાં જ પસાર થાય છે. પરિણામ એ એક જીવન-ભૂમિકામાંથી અન્યમાં પસાર થવાની વિધિ છે. પતંજલિના ચિત્તનો આ આગળ પડી આવતો ધર્મ છે, તથા વિકાસક્રમને પ્રવર્તાવનાર આધારરૂપ વલન પણ આજ છે. ઇન્દ્રિયો અને તન્માત્રાઓના વ્યાપાર સાથે ચેષ્ટ શક્તિનો અન્યોન્ય સંબંધ છે, તથા સૂક્ષ્મ, વાયુરૂપ પ્રતિક, અને સ્થુલ દેહો બાંધવામાં આનો અંત આવે છે. આ પ્રમાણે સ્થૂલ જીવનના ધર્મ વધારે વધારે બલવાન્ પ્રદર્શન પામતા જાય છે. વિકાસક્રમની એક આવશ્યક્તા તરીકે મન (ચિત્ત) વારંવાર સ્થૂલ જીવન તરફ વળે છે.

વળી નવીન દેખાવ ધારણ કરવા માટે નવીન ગુણોનો સંસ્કાર પાડવો, એનો અર્થ તેટલા સમય માટે અન્યગુણોને દબાવી દેવારૂપ છે, તથા આ પ્રમાણે નિરોધધર્મની વૃદ્ધિ થાય છે. આ શક્તિ અંતમાં, મનનાં અન્ય સર્વ પરિણામોના નિરોધમાં તથા પુરૂષને *દૃશ્યસૃષ્ટિમાંથી તેના યથાર્થ ગૃહમાં લઈ જવાના કાર્યમાં સાધનરૂપ થવાને નિર્માયલી છે.* પરંતુ આ ભૂમિકા પૂર્વે પણ તે ઘણાં અગત્યનાં કાર્યો કરે છે. જેમ જેમ આ શક્તિ વિશેષ વૃદ્ધિ પામતી જાય છે તેમ તેમ મનુષ્ય પોતાના ભાવિને પોતાના હસ્તમાં લેવાને વિશેષ વિશેષ બલવાન્ બનતો જાય છે.

યોગદર્શનના સિદ્ધાંતોના આ ટુંક સારથી વાચકને ધર્મશબ્દના વિશાલ અર્થનો સામાન્ય વિચાર મળી રહેશે. મનના (ચિત્ત) આ આઠ આધારરૂપ ધર્મો ઉપર ભાવિની માનવજાતનું બંધારણ બંધાવાનું છે. તેમનાથી ઉન્નતિની તેમજ અવનતિનું દિશા સૂચવાય છે. જે જે કાર્ય આ ધર્મોની વૃદ્ધિ કરનારૂં નિવડે તે ધર્માનુસાર છે તથા તેટલા માટે સદ્ગુણરૂપ છે. અન્ય જે જે કાર્ય આ ધર્મોને નબળા બનાવે છે તે ધર્મથી વિરૂદ્ધ છે,

અધર્મરૂપ છે. પતંજલિના યોગનો આ શક્તિયોની એકતાલ વૃદ્ધિમાં યથાર્થ રીતે સમાવેશ થાય છે.

અતિ અગત્યની શક્તિ, દર્શનશક્તિ છે. આજ પુરૂષની પાસેમાં પાસેની શક્તિ છે, તેમજ પુરુષના પ્રકૃત્તિ સાથેના સંબંધવડેજ ચિત્તને દર્શનશક્તિ પ્રાપ્ત થાય છે. તેટલા માટે સર્વ પ્રકારના વિકાસક્રમનો અંતિમ ઉદ્દેશ ચિત્તના વિસ્તારરૂપ છે. જેમ જેમ ચિત્ત વિસ્તાર પામે છે તેમ તેમ પ્રકૃતિનું વધારે વધારે જ્ઞાન સંભવિ શકે છે, આખરે કૈવલ્યનું સર્વજ્ઞત્વ અનુભવાય છે. મનના અન્ય બાકીના સાત ધર્મો, સારા થવા માટે આ દિશાએ કેળવાવા જોઇએ.

ધર્મ અથવા કાર્યમાં ભાવનાની શક્તિનો ઉપયોગ કરતા થવું જોઇએ, જેથી ઉત્તમોતમ અને ઉચ્ચ ઉચ્ચ સ્વરૂપો ઘડવાને શક્તિવાન્ થવાય; માનસિક મૂર્તિઓને ઉત્પન્ન કરવાને શક્તિવાન્ થવાના, તથા આ મૂર્તિઓ માનવજીવનમાં કેવી રીતે સ્વતઃકાર્યમાં પ્રવૃત્ત થાય છે તથા સ્થૂલજીવનમાં કેવી રીતે પ્રદર્શિત થાય છે, એ જોવાનાઉદ્દેશપૂર્વક અભ્યાસિએ કાર્ય કરવું જોઇએ.

ચેષ્ટાના ધર્મની પણ સંપૂર્ણ વૃદ્ધિ કરવી જોઇએ; મને ભાવના બાંધતા, વિચારમૂર્તિઓ ખડી કરતા થવું જોઇએ એટલું જ નહિ, પરંતુ તેણે ઉચ્ચ ધર્મોને બહિર્ પ્રકટાવવાના લક્ષ્યથી વિશ્વનાં અધમ ભુવનો ઉપર સંપૂર્ણ પ્રવૃત્તિપરાયણતા દર્શાવવી જોઇએ; આ પ્રમાણે વિકાસક્રમ શીઘ્ર બને છે.

દેહનું જીવન ગાળવાના ધર્મને પણ શ્રેષ્ઠ રીતે પાળવો જોઇએ. આ જીવનના નિયમો માલૂમ પડ્યા પછી, તેના અતિ ઉચ્ચ સંભવોને પ્રકટાવવા જોઇએ, તથા જ્ઞાન અને શક્તિ મેળવવામાં તેનું બધું બલ વપરાવું જોઇએ. સ્થૂલજીવનને વિશાલ સંખ્યામાં ઉપદેશો આપવાના છે, અને જો આપણે આપણને મળેલા પ્રસંગોનો ઉત્તમ ઉપયોગ કરીને સંભવિત જન્મોની સંખ્યાને ટુંકાવીશું નહિ તો, આપણે તેમને જન્મપરંપરાના લંબાણક્રમમાં શિખવા જ પડશે. આ ઉપરાંત આપણે એક જીવન-દશાના ( જાતિ ) અન્યમાં બદલાવાના નિયમો શિખવા જોઇએ; સરખામણીમાં કયું જીવન શ્રેષ્ઠ છે અને કયું જીવન અધમ છે, તે આપણે જાણવું જોઇએ; વિકાસક્રમનાં કેવા દૃષ્ટિ બિંદુથી કરેલું કેવા પ્રકારનું કર્મ આપણને અન્ય અધમ અથવા ઉચ્ચ જીવન-દશામાં લઇ જશે, એ આપણે સમજવાની જરૂર છે. પરિણામની શક્તિનું કાર્ય અનિવાર્ય છે. આપણે કાલ જતાં બદલાવું, પરિણામ પામવું જોઇએ; આપણે સારા અથવા ખોટા માટે પરિણામ પામીએ છીએ, એનો આધાર આપણા પોતા ઉપર છે જો આપણે શુભમાં પરિણામ પામવાનું નથી ઇચ્છતા અને જીવનના અધમ સ્વરૂપ માટેની ઇચ્છા આપણને અધમ ભુવનમાં બાંધી રાખે છે, જ્ઞાનને નિર્બલ બનાવે છે, આત્માને પાંખો અર્પે છે, તો આપણે અધમભુવનમાં પતન પામવું જ જોઇએ. આપણે ગમે તો ધર્મવડે ઉચ્ચ જીવનમાં પરિણામ પામવું જોઇએ

અથવા ધર્મના અભાવવડે અધર્મમાં પરિણમવું જોઇએ આ દુર્ગુણરૂપ છે તથા તેના અન્ય અનેક સ્વરૂપોમાં પરિણમે છે.

વળી જો ચિત્તમાં જીવનના ઉચ્ચ સ્વરૂપની શક્તિયો કેળવવાની ઇચ્છા હોય તો આપણે વાસના અથવા સંસ્કારના નિયમોને જાણવા જોઇએ. આ નિયમને જેટલી શક્તિથી હાથમાં ધરવામાં આવે છે તથા તેના કાર્યક્રમને કેળવવામાં આવે છે તદનુસાર આપણે જલદીથી આપણા જીવનમાં ઉચ્ચશક્તિયો વધુવાને અને અધમને દૂર કરવાને શક્તિવાન્ થઇએ છીએ. આ માનસિકધર્મના અસ્તિત્વનો સ્વીકાર થવો જ જોઇએ. જો મનમાં ઉચ્ચ શક્તિયો નથી કેળવવામાં આવતી તો માનસિક શક્તિના કાર્ય ક્રમમાંથી આપણને ઓછામાં ઓછી આળસ અને પ્રમાદની ટેવો પડે છે, જે આખરે વિનાશકારક નિવડેછે. લક્ષણોની અંકિત કરવાની શક્તિ હિસાબમાં લેવા યોગ્ય એક વિભાગ છે, એટલું લક્ષમાં રાખવાનું છે. જો અશુભ વલનોને આપણા ચારિત્ર રૂપ બનવા દઇએ તો આપણી આપણી આસપાસ નર્કપ્રદેશ બંધાય અને આખરે-પતંજલિ અવિચીના નામથી વ્યવહરેછે તેવા-અધમ પ્રદેશમાં પસાર થવું પડે.

નિરોધશક્તિ ઉપર પણ સારી રીતે કાબુ મેળવવો જોઇએ, કારણ કે આ ધર્મના અભ્યાસ વડે આપણે અશુભ વાસનાઓનો સંપૂર્ણ નિરોધ કરતાં શિખિએ છીએ. આ શક્તિના વિવેકપૂર્વક ઉપયોગવડે વિકાસક્રમ ભાન સહિત સંભવિ શકે છે.

આ પ્રમાણે મનુષ્યનો અષ્ટવિધ ધર્મ છે. આ નિયમના પક્ષમાં રહીને કાર્ય કરવું એ શુભ છે; તેનાથી વિરૂદ્ધ વર્તવું એ અશુભ છે. ચિત્તના આ સર્વધર્મોને સૃષ્ટિના અનેકવિધ વ્યાપારમાં કાર્ય કરવાનો પ્રદેશ મળી શકશે, એ સ્પષ્ટ છે. વિવિધ મનુષ્યોમાં આ અનેકશક્તિયો વિવિધરૂપે વૃદ્ધિ પામે છે, એ પણ સ્પષ્ટ છે. આથી એટલું આવશ્યક થાય છે, કે વિવિધ જીવાત્માઓએ પોતાના જીવનના વિવિધ પ્રકારનાં કાર્યો કરવાં જોઇએ. તેટલા માટે એટલું સ્વાભાવિક છે, કે દરેક રાજકીય સમાજમાં વિવિધ કાર્યો કરતા પ્રજાના વિવિધ વર્ગો હોવાજ જોઇએ. ઉપર કહી આવ્યા તેમ, સામાજીક ઉન્નતિ માટે તેમાં ચાર વર્ગો હોવાની તથા સર્વેએ પોતાનાં અનેકવિધ કર્તવ્યોને નિષ્કહલાલીથી કરવાની આવશ્યકતા છે. આ પછી રાજકીય મન ઉન્નતિ પામશે તથા પોતાના અસ્તિત્વનાં ઉચ્ચસ્વરૂપો વિકસાવશે. ચાર વર્ગોમાંના ગમે તે જે કોઇ પોતાના ધર્મોનો ત્યાગ કરશે અથવા તે વર્ગનાં આવશ્યકસત્તા અને સ્થિતિ ભોગવવાની ઇચ્છાના હેતુ પૂર્વક એ કર્તવ્યો કરવાનું શિખશે, તે ક્રમેક્રમે અધોપાત પામશેજ. હિંદમાં તો બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણોના સંબંધમાં મુખ્યત્વે આમજ છે. ઘણા લોકો પોતાને આ મોટાં નામોથી વ્યવહરે છે, અને તે પણ સ્થૂલ જન્મના અકસ્માતથી, પ્રાચીન યથાર્થ બ્રાહ્મણો અને ક્ષત્રિયો સાથે પોતાનો સંબંધ દર્શાવી શકે છે, આટલી યથાર્થ બાબત હોવા છતાં હિંદમાંથી આ ઉભય વર્ગો તદ્દન અદૃશ્ય થયા છે.

જ્યાં સુધી પોતાનો ધર્મ, જીવનનો નિયામક તારક બને છે, ત્યાં સુધી ઉન્નતિ, વિકાસની ખાત્રી છે. પરંતુ પોતાના કર્તવ્યના શ્રદ્ધાપૂર્વક આચરણનો અર્થ હમેશાં પોતાની દિશામાં શક્તિની વૃદ્ધિરૂપ થાય છે. પછીથી આ શક્તિને ભોગવવાની ઇચ્છાનો ઉદય થાય છે. આવી ઇચ્છાના ઉદય સાથે, માનવ મનમાં પોતાના હકનો વિચાર જન્મે છે. આ હકોનો ભોગ થતાં, હકના ભોગવટાને સંભવિત બનાવનાર શક્તિને સંગ્રહી રાખવામાં સંતોષના ભાનનો ઉદય થાય છે. આ સંતોષ ભાવના સાથે માનસિક પ્રમાદનો ઉદય થાય છે. અને ક્રમેક્રમે કર્તવ્યનો ત્યાગ થાય છે. પછીથી કાલ ક્રમે અધોપતન અનુસરે છે અને વિનાશ પણ થાય છે. ભગવદ્‌ગીતામાં વિનાશના માર્ગને કેવી ઉત્તમ રીતે દર્શાવવામાં આવ્યો છે:—

" વિષયનું ધ્યાન કરનાર પુરૂષને તે વિષયોનો સંગ લાગે છે, ને સંગ થતાં તે પ્રાપ્ત કરવાની કામના થાય છે, કામના થતાં ક્રોધ થાય છે; ક્રોધ થતાં સંમોહ થાય છે, ને સંમોહથી ભાન ભુલાતાં બુદ્ધિ નાશ પામે છે, તે બુદ્ધિ નાશ થતાં પોતાનો પણ નાશ થઈ જાય છે."—( ૨—૬૨—૬૩. )

હિંદુ પ્રજાનું આમ થયું છે. આપણે પ્રથમ વર્ગોનો એક પછી એક લઇને વિચાર ચલાવીએ અને પછીથી પ્રજાનો સમગ્રરૂપે વિચાર ચલાવીશું.

( આગળ ચાલુ. )

રામપ્રસાદ

# પૂર્ણાહુતિ.*

સ્વ૦ ગોવર્ધનરામના જીવનને લગતાં વિવિધ સ્મરણો, તે દ્વારા થતું એમના અન્તરાત્માનું સ્વરૂપદર્શન, તથા એમના ન્હાના મ્હોટા લેખોનું સામાન્ય અવલોકન—જે જુદા જુદા દષ્ટિબિન્દુના લેખકો તરફથી અત્રે પ્રકટ કરવામાં આવ્યાં છે—તેમાં આ પ્રસંગે અમે બહુ ઉમેરો કરી શકીએ એમ નથી. સ્વ. ગોવર્ધનરામ એવા ઋજુ અને [1]ઉત્તાન હૃદયના હતા કે એક વખતે કુટુમ્બના એક માણસે કરેલી વાત બીજા માણસને કહેવાઇ જવાથી કુટુમ્બક્લેશનો પ્રસંગ ઉપજવા જેવું થએલું, અને તે વખતે જ્યારે રહસ્યરક્ષણની બાબતમાં એમની સ્હામે ફરિયાદ ઉઠાવવામાં આવી ત્યારે એમણે જવાબ આપ્યો કે "તમારે જે વાત છાની રાખવી હોય તે મને ન કહેવી." આ સ્વભાવના કારણથી સ્વ. ગોવર્ધનરામને મુખેથી એક વાત અનેક જનોના સાંભળવામાં આવતી, અને તેથી એમનાં સ્મરણોમાં નવીન કહેવાનો અવકાશ થોડો રહે છે. વળી, એમનું જીવનચરિત્ર એવું એકાન્તતઃ વિશુદ્ધ છે કે મલિન પડો ભેદી એની પાર રહેલા કોઇક શુદ્ધ સત્ત્વનું ભાન કરાવવાનો શ્રમ લેવાની જરૂર પડતી નથી. માત્ર એમના "સાક્ષર દેહ"-સંબન્ધી એક વિસ્તીર્ણ અને રહસ્યચિન્તક લેખ લખવાનો જ્યારે જોઇએ ત્યારે પુષ્કળ અવકાશ રહે છે, પણ તે લખવાનો ઉપક્રમ બહુ ભારે થઇ પડે—અને વિશેષમાં, આ અંક લગભગ દોઢસો પાનાનો થવા આવ્યો છે એટલે સ્થળની મર્યાદા પણ આડી આવે છે. છતાં માત્ર પુરોહિતનુ કાર્ય કરી બેસી રહેવું અક્ષન્તવ્ય ગણાશે એમ સમજી, અત્રે સમાપ્તિમાં થોડુંક ઉમેરવું અમે આવશ્યક ધારીએ છીએ.

સ્વ. ગોવર્ધનરામનું પ્રથમ દર્શન આ લેખકને ×ઇ. સ. ૧૮૮૧ મા ભાવનગર રેલવે ઉઘડી તે પ્રસંગે થએલા સમારંભ વખતે થયું હતું. મ્હારી બાર વર્ષની ઉમ્મરે, તે પણ માત્ર કોઇકની સાથે સાથે જ જવા રૂપે, થએલા સમાગમનું મને આજ એટલું જ સ્મરણ છે કે તે વખતે રા. ગોવર્ધનભાઇ બહુ સાદી અને કરકસરી રીતે રહેતા, અને એમને મળીને અમે બહાર નીકળ્યા ત્યારે અમારી સાથેના કોઇકે મશ્કરીમાં ટીકા કરી કે 'ગોવર્ધનભાઇ ઇશ્વરની શોધમાં છે!" આ જૂજ દેખાતી હકીકત હું એટલા માટે નોંધું છું કે તે કાળનો એમનો માનસિક વ્યવસાય કેવો ઉત્કટ હશે કે જેથી સામાન્ય જનોને પણ એમના હૃદયના મન્થનનો ધ્વનિ સંભળાએલો, એ આથી જણાઇ આવે છે; એટલું જ નહિ પણ રા. રણછોડજીતરામે અન્યત્ર જે એક અંગ્રેજી કવિતા ઉતારી છે તેની સાથે આનો સમય મળતો આવી, આ વખતના રા. ગોવર્ધનરામના વિચારની દિશા સમજાય છે.

---

* સ્વ. સા. ગો. મા. ત્રિ. વિશેનો આ પત્રના તન્ત્રીનો તેમના **વસન્ત**માં પ્રસિદ્ધ થયેલા લેખ અત્રે ખાસ સંગ્રહવામાં આવે છે.—ઉપતંત્રી.

૧ ચતા દિલના, ખુલ્લા મનના.

× આ વગેરે સાલો અત્યારે જેવી યાદ આવે છે તેવી મૂકી છે. કદાચ એમાં થોડો ઘણો ફેરફાર હશે, પણ તે નક્કી કરવાનાં અત્રે બહારગામમાં સાધન હાજર નથી એટલે થોડી ઘણી ભૂલ સહી લેવા વાચકને વિનતિ છે.

'પણ ઇશ્વર છે કે નહિ એ પ્રશ્ને, આ સમય પછી લાંબો વખત રા. ગોવર્ધનરામનું મન મથ્યું હોય એમ લાગતું નથી. ઇ. સ. ૧૮૮૭ માં "સરસ્વતીચન્દ્ર" નો પહેલો ભાગ બહાર પડયો તેની પ્રસ્તાવનામાં રા. ગોવર્ધનરામ લખે છે કે—

" આ ગ્રન્થમાં એકથી વધારે કથાઓની ફુલગુંથણી છે......ઇશ્વરની લીલાનું સદર્થ ચિત્ર આપવું એ જ પ્રયાસ છે...."

" વાર્તાનો સમય છેક સમીપનો અને પ્રદેશ આપણી ગુર્જર વસ્તીનો રાખેલો છે. એટલે, હજી સુધી આપણા કાનમાં વાગતા ભૂત દશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો, અને ભવિષ્યકાળમાં વિચાર્યથી થનાર અવસ્થાની, આજથી આપણી કલ્પના પર પડતી, પ્રતિચ્છાયાઃ—એ સર્વનું મિશ્રણ કરવાથી શાસ્ત્રીય દેશોદ્ધારકોને કાંઇ સૂચના મળશે એવી કલ્પના છે."

આમ, ઇશ્વરનો પ્રશ્ન પતી જઇ, દેશોદ્ધારનો પ્રશ્ન મુખ્ય થઇ પડયો છે.

" શાસ્ત્રીય દેશોદ્ધારક "—એમાં ' **શાસ્ત્રીય** ' એ વિશેષણ બહુ મુદ્દાનું છે, અને એનું તાત્પર્ય એક બીજા પ્રસંગની વાર્તાથી ઠીક સમજાશે. આ સમયથી બે વર્ષ પહેલાં એટલે કે ઇ. સ. ૧૮૮૫ ના અરસામાં રા. ગોવર્ધનરામે મુંબાઇની પ્રસિદ્ધ 'હિન્દુ યુનિયન ક્લબ' માં સંસારસુધારા ઉપર એક ભાષણ આપ્યું હતું. મિ. કાશીનાથ તેલંગ પ્રમુખસ્થાને હતા, અને ભાષણ ઉપર સભામાં બહુ કટુ વાદવિવાદ ચાલ્યો હતો. રા. ગોવર્ધનરામને મિ. તેલંગ માટે બહુ માન હતું, અને તેથી તેમણે મિ. તેલંગને ભાષણ ઉપર કાંઇક લેખી ટીકા કરવાનું કહ્યું હતું. તે વખતે મિ. તેલંગના પોતાના કે રા. ગોવર્ધનભાઇના હસ્તાક્ષરમાં પેન્સિલથી કરેલી નોંધ ગોવર્ધનભાઇના જૂના કાગળોમાં મેં જોઇ હતી એમ મને કાંઇક સ્મરણ છે. એ નિબન્ધમાં વિધવાવિવાહનો પ્રશ્ન ચર્ચતાં રા. ગોવર્ધનભાઇએ કહ્યું હતું કે સમસ્ત હિન્દુ જનસમાજના બન્ધારણનું શાસ્ત્રીય અવલોકન કર્યા વિના કયી સંસ્થા લાભકારક છે અને કયી નહિ એ વિશે અભિપ્રાય બાંધવો અને તદનુસાર આપણા સાંસારિક રિવાજોમાં ઉથલપાથલ કરવી એ જોખમભરેલું છે. આ વિરુદ્ધ મિ. તેલંગે એવી નોંધ કરી હતી કે આ પ્રશ્ન "Equity and Justice"—એટલે કે ન્યાયનો છેઃ સ્ત્રીને વિધવા થયા પછી ફરી પરણવાનો હક છે કે નહિ, ફરી પરણવું કે કેમ તે વિશે નિર્ણય કરવાની એક મનુષ્ય તરીકે એને સ્વતન્ત્રતા છે કે નહિ, એ પ્રશ્ન છે; અને એ પ્રશ્નનો જવાબ પણ ખુલ્લો છે. અર્થાત્ રા. ગોવર્ધનરામે એક હર્બર્ટ સ્પેન્સરના અનુયાયીની માફક, "Social efficiency" ને ધોરણ બાંધી તે વડે નિર્ણય ઉપર આવવાનું ઠરાવ્યું હતું; અને મિ. તેલંગનું દૃષ્ટિબિન્દુ મિલના સ્વતન્ત્રતા અને હકના સિદ્ધાન્તની રીતિથી બંધાયું હતું. મિ. તેલંગે કરેલી ટીકા રા. ગોવર્ધનરામે મને વંચાવી તે વખતની એમની શાન્ત પ્રસન્ન અને ઉદાર મુખમુદ્રા મને અત્યારે યાદ આવે છે. 'સુધારા'ના હિમાયતી કે પ્રતિપક્ષી આવા વિષયોની વાતચિત થતાં જે જુસ્સા અને આગ્રહથી બોલે છે તેમાંનું રા. ગોવર્ધનરામમાં કદી પણ જોવામાં ન આવતું. અને મિ. તેલંગની ટીકાથી પોતાના વિચાર ફર્યા ન હતા એ પ્રસિદ્ધ છે, છતાં સામા પક્ષની એ ટીકા વંચાવતાં પણ એમના મુખ ઉપર હર્ષ અને આદરની જ વૃત્તિઓ પ્રસરતી, એ જોઇ મને એ મહાન પુરુષની ઉદારતા માટે બહુ માન ઉપજ્યું.

હવે, પ્રસંગોપાત્ત રા. ગોવર્ધનરામના 'સુધારા' સંબન્ધી વિચારનું અવલોકન કરીએ તો એમાં પદ્ધતિની 'શાસ્ત્રીયતા' એ તે પહેલાંના ગુજરાતના સુધારકોથી એમને જુદા પાડી આપનાર મુખ્ય લક્ષણ જણાય છે. પહેલાંના સુધારકો જુસ્સાદાર લાગણીવાળા, પણ સ્થૂલ અને સાદી રીતિએ નિર્ણય કરનારા, હતા. એ પદ્ધતિમાં રહેલું અવિચારીપણું રા. મણિલાલની માફક રા. ગોવર્ધનરામને પણ પ્રતીત થયું હતું; પણ બંનેએ આ મહા પ્રશ્નનો નિર્ણય પોતપોતાની જ રીતે કર્યો છે. રા. મણિલાલે તત્ત્વજ્ઞાનની પદ્ધતિ લીધેલી સુપ્રસિદ્ધ છે, રા. ગોવર્ધનરામે કવિની ભાવનાના વિવિધ રંગથી રંગાએલો હિન્દુ સંસાર કેવો દીપે છે એ બતાવી, એ ભાવનાને લક્ષ્ય રૂપે સૂચવી, એ મનોહર દીપ તરફ 'સુધારા' નું સુકાન ફેરવવા ઉપદેશ કર્યો છે. રા. ગોવર્ધનરામના પોતાના જ શબ્દો એમની પદ્ધતિનું સારૂં ભાન કરાવી શકશે. "સરસ્વતીચન્દ્ર"–ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં એ લખે છે કે—

"To the artist the world is not so much a mass of errors as a prospect of beauty, even where it errs; and he can simply propose to draw upon the resources of his own soul to enlarge the vistas which he is picturing, only with a view to add to the beauty, and not to the logic, of his work. As the Athenian believed, his beauty carries a silent logic more potent than reason and her quarrelsome ways."

રાજકીય વિષયમાં રા. ગોવર્ધનરામ રાનડે અને તૈલંગના દૃષ્ટિબિન્દુએ જોનારા હતા: અર્થાત્, અંગ્રેજો તરફ શત્રુબુદ્ધિ રાખવી એ એમને સ્વદેશાભિમાનની કસોટી ન હતી, એટલું જ નહિ પણ અંગ્રેજના રાજ્યદ્વારા હિન્દુસ્તાન ઉદ્ધારને માર્ગે ચઢે છે એમ તેઓ ખરા દિલથી માનતા. "સરસ્વતીચન્દ્ર"ના ચોથા ભાગમાં એક સ્થળે એમણે નીચે પ્રમાણે વિચારો દર્શાવ્યા છે:—

"આવું છતાં મ્હારો બન્ધુ હનૂમાન ત્હારા આ શત્રુઓને વિષયે મ્હારા જેટલો જ જાગૃત રહે છે તે જો. દુષ્કાળ અને વ્યાધિયોને કાળે એની ચિન્તાઓનું, ઉજાગરાનું, અને શ્રમનું, સૂક્ષ્મ અવલોકન તું કરીશ તો તને દયા આવ્યા વિના નહી રહે. વાલી પેલા પશ્ચિમ દેશમાં રહી હનૂમાનને રામને નામ આશાઓ કરે તો તેને વિષયે જાગૃત રહેવાને માટે હું હાલ એ દેશમાં ફર્યાં કરું છું, કપિલોકનાં હૃદયને જાગૃત કરું છું, ને તારાની પોતાની ધર્મબુદ્ધિનું ને દયાનું પ્રોત્સાહન કરું છું.[1] ત્હારાં બાળકને મ્હેં આ દેશમાં આ જ કાર્યને માટે આકર્ષવા માંડ્યાં છે તે તું જાણે છે.[2] પૂર્વ દેશ–જ્યાં તું અમારાથી વિયુક્ત થઇ આજ રોતી સુતી છે–એ આર્યોના પૂર્વ દેશમાં પણ વર્તમાનપત્રો, કાન્ગ્રેસના સમાજ અને એવે

"૧ ઈંગ્લાંડમાં હીંદુસ્થાનને વિષયે જ્ઞાન અને સમભાવ ઉત્પન્ન કરવા ઈંડીયન કમીટી વગેરેના યત્નોવડે. ૨. આ દેશના દેશીઓ ઇંગ્લાંડમાં અને પાર્લમેંટમાં કેવળ દેશકલ્યાણને ઉદ્દેશી જવા લાગ્યા છે તે વિષયનો આ ધ્વનિ છે. ૩. હીંદુસ્થાનના ગવર્નર જનરલ લોર્ડ ડફરીનની સૂચનાથી ઇંગ્રેજ મહાશયોએ કોન્ગ્રેસની સ્થાપના કરી છે તે વિષયનો વિસ્તાર મદ્રાસમાં–છપાયેલા "Indian Politics"માં મી. ડબ્લ્યુ. સી. બોનેર્જીએ લખેલી પ્રસ્તાવનામાં આપેલો છે.

અનેક રૂપે મ્હારી જાગૃતિની છાયાઓ સ્થળે સ્થળે ફરવા લાગી છે, અને તે પણ હનૂમાનની ઇચ્છાથી જ થયું છે તે શું તું નથી જાણતી? એ હનૂમાનનો અને સુગ્રીવનો સંયોગ કરાવી વાલી લોક પાસે જ ત્હારી પ્રજાને હનૂમાનના અમાત્યયૂથમાં મ્હેં અધિકાર અપાવ્યો[1] છે તેથી જ તે અમાત્યોને અનેક પ્રશ્નો[2] પુછી ત્હારા પુત્રો તેમને ઉચા નીચા કરે છે એ પણ મ્હારી જ છાયા છે–માટે પાઞ્ચાલી ધૈર્ય રાખ ને આશ્વાસન પામ."

કૉન્ગ્રેસમાં રા. ગોવર્ધનરામ પોતાના શરીરને ઘટતા ઉત્સાહથી, પણ હૃદયને શોભતા પ્રેમપૂર્વક, ભાગ લેતાઃ અને એમના નિવૃત્તિકાળમાં પણ તેઓ હિન્દુસ્તાનની આ વિષયની પ્રવૃત્તિ સંબન્ધી સઘળી હકીકત પ્રતિદિન બહુ કાળજીથી વાંચતા તથા લક્ષમાં રાખતા. પણ રા. ગોવર્ધનરામનો સ્વભાવ કદી પણ પારકાના દોષ કાઢવામાં કૃતકૃત્યતા માનવાનો ન હતો; અને તેથી દેશી રાજ્યોમાં, આપણું હિત આપણી મેળે સાધવાની જે અનુકૂલતા છે, તેનો લાભ લેવા તેઓ "સરસ્વતીચન્દ્ર"માં સવિસ્તર ઉપદેશ કરે છે. તોડવા કરતાં ચણવા ઉપર રા. ગોવર્ધનરામને અધિક પ્રેમ હતો અને તેથી મિ. રાનડેએ ચણવા માંડેલી એક 'સુન્દર ઇમારત–"સાર્વજનિક સભા'—મિ. તિલકે પોતાના દુષ્ટ આગ્રહથી તોડી પાડી એમ કહી, એ ખાતે તેઓ ઘણીવાર ખેદ દર્શાવતા; અને પ્રસંગોપાત્ત અત્રે કહી લેવું જોઇએં કે આવી બાબતમાં એમની શાન્ત મુખમુદ્રા પણ શુભ ક્રોધની છાયાથી છવાતી.

'સાર્વજનિક સભા'નું નામ મને એમના દક્ષિણી મિત્રોનું સ્મરણ કરાવે છે. મને લાગે છે કે થોડાક જ દક્ષિણીઓ જેટલી પ્રીતિથી કોઇ પણ ગુજરાતી તરફ જોતા હશે તેટલી પ્રીતિથી ગોવર્ધનરામ એમના દક્ષિણી બંધુઓ તરફ જોતા. રા. ગોવર્ધનરામને એ વર્ગ માટે બહુ માન હતું, જો કે એના દોષો એમનાથી અજાણ્યા ન હતા. ગુજરાત અને દક્ષિણના ગુણ દોષના ભેદ સંબન્ધી રા. ગોવર્ધનરામે એમના શરુઆતના કવિત્વકાળમાં એક બહુ રમુજી કાવ્ય લખ્યું છે–અને રમુજી સ્વરથી, રમુજી ગાવાની ઢબથી, અને રમુજી દેખાવ સાથે તે મને સંભળાવેલું: એ પ્રસંગ મારાં નેત્ર આગળથી ખસતો નથી. એ કાવ્ય વસન્તમાં પ્રસિદ્ધ કરવું કે કેમ એ વિષે વિચાર કરતાં, એની બાળપણને છાજતી વિનોદી શૈલી અને કેટલાંક વાક્યોને લીધે તેમ કરવું અમને તે વખતે ઉચિત લાગ્યું નહિ. પણ હું ધારૂં છું કે હવે એ કાવ્ય પ્રસિદ્ધ કરવામાં કાંઈ બાધ હોવો ન જોઇએ.

મિ. રાનડે માટે રા. ગોવર્ધનભાઇને બહુ પૂજ્યબુદ્ધિ હતી. મિ. ચંદાવરકર, મિ. ખરે, તથા મિ. ચૌબલ માટે મિત્રભાવ ધરાવતા—પણ એમના સ્નેહાર્દ્ર હૃદયના ઉમળકા તો મેં મ્હોટા ગોખલે, એમના ભાઈ દાક્તર ગોખલે, તથા મિ. મહાદેવ ચિમણાજી આપ્ટે એમના ઉપર જ વારંવાર નીકળતા જોયા છે. મ્હોટા ગોખલેનો તો રા. ગોવર્ધનરામને કૉલેજમાંથી જ પરિચય હતો પણ ઉપર ગણાવેલા ત્રણે જનોમાં એમના હૃદયને ખાસ પ્રેમપાશમાં બાંધનારો ગુણ તેઓનો સ્વાર્થત્યાગ અને પરોપકાર હતો. મિ. મહાદેવ ચિમણાજી આપ્ટેએ પોતાના સર્વસ્વનું–સઘળી માલમિલ્કતનું–સ્વામિત્વ ત્યજી, સંન્યાસ લઇ, આનંદાશ્રમ બાંધ્યો—એ કથા રા. ગોવર્ધનરામ બહુ સાનન્દાશ્ચર્યથી કહેતા. મિ. રાનડે અને મિ. તેલંગ

1 નવા કાઉન્સીલ એક્ટથી. 2 ઇંટર્પેલેશનના પ્રશ્નો."

માટે એમને અસાધારણ માન હતું; પણ એ બેમાં પણ મિ. તેલંગ તરફ તો માન સાથે સ્નેહની લાગણી પણ ખરી, કારણ કે મિ. તેલંગ સાથે એમણે વધારે વર્ષો કાઢ્યાં હતાં, તેમ જ બંનેની બુદ્ધિના બંધારણમાં પણ કેટલુંક સામ્ય હતું.

અત્યાર સુધી દક્ષિણી મિત્રોની વાત થતી હોવાથી, ગુજરાતી અને અન્ય કોમના મિત્રો વિષે હજી સુધી મેં કંઈ કહ્યું નથી. પણ વસ્તુતઃ મને લાગે છે કે અભ્યાસના સમયમાં સ્વ૦ હરિરામ ભટ્ટ (જેઓ સંસ્કૃતના સારા વિદ્વાન હતા, અને કચ્છમાં મુંઝારો થઈને એકાએક ગુજરી ગયા) સિવાય કોઈ પણ ગુજરાતી મિત્ર તરફ એમનું હૃદય બહુ ધર્યું હોય એમ લાગતું નથી. એમના અન્ય કોમનાં મિત્રોમાં અથવા તો માનપાત્ર જનોમાં મુખ્ય સર ફીરોજશાહ મહેતા. એ અનિર્વાચ્ય અનુભવગમ્ય મહિમાવાળા મહાપુરુષમાં જે અદ્ભુત ગુણો છે તેની રા. ગોવર્ધનરામને પૂર્ણ કદર હતી. દેશી રાજ્યના રાજ્યતન્ત્રીઓમાં દિવાન બહાદુર મણિભાઈ જસભાઈ તથા હરિદાસ વિહારિદાસ માટે એમને સારૂં માન હતું; અને ભાવનગરના દિવાન સ્વ. સામળદાસ—જેમના પ્રાઇવેટ સેક્રેટરિ તરીકે પોતે કામ કર્યું હતું—તેમના ગુણોનું પણ કેટલીકવાર એ વર્ણન કરતા.

ઉપરની મિત્રો અને માનપાત્ર જનોની ગણતરીમાં, રા. મનઃસુખરામજીનું નામ અમે ગણાવ્યું નથી—તે જાણી જોઈને જ. એમનો સંબન્ધ રા. ગોવર્ધનરામ સાથે સૌથી જુદી જ તરેહનો હતો. રા. ગોવર્ધનરામના 'ઉર'નું તાત્ત્વિક સ્વરૂપ બહારની કોઈ શક્તિથી નિર્માયું નહતું, તથાપિ એ સ્વરૂપને 'લક્ષ્ય'ની ભૂમિકામાં આવવાની અનુકૂલતા આપનાર, તેને અનુભવ અને વિચારનો બહોળો પ્રદેશ કરી આપનાર, 'ઉરમાળી' તો રા. મનઃસુખરામ જ. એ 'ઉરમાળી' સાથેના સહવાસની આખ્યાયિકાઓ કોઈ સ્થળે નોંધાઈ રહી હશે કે કેમ એ અમે જાણતા નથી. પણ નોંધાઈ હશે તો આ બે વિદ્યાભક્તોની પરસ્પર માનભરી વાતચિંતમાંથી ભવિષ્યમાં ઘણું જાણવા જેવું મળશે. રા. ગોવર્ધનરામનો પ્રાચીન ભારત ઉપરનો પ્રેમ, એની સંસ્થાઓનું રહસ્ય સમજવાનો આગ્રહ, અને યોગવાસિષ્ઠની દૃષ્ટિએ જગત્ જોવાની રીતિ—એ રા. મનઃસુખરામમાંથી ઘણે અંશે આવેલાં એમ અનુમાન કરવું ખોટું નથી. પણ, સ્વતન્ત્રબુદ્ધિશાલી રા. ગોવર્ધનભાઈ સર્વાંશે રા. રા. મનઃસુખરામના અનુયાયી નહોતા. પોતે ભક્તિસંપ્રદાયમાં જન્મ્યા હતા, તથા ખરા પ્રેમથી અંગ્રેજી કેળવણીનો સંસ્કાર પામ્યા હતા, અને નવી કલ્પના ઉઠાવવામાં એમની બુદ્ધિ સ્વભાવથી જ નીડર હતી—તેથી ભક્તિમાર્ગ હર્બર્ટ સ્પેન્સર અને માયાદ્વૈત એ સર્વનું વિલક્ષણ મિશ્રણ—એને સંકર કહો યા ઘટના કહો—તે આપણે "લક્ષ્યાલક્ષ્ય" સિદ્ધાન્તમાં જોઈએ છીએ, રા. ગોવર્ધનરામની બુદ્ધિ લક્ષ્યને અવગણતી નહતી, પણ એમનું હૃદય તો સદા અલક્ષ્યને માટે જ તલસતું હતું, અને તદનુસાર એમના જીવનમાં વૈરાગ્યભાવના વિશેષ પ્રવેશ પામેલી હતી.

રા. ગોવર્ધનરામનું અમર નામ એમના "લક્ષ્યાલક્ષ્ય"ના સિદ્ધાન્ત ઉપર, કે એમણે અંગ્રેજીમાં લખી રાખેલા 'Philosophy of Consumption' નામના એક વિચિત્ર નિબન્ધ ઉપર, કે એમણે હમણાં હમણાંમાં આદરેલા અભ્યાસ ઉપર (એ અભ્યાસ ફળ પર્યન્ત પહોંચ્યો હોત તો પણ) બન્યું રહે એમ અમને લાગતું નથી. સ્વ. ગોવર્ધનરામની ઉજ્જવળ કીર્તિ તો "સરસ્વતીચન્દ્ર" ઉપર જ ધ્વજાની માફક ફરક્યાં કરશે, અને તેમાં પણ

એમનાં સ્ત્રીપાત્રો ઉપરઃ એમ અમારી કલ્પના જાય છે. આપણા સ્વદેશી બન્ધુઓને પશ્ચિમના મહાન પુરુષો સાથે તો કેમ જ સરખાવાય, એવો, આપણી વર્તમાન અધમદશાથી ઉત્પન્ન થએલી પરદેશપૂજાથી જન્મ પામેલો, સંકોચ છાંડી—કહેવું જોઇએ કે સ્વ૦ ગોવર્ધનરામની "કુમુદ" શેકસ્પીયર અને ડૅન્ટીનાં ઉત્તમ સ્ત્રીપાત્ર સાથે જરા પણ અતિપ્રશંસા વિના મૂકી શકાય એમ છે. "સરસ્વતીચન્દ્ર"ને નવલકથા કહેવી કે નહિ એ શબ્દપ્રયોગનો પ્રશ્ન છે. નવલકથાના બંધારણના આજ પર્યંત અંગ્રેજી સાહિત્યમાં જે નિયમો પ્રચલિત છે તે સર્વથા અર્થહીન છે એમ કહેવાનું તાત્પર્ય નથી. પણ કથાની આકૃતિમાં જ નવલકથાની સઘળી ખૂબી સમાઇ રહે છે એ વાત કબુલ થાય તેવી નથી. જગતની એક જ પ્રજા—અંગ્રેજ કે ગ્રીક જ—સાહિત્યના જે નમુના આપે તેમાંથી જ રસશાસ્ત્રના નિયમ બંધાય એમ માનવું એ તો બુદ્ધિનું પારતન્ત્ર્ય છે. એ પારતન્ત્ર્યમાંથી મુક્ત રહી, સરસ્વતીચન્દ્રની કિંમત આંકવામાં આવે તો અમને લાગે છે કે એ કિંમત ઘણી ઊંચી થાય. "સરસ્વતીચન્દ્ર" એ અર્વાચીન સમયના હિન્દુસ્તાનના સાંસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો 'આકર ગ્રન્થ' છે. હાલની તરેહની પ્રસ્તાવનાને બદલે પ્રાચીન રીતિની એની પ્રસ્તાવના લખાઇ હોત તો તે કદાચ આ પ્રમાણે લખાતઃ—"કલિકાલમાં જ્યારે ભરતખંડનાં મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનું રહસ્ય સમજી શકાયું નહિ ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ અર્થ કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામાં આ "**સરસ્વતીચન્દ્ર *પુરાણ**" રચ્યું."

પણ આ આવો બોધક ગ્રન્થ છે એટલાથી જ કેટલાકને ખાસ અસન્તોષ થશે. પણ જેઓને મનોહર સ્ત્રી પુરુષોના હાવભાવ કે સુખદુઃખની કહાણીથી જ સંન્તોષ પામવો હોય તેને આજકાલ નવલકથાની અને નાટકોની ક્યાં ખોટ છે કે એ વર્ગનો આ ગ્રન્થ નથી એમ કહી નિસાસો મૂકવાનું કારણ હોય? રા. ગોવર્ધનરામ કહે છે કે "સુંદર થવું એ સ્ત્રીનું તેમ જ નવલકથાનું લક્ષ્ય છે, પરંતુ એ લક્ષ્યની સંપત્તિ તે, માત્ર કોઇ ગુરુતર લક્ષ્ય પામવાનું પગથીયું છે—એ પગથીએ ચ્હડીને પછી ત્યાં અટકવાથી ચ્હડવું નકામું થાય છે, 'હાનિકારક થાય છે.' અને એ ધોરણ સરસ્વતીચન્દ્રની પરીક્ષા કરતીવખતે લક્ષમાં રાખવાનું છે.

પણ આ સ્થળ "સરસ્વતીચન્દ્ર"ના ગુણદોષ તપાસવાનું નથી. માત્ર એ ગ્રન્થ ઉપર થતા બે મ્હોટા આક્ષેપ સંબન્ધી રા. ગોવર્ધનરામનો ખુલાસો જાણવા જોગ હોવાથી એ જણાવી આ લેખ અમે સમાપ્ત કરીશું.

એક વખત રેલવે મુસાફરીમાં રા. ગોવર્ધનભાઇ સાથે એક ગ્રેજ્યુએટ ગૃહસ્થ હતા. તેમણે "સરસ્વતીચન્દ્ર"ની ભાષા કઠિણ છે અને તે ગ્રેજ્યુએટોથી પણ સમજાય એવી સરળ હોવી જોઇએ એ ટીકા બહુ સુન્દર રૂપમાં આ પ્રમાણે કરીઃ—

"ગોર્ધનભાઇ! આપે તો અમારા ઘરમાં કજીયો દાખલ કર્યો!"

---

* 'પુરાણ'—શબ્દ કોઇને મશ્કરી જેવો લાગશે; અમને નથી લાગતો—બલ્કે પુરાણમાં જ અમને પ્રાચીન ભારતનો ખરો મહિમા દેખાય છે, અને તેથી અમને આ વિશેષણવડે 'સરસ્વતીચન્દ્ર'નું ગૌરવ કરતાં સંકોચ આવતો નથી.

રા. ગોવર્ધનભાઇએ પૂછ્યું—"કેમ?"

પેલા ગૃહસ્થે ખુલાસો કર્યો—

"અમારાં બૈરાં "સરસ્વતીચન્દ્ર"માંના શબ્દોના અર્થ અમને પૂછપૂછ કરે છે. અમારે એમની સાથે વાંચવા બેસવું પડે છે. અને કોઇક વખત તો અમને પણ એ શબ્દોના અર્થ આવડતા નથી અને ડિક્ષનેરી જોવી પડે છે. ત્યારે અમારી બૈરાં આગળ આબરૂ જાય છે."

રા. ગોવર્ધનરામે એમના હંમેશના સ્મિતપૂર્વક જવાબ વાળ્યો:—

"હું આ સાંભળીને બે રીતે ખુશી થયો. તમારાં બૈરાં સાથે તમારે વાંચવા બેસવું પડે અને એમની કેળવણીમાં ભાગ લેવો પડે એ એક ખુશીની વાત. અને ડિક્ષનેરી ઉથાડવી પડતી હશે તો તેથી તમારો પણ અભ્યાસ વધતો હશે—એ બીજી ખુશીની વાત."

સરસ્વતીચન્દ્ર છેવટે કુસુમને પરણી જાય છે એથી ઘણાં રસિક હૃદયોને ધક્કો લાગ્યો છે. અને અમે પણ એ સંબન્ધમાં રા. ગોવર્ધનરામની કૃતિને નિર્દોષ માનીએ છીએ એમ નથી. તથાપિ એ વિષે એટલું જણાવીએ છીએ કે રા. ગોવર્ધનરામ અને મિ. દયારામ ગિડુમલ વચ્ચે આ સંબંધી પત્રવ્યવહાર ચાલેલો, એ વાંચવા જેવો છે. મિ. દયારામે સિન્ધીમાં એક નવલકથા રચી છે વા રચવા માંડી છે અને તેમાં "સરસ્વતીચન્દ્ર"માંથી 'મધુરી'—એ નામ લીધું છે. એ બાબતમાંથી એ પત્રવ્યવહાર શરૂ થયો હતો. એમાં રા. ગોવર્ધનરામે પોતાનાં કારણો સબળ રીતે દર્શાવ્યાં છે; તેમ "સરસ્વતીચન્દ્ર"માં પણ આ પ્રશ્નનું સમાધાન કરવાનો કવિએ પોતે યત્ન કર્યો છે.

પણ રા. ગોવર્ધનરામનો એક બચાવ હું અત્રે નોંધવા જેવો ગણું છું: રા. ગોવર્ધનરામે એક વખત આ ચર્ચાને અંગે મને પૂછ્યું હતું કે "સરસ્વતીચન્દ્ર કુસુમને પરણ્યો ન હોત તો કુમુદ અને સરસ્વતીચન્દ્ર, શુદ્ધ પ્રેમથી પણ, એકઠાં શી રીતે રહેત?*" આ પ્રશ્ન સાથે હું એક પ્રશ્ન મ્હારા તરફથી પણ ઉમેરૂં છું કે—"સરસ્વતીચન્દ્ર કુસુમને પરણી ગયો ન હોત, તો બગીચે સુંદરીએ શોભતી 'મધુરી મૈયા'માં મૂર્તિમન્ત થતું સ્ત્રીનું માહાત્મ્ય—પુરુષને શરમાવનાર અને નારીપ્રતિષ્ઠાને ઉચ્ચતર કરનાર સ્ત્રીનું દૈવી લક્ષણ—શી રીતે પ્રત્યક્ષ કરાત? અને શું નારીપ્રતિષ્ઠા એ જ વર્તમાન સમયના હિન્દુસ્થાનનો એક મ્હોટામાં મ્હોટો પ્રશ્ન નથી"?

---

* વિધવાવિવાહ તો રસિક દૃષ્ટિએ જોતાં નિર્વિવાદ રીતે દૂરાપાસ્ત હતો; અને નાયક કે નાયિકાનો મરણમાં પર્યવસાન ન લાવવું એમ મ્હારૂં પણ કહેવું હતું. એટલે આ બે માર્ગ બંધ હતા.

# ॥ हिंदु तत्वशास्त्रनां त्रिदर्शनोनी एकवाक्यता ॥

પ્રસિદ્ધ કરવા ધારેલા વિશાલ ગ્રંથનો અત્રે ટુંક સાર આપવામાં આવે છે; તેથી સ્થાપકો અને પછીના લેખકોના આ વિષય વિશેના ન્યાય અને શાસ્ત્ર વિષયક વાદવિવાદોને દૂર રાખવા પડયા છે. અત્રે દર્શાવવામાં આવતી દલીલોનો મૂખ્ય આધાર પ્રસિદ્ધ થયલા અધ્યાત્મવિદ્યાના ઉપદેશો અને મારી જાતિય માહિતી ઉપર છે.

સમર્થ પંડિતો પાસે ઘણાં વર્ષ પર્યન્તના, હિંદુ વિચારનાં ત્રિદર્શનોના મારા ક્રમવાર સંપૂર્ણ અભ્યાસથી, હું એવા અનિવાર્ય સાર ઉપર આવ્યો છું કે, જો આ દર્શનોના સ્થાપકોને, **મહાનુધવલશાલામાંથી** માનવજાત પ્રત્યે મોકલવામાં આવ્યા હોય તો, તેમણે જીવ અને બ્રહ્મ વિશે કેટલાક અગત્યના પ્રશ્નો વિશે, વિરૂદ્ધ જતા તકરારી સિદ્ધાન્તોને ભાગ્યે જ ઉપદેશ્યા હોત. બીલકુલ શંકા ન રહે એવી રીતે મેડમ. એચ. પી. બીએ સાબિત કર્યું છે કે, અસંખ્ય માનવિઓનાં જીવન અને શ્રદ્ધાને ઘડનાર, નામનું કંઇક પણ સાર્થક કરનાર દરેક ધર્મની પાછળ આધાર રૂપે, મનુષ્ય અને વિશ્વ વિશેના તેના તેજ નિસ સિદ્ધાંતો હોય છે.

આ પ્રમાણે ઘણાંખરા પ્રસંગોમાં જે સત્ય છે, તે હિંદુ તત્વશાસ્ત્રનાં આગળ પડી આવતાં ત્રિદર્શનોના સંબંધમાં પણ સત્યજ હોવું જોઇએ. બ્લાવાટ્સ્કી કહે છે કે, પરમાત્માના આસન સમિપ ઉભા રહેતા અતિ ઉચ્ચ સપ્ત દેવગણોમાંના એકના અવતાર રૂપે શ્રી શંકરાચાર્ય હતા. ('સીક્રેટ, ડૉક્ટ્રીન,'-વૉ-૩, "બુદ્ધનું રહસ્ય.")

શ્રી રામાનુજાચાર્ય શેષ અથવા અનંતના ચતુર્થ અવતાર મનાય છે, નિત્ય સુરિઓમાંના એક ગણાય છે; વળી અતિ શ્રેષ્ઠ **દિવ્ય સહાયકો**માંના એક રૂપે તેમને ગણવા માટે મારે બીલકુલ આનાકાની નથી શ્રી મધ્વાચાર્યને, તૃતીય શબ્દ બ્રહ્મન્ બ્રહ્માથી સત્તા અને પદમાં પછીના ગણાતા મૂખ્ય પુરૂષના તૃતીય અવતાર રૂપે માનવામાં આવે છે. આમ હોવાથી આ સર્વે, આધાર રૂપ સત્યોના માત્ર સામાન્ય સિદ્ધાંતો જ પ્રવર્તાવતા હોવા જોઇએ; આથી ઉલટું ધારવું, એ તેમની ઉચ્ચ દશા અને વ્યાવહારિક સર્વ સત્યની નિંદા કરવા સમાન છે-એટલુંજ નહિ પરંતુ મતાંધતા સમાન છે.

આ ત્રણ દર્શનો કયી કયી બાબતમાં ભિન્ન પડે છે, એ ટુંકામાં દર્શાવવામાં આવશે તથા આપણને જીવન અને જ્ઞાન સમજાવનાર, "મહાન્ શાલાની" સંદેશવાહક એચ. પી. બી. ના સિદ્ધાંતોથી મળતા પ્રકાશ અનુસાર તેમની એકવાક્યતા દર્શાવવાનો પ્રયત્ન થશે.

## બ્રહ્મનો સ્વભાવ.

અદ્વૈતવાદીઓ માને છે કે, બ્રહ્મ શુદ્ધ ચેતન છે, એક ગુણના સ્વરૂપમાં પણ એક અને અદ્વિતિય છે.

વિશિષ્ટાદ્વૈત વાદીઓ સિદ્ધ કરે છે તથા દ્વૈતવાદીઓ તેમની સાથે એક મત થાય છે, કે બ્રહ્મ સર્વેશ, સર્વ શક્તિમાન્ છે, સત્યની ઈચ્છા કરે છે, સર્વમાં વ્યાપક છે, સર્વનો શાસક છે, તથા આ પ્રમાણે અન્ય અસંખ્ય શુભ ગુણો વડે અંકિત થયેલો છે. સ્પષ્ટ રીતે બ્રહ્મની નિર્ગુણતાનો ઉપદેશ કરતાં અનેક વૈદિક વાક્યો, જડ સાથે સંબંધ ધરાવતા માત્ર અનાચ્છિત ગુણોનો જ નકાર ભણે છે, એમ સમજવાનું છે.

હવે આપણી સૂર્યમાલા વિશેજ વિચાર કરતાં આપણને ઉપદેશાયું છે કે, થોડામાં થોડો વિકાસ પામેલા જીવાત્માથી તે આ સંસ્થામાં શિરોભાગે વર્તતા ઉચ્ચ સમર્થ જીવાત્માપર્યંત, ક્રમવાર, નિયમિત વૃદ્ધિક્રમ પ્રવર્તે છે, જ્ઞાન, શક્તિ અને આનંદની ભૂમિકાઓ વડે મપાય છે. માત્ર આ સર્વને લીધે જ એક જીવાત્મા અન્યથી ભિન્ન પડે છે; ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકાએ સ્થિતિ કરનાર જીવાત્મા, અધમાધમ ભૂમિકાના જીવાત્મામાં જે ઝાંખી રીતે સૂક્ષ્મ દશામાં હોય છે, તેને સંપૂર્ણ વિકસિત દશામાં તથા અતર્ક્યપ્રકાશ પૂર્વક દર્શાવે છે. પરંતુ દરેક પદાર્થ દિક્ અને કાલ પરત્વે મર્યાદિત છે, તથા ગુણોથી અન્વિત થયેલો છે; ઉચ્ચ ભૂમિકાના જીવાત્માનું પણ આમજ છે. તે કોણ છે? માત્ર અતિદૂરના ભૂતકાલના એકાદ સમર્થ વિકાસક્રમના શ્રેષ્ઠ પરિણામ રૂપ તે છે, આપણને અગમ્ય પરંતુ તેમને મન તો અતિમસ્થાન અને યથાર્થતા રૂપ કોઈક ઉચ્ચ ભૂમિકા પ્રતિ તે વિકાસ પામતો હોય છે. તે દિક્ અને કાલમાં બંધાયેલો હોય છે; તથાપિ આપણી અંતવાન્ ભાવનાઓ તેમની વિશાલતાનું ગ્રહણ કરી શકતી નથી તેથી તેમને અનંત કહેવામાં આવે છે. તે ગુણોથી ઉપેત થયેલો હોય છે, પરંતુ તેમનો દિવ્યપ્રકાશ આપણને એટલા બધા ઝંખાવી દે છે, કે વ્યાવહારિક રીતે આપણે માટે તો તેમનું અસ્તિત્વજ નથી. ખનિજ જીવાત્માને મન, ભગવાન્ બુદ્ધ એક યથાર્થ પરબ્રહ્મ રૂપે છે. તે કોઈ કાલે પણ તેમના જીવનમાં પ્રવેશી શકશે નહિ. તેમજ તેમની પ્રકૃતિની કોઇ પ્રકારની ભાવના પણ ભાવી શકશે નહિ; તેમનાં બંધનો અને ગુણોનો તેને કોઈ પ્રકારનો વિચાર આવી શકશે નહિ; આ ગુણો અને બંધનો તેના કરતાં આટલી બધી ઉચ્ચ દશાનાં હોવાથી આમ થાય છે; પરંતુ જેઓ આમનાથી પણ ઉચ્ચ ભૂમિકામાં સ્થિતિ કરી રહ્યા છે તેમને મન, આ કીર્તિવંત મહાત્મા પણ અંતવાન્ છે, મર્યાદિત છે, ગુણોવાળા છે. તથાપિ ખનિજ જીવાત્માને તેમને ગુણરહિત, અગમ્ય, અપ્રાપ્ય માનવાનો સંપૂર્ણ હક છે. સૌરશબ્દબ્રહ્મન્ અને આપણી વચ્ચે બરોબર આવા પ્રકારનો સંબંધ બંધ બેસતો આવે છે; તથાપિ આપણને ઉપદેશાયું છે, કે તે પણ મર્યાદિત અને સાંત છે; કારણ કે વિશાલવિશ્વમાં આવા અસંખ્ય શબ્દબ્રહ્મ (ઇશ્વર) છે, દરેકના તાબામાં એક એક સૂર્ય માલા છે, તે પોતાના મંડલમાંના જીવાત્માઓના વિકાસક્રમમાં મદદ કરીને આ પ્રમાણે પોતાનો પણ વિકાસ કરે છે.

આ સાદૃશ્યને આગળ લંબાવતાં, વિશ્વના શિરોભાગે સ્થિત અનહદ સામર્થ્યવાન્સત્તાને પણ આની આજ દલીલ લાગે છે; વાદવિવાદ, શોધ, તર્કદ્વારા પણ માનવ અથવા દિવ્ય સર્વ પ્રકારનું જ્ઞાન, આના કરતાં કંઈ પણ ઉચ્ચને જાણી શકતું નથી, જેને હિંદુશાસ્ત્રો પરબ્રહ્મના નામથી વ્યવહરે છે. તેનો પ્રકાશ આપણને અંધકાર સમાન છે, તથાપિ સ્વતઃ અને તેના અધિપ્રદેશમાં સમિપમાં સ્થિત થનારાઓને તે પ્રકાશ રૂપ છે. તેને તેનાં પોતાનાં બંધનો

છે, તથાપિ આપણે તો તેને યોગ્ય રીતે બંધનરહિત સ્વીકારીએ છીએ, તેનામાં ગુણોનો સમાવેશ થાય છે, તથાપિ આપણે માટે તો તેમનો તેનામાં સમાવેશ થતો નથી.

## વિશ્વ.

અદ્વૈતવાદીઓ માને છે, કે બ્રહ્મ વિનાનું સર્વ માયા અથવા ભ્રમ સમાન છે, યથાર્થ રીતે તેનું કોઈ પ્રકારનું અસ્તિત્વ નથી, પરંતુ સીપમાં જણાતા રજતની પેઠે અથવા રજ્જુમાં જણાતા સર્પની પેઠે અસત્ય છે. અવિદ્યાદ્વારા બ્રહ્મમાં માયાનો અધ્યાસ થાય છે; વિશ્વની માયાવી પ્રકૃતિના, બ્રહ્મની નિત્ય યથાર્થતાના, જીવ અને પરબ્રહ્મના ઐક્યના જ્ઞાનના અનુભવ વડે મોક્ષ દશા મળે છે અથવા યથાર્થ રીતે કહેતાં સંપૂર્ણતાની મૂળ દશા અનુભવાય છે.

વિશિષ્ટાદ્વૈત અને દ્વૈતવાદીઓ માને છે, કે વિશ્વ સત્ય છે, માયાત્મક નથી. નામ અને રૂપ પરત્વે તે ક્ષણિક છે, પરંતુ તેની પરિણામ રહિત મૂળદશામાં તો તે સદા માટે અસ્તિત્વ ભોગવે છે.

માયા એટલે શું ? તેઓ તેને એક ભ્રમણાત્મક ગણે છે. એક ભ્રમ અથવા ઇન્દ્રજાલ તેને કહેવાય કે જે ક્ષણિક અથવા અન્ય રીતિનું કોઈ પ્રકારનું અસ્તિત્વ ધરાવતું નથી. વિશ્વમાં આવો કોઈ પદાર્થ છે ? તેમનાથી અપાતા દૃષ્ટાંતવડે તેમને ઘણી થોડી જ સહાય મળી રહે છે: કારણ કે જેને તેઓ રજ્જુમાંના સર્પની માયાવી આકૃતિ કહે છે, તે જો કે રજ્જુ પાસે નજીકમાં આવતાં વિનાશ પામે છે, તથાપિ એક નિશ્ચિત માનસિક મૂર્તિ છે, એક અસ્તિત્વ ધરાવતા પદાર્થની વિચાર મૂર્તિમાં પરિણામ પામે છે, તથા ચક્ષુ સમિપદશ્ય થાય છે. સાપેક્ષ રીતે બોલતાં તે અનિત્ય સંભવિ શકે, પરંતુ તેનું અમુક અસ્તિત્વ હતું, ગમે તો તે લક્ષ્યમાં ના આવે એટલા અલ્પ સમય માટે હોય તો પણ ભલે. આ વિશ્વમાંનું લક્ષ્યમાં આવી શકે એવું દરેક અસ્તિત્વ, જ્યાં સુધી તે હયાતી ભોગવે છે ત્યાં સુધી તો યથાર્થ છે; કોઈ વિશેષ નિત્ય અસ્તિત્વના સંબંધમાં તે ક્ષણિક પણ સંભવે, એ જુદી વાત છે; આ ઉપરથી એટલું સહજ ફલે છે, કે પરબ્રહ્મના સંબંધમાં વિચારતાં તેના વિનાનું અન્ય સર્વ અનિત્ય છે. પરંતુ તેનું કોઈ પણ પ્રકારનું અસ્તિત્વ હતું જ નહિ, એમ માનવામાં આપણે કોઈ પણ રીતે વ્યાજબી ગણાઇશું નહિ. આપણે જેને પરબ્રહ્મના નામથી વ્યવહરીએ છીએ તે પણ અન્યના સાથમાં સરખાવતાં નિત્ય છે, બાકી તેની પોતાની ભૂમિકા ઉપર તો તે તેમ સંભવિ શકે નહિ. માયાનો અર્થ, ક્ષણિક અથવા અનિત્ય કરવામાં આવે તેમાં મને બાધ નથી, પરંતુ એટલી સૂચના કરવાની હિંમત ધરી શકું છું કે, તેમાં અસત્યતા, અયથાર્થતા રૂપ જે અર્થ કરવામાં આવે છે, તે બિલકુલ સંભવિ શકતો નથી, કારણ કે તેમ થતાં તો દરેક પદાર્થ માયામય બનશે, સર્વ વસ્તુ અનિત્ય નિવડશે, પરમોત્કૃષ્ટ પરબ્રહ્મ પણ માયારૂપ થઈ જશે. આપણને ઉપદેશાયું છે, સૌર શબ્દ બ્રહ્મને પણ તેનો જીવન-સમય હોય છે; તો પરબ્રહ્મનો પણ આવો સમય કેમ ના સંભવે ?

માત્ર પરબ્રહ્મ જ સત્ય છે અને તે વિનાનું અન્ય સર્વ અસત્ય છે, એમ માનવાનો આપણે શો હક છે ? વિશેષ યથાર્થ રીતે કહેવા માગીએ તો પરબ્રહ્મ વિનાનું અન્ય સર્વે

તેની સાથે સરખામણીમાં અનિત્ય છે. વળી, અવિદ્યાનાં બંધનોમાંથી છૂટા થનારાઓનો અનુભવ એવું સાબિત કરે છે, જ્યારે તેઓ દશ્ય સૃષ્ટિને પરિવર્તનશીલ, ક્ષણિક રૂપે જુએ છે ત્યારે તેની અયથાર્થતાના, અથવા અનસ્તિત્વના ભાનનો તેમનામાં કદાપિ ઉદય થતો નથી; જો તેમ થતું હોય તો નામ અને રૂપવડે અંકિત થયેલા, અન્યોન્યથી ભિન્ન વિવિધ વ્યક્તિ વાચક પદાર્થોના વિચારનો ઉદય તેમનામાં બીલકુલ થવો જોઇએ જ નહિ, માત્ર એક અભેદ, કીનારા વિનાના અનહદ પ્રકાશના સમુદ્રનું જ ભાન થાત. પરંતુ મહાત્માઓ આપણા મધ્યમાં દુનિયામાં વિચરે છે, તેઓ ભેદોને જુએ છે અને બતાવે છે, તથા તેથી તેમને અસર થાય છે; બાકી અયથાર્થતાની, માયાની સૃષ્ટિમાં તેમને માનવજાત માટે કાર્ય કર્તા કેવી રીતે કહી શકાય. રજ્જુના નજીક જવાતાં તથા બારીક પરિક્ષા થતાં, બીલકુલ શંકા વિના સાબીત થાય છે, કે તે રજ્જુ છે અને સર્પ નથી, તેમાં ફરીથી સર્પની આકૃતિ જુએ, એ તદન અસંભવિત છે. એચ. પી. બ્લાવાટસ્કી કહે છે, "વિશ્વમાંનું સર્વ માયારૂપ છે; પરંતુ કોઈ પણ ભુવનનો અનુભવ, જે દશામનુષ્યનું ચિત્ત તે ભુવન ઉપર હોય છે, તેને મનતો તે યથાર્થતા છે: જો કે આ અનુભવને શુદ્ધ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી અવલોકતાં, તેને કોઇ પ્રકારનું બાહ્ય અસ્તિત્વ ના હોય એમ ભાવના સંભવિ શકે છે." ('સીક્રેટ. ડૉક્ટ્રિન.' વૉ-૧-૨૯૫-૬.)

આ ઉપરાંત આપણને ઉપદેશવામાં આવે છે કે, સૌર (શબ્દ) બ્રહ્મને પ્રથમ, પરિણામ પામ્યા વિનાના વિશ્વ વિષયક જડનો, પોતાનું સૌર મંડલ બાંધવામાં જરૂર પડે તેટલો વિભાગ જુદો પાડે છે. આ સંબંધમાં આ જડનું તેનાથી ભિન્નરૂપે, તથા તેના સાથે સાથેનું અસ્તિત્વ હોવું જોઇએ. આ સાદશ્ય ઉપરથી આપણે એવા અનુમાન ઉપર આવીએ છીએ કે, જ્યારે વિશ્વ વિષયક શબ્દ બ્રહ્મ, પોતાની સમયે વિકાસક્રમની ઘટનાને ચલાવે છે ત્યારે પણ આમને આમ જ બનતું હોવું જોઇએ તેટલા માટે પરબ્રહ્મ અને મૂલ પ્રકૃતિ ઉભયે, ઓછામાં ઓછા ભિન્ન અવયવો રૂપે સાથે સાથે અસ્તિત્વ ભોગવ્યું છે. આપણો વર્તમાન ઉદ્દેશ સાધવા માટે એવા સાર ઉપર આવવાની જરૂર છે કે વિશ્વ વિષયક જડ એક યથાર્થતા છે, તેઓ જેને સંપુર્ણતા નામથી વ્યવહરે છે તેના જેટલું જ યથાર્થ છે; તેના સમયે સમય થતા આવિર્ભાવો કદાચ ક્ષણિક હોય પરંતુ કદાપિ અસત્ય તેમ જ માયારૂપ તો સંભવતા જ નથી. શંકરે આ નિર્બલ અને સહજમાં હુમલો થઈ શકે એવા માયાવાદનો કદાપિ પ્રચાર ના કર્યો હોત તો સારૂં, એમ મારૂં માનવું છે, તથા મને એવા સાર ઉપર આવવાનું મન થાય છે, કે તેમણે પણ તેમના અન્ય બે સમાન કાર્ય કરનારાઓના જેવા જ વિશ્વ વિશેના સિદ્ધાન્તો બાંધ્યા હોત તો સારૂં.'

## જીવ અને ઇશ્વર.

અદ્વૈતવાદીઓ માને છે, કે આ ઉભયે તત્વરૂપે તથા નિત્યરૂપે એક જ છે. સર્વ માયા રૂપ છે, જીવ પણ અંતે તેની જ ઉત્પત્તિ છે—તેનો વિકાસ અને બ્રહ્મ સાથે અભેદ સાધવાનો છે. કોઈ પ્રકારનું બંધન નથી, કોઈ પ્રકારનો મોક્ષ નથી, કોઈ ગુરૂ, ઉપદેશક નથી, કોઈ મોક્ષ પામનાર નથી; માત્ર એક પરમતત્વ વિના અન્ય કંઈ જ નથી. તેને પણ એક આધારરૂપે કેમ ના માનવો? કારણ કે તે પણ માયા નિર્મિત જીવના આભાષિ ચિત્તમાં

જ માત્ર અસ્તિત્વ ભોગવે છે; કારણ કે માયાવિ શિષ્યને, માયાવિ ગુરૂવડે, માયાવિ વેદ વાક્યોદ્વારાં તેનો ઉપદેશ અપાય છે !.!

વિશિષ્ટાદ્વૈતવાદીઓ માને છે, કે મોક્ષ દશામાં પણ હમેશ માટે જીવો ઇશ્વરથી ભિન્ન છે, કારણ કે તેમનામાં બ્રહ્મના બે મુખ્ય ગુણોનો સમાવેશ થતો નથી. તેના જેટલી સંપૂર્ણ રીતે વિશ્વાત્મક જડ ઉપર તેઓ આધિપત્ય ભોગવી શકતા નથી; તેઓ કરી શકવાને સમર્થ છે તો પણ વિશ્વની ઉન્નતિ અને અવનતિનાં કાર્યો કરતા નથી.

તેમના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છેઃ—(૧) લક્ષ્મિ, વિશ્વાત્મક માતા, (૨) નિત્ય સુરિઓ, નિત્ય મોક્ષ પામેલા મહર્ષિઓ; તેમાં અનંત, ગરૂડ અને વિશ્વક્સેનનો સમાવેશ થાય છે તેઓ જાણે કે સંપૂર્ણતામાં જ સ્થિર થઈ ગયા છે; દિવ્ય સાક્ષાત્કારના અવર્ણ્ય આનંદમાં તેઓ હમેશાં આનંદ માને છે. (૩) યથાર્થ જીવોઃ જેમને મુક્તિ પામવા માટે વિકાસ ક્રમમાં વિહરવાનું છે. તેઓ અત્રે અન્યોન્યથી ભિન્ન સંભવિ શકે; પરંતુ મુક્તિમાં તો તેમનામાં આવો કોઈ ભેદ હોતો નથી, કારણ કે સર્વે સરખી રીતે બ્રહ્મના શ્રેષ્ઠ આનંદમાં ભાગ લે છે. સ્પષ્ટ અને કદાપિ નિરાકરણ ના થઇ શકે એવા પંચવિધ નિત્ય ભેદને દ્વૈતવાદીઓ સાબિત કરે છેઃ ઇશ્વર અને જીવોનો પરસ્પર ભેદઃ ઇશ્વર અને જડનો પરસ્પર ભેદઃ જીવ અને જડનો પરસ્પર ભેદઃ એક જીવ અને અન્ય જીવનો પરસ્પર ભેદઃ એક જડ અને અન્ય જડનો પરસ્પર ભેદ. તેમના સ્વભાવમાં જ આ ભેદનો સમાવેશ થાય છે તથા દરેક પોતાની શક્તિ અનુસાર ભોગવે છે તેવી મુક્તિમાં પણ તે ઠેઠ સુધી પહોંચે છે. વિષ્ણુ અથવા બ્રહ્મ શ્રેષ્ઠ સ્થાને છે; તેમના પછી લક્ષ્મિ, બ્રહ્મા, વાયુ તથા મનુષ્ય પર્યંતના વિવિધ દેવગણો આવે છે, તે સર્વેનું સૂક્ષ્મ વર્ણન આપવામાં આવ્યું હોય છે; તેમની સંખ્યા, દયાતીનો સમય, તેમનો ઉચ્ચ ભૂમિકાઓમાં વિકાસ, તેમના દીક્ષા ગુરૂઓ, તેમના અભિવર્ધન અને પ્રતિવર્ધનનો માર્ગ, આ સર્વેને વિસ્તારથી વિગતવાર વર્ણવવામાં આવ્યું હોય છે. જીવોના ત્રણ વર્ગો પાડવામાં આવ્યા છેઃ—(૧) મુક્તિયોગ્ય—જેઓ ખાત્રીપૂર્વક મુક્તિ મેળવવાના છે. (૨) નિત્ય સંસારી જીવો—હમેશાં જડનાં જાળાંમાં ગોથાં ખાનારાઓ. (૩) તમોયોગ્ય જીવો—આધ્યાત્મિક અધમતાની અધમાધમ ભૂમિકાઓ પામવાને નિર્માયલા.

મુક્તિ મેળવનારા જીવો, તે દશામાં પણ કાર્ય કર્યા કરશે તથા આગળ વધવાને પ્રયત્ન પરાયણ થશે, નહિ તો એ દશામાંથી પણ અધોપતન સંભવિત છે.

આ બાબતો વિષે મારૂં માનવું આ પ્રમાણે છે. આપણા વિચારના આધારરૂપે આપણી ગૂઢ સંસ્થાને આધારરૂપે લેતાં માલૂમ પડી આવે છે, કે તેના વિકાસક્રમના પ્રારંભમાં, ઇશ્વરનું, શબ્દ બ્રહ્મનું અસ્તિત્વ હોય છે; પછીથી ક્રમમાં દિવ્ય દેવગણો આવે છે, તેમણે તેમનો માનવ વિકાસક્રમ ગત કલ્પોમાં પૂર્ણ કર્યો હોયછે અને વિકાસક્રમના આ ક્ષેત્રમાં ઇશ્વરના અધીન રહીને તેના શુભ કાર્યના સહાયકારૂપે વિવિધ સ્થાનો રોકવાને તેઓ આવ્યા હોય છે. પછીથી માનવ અને અન્ય પ્રકારના જીવાત્માઓનાં ટોળાં ઉભરાઇ જાય છે, તેમને માનભૂમિકા પર્યંત આ કલ્પમાં વિકાસ પામવાનો છે, તથા આ ઘટનામાં વિકાસક્રમની સંભવિત અતિ ઉચ્ચ ભૂમિકાએ પહોંચતા સુધી. આથી પણ ઉચ્ચ ભૂમિકા માટે કાર્ય

કરવાનું છે. આ સર્વે અન્યોઅન્યથી ભિન્ન છે. માત્ર ગણોરૂપે જ નહિ પરંતુ વ્યક્તિયો રૂપે પણ ભિન્ન છે. આપણું પોતાનું જ દૃષ્ટાંત લ્યો. વિશ્વમાં કોઈ ઠામે પણ એવી બે વ્યક્તિયો અથવા પદાર્થો અસ્તિત્વમાં આવ્યા નથી કે જે-સ્થૂલ, માનસિક, નૈતિક અથવા આધ્યાત્મિક ગુણોના સંબંધમાં-દરેક બાબતમાં અન્યોન્ય સાથે સમાન નિવડે: કારણ કે **પ્રકૃતિ કદાપિ સ્વતઃપુનરાવર્તન પામતી નથી,** આ સર્વેની તમારાથી બને તેટલી સૂક્ષ્મ તપાસ કરો, તેમાં અંતે સૂક્ષ્મ હશે તો પણ એક અથવા અન્ય પ્રકારનો ભેદ માલૂમ પડી આવશે. આ મૂલભેદ, વિકાસક્રમના સમગ્ર માર્ગમાં પ્રવર્તેછે, તથા મુક્તિમાં પણ તેમની સાથે પળે છે. કારણ કે મુક્તિ એટલે શું? વળી આ પણ એક સાપેક્ષ શબ્દ છે. અમુક ભુવનમાં, પ્રદેશમાં, તે ભુવનના આવિર્ભાવના સંબંધમાં સંભવિત વિકાસ ક્રમની ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા પામવી તે મુક્તિ. જ્યારે એક જીવાત્મા એકાદ સૌર સંસ્થાના જડ ઉપર વિજય મેળવે છે ત્યારે તેના સંબંધમાં તો તે સર્વશક્તિમાન થાય છે. જ્યારે તેનું ચિત્ત તેનો આંતરૂમાં સમાવેશ કરે છે, ઉંડુંતે ઉંડુ ઉતરે છે ત્યારે તે તેમાંનાં સર્વે પ્રકારની ગતિનાં આંદલનોને ગ્રહણ કરવાને તથા ઉત્તર આપવાને સમર્થ થાય છે. એ સૌર સંસ્થા વિશે વિચાર ચલાવીએ ત્યાં સુધી તો તે એક મુક્ત છે, તથા તેને તેના એક ઇશ્વરરૂપે પણ ગણી શકાય. ગમે તો એક જાત, એક પિણ્ડ, એક પરિભ્રમણ, એક સંકલના, વિકાસક્રમની એક ઘટના એક સૌરમંડલ અથવા વિશાલવિશ્વ જાતે હોય, તથાપિ સમાન સ્વભાવનાં અન્ય દૃષ્ટાંતમાં આનો આજ વિચાર લાગુ પડી શકે છે. જેમાંથી તેને પસાર થવું પડ્યું હતું એવા વૃદ્ધિના અનેક ક્રમ હતા, તેમ તેને મારે મેળવવાના ઉચ્ચ ક્રમ પણ હોય છે, કારણ કે વૃદ્ધિ નિત્ય છે. આપણે તેના આરંભ તથા અંતને પણ જાણતા નથી, માત્ર હમેશાં અદૃશ્ય વર્તુલના, અતિ અલ્પ વિભાગને જ આપણે નિહાળી શકીએ છીએ. જેમ જેમ આપણે ઉંચે ચઢતા જઈએ છીએ તેમ તેમ આપણી દૃષ્ટિ મર્યાદા સ્પષ્ટ થતી જાય છે, તથા આસપાસ જે જે પડ્યું હોય તે અવલોકવાનો પ્રદેશ વિસ્તરતો જાય છે. આ સર્વેમાં કોઇ પણ સ્થાને કોઇ પણ પ્રકારનું શાંતિ સ્થાન નથી, એવું કોઇ પણ અસ્તિત્વનું સ્થાન નથી કે જ્યાં જીવાત્માને કંઇ પણ કરવાનું હોતું નથી પરંતુ હમેશાં ફેરફાર વિનાનો આનંદ ભોગવવાનો હોય છે.

વિકાસક્રમના અમુક માર્ગના અંતે સર્વેની શી દશા હોય છે ? વિવિધ ગૃહો અને તેમની સંસ્થાઓ દ્વારા વિકાસ પામતા જીવાત્માઓ, આધ્યાત્મિક ઉન્નતિની વિવિધ ભૂમિકાઓ પામે છે. એક વર્ગ, સંભવિત શ્રેષ્ઠ ભૂમિકાને, તેમના વિકાસક્રમ સમયના પૂર્વે પ્રાપ્ત કરે છે; આ વર્ગ પછીથી ગમે તો વિકાસક્રમની અન્ય ઉચ્ચ દિશામાં કાર્યે લાગે છે. અથવા અન્ય વિકાસ પામતા જીવાત્માઓને, એ ભૂમિકા જલદી પ્રાપ્ત કરાવવામાં સહાય થવા માટે પાછળ રહે છે. અન્ય વર્ગ, વિકાસક્રમ સમયના અંતે, એ ભૂમિકાને પ્રાપ્ત થાય છે. પરંતુ જીવાત્માઓની એક વિશાલ સંખ્યા પાછળ રહી જાય છે. આ જીવાત્માઓમાં ગમે તો, માનવ ભૂમિકા પામેલા પરંતુ પોતાના આગળ વધેલા ભ્રાતાઓ સાથે આગળ વધવામાં નિર્બલ નિવડેલા અને તેથી પાછળ રહી ગયેલા જીવાત્માઓનો,

તથા પ્રાણિ, વનસ્પતિ આદિ અધમસ્વરૂપોમાં બંધાયલા અન્ય જીવાત્માઓનો સમાવેશ થાય છે. હું માત્ર પ્રથમ બે વર્ગ વિષેજ ચર્ચા ચલાવીશ કે જેમના સંબંધમાં મુક્તિ સંભવિત છે. તેઓ કઇ દશાએ છે ? તેઓ જીવન્મુક્તો છે, તેમના પોતાના વિકાસ ક્રમ પ્રદેશના સંબંધમાં તો તેઓ સર્વજ્ઞ, સર્વસામર્થ્યવાન, સર્વવ્યાપક બનેલા છે. તેમના-માંના દરેકને માટે આ બાબત સામાન્ય છે. આ સંબંધે દર્શાવવામાં આવતા મત વિશે હું અત્રે એક શંકા દર્શાવવાની રજા લઇશ: મુક્તપુરૂષો પરમાત્મામાં પ્રવિલાપિ જાય છે, તથા તેની સાથે સંપૂર્ણ એકાકારતા પામે છે. કેટલાક તો આગળ વધીને એમ કહે છે, કે આવા પુરૂષો તો હમેશાં પરમ. શુદ્ધ, સંપૂર્ણ પરમાત્માના આંતરમાં જ પ્રવિલાપેલા હોય છે. વળી અન્ય કહે છે, આપણો કહેવાતો વિકાસક્રમ માત્ર માયારૂપજ છે, અજ્ઞાનને લીધે ઉદ્‌ભવતી આધાર વિનાની એક ભાવના છે. સંપૂર્ણતાની દશાપુનઃ પ્રાપ્ત કરવા માટે આપણી સંપૂર્ણ પ્રકૃતિનો બ્રહ્મરૂપે અનુભવ કરવાનો છે, તથા વિશ્વની માયાવિ પ્રકૃતિને અનુભવવાની છે. વળી કેટલાકનું એમ માનવું છે, કે જીવાત્માઓ મુક્તિ પામતાં પરમાત્મામાં પ્રવિલાપિ જતા નથી, તેની સાથે એક બની જતા નથી, પરંતુ તેમના પોતાના વ્યક્તિત્વને તથા પ્રાપ્ત કરેલા અનુભવને જાળવી રાખે છે. પરંતુ જીવાત્માઓ પરમાત્માના દિવ્ય અંશો છે, પ્રારંભમાં દિવ્યતાથી સપૂર્ણ હોય છે, એટલી બાબતમાં સર્વે એકમત થાય છે. દિવ્ય સ્ફુલિંગ સંપૂર્ણ હોય છે એટલી વાત સત્ય છે, એમ મારૂં માનવું છે; પરંતુ આનો જ અનુભવ મેળવવા વિના અન્ય કંઇ કરવાનું નથી, એમ કહેવું તદ્દન સત્ય છે. દિવ્યતા આપણામાં સુપ્ત દશામાં હોય છે, તથા આપણે તેને પ્રયત્ન વડે એક સંભાવ્યતાને બદલે યથાર્થતા બતાવવાનીછે. પોતાના પિતાસમાન, એક પ્રકાશિત સર્વ, ઝગઝગીત જવાલા થતા પૂર્વે, સ્ફુલિંગની ઉન્નતિ કરવાની છે, પોષણ કરવાનું છે. મુક્તિની ભૂમિકાઓમાં પણ જીવાત્માઓ પરમાત્માથી ભિન્ન હોય છે, તથા અન્યોન્યથી ભિન્ન હોય છે, એમ મારૂં માનવું છે. જ્યારે તેમણે વિકાસ ક્રમનો આરંભ કર્યો ત્યારે પરમાત્મા અને તેમના પરસ્પરમાં હદપારનો ભેદ હતો. વિકાસક્રમના અંત પર્યંત આનો આજ ભેદ જો કે વૃદ્ધિ પામતો નથી પરંતુ સમગ્રકાલમાં જળવાઇ રહે છે. કારણ કે શું પરમાત્મા પણ આપણી સાથે અને આપણાદ્વારા વિકાસ પામતો નથી ? વિકાસક્રમ સમયના અંતમાં તેમજ પ્રારંભમાં તે આપણાથી સમાન રીતે પાર વર્તે છે. તો તમારાં અભેદ, પ્રવિલાપન, એકતા એ સર્વ ક્યાં ? વિકાસક્રમના પ્રારંભમાં આપણે ભિન્ન હતા, તે સમગ્ર સમયમાં આપણે ભિન્ન છીએ, તેના અંતમાં પણ આપણે ભિન્ન જ રહીશું. જીવાત્માઓમાં પોતામાં પણ નિત્ય ભેદ જડી આવે છે. મુક્તિ દશામાં સર્વે જીવોની પરમાત્મા સાથેની આનંદરૂપ એકતાના, વિશિષ્ટાદ્વૈતવાદીઓના સિદ્ધાંત સાથે હું એક મત થઇ શકતો નથી. પ્રથમતો ઉચ્ચ વ્યક્તિ લક્ષ્મિ અને અન્ય જીવાત્માઓની મુક્તિ દશા ભોગવવામાં તેઓ કોઇ પ્રકારનો ભેદ સ્વીકારતા નથી. તો નિત્યમુક્ત પુરૂષો વિશે શા માટે ઉપદેશ કરો છો ? મને એમ માનવું બીલકુલ બુદ્ધિ વિનાનું લાગે છે, કે છેલ્લામાં છેલ્લું મુક્ત પદ પામેલા જીવાત્માઓ ધીમે ધીમે ઉચ્ચ ભૂમિકાએ આવી પહોંચતા સુધી, લક્ષ્મિ અથવા નિત્યમુક્તો ઉભયમાંનું એક પણ, જડવત્ સંપૂર્ણતામાં પોતાની ભૂમિકામાંજ સ્થિતિ કરી રહેતા નથી આમ કદાપિ સંભવિ શકેજ નહિ, કારણ કે નિત્ય અત્રૂટિત ગતિ એ મહાન્ નિયમ

છે. ગતિથી, વૃદ્ધિ, ઉન્નતિ, સુચવાય છે. સર્વે આગળ આગળ વૃદ્ધિ, ઉન્નતિ પામ્યાં જાય છે, પ્રથમ બ્રહ્મન, પછી ઋષિમ, પછી નિત્યમુક્તો, પછી દિવ્યસહાયકો, પછીથી મુક્ત જીવો, આમાંનું કોઇએ એક ક્ષણ માત્ર પણ અટકવું નથી, ગતિ રહિત બનતું નથી. તેમના આંતરૂમાં વર્તતા શક્તિના ભેદને લીધે સર્વ સમયમાં તેમના મધ્યમાં સમાન અંતર જાળવાયલું રહે છે. પરંતુ આ સર્વ બાબતો વિશ્વના વિવિધ દર્શનોના અનેકવિધ સિદ્ધાંતોનો શી રીતે ખુલાસો કરવો ? પરમાત્મા સાથે અભેદ પામવાનો એટલો જ અર્થ થવો જોઇએ, કે મુક્ત જીવ પોતાના ખાસ પ્રદેશના સંબંધમાં સંપૂર્ણ બને છે. તે જીવ અને કંઇક વિશેષમાં, આવી સંસ્થાના ઇશ્વરનો સમાવેશ થાય છે. આ ઇશ્વર, આ સંસ્થાનો અખત્યાર લેતી વખતે, એક સંસ્થાનો વિકાસક્રમ વિશ્વાસપૂર્વક સોંપી શકાય એવી વૃદ્ધિની ભૂમિકાએ પહોંચેલો હોય છે; તેણે તેમાંના સર્વ ઉપર આધિપત્ય મેળવ્યું હોય છે; એ સંસ્થામાંનાં અતિ ઉચ્ચથી તે અધમાધમ આંદોલનોનો સ્વીકાર કરવા અને પ્રતિઉત્તર આપવા જેટલી ઉચ્ચ ભૂમિકા પર્યંત તેના ચિત્તનો વિસ્તાર થયો હોય છે. પોતાની છેલ્લામાં છેલ્લી તરીકે જીવ આ ભૂમિકા પામતો હોવાથી. મન્વંતરના અંતમાં તે ઇશ્વર સાથે એક હોય છે,-આવી જ રીતે પ્રારંભમાં પણ તે ઇશ્વર સાથે એક હોય છે. વળી આપણે આ બાબતને અન્ય રીતે સમજવા પ્રયત્ન કરીએ. જ્યારે શિષ્ય, એક પછી એક ગહન દીક્ષાઓમાં પસાર થાય છે, ત્યારે તેની અને ગુરૂની વચ્ચે ખાસ સંબંધ બંધાય છે, તથા તે જેમ વૃદ્ધિ પામતો જાય છે તેમ વિશેષ ગઢ બનતો જાય છે. તે તેના ગુરૂના ચિત્તનું બહિર્ ધાવન કરતું કેન્દ્ર બને છે-તે જે જે વિચારે છે તે તેના ગુરૂના મનમાંથી પસાર થાય છે, તથા જીવાત્મા અને તેનાથી વપરાતા દેહોના અણુઓના દૃષ્ટાંતની પેઠે, ગુરૂની કૃપા અને અસર તેના પર્યંત અવતરે છે. અણુઓ તેનાથી ભિન્ન હોય છે; તેમની વ્યક્તિ વાચક ચેતના તેના કરતાં ઘણી અધમ ભૂમિકાએ હોય છે; પરંતુ તેઓ તેના પ્રત્યે આંદોલનોને ગ્રહણ કરે છે અને મોકલે છે, અને તે પોતાના વિચાર બાહ્ય સૃષ્ટિમાં મોકલવા માટે તેમના દ્વારા કર્મ કરે છે.

આ પ્રમાણે દરેક જીવાત્મા, તેની ઉન્નતિની ભૂમિકાને લક્ષમાં લેતાં બ્રહ્મથી ભિન્ન છે, તથાપિ દેહનો ઉપયોગ કરતા જીવાત્માપર્તિ જેવો દેહના અણુઓનો સંબંધ છે તેવો જ જીવનો બ્રહ્મ પ્રત્યેનો સંબંધ છે. ઉભયની ચેતના તેના કરતાં ઘણી અધમ ભૂમિકાએ હોય છે; તથાપિ તે સર્વેના અનુભવો તેના પ્રત્યે પસાર થાય છે તથા તે સર્વે તેના આવિર્ભાવનાં બાહ્ય સાધનો છે. અણુઓના જીવાત્માઓ, વિકાસ પામતા માનવજીવાત્મા સાથે સંબંધ થવાને લીધે વૃદ્ધિ પામે છે; તેમજ તે મનુષ્ય પણ તેમના દ્વારા વિકાસ પામેછે.

આ પ્રમાણે માનવ જીવાત્માઓ પણ ઇશ્વરના દેહરૂપ હોવાથી તેના દ્વારા વિકાસ પામે છે. તથા તે પણ તેમના અનુભવદ્વારા વિકાસ પામે છે. આટલી બાબતમાં વિશિષ્ટ દ્વૈતવાદીઓ યથાર્થ રીતે માને છે, કે અંતર્યામિ બ્રાહ્મણમાંથી જણા આવે છે તેમ ચિત્ અને અચિતરૂપી વિશ્વબ્રહ્મનું શરીર છે. જેવી રીતે દેહના અણુ સમૂહને अहं શબ્દ લગાડવામાં આવે છે, જે શબ્દ યથાર્થ રીતે તેમાં વસતા પુરૂષને લાગે છે, તેવીજ રીતે અદ્વૈતવાદીઓએ પોતાના અભેદને સમજવાનો છે.

એક કુટુંબ અથવા ગોત્રનાં મનુષ્યોને વારંવાર તેનાં તેજ નામથી બોલાવવામાં આવે છે. " તે ત્રિપાઠી છે " એટલું વાક્ય ઉચ્ચ અથવા અધમ, સમૃદ્ધ અથવા દરિદ્ર, વૃદ્ધ અથવા યુવાન, પુરૂષ અથવા સ્ત્રી, કુટુમ્બમાંના દરેકને લાગે છે; તે કુટુમ્બરૂપ દેહનાએક અણુ સમાન છે, તેની સાથે એક છે–તેના નામ વડે બોલાય છે, તેના હકોને ભોગવે છે, તેના સુખ દુઃખમાં ભાગીદાર બને છે. અથવા એમ પણ હોય કે, આપણે વર્તમાનમાં જે ભૂમિકાએ છીએ તેની સાથે સાથે સરખાવતાં તે જીવાત્માઓએ પ્રાપ્ત કરેલી ભૂમિકાઓ એટલી બધી ઉચ્ચ છે, તેમની શક્તિઓ એટલી બધી વિશાલ વિસ્તારમાં છે,કે ત આપણી સંકુચિત દૃષ્ટિને ઝંખવી નાખે છે, તથા અન્યોન્યને ઓળખી કાઢવામાં આપણને બીલકુલ નિરૂપાય બનાવી દે છે. મધ્યાહ્નનો સૂર્ય તેની અતિ સમિપમાં વર્તતા અનેક દેહો પ્રત્યે આપણી દૃષ્ટિને અંધ બનાવે છે. આ સર્વે વિશે આપણે એક અને તેના તેજ રૂપે સારી રીતે બોલી શકીએ.

દ્વૈતવાદીઓના માનવા પ્રમાણે મુક્તિમાં પણ જીવાત્માઓ કર્મ કરે છે, આ દશામાં પણ વૃદ્ધિ અથવા અવનતિ સંભવિત છે; મને લાગે છે. કે આ વિચાર ખરો હોવો જોઇએ. વિકાસક્રમના નિયમિત અને દમામદાર માર્ગમાં કોઇ પણ પ્રકારની સ્થિરતા, કાર્યાભાવ સંભવિ શકતો નથી. દૃષ્ટાંત તરીકે આપણા ક્રમને જ તપાસીએ. કેટલાક જીવાત્માઓ તેમના સંભવિત વિકાસક્રમની અતિ ઉચ્ચ ભૂમિકાએ મન્વંતર સંપૂર્ણ થવાના ઘણા સમય પૂર્વે પહોંચે છે. શું આ પછી આ જીવાત્માઓ આસન વાળી અરપવાળીને બેસી રહે છે અથવા અવકાશમાં આળસુ ફાંફાં માર્યા કરે છે ? ના, આમ નથી. તેઓ ગમે તો વિકાસક્રમની ઉચ્ચ અને સમર્થ અન્યદિશાઓમાં આગળ વધે છે અથવા પોતાના નિર્બલ ભ્રાતાઓને મદદ કરવાને પાછળ રહે છે. અસ્તિત્વની સર્વ ભૂમિકાઓમાં અતિ ધીમી તોપણ વૃદ્ધિ, ઉન્નતિ પ્રવર્તે છે, મારા એવા કથન સાથે મી. લેડબીટર એ મત છે. પ્રથમ એમ માનવામાં આવ્યું હતું કે કામલોક અને દેવખાણ, પરિણામનાં ભુવનો છે, કારણોનાં નથી. પરંતુ પછીના ઉપદેશોની સહાય વડે આપણે એવા સાર ઉપર આવીએ છીએ કે એક વ્યક્તિ કામલોકમાં પણ કર્મ ઉત્પન્ન કરી શકે. દેવખાણમાં ( સ્વર્ગ ) પૂર્વ ઐહિકઅનુભવોનૂ તે એકીકરણ કરે છે. આજ યથાર્થ કર્મોત્પાદન છે તથા ભાવિ વૃદ્ધિનું તે એક અગત્યનું તત્વ છે અત્રે પોતાના વ્હાલા પુત્રઉપર એક માતા પ્રેમનો વર્ષાદ વર્ષાવે, એ એક નિશ્ચિત કાર્ય છે. એકતાનું કર્મ છે. દેવખાણમાં પણ વ્યક્તિઓ અન્યોન્યને અસર કરી શકે એ સ્વર્ગસૃષ્ટિમાં વસતો એક ગાયક પોતાના દિવ્ય સુરો વડે અન્ય વ્યક્તિઓના આનંદમાં વધારો કરે છે તથા પોતાને માટે પણ કર્મનું શુભ પરિણામ ઉપજાવી કરે છે. પુનર્જન્મના મધ્યકાલિન સમયમાં દેવખાણમાં શિષ્યોને નિશ્ચિત ઉપદેશો આપવામાં આવે છે તથા તેઓ અત્રે અન્ય સમયે વિશેષ આગળ વધેલા બનીને આવે છે. વિકાસક્રમમાં કોઇ પણ પ્રકારનો અટકાવ નથી; દેવખાણમાં, પ્રલયના સમયમાં પણ તે તદ્દન અટકી પડતું નથી. એવું કોઇ સ્થાન નથી કે જ્યાં વિકાસક્રમ પોતાના માર્ગે આગળ વધતો ના હોય. તો મુક્તિના પક્ષમાં અપવાદક નિયમ ઉપજાવી કાઢવાની શી જરૂર છે !

દ્વૈતવાદીઓએ પાડેલા જીવાત્માઓના ત્રણવર્ગ પ્રથમ દ્દષ્ટિપાતે, સ્વેચ્છાથી નિર્માણ થયેલા, બુદ્ધિ રહિત લાગે છે, પરંતુ મારા ધારવા પ્રમાણે તે એજ રીતે ગ્રાહ્ય છે તથા બહિરંગત્રાકૃતિમાં. આંતરંગવાદના મૂખ્યસત્યને બેજ બેજ દર્શાવે છે. બહિરંગ દ્વૈતવાદીઓ આ ત્રણ વર્ગોને, પોતાનાં ક્રમવાર સ્થાન ધારણ કરનાર વિષ્ણુએ પ્રથમથી નિર્માણ કર્યા હોય, એમ માને છે; તેમના કોઇ પણ પ્રકારના પ્રયત્નો ભાગ્યેજ આ પરિણામોમાં ફેરફાર કરશે. એમ તેમનું માનવું છે. આ અંતમાં બીલકુલ બંધ બેસતું નથી, કારણ કે આથી કોઇ પ્રકારના વ્યક્તિવાચક પાપપુણ્યને લક્ષમાં લીધા વિના જીવોને સુખ અથવા દુઃખ ભોગવવાનું આગળથી નિર્માણ કરનારરૂપે ઇશ્વરને પક્ષપાત અને જૂલમ માટે દુષિત ગણવા સમાન થાય છે. આથી તો સીધી દિશાના સર્વ પ્રયત્નો એક શોકકારક હાસ્યરૂપ નિવડે તથા વિકાસક્રમ શબ્દ પણ નામના સાર્થક વિના થઇ પડે છે.

મારા ધારવા પ્રમાણે હવે આપણે તેને વિશેષ બુદ્ધિપૂર્વક સમજી શકીશું.

આપણને ઉપદેશાયું છે, અમુક વિકાસક્રમના પ્રદેશદ્વારા વિકાસ પામતી જીવાત્માઓની સંખ્યા ને મન્વંતર માટે તો નિયમિત હોય છે; માર્ગમાં અમુક સમયે ઘઉંને છોતરાંથી છૂટા પાડીને શુદ્ધ બનાવવામાં આવે છે. આપણા પોતાના સંબંધમાં પંચમ પરિભ્રમણના મધ્યકાલમાં આમ બને છે; જીવાત્માઓની સમગ્રસંખ્યાનો લગભગ બે તૃતિયાંશ ભાગ આ સંક્રાંતિ સમયની પાર પસાર થાય છે; મન્વંતરના અંતે જોઇએ તેટલી સંપૂર્ણતા પામવાના સંભવોને પોતાનામાં ખાસ દર્શાવતા જીવાત્માઓ, તથા એ દશાને પ્રથમથી પામનાર જીવાત્માઓના સંબંધમાં આમ બને છે, આ જીવાત્માઓ દ્વૈત વાદીઓના મુક્તિયોગ્ય વર્ગમાંના છે.

બાકીનો એક તૃતિયાંશ વિભાગ, પોતાના આગળ વધેલા બંધુઓ, સથેસાથે ચાલવામાં નિષ્ફલ નિવડેલા આલસુ જીવાત્માઓનો બનેલો હોય છે. આમને મન્વંતરના અંતપર્યંત પાછળ રહેવું પડે છે; તેઓ પોતાનો વિકાસ માત્ર અન્ય ક્રમમાંજ સાધી શકે છે, તે સમયે વૃદ્ધિની વિવિધ ભૂમિકાઓમાંથી પસાર થવાનો તેમને પ્રથમ હક મળે છે.

આમનો નિત્ય સંસારી જીવાત્માઓમાં સમાવેશ થાય છે; આમને અંતિમ સ્થાન પામ્યા વિના અંત પર્યંત જડની જાળમાં ગોથાં ખાવાનાં છે

વળી એવાં દ્દષ્ટાંતો છે કે જેમાં કેટલાક જીવાત્માઓ નિશ્ચયપૂર્વક નિયમના વિરૂદ્ધ વર્તે છે તથા અશુભમાં અમરત્વ પામવા માટે પ્રયત્નપરાયણ થાય છે.

આમને તમોયોગ્યજીવાત્માઓ કહેવામાં આવે છે. અધ્યાત્મવિદ્યાના ગ્રંથોમાં આમને "ભ્રષ્ટ જીવાત્માઓના" નામથી બ્યવહરવામાં આવે છે, તથા દ્વૈતવાદીઓ તેમને યથાર્થ રીતે "વિષ્ણુદ્વિદ્" ના—"વિષ્ણુનો દ્વેષકરનારા" ના નામથી બ્યવહરે છે. કારણ કે વિષ્ણુ એજ પરમાત્મા સ્થાને છે, મહાન્ નિયમરૂપ છે, તેમણે તેના પ્રતિથી પોતાનાં મુખ ફેરવ્યાં છે. તેઓ જ "આંદોલનરહિત દશા" અવિચીના દુઃખી વાસિયો છે. તેમણે નિશ્ચયપૂર્વક પોતાની જાતને વિકાસક્રમની આ ઘટનામાંથી દૂર રાખી છે, અને

તેની બહાર એકાંતમાં ખડા રહે છે—ખરેખર એક ભયંકર એકાંત. અક્ષરશઃ તે અવિચી (નર્ક) સમાન છે, કારણ કે ત્રણ મહાન્ જીવન સ્ફુરણો તેને સ્પર્શતાં નથી. વ્યક્તિના મોક્ષ માટે, સ્વાર્થી અમરતા માટે પ્રયત્ન કરનારાઓ આ પ્રદેશમાં આવે છે. આ સૃષ્ટિઓમાંથી થતા પુનર્જન્મમાંથી તેણે જાતે બચી જવાનું સારૂં શિક્ષણ મેળવ્યું હોય છે; ભૂતકાલમાં શુભ કર્મનો તેણે હિસાબ પતાવ્યો હોય છે અને નવીન કર્મ ઉત્પન્ન કરવાનો ત્યાગ કર્યો હોય છે. તેને માટે આગામિકર્મ હોતું નથી, સમગ્ર સંચિત ખલાસ થયું હોય છે. પ્રારબ્ધ દેહના અંત સમયે તે કર્મનાં બંધનોમાંથી છુટો બને છે. આધ્યાત્મિક પુસ્તકો કહે છે તે પ્રમાણે આ શું એક મુક્ત નથી, જીવન્મુક્ત નથી? ના, કમ ભાગ્યે ના નથી. કારણ કે પોતાની સર્વ સંભાળ પૂર્વક કેળવણી પછી, મહેનતુ પ્રયત્નો પછી, સર્વ પ્રકારે તે એક પ્રસિદ્ધ વિષ્ણુદ્વિટ્ તરીકે જ ગણાશે. વિકાસ ક્રમ એક જ માટે નહિ પરંતુ સર્વે માટે છે. એવા ઇશ્વરના ઉદ્દેશનો તે અવળો અર્થ કહાડવાનું પસંદ કરે છે. પ્રથમ વિકાસ પામેલા જીવાત્માએ, અન્યને પોતે જે ભૂમિકામાંથી પસાર થયો તે પસાર થવામાં મદદ કરવી જોઇએ. આ યજ્ઞના મહાન્ નિયમનું શ્રેષ્ઠ દૃષ્ટાંત ઇશ્વર જાતે જ છે. સ્વાર્થી મુમુક્ષુ પોતાનાં કર્મની પાર જાય છે, નિર્મોહાયો પણ આગળ વધ્યો હોય છે. પરંતુ શું આ ઉભય વચ્ચે કોઇ પ્રકારનો ભેદ નથી? પ્રથમ પુનર્જન્મમાંથી બચી જયછે, નવીન કર્મોત્પત્તિ ત્યજી શકે છે, સ્વાર્થી એકાંતમાં વસે છે, તથા દુનિયાને નિરૂપયોગી નિવડે છે. અન્ય પણ આ સૃષ્ટિઓમાં થતા પુનર્જન્મની પાર હોય છે, પરંતુ 'તે તેના ભૂતકાલનાં કર્મોના આકર્ષક બલવડે નહિ પરતુ પોતાની દયાળુ ઇચ્છા વડે આ સૃષ્ટિમાં આવવાનું પસંદ કરે છે. તેણે પણ પોતાનું કર્મ ખલાસ કર્યું હોય છે, પરંતુ તે કર્મ તે તેણે દિવ્ય જ્ઞાન પામતા પૂર્વે એકઠાં કરેલાં હોય છે. તે કદાપિ આળસુ રહેતો નથી, પરંતુ શુભ કર્મ કર્યાં કરે છે; તેના પરિણામો કર્તાના તરફ વળતાં નથી, પરંતુ પ્રયત્નપરાયણ માનવ જાતમાં શુભકર આધ્યાત્મિક અસરરૂપે પહોંચી વળે છે. સ્વાર્થી મુક્ત, પુનર્જન્મમાંથી બચવાની ગમે તેમ ગોઠવણ કરી લે છે, પરંતુ મહાન્ નિયમના સખ્ત પંજામાંથી તે બચી શકતો નથી. તે તેને પાછો હઠાવી રાખે છે; સામાન્ય વિકાસ ક્રમમાંથી તે દૂર ખસી જાય છે તથા મન્વંતરના અંત પર્યંત આનંદી એકાંતમાં વસે છે; અન્ય મંરતામાં તેણે જ્યાંથી છોડયો હોય ત્યાંથી તેનો વિકાસક્રમ આરંભાય છે: પરંતુ અન્ય સર્વના કરતાં પછીથી તેનું આમ થાય છે.

આ તમોયોગ્ય જીવાત્માઓ છે, અથવા દ્વૈતવાદીઓના અંતિમ વર્ગના જીવાત્માઓ છે.

આ બધું વિચારતાં દ્વૈતવર્ગીકરણ પણ વિરોધ નહિ તો શાસ્ત્રીય અને અધ્યાત્મ વિદ્યાનુસારી છે.

(આગળ ચાલુ.)

શ્રીનિવાસ આયંગર.
(Theosophist)

સ્થાપક
શ્રી અભેદમાર્ગ પ્રવાસી.
મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, શુદ્ધ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર.)

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૮. ] ( માસિક ) [ મે ૧૯૦૭.]

## "महाश्वेता–प्रणय–विरह."

( મળેલું. )

( અનુસંધાન—પૃ૪-૨૦૧ થી. )

૨૬

દીઠી સંસ્નિગ્ધ દૃષ્ટિ વિગલિત મનથી પાસ જૈ પુંડરિક,
ગાળી દેવા પ્રિયાને નયન મળતાં બોલતાં કૈં લગીર;
"લ્યો આ માળા, તમોને બહુજ ગમતી, આપને યોગ્ય તે છે."
કહેતા સંપૂર્ણ પ્રેમે, કુસુમ સહ ત્યાં, આત્મ-જીવિત દે છે.

૨૭

બિચારી પરવશા બાળા, દીનતાથી ઉભી હતી;
પ્રેમીના પ્રેમનું પાન, પ્રેમથી કરતી હતી,

૨૮

"અહા ! આ શું ? માળા પ્રિયતમ પધારે અરપવા !
ખરે ! આવે પ્રાણુ સ્વજન દુઃખ કેરી લઈ દવા !

અહા! કે શું આવે મદન સુજનું દુઃખ હરવા?"
બની ઘેલી, લાગી—પ્રિયતમ કને મંદ સરવા.

૨૯

નમેલી પ્રેમમય દૃષ્ટે, દર્શાવી ઉપકારને;
વામ હસ્ત કરી લાંબો, ચાહતી પ્રેમ માળને.

૩૦

આપે છે મુનિ પુષ્પમાળ પ્રિયને દક્ષિણ હસ્તે ધરી,
લેતા સુખ નવીન કોઈ રસનું અંગુલિ સ્પર્શે કરી;
થાતાં સ્પર્શ જરાક તોય મદને અત્યંગ વ્યાપી રહ્યાં;
પ્રસ્વેદે થઈ ભિન્ન પ્રેમી ઉભય સ્થલ-કાલ ચુકી ગયાં.

૩૧

નેત્ર-નેત્રે થકી દેતાં, હૃદયો પ્રેમ પાત્રને;
બાહ્ય હસ્તે થકી દેતા, મુનિશ્રી પુષ્પ માળને.

૩૨

આનંદેથી છવાયું વિશ્વ સકલ આનંદ સર્વ સ્થલે,
પ્રેમી દંપતીના મિલાપ સમયે, ના હોય કોને મને?
દેતાં પ્રેમ-કુસુમ-માળ કરથી રુદ્રાક્ષ સુદ્ધાં ગઈ,
ના જાણ્યું મુનિએ, સ્વીકારી દયિતા, સપ્રેમ ચૂમી લઈ.

૩૩

હાય રે એટલામાં તો મુનિ ફિક્કા પડી ગયા
સ્મૃતિ મિત્રતણી થાતાં જરા દૂરે જઈ રહ્યા

૩૪

રે! હાય! મિત્ર ગણશે મુજને સરાગી!
કહેશે અધર્મ કરતો થઈને વિરાગી!
પાછા ફરે શરીરથી કંઈ મિત્ર પાસ,
ત્યાં તો કપિંજલ કહે "સુણ, વૃત્તિદાસ!"

૩૫

"શુદ્ધિ બુદ્ધિ સહુ તારાં, અરે ! મિત્ર ક્યાંહી ગયાં ?
ક્ષુદ્ર એ પાત્રને જોતાં, કેમ સર્વે વહી ગયાં !"

૩૬

રે ! કેમ તું બની જતો મુનિ એહ દાસ ?
રૂદ્રાક્ષને હરી ગઈ, તુજ ચિત્ત સાથ !
જા માગી લાવ, ધરી ભાન, કંઈ લગીર."
ચાલ્યો સલજ્જિત બની મુનિ પુંડરિક.

૩૭

કપિંજલ તણાં વાક્યે, જરા વૃત્તિ ફરી ખરી;
પરંતુ પ્રેમીને જોતાં, હાય ! તેહ નહીં ટકી !

૩૮

માગે પ્રિયા સમીપ જૈ મુનિ રૂદ્રમાળ,
કામાર્ત વ્યગ્ર ચિતથી બનીને વિહાલ;
સ્નેહે થકી ફરી લિયે વળી દર્શ લ્હાવ,
રાખે કપિંજલ ભયે પણ ગુપ્ત ભાવ.

૩૯

રૂદ્રાક્ષ માગતા દેખી, પ્રિયાત્મા પુંડરિકને;
મહાશ્વેતા લઈ તેવે, દેતી માણિક્ય–હારને.

૪૦

"લ્યો લ્યો આને સ્વીકારો, મુનીશ તનય આપ રૂદ્રાક્ષ મારો;
આપું રૂદ્રાક્ષ સાટે, વિનયથકી હું માનુ જે હાર મારો."
લેઈ હાથે મુનિશ્રી પરમ પ્રીતથી છાતી સાથે ધરીને,
બોલ્યા વિના ફરે છે, થરમભયથી કંઠ માંહે ધરીને.

૪૧

બને છે એટલું ત્યાં તો, હાય રે! સખીઓ ઘણી–
મહાશ્વેતા પ્રતિ આવી, કહે છે "ચાલો પૂરી લણી."

૪૨

"હા ! હા ! હવે અરર–હાય ! ગૃહે જવાનું !
છોડી પ્રભુ, અરર ! આ અલગું થવાનું !"
સંયોગ શું–વિરહ શું ! નહીં કાંઈ જાણે !
તોયે મુનિ વગરનું સહુ તુચ્છ માને !

૪૩

જોઇ જોઈ નિહાળે છે–નિરીક્ષે છે–ફરી ફરી;
પરંતુ હાય ! અંતે તો જાય છે સખી સૌ મળી !

૪૪

"આહા ! હશે સુખી જગે જન કોણ આજ ?
કોને હશે સરવદા પ્રિય પ્રેમી સાથ !
જેના વિના અખિલ આ દુનીઆ અસાર,
રે ! ના મળ્યું પરમ તે સુખ ગાઢી વાર !"

૪૫

હતી જેહ પુરા બાળા, કાંઇએ જાણતી નહીં;
પ્રેમ વિના ફરે ગાંડી, આજ તેહ રતિ થકી.

૪૬

આંહી મુનિ પણ ફરે બનીને વિભાન,
ધારે પ્રિયા હૃદયનું કંઈ પ્રેમ ધ્યાન.
છોડી સ્વ આહ્નિક અને વળી સ્નાન ધ્યાન,
જુએ રહ્યા, વિરહી કોઇ ગૃહી સમાન.

૪૭.

કપિંજલ વિકૃતિ જાણી, તપસ્વી પુંડરિકની;
મિત્રના ધર્મથી તેવે, કહે છે આવી દુઃખી બણી.

૪૮

"અરે! આ શું-યોગ્ય? તપસી જનનું કર્મ સુહૃદ!
અરે! રે! તું ત્યાગી, વિષય વશ થૈ કેમ વિચર?
બને કાં તું મૂર્ખ, ક્ષણિક સુખમાં લુબ્ધ પરમ,
અહા! હા!! થૈ ત્યાગી, નહીં કંઈ ધરે કેમ શરમ!

૪૯

વૃત્તિના પૂર્ણ આવેગે, બુદ્ધિ નાસી ગઈ હતી;
મિત્રની વાણી તો તેથી, કાનમાંજ રહી હતી.

૫૦

દીસે હજી પણ સ્થિતિ તહીં એજ એજ;
લાગ્યો કપિંજલ તણો નહીં બોધ લેશ.
વારિ ખસે તરત તપ્ત શિલાથી જેમ-
નાઠો કપિંજલ તણો સહુ બોધ એમ.

૫૧

બોલતાં ચાલતાં કાંઇ, મહાશ્વેતા વિના નહીં;
રમ્ય સ્થાનો દીસે તેમાં, જુએ પુનઃ પુનઃ જઈ.

कुसुम.

# ॥ तंत्रविद्या ॥

## ( दक्षिण तथा वाममार्ग )

## । प्रवेशिका ।

### ॥ प्राकृतिक सृष्टिमां आध्यात्मिक नियम ॥

( અનુસંધાન પૃષ્ઠ ૩૬ થી. )

આંતર સત્યસિદ્ધાંત ઉપર સર્વ ધર્મોનો આધાર છે; સર્વેમાં, વિવિધ સંપ્રદાય પંથ સમાજમાં અનેકરૂપ ધારણ કરતો એક પ્રકારનો બાહ્ય શણગાર જોવામાં આવે છે, તથાપિ સર્વેનો સત્ય સિદ્ધાંતનો તેનો તેજ મૂલ આધાર હોય છે, બાહ્ય સ્વરૂપોના આંતરૂમાં ઉતરીને જો આપણે વિવિધ સંપ્રદાય પંથસમાજોની અન્યોન્ય સાથે સરખામણી કરીએ તો સર્વે ધર્મોમાં આ સત્ય સિદ્ધાંત, એક અને તેનો તેજ માલૂમ પડી આવે છે. સર્વે ધર્મોમાં આ સત્યને થોડી અથવા વધારે રૂપકરૂપ આલંકારિક ભાષામાં છુપાવવામાં આવ્યું છે, સૂક્ષ્મ અને અદૃશ્ય શક્તિપોને સજીવન બનાવવામાં આવી છે અને પથ્થર અથવા લાકડામાં કોતરેલી મૂર્તિઓમાં દર્શાવવામાં આવી છે; અરૂપ અને યથાર્થને માયાવિ સ્વરૂપોમાં ચિતરવામાં આવ્યું છે. અક્ષરો, ચિત્રો, અને મૂર્તિઓમાં દર્શાવાતાં આ સ્વરૂપો, અપક્વ મનના મનુષ્યના ધ્યાનમાં સત્ય સિદ્ધાંતો લાવવાના સાધનરૂપ છે. હજી વાચવાને અશક્ત બાલકોને મૂલાક્ષરચિત્રાવલિપોથિઓની જેટલી જરૂર છે, તેટલી જ સર્વ પ્રજાનાં મોટાં થયેલાં બાલકોને આ સ્વરૂપોની આવશ્યકતા છે; જેમ નાનાં બાલકો પાસેથી મૂલાક્ષરચિત્રાવલિપોથિઓ લઈ લેવી અને તેઓ ના સમજી શકે એવાં છાપેલાં પુસ્તકો વાચવાનું કહેવું, એ જેટલું બુદ્ધિ વિનાનું કાર્ય છે, તેમ મોટાં થયેલાં બાલકો તેમનાં પોતાનાં હૃદયોમાં વાચવાને શક્તિવાન થતા પૂર્વે તેમની પાસેથી તેમની મૂર્તિઓ ઝુંટાવી લેવી, એ પણ તેટલુંજ બુદ્ધિ વિનાનું, તર્ક વિનાનું કાર્ય છે.

જો શાસ્ત્રોમાં વર્ણવવામાં આવતા વ્યક્તિઓનાં વર્ણનો, હજારો વર્ષો ઉપર રહેતી અમુક વ્યક્તિઓના જીવનમાં બનેલા અમુક બનાવો સાથે જ માત્ર સંબંધ ધરાવતાં હોય તથા તેમનાં જીવનવૃત્તાંતો વર્તમાનમાં કોઈને પણ ભાગ્યેજ અભિર પ્રકારે આનંદ આપતાં હોય, તો વેદ પુરાણાદિ અને અન્ય ધર્મોનાં શાસ્ત્રોમાં આપવામાં આવેલાં વૃત્તાંતો ખીલકુલ નિરસ અને માલ વિનાનાં નિવડશે. વ્યાસ, નારદ અથવા વાલ્મિકના કૌટુંબિક બનાવોની અત્યારે આપણે શી જરૂર છે ? અમુક રાજાને ખરાં અથવા ખોટાં છોકરાં હતાં તથા તેમનું શું થયું, એ જાણવામાં આપણે શા માટે આનંદ માનવો જોઈએ? શંતનુ નામના રાજાએ પોતાના પુત્રોને ગંગાજીમાં પધરાવ્યા અથવા અમે તેમ કર્યું. તો

તેથી આપણે શું ? માંડવો અથવા ચંદ્રગુપ્તના દરબારમાં શું શું બનતું હતું એ જાણવા કરતાં, યુરોપના વિવિધ દેશોમાં તથા દુનિયાનાં આગલના અન્ય સ્થલોમાં અત્યારે વર્તમાનમાં જે જે બને છે તેથી ભોમિયા બનવું એ આપણા માટે અત્યંત આનંદ જનક અને અગત્યનું છે.

પરંતુ વેદપુરાણાદિ શાસ્ત્રોના સદ્‌ભાગ્યે—માત્ર તેમનો શી રીતે અભ્યાસ કરવો એટલું આપણે જાણીએતો—આપણા સદ્‌ભાગ્યે પણ, શાસ્ત્રોમાં સમાવેશ થતાં વૃત્તાંતો વાર્તાઓ, કોઇ પણ પ્રકારે પ્રાચીન કાલમાં થઇ ગયલા પુરૂષોના માત્ર ઇતિહાસોરૂપજ નથી, પરંતુ તેઓ હમેશાં અતિ ઉંડા અર્થ ધરાવતાં રૂપકો, કથાઓ રૂપ છે; શાસ્ત્રોના પ્રવર્તકો તેમજ ટીકાકારો ઘણું કરીને આ બાબત વિશે ઘણું થોડું જ જાણતા હોય છે.

વેદ, ઉપનિષદપુરાણાદિ જમાનાનાં પુરૂષો અને સ્ત્રીઓમાં, તે સમયે જીવતાં ધારવામાં આવતાં સામાન્ય મનુષ્યોના કરતાં ઘણા ઘણા વધારેનો સમાવેશ થતો હતો. તેઓ, નિત્ય પ્રવૃત્તિ પરાયણ આધ્યાત્મિક શક્તિયોના સજીવારોપણ, વ્યક્તિકરણ સમાન છે; આ શક્તિયો વિશે, પદાર્થવિદ્યા એટલું પણ જાણતી નથી કે તેમનું અસ્તિત્વછે; તેમના ઇતિહાસો શક્તિઓના કાર્યના એક પ્રકારના વૃત્તાન્તરૂપ છે, બ્રહ્માંડ અને તેના પ્રતિબિંબ રૂપ પિંડમાંના તેમના પરસ્પર સંબંધોનાં વર્ણન સમાન છે. તે આધ્યાત્મિક દૃષ્ટિ બિંદુથી માનવજાતના વિકાસક્રમના ઇતિહાસને ઉપદેશે છે.

જો આપણા પ્રાકૃતિક તત્વવેત્તાઓ, પૂર્વ અને પશ્ચિમનાં પ્રાચીન ધર્મ શાસ્ત્રો અને તત્વશાસ્ત્રોનો આંતરંગ અને આધ્યાત્મિક દૃષ્ટિ બિંદુથી અભ્યાસ કરે તો તેમને જાણવાની જીજ્ઞાસા છે એવા ઘણી બાબતો તેમના શિખવામાં આવશે. હજુ નિદ્રાવશ "આંતર્ પુરૂષ "ની સત્ય શક્તિયો કઇ કઇ છે, તે તેઓ શોધતાં શિખશે; મરજીમાં આવે ત્યારે ગૂઢ ચમત્કારો કરવા માટે આ શક્તિયોની જરૂર પડે છે. સીસા અથવા લોહને શુદ્ધ સુવર્ણમાં શી રીતે ફેરવી નાખવું તથા પ્રાણીઓને દેવોમાં શી રીતે બદલી નાખવા, એ વિષેના ઉપદેશો તેમને તેમાંથી મળી રહેશે.

પ્રાકૃતિ નિયમો ઉપર આધાર રાખવું એ એક સત્ય છે, કે પોતાના મનમાં અસ્તિત્વ ધરાવતું હોય તે વિના અન્ય કંઇપણ મનુષ્ય જોઇ શકતો નથી. જો એક મનુષ્ય પોતાનાં ચક્ષુઓ વીંચે તો તે કંઇ પણ જોઇ શકતો નથી; જો તેનું મન ભ્રમણાઓથી ઉભરાઇ ગયું હોય છે તો તેમાં સત્યને માટે લેશ પણ સ્થાન મળી શકશે નહિ, તથા ગૂઢ અર્થ સૂચવતાં રૂપકો પણ તેને મન તો અર્થ વિનાનાં ચિત્રો સમાન નિવડશે.

જો આપણાં બાલકો—નાનાં તેમ જ મોટાં સર્વે—મૂલ લેખનો અભ્યાસ કર્યાવિના માત્ર ચિત્રોને જ જોતાં હશે તો તેઓ આ ચિત્ર પ્રદર્શનોને જે હેતુ દર્શાવવાને તેમને ગોઠવવામાં આવ્યાં છે તે વસ્તુઓરૂપજ ધારી લેવાની ભૂલમાં ફસાઇ પડશે; સ્વરૂપો, આકારો માત્ર ભ્રમણાત્મક પ્રદર્શનો સમાન છે, તથા આકાર રહિત યથાર્થતાઓ દૃશ્ય થઇ શકતી નથી. વિચાર કરવા કરતાં માનવું ઘણું સહેલું છે, બાલકોએ બાલપોથિઓ-

માં એટલો બધો સમય ગાળવાનો નથી કે જેથી તેમની ઉચ્ચ કેળવણીની ઉપેક્ષા થાય. પોતાના વર્તમાન ઝમાનાના બાલ્યકાલમાંથી , માનવજાત પસાર થઇ ચૂકી છે તથા તે હવે વિશેષ બુદ્ધિ પૂર્ણ ખોરાક માગતી થઇ છે; વ્હેમનો ઝમાનો ચાલ્યો જાય છે, અને અભિપ્રાયો નહિ પરંતુ જ્ઞાન માટેની માગણી ચારે પાસ થઇ રહી છે; અમુક પ્રકારના પ્રયત્ન વિના એ જ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી. જો આપણે વિવિધ - સંપ્રદાયપંથસમાજોને તપાસીએ છીએ તો તેમાંથી આપણને ઘણું ઘણું સત્ય જડી આવે છે, પરંતુ જ્ઞાનવિના આપણે તેને પારખી શકતા નથી; યથાર્થ જ્ઞાન માત્ર સાક્ષાત વ્યાવહારિક અનુભવ વડે પ્રાપ્ત કરી શકાય છે. એક મનુષ્યે દર્શાવેલો અભિપ્રાય અન્યમાં માત્ર ત્યારે જ વિશ્વાસ ઉપજાવી શકે, કે જ્યારે તેના તે અથવા અન્યના તેના સમાન અનુભવ વડે તેને ટેકો મળી રહે છે. એક મનુષ્ય જે જાતે જાણતો હોય છે તેને જ સત્ય રીતે માની શકે છે, અને જેનો તેણે જાતે અનુભવ કર્યો હોય છે તેને જ માત્ર જાતે યથાર્થ રીતે જાણી શકે છે.

એક સત્યને જાણવું અને સમજવું, એ ઉભય વચ્ચે અત્યંત તફાવત છે. આપણે આપણા હૃદયથી એક સત્યને માનતા હોઇએ અને બુદ્ધિ વડે તેને ના માનતા હોઇએ. અન્ય શબ્દોમાં આંતર્જ્ઞાન વડે આપણે સત્યને અનુભવી શકીએ પરંતુ તેનું બુદ્ધિ વડે દર્શન કરી શકીએ નહિ. જો આપણો વર્તમાન ઝમાનો હૃદય વડે સત્યને અનુભવવાની શક્તિ કેળવે, અને પછીથી જે જાણ્યું હોય તેને બુદ્ધિ વડે તપાસવાની ટેવ રાખે તો સર્વત્ર સમાજની દશા એકદમ અતિ ઉત્કૃષ્ટ અને અતિ સુખી બની જાય. પરંતુ આપણા ઝમાનાનો એ મહાન્ શ્રાપ છે, કે બુદ્ધિશક્તિ હૃદયગત સત્યનો સ્વીકાર કરતી નથી. બુદ્ધિશાસ્ત્ર આત્માના જ્ઞાનને દબાવી દે છે, તથા માત્ર હૃદયજ સ્પર્શ કરી શકે એવી બાબતોને મહત્વાને ફાંફાં મારે છે

પોતાનો જેમાં વાસ છે એવા મંદિરોના ગર્ભાગારમાં વસવાને બદલે મનુષ્ય ત્યાંથી હમેશ માટે ગેરહાજર રહે છે, છાપરા નીચેના કાતરીઆમાં વસે છે; કાતરીવાની બારીઓ દ્વારા પદાર્થવિદ્યાના સિદ્ધાન્તો અને જીવનની અન્ય ભ્રમણાઓ માટે તે અવલોકન ચલાવે છે. રાત્રી દિવસ તેઓ ત્યાં ખડા રહીને તપાસ રાખે છે, કોઇ પણ પસાર થતો ભ્રમણાત્મક દેખાવ અવલોકનમાંથી સટકી જવા ના પામે તેની સંભાળ રાખે છે તેમનું ધ્યાન આવા નજીવા દેખાવોમાં મશગૂલ થયું હોય છે તેવામાં દૃષ્ટિમાં ના આવે તેમ ગર્ભાગાર અને ગૃહમાં ચોર લોકો પ્રવેશે છે, સમૃદ્ધિને લુટી જાય છે. પછીથી ગૃહનો વિનાશ થવાના અને મૃત્યુ આવવાના સમયે, જીવાત્મા હૃદયમાં અવતરે છે અને તેને શૂન્ય તથા ઉજ્જડ જુએ છે; જીવન સમયમાં બુદ્ધિમાં ભમતી સર્વ ભ્રમણાઓ ઉડીજાય છે અને મનુષ્ય, હૃદયમાં સત્યનું દર્શન નહિ કરવાને લીધે ખરેખર ગરીબ જ રહે છે.

માટે એકાદ ધાર્મિક સંસ્થાનો યથાર્થ ઉદ્દેશ એવો જોઇએ, કે કોઇ પણ મનુષ્યના અભિપ્રાયથી સ્વતંત્ર રીતે એક મનુષ્યને પોતાની મેળે સત્યનો અનુભવ મેળવવાની શક્તિ કેળવવાનો એક માર્ગ શિખવવામાં આવે. એક મનુષ્યને અન્યે દર્શાવેલા આમપ્રાયમાં માનવાનું કહેવું અને આવી માન્યતાથી સંતોષ પકડવો, એ તો તેને અજ્ઞાની રહેવા કહે

વા સમાન છે, તથા તેના પોતાના અનુભવ કરતાં અન્ય પુરુષમાં વિશેષ વિશ્વાસ રખાવવા સમાન છે. જ્ઞાન રહિત મનુષ્યમાં, કોઇ પણ પ્રકારનો યથાર્થ નિશ્ચય સંભવિ શકતો નથી, સત્ય શ્રદ્ધા બની શકતી નથી. જે દશાઓમાં તે જન્મ્યો હોય છે, ઉછર્યો હોયછે, અથવા ચારે પ્રાસ વીંટાયલો હોય છે, તેના ઉપર તેના એક અથવા અમુક સિદ્ધાંત અથવા પંથનો સ્વીકાર કરવાનો આધાર રહે છે. પોતાનાં માતપિતા અથવા પાડોશીઓને પરંપરા પ્રાપ્ત થયલા અથવા તેમનાથી સ્વીકારાયલા પંથને જ તે ઘણે ભાગે સ્વીકારે છે, અને જો તે એકમાંથી અન્ય પંથનો સ્વીકાર કરે છે તો ને સામાન્ય રીતે બોલતાં માત્ર ભાવાધિનત્વને લીધે, કોઇ સ્વાર્થી વિચારથી, તે ફેરફારથી પોતાની જાતે કંઇ લાભ પામવાની આશાથી હોય છે. આધ્યાત્મિક દૃષ્ટિ બિંદુથી આવા બનાવોમાં તેને કંઇ પણ પ્રાપ્ત થતું નથી; બુદ્ધિવિષયક દૃષ્ટિબિંદુથી, એક વ્હેમને બદલે અન્યનો ફેરફાર કરવા વડે તેને ઘણું થોડું જ અથવા કંઇ પણ મળવાનું નથી. સત્યપર્યંત આવી પહોંચવાનો માનવિ આશા રાખી શકે એવો માત્ર એટલો જ માર્ગ છે, કે સત્યનો સત્ય હોવા ખાતર જ પ્રેમ રાખવો તથા મનને સર્વ જાતના ભૂલ ભરેલા વિચારો અને પક્ષપાતી ભાવનાઓમાંથી છૂટું બનાવવું કે જેથી તેનો મનમાં પ્રવેશ બની શકે.

વર્તમાન દિનોની ધર્માંધતા માત્ર એક પ્રકારના ભીતિના ધર્મવિના અન્ય શું છે? મનુષ્યોને અશુભ કર્મનો ત્યાગ કરવાની ઇચ્છા નથી પરંતુ અશુભાચરણમાં મ્હાલવાની શિક્ષામાંથી બચવાની ઇચ્છા છે. તેમનો અનુભવતો તેમને શિખવે છે, કે પ્રકૃતિના નિયમો ફેરફાર થઇ શકે એવા નથી, તથાપિ તેઓ વિશ્વમાન્ય નિયમના વિરૂદ્ધ વર્તવાનું ચાલુ રાખે છે. તેઓ ફેરફાર વિનાના એક ઇશ્વરમાં શ્રદ્ધા હોવાનો દાવો કરે છે, તથાપિ તેનો જ નિયમ ભાગવાની ઇચ્છા થતાં તેઓ તેની સહાય માટે પ્રાર્થના કરે છે. નિયમમાં વર્તતી વિશ્વમાન્ય સત્તા, એજ માત્ર સંભવિત ઇશ્વર છે, જે સ્વતઃજ પ્રકૃતિમાં વસતા આત્માના નિયમરૂપે છે તથા તેનો કદાપિ ફેરફાર થઇ શકે એમ નથી, આવી ઉચ્ચ ભાવના પર્યંત તેઓ ક્યારે વિકાસ પામશે? નિયમનો ભંગ કરવો, એ આપણું આંતર્‌માં વસતા ઇશ્વરને ભાગી નાખવા સમાન છે, આ પ્રમાણે તેનો ભંગ થયા પછી તેની માફી માગવાનો માત્ર એટલો જ માર્ગ છે, કે નિયમની શ્રેષ્ઠતાનું પુનઃસ્થાપન કરવું તથા આપણા અંતર્‌માં નવીન ઇશ્વિર ઉપજાવી કાઢવો.

અન્યના અભિપ્રાયોનો અભ્યાસ કરવો તથા તેમને આપણા સ્મૃતિ પુસ્તકમાં સંગ્રહી રાખવા, એ કદાચ સારૂં ગણાતું હશે, પરંતુ આમાંજ આત્મજ્ઞાનનો સમાવેશ થાયછે, એમ માનવાનું નથી. વિશ્વના મહાન્ જીવન્મુક્તોના નિર્વીવાદીત સિદ્ધાંતો પણ આપણને માત્ર શિક્ષણ આપી શકશે, પરંતુ કોઇ પણ પ્રકારનું સત્યજ્ઞાન આપી શકશે નહિ. તેઓ તો માત્ર માર્ગ દર્શાવી શકે, પરંતુ નિઃશ્રેણિ ઉપર ચઢવાનો પ્રયત્ન તો આપણે જાતે જ કરવાનો છે. જો આપણે તેમના સિદ્ધાંતોને અંતિમ ઉદ્દેશરૂપે સ્વીકારીએ, કોઇ પણ પ્રકારની વિશેષ આંતર તપાસ વિના સ્વીકારીએ તો પાછા આપણે એક 'પ્રમાણને માટે શ્રદ્ધાની એકાદ સંસ્થામાં આવી પડીશું. જ્ઞાન બલ અર્પે છે, શંકા ઇચ્છાશક્તિને નિર્બલ બનાવે છે. પોતે ચાલવાને સમર્થ છે, એવું નહિ માનનાર મનુષ્ય, જ્યાં સુધી તે પ્ર-

માણે માનતો નથી ત્યાં સુધી ચાલવાને શક્તિવાન થતો નથી. જે મનુષ્ય અનુભવથી જાણે છે, કે પોતે પોતાની જાતનું શાસન કરી શકશે, તેજ તેમ કરવાને શક્તિવાન થાય છે. જે પોતાની જાત ઉપર આધિપત્ય ભોગવે છે તેજ પોતાથી અધોભાગનાનાં ઉપર આધિપત્ય ભોગવી શકશે, કારણ કે અધમ ઉપર ઉચ્ચ આધિપત્ય ભોગવે છે; આત્માનો સંપૂર્ણ જ્ઞાનાનુભવ મેળવેલા મનુષ્ય કરતાં અન્ય કંઇ પણ વિશેષ ઉચ્ચ નથી.

આત્માનું જ્ઞાન, એ આત્મ—જ્ઞાન સમા છે, એટલે ગમે તેવી બાહ્ય સત્તામાંથી આવતા હોય તો પણ કોઈ પ્રકારના સિદ્ધાંતો અથવા વિવાદોથી સ્વતંત્ર રીતે પોતાના આત્મજ્ઞાન સમાન છે. જો આપણે આપણા પોતાથી બહારના ધારી લીધેલા કોઇ પ્રમાણ ભૂત પુરૂષોનાં સિદ્ધાંતોનો અભ્યાસ કરીએ તો આપણે આવા પુરૂષનો સત્યના સબંધમાં શો અભિપ્રાય છે, એટલું જ શ્રેષ્ઠ રીતે જાણી શકીશું, પરંતુ તેથી કંઇ અવસ્ય કરીને આપણે સત્યના એક પ્રકારના આત્મ-જ્ઞાન પર્યંત આવી પહોંચતા નથી. દષ્ટાંત તરીકે, શંકરે ઇશ્વર વિશે જે ઉપદેસ્યું છે તે આપણે શિખિએ તો તેથી તેઓ જે જાણતા હતા અથવા જાણતા હતા એમ મનાતું હતું તેટલુંજ આપણે જાણી શકીએ છીએ પરંતુ આ સર્વ છતાં જો આપણા હૃદયમાં વસતા ઇશ્વરનો અનુભવ મેળવવામાં જાગ્રત નથી બનતા તો આપણે ઇશ્વરને પીછાની શકતા નથી. સર્વ મનુષ્યો કરતાં અતિ બુદ્ધિ વાળા મનુષ્યનું જ્ઞાન પણ જો આપણને આપવામાં આવે તો જ્યાં સુધી તેનો આપણી પોતાની જાતમાં અનુભવ નથી બન્યો ત્યાં સુધી આપણે માનવ જીવાત્મામાં પ્રવેશી શકતા નથી. જ્યાં સુધી આપણે પોતાના જીવાત્માનેજ ના પીછાનીએ ત્યાં સુધી અન્યના જીવાત્મામાં આપણે શી રીતે પ્રવેશ પામવાના છીએ ? માટે આત્માનું જ્ઞાન, એજ સર્વ પ્રકારના યથાર્થ જ્ઞાનનો પ્રારંભ છે; આત્માનું જ્ઞાન, બુદ્ધિની ભ્રમણાઓનું નહિ.

બાહ્ય પદાર્થવિદ્યા માનવિ વિશેનું કોઇ પ્રકારનું સત્યજ્ઞાન આપે છે ? તેની અવલોકન શક્તિનો પ્રદેશ, સ્થૂલ યંત્રોની સહાયવાળી સ્થૂલઇન્દ્રિયોની દર્શન શક્તિવડે સંકુચિત બનેલો છે; સ્થૂલથી પારવર્તતા કંઇને પણ શોધવાનાં તેની પાસે સાધનો નથી, તે અદૃશ્યના મંદિરમાં પ્રવેશી શકતી નથી, જેમાં યથાર્થ વસ્તુ વસે છે એવા માત્ર બાહ્ય સ્વરૂપને તે જાણે છે. મનુષ્ય કેવો દેખાય છે, એટલું જ તે જાણે છે, પરંતુ તે કેવો છે, એ તેના જાણવામાં જરા નથી, અગત્યના અને યથાર્થ પુરૂષ વિષે કોઇ પણ પ્રકારે બીલકુલ તેના જાણવામાં નથી; કોઈ કોઈવાર તો તેના અસ્તિત્વનો પણ નકાર ભણે છે. હજારો વર્ષો પૂર્વે ઋષિયો જે પ્રશ્નને ચર્ચતા હતા, તે સિદ્ધાન્તમા નિરાકરણની તેની પાસેથી આશા રાખવી તદ્દન વ્રથા છે.

લોકમાન્ય ધર્મસંસ્થાઓ માનવિ વિશે કંઈ સત્ય જ્ઞાન પૂરૂં પાડે છે ? સામાન્ય તત્વવિદના ભાલવિનાના નામથી વ્યવહરાતા ગૂઢસત્વવિશેની ભાવના વર્તમાન પદાર્થ વિદ્યાના એક ઉસ્તાદના જેટલી જ સંકૂચિત હોય છે. તે મનુષ્યને એક વ્યક્તિવાચક સત્વરૂપે જુએ જુએ છે; જેમના અતિઅલ્પ વ્યક્તિત્વની આસપાસ અતિમહાનના સ્વાર્થો વળગેલા હોયછે એવી અન્યવ્યક્તિઓથી તેને ભિન્નરૂપે જુએ છે. મૂખ્યધાર્મિક સંસ્થાઓના સ્થાપકોના ઉચ

દેશને તે ભૂલિ જાય છે, કે મૂલ અને મુખ્ય મનુષ્ય એક વિશ્વવ્યાપક શક્તિ સમાન હતું, એક યથાર્થ મનુષ્ય એક સંપૂર્ણતારૂપ છે, તેના વિભાગ થઈ શકે એમ નથી, તથા માનવિનું જાતિ સ્વરૂપ માત્ર આત્માને વસવાના ક્ષણિક મંદિર સમાન છે.

સામાન્ય તત્વવિદોથી ધારણ થતા લોકમાન્ય અભિપ્રાયો, સત્યધર્મે જે ઉપદેશો છે તેનાથી વિરૂદ્ધ રીતે સ્વાર્થના આધારવાળા બન્યા છે, તેનું કારણ માનવિની યથાર્થ પ્રકૃતિના અજ્ઞાનમાંથી પેદા થતી અશુભ ભાવનાઓ જ છે. ઇહઅથવા પરલોકમાં, "વ્યક્તિ વાચક સ્વ" ના નામથી વ્યવહરાતા હિસાબ વિનાના પરપોટાને કોઈ કાલ્પનિક પુરૂષ તરફથી મળવાના લાભ વિશે, કેટલાક મતવાળાઓ બુમો પાડી મૂકે છે. કંઇ પણ હિસાબ વિનાના આવા દરેક ટુંકી દ્રષ્ટિવાળા, અન્ય સર્વના કરતાં પોતે જાતે જ બચવાની ઇચ્છા રાખે છે; અન્યના મોક્ષ વિશે વિચાર કરવો એ પછીની વાત છે. તેઓ જાતે યોગ્ય નથી એનો કંઇક લાભ મેળવવાની આશા રાખે છે, અમુક વ્યક્તિવાચક દેવની કૃપામાં પોતાની જાતને ઘુસાડી દેવા માગે છે, ઇશ્વર સમક્ષ પોતા સંબંધિ તકરાર કરવા માગે છે, "અશુભને" તેનો યોગ્ય બદલો આપવામાંથી છેતરવા માગે છે, સ્વર્ગના સામ્રાજ્યમાં તેમની ખામીઓને દાણ ચોરીથી લઇ જવા માગે છે.

કોઇપણ બાહ્યધાર્મિકસંસ્થાનો માત્ર બુદ્ધિગમ્યઉદ્દેશ સંભવિ શકે તે એટલો જ છે કે મનુષ્યને અધમ દશામાંથી ઉચ્ચદશામાં ચઢાવવો, જ્યાં તે માનવ કુટુમ્બના એક કુટુમ્બી રૂપે પોતાની યથાર્થ મહત્તાની શ્રેષ્ઠભાવના બાંધી શકે. જો મનુષ્યને આ યથાર્થ આત્માનું જ્ઞાન આપવાનો કોઈ પણ સંભવ હોય તો, આવું જ્ઞાન આપવાનાં ઉત્તમસ્થાન મંદિરો છે; પરંતુ આમ સિદ્ધ થવા માટે સત્યના અધિકાર, રૂપપક્ષના ઉપર આધિપત્ય ભોગવતા હોવા જોઇએ, ધર્મના સ્વાર્થો અને "મંદિરના સ્વાર્થ" એ વાક્યોએ અદલબદલ થતાં અટકવું જોઇએ, તથા આ સૃષ્ટિમાં અથવા સિદ્ધાન્ત વિષયક અન્ય સૃષ્ટિમાં મળવાના કેટલાક સ્વાર્થી જાતિય લાભોની તૃષ્ણાને બદલે આત્મજ્ઞાનના ખડક ઉપર મંદિરનું પુનઃ સ્થાપન થવું જોઇએ.

જે સ્વાર્થી વિચારોથી દોરાય છે તે જ્યાં સ્વાર્થી વિચારો અસ્તિત્વ ધરાવતા નથી એવા સ્વર્ગમાં પ્રવેશ કરી શકતા નથી. જેને સ્વર્ગ માટે બીલકુલ દરકાર નથી પરંતુ જે દશામાં હોય તેમાં સંતોષ વળે છે તે ક્યારનો એ સ્વર્ગમાં છે; અસંતોષી પુરૂષો આ માટે વૃથા બૂમો માર્યા કરે છે. જાતિય કામનાઓ તૃષ્ણાઓ વિનાના થવું; એ જ સ્વતંત્ર અને સુખી થવા સમાન છે. જેમાં સ્વાતંત્ર્ય અને સુખ વર્તે છે એવી એક દશા વિના "સ્વર્ગ"નો અર્થ અન્ય કંઇ પણ નથી. બદલાની આશાથી લલચાઇને 'પરોપકારી કૃત્યો કરનાર મનુષ્ય,' બદલો મળતા સુધી સુખી થતો નથી; અને જો તેને તેનો બદલો મળે છે તો તે મળતા સાથે જ તેના સુખનો અંત આવે છે. જ્યાં સુધી કંઇક કાર્ય કરવાનું છે અને પાર ઉતારવાનું નથી ત્યાં સુધી કોઈ પ્રકારનાં નિત્ય શાંતિ અને સુખ સંભવિ શકતાં નથી; કર્તવ્યોનું સંપૂર્ણ આચરણ પોતાનો બદલો મેળવે છે.

બદલાની આશાપૂર્વક શુભકાર્ય કરનાર મનુષ્ય સ્વતંત્ર નથી. તે આત્માનો એક ચાકર છે, આત્માના લાભ માટે કાર્ય કરે છે, પોતાના ઇશ્વર માટે કાર્ય પરાયણ થતો નથી. તેટલા માટે તેને બદલો આપનારી ઇશ્વરની સત્તા નથી; તે માત્ર પોતાનાં ક્ષણિક પરિવર્તનો પાસેથી જ બદલાની આશા રાખી શકે.

સ્વાર્થી હેતુથી પ્રેરાઇને અશુભ કાર્યો કરનાર મનુષ્ય સ્વતંત્ર નથી. જે અશુભની ઇચ્છા કરે છે પરંતુ ભીતિથી અટકી રહે છે તે પોતાની જાતનો શાસક નથી. જે વિશ્વની શ્રેષ્ઠ શક્તિનો પોતાના હૃદયમાં અનુભવ કરે છે તે સ્વતંત્ર થાય છે. જેની ઇચ્છા શક્તિ વ્યક્તિવાચક સ્વથી નિયમાય છે તે પોતાની જાતનો ગુલામ છે, પરંતુ જેણે એ કહેવાતા "સ્વને" સ્વાધીન કર્યું હોય છે તે ઉચ્ચજીવનમાં પ્રવેશે છે તથા એક શક્તિસમાન થઈ પડે છે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

---

# ॥ ધર્મોની બંધુતા. ॥

( અનુસંધાન પૃષ્ઠ ૧૯૬ થી. )

### સામાન્ય રૂપકો.

પ્રાચીન અને અર્વાચીન ધર્મોનાં મંદિરો, કબરો અને અન્ય બંધારણોમાં સર્વત્ર તેનાં તેજ રૂપકો મળી આવે છે.

આપણે ક્રોસનું દૃષ્ટાંત લઇએ. ક્રાઇસ્ટના નામથી વ્યવહારાતા ઇસુસ પૂર્વનાં ઘણાં વર્ષોથી ધાર્મિક ચિહ્ન તરીકે દુનિયામાં સઘળે ક્રોસનો ઉપયોગ કરવામાં આવે છે, એ માત્ર દલિલખાતર એક સત્ય બાબત નથી પરંતુ સામાન્ય વાચન માટે છે. પ્રાચીન શોધ ખોળે આ બાતને ભૂતકાલ માટે સિદ્ધ કરી છે; મુસાફરી કરતાં કરતાં અવલોકન વડે વર્તમાનમાં આ બાબત સિદ્ધ થાય છે. બાલક રોમનો જન્મ થતા પૂર્વેનો એટ્રુરકન કાયદો પ્રાચીન હતો. એટ્રુરકન કબરો એટલી બધી પ્રાચીન હતી કે જ્યારે તેમાંની કેટલીકને વર્તમાનદિનોમાં ઉઘાડવામાં આવી ત્યારે વાયુના વાતા સુસવાટાવડે અતિ ઝીણી રજકણ બનીને ઉડી જતા પૂર્વે એકમૃત દેહનો ભાગ્યો તૂટ્યો આકાર, માત્ર તેમાં પ્રવેશનાર પ્રથમ પુરૂષનાજ જોવામાં આવ્યો. જો કે માનવદેહ તો ધૂલમાં મળ્યો હતો તથાપિ તેનાં કાર્યો અવશેષ રહ્યાં હતાં, તેના પાદ આગળ પડેલાં પ્યાલો, રકાબી કલશ આદિ વાસણોવડે તેના ધર્મનું સૂચન થાય છે. આ કુંભાર કામના નાના ટુકડાઓ ઉપર ક્રોસનું ચિહ્ન માલમ પડી

આવતું હતું, તથા બારીક રજમાં મળી જનાર માનવદેહ, અમર જીવનની ખાત્રીમાં મરણ ઉપર વિજય પામતો મરણુ શરણુ થયો છે, એટલું સ્પષ્ટ થઈ આવતું. આ ચિન્હ ઇજીપ્તમાંથી—જેમાં તેને ક્રૉસ આકારના મિનારા ઉપર કોતરવામાં આવ્યું છે, સુગંધિ દ્રવ્યોથી રક્ષિત મૃત દેહોને જાળવી રાખવાના અંદરના ઓરડાઓ ઉપર ચિતરવામાં આવ્યું છે, દેવલની દિવાલોને તેના વડે શણગારવામાં આવી છે—આસિરિયા, ચેલ્ડીયા, હિંદમાંથી પૂર્વમાં ચીનમાં પસાર થયું. આસિરિયાનાં નળીયાં ઉપર, ચેલ્ડીયાના કુંભાર કામમાં, હિંદનાં મંદિરો, ચિનનાં દેવલો ઉપર, જીવનના કીમતિ ચિહ્ન તરીકે ક્રૉસ મળી આવે છે.* પાસિફિકને માર્ગે હજુ પણ આગળ અમેરિકા પર્યંત મુસાફરી કરો; મેક્ષિકોમાં અડગ શીલાઓથી ખોદી કઢાતાં મય લોકનાં પ્રાચીન દેવલો આગળ ઉભા રહીને પ્રજોત્પત્તીવર્ન સ્વરૂપમાં ફરી વળી એકવાર જણાઈ આવતા ક્રૉસના ચિહ્નને જુઓ. આટલાંટિક મારફતે વળતી મુસાફરી કરીને સ્કેન્ડીનેવીઆમાં ઉતરો, અને પ્રાચીન દંત કથાઓમાંથી થૉર દેવના હથોડા વિશે તમારા સાંભળવામાં આવશે, વળી આ પણ ક્રૉસનું જ ચિન્હ છે. શુદ્ધ રીતે ધાર્મિક મકાનોને રહેવા દઈને પ્રાચીનરૂપકોના ખજાના રૂપ દ્રિમેસનોના દેવલ તરફ લક્ષ ફેરવો, અને ત્યાં પણ પ્રાચીન ઇજીપ્તમાંથી આણેલું પાટલપુષ્પ ઉપરનું ક્રૉસનું ચિહ્ન તમારા જોવામાં આવશે.—ક્રૉસ જીવનના ચિહ્નરૂપે છે, પાટલપુષ્પ જડ તેમજ રહસ્યના ચિહ્ન રૂપે છે. આટલું જ નહિ પરંતુ કોતરેલું અથવા જવાહિર તરીકે પહેરેલું આર. ઇબલ્યુ. એમનું ચિહ્ન પણ માત્ર ક્રૉસને જ દર્શાવે છે.

શા માટે આ પ્રમાણે ક્રૉસનું ચિહ્ન સર્વ માન્ય થઇ પડયું છે? કારણુ કે તે જડ ઉપર વિજય પ્રાપ્ત કરેલા ચૈતનનું ચિહ્ન છે. ચેતન તેને આકારમાં ગોઠવે છે, ઘડે છે, પોતાનો સંસ્કાર ધારણુ કરવાની ફરજ પાડે છે. તે ઉત્પાદક શક્તિનું ચિહ્ન છે; તે જડનાં બંધનોમાં પોતાનો ભોગ આપતા શ્રેષ્ઠ ઇશ્વનું ચિહ્ન છે પાછળના આધ્યાત્મિકતા રહિત દિનોમાં પરમ વસ્તુના ઉચ્ચને બદલે અધમપક્ષથી તે ઉત્પાદક શક્તિનું ચિહ્ન થઈ પડ્યું; કારણુ કે વ.માચારના ચિહ્ન તરીકે ક્રૉસ, જે વિશે વર્તમાનદિનોમાં આટલું બધું કરવામાં આવે છે તે માત્ર સ્વર્ગમાંથી પૃથ્વીમાં નીચે ખેચી આણેલો ક્રૉસ છે; યથાર્થ સત્ય દૃષ્ટિ બિંદુથી તપાસતાં, મનુષ્યો, પ્રાણીઓ, વૃક્ષોમાંની ઉત્પાદક શક્તિ, જેમાંથી આપણે સર્વે ઉત્પન્ન થયા છીએ એવા વિશ્વવ્યાપક જીવનના સ્થૂલ જડમાંના પ્રતિબિંબ રૂપ છે. જો કે અધમાધમ ઉપયોગમાં અધઃપાત છે, તો પણ ખરેખર આ પવિત્રમાં પવિત્ર શક્તિયો છે. સહજ સંક્રાંતિવડે, મરણમાંથી ખાત્રી ભર્યા પુનર્જન્મના, અમરત્વની ખાત્રીના ચિહ્ન રૂપે પણ ક્રૉસ છે. તો કોણુ એમ કહી શકશે કે: કોઈ પણ પ્રકારના બહિષ્કારના અર્થમાં

---

* હિંદનાં મંદિરોમાં ક્રૉસ કરતાં સ્વસ્તિકનું ચિહ્ન મળી આવવું વિશેષ ઉપયુક્ત લાગે છે. સ્વસ્તિકનું ચિહ્ન સર્વત્ર ફેલાતાં ક્રિશ્ચ્યન ધર્મમાં ક્રૉસરૂપે અવતર્યું હોય એમ લાગે છે. ઉપર ક્રૉસ વિશે કહેવાય છે તેને સ્વસ્તિકના ચિહ્નને લગાડતાં હિંદુધર્મની સર્વે માન્યતા ઉપર વિશેષ અજવાળું પડે, એ વિચારવા જેવું છે.

ઉપતંત્રી.

"ક્રૉસ મારો છે"? સર્વનો સમાવેશ કરનારરૂપે "મારો" છે. કોઇનો પણ બહિષ્કાર નહિ કરનાર રૂપે મારો છે.

એક શિરોબિન્દુ ઉપરિભાગમાં અને અન્ય શિરોબિન્દુ અધો ભાગમાં, એવા બેવડા ત્રિકોણનું કેમ ? આ ચિહ્ન પણ ક્રૉસના જેટલું જ સર્વ માન્ય છે, ચેતન અને જડના મિશ્રિત બનવાનું, પ્રાચીન સૃષ્ટિના અગ્નિ અને પાણીનું ચિહ્ન છે. પદ્મમાંના મણિરૂપ, માનવમાંના આત્મારૂપ પંચબિંદુ તારકનો વિચાર કરો. સપ્તબિંદુ તારક, નવ બિંદુતારક, કેન્દ્રમાં બિંદુવાળુ અથવા ક્રૉસવાળું અથવા ઉપર અથવા નીચે ક્રૉસવાળું વર્તુલ, કોણાં તરગત અથવા એકલી અક્ષિ, વિષ્ણુ અને કુમારિકામેરિનું કમલ પુષ્પ, ચીન, જાપાન, હિંદ, ટીબેટ, ગ્રીસ, રોમ, સ્કેન્ડીનેવીઆની ભ્રમણ કરતી ગદા અથવા વજ્ર, શુભાશુભનો સર્પ અને પાંખોવાળો કાલ્પનિક સર્પ, ફલ અને વૃક્ષ, આ સર્વ વિશે ઘણું ઘણું વિચારવાનું છે, પરંતુ સામાન્ય રૂપકોનો એક અલ્પ અંશ વર્ણવવામાં સમયમને બાધ કરે છે; આ રૂપકો બહુ પહેલાંની પ્રાચીનતામાં સામાન્ય હતાં જેનાં ચિહ્નો અને આજકાલના કારીગરોએ બાંધેલાં મંદિરો, દેવલો, અવશેષ રહ્યાં છે. મુંડન, વસ્ત્રપરિધાનાદિ ક્રિયા અને આચારોનાં રૂપકો વિશે મારાથી બોલકુલ કહી શકાયું નથી; આચારવિષયક નિશાનીઓ અને રૂપકરૂપ અભિષેકનાં હદપારનાં વર્ણનો વિશે મારાથી બોલી શકાયું નથી.

માત્ર એક ઇશ્વર, એક પ્રકૃતિ અને એક ધર્મ છે, સર્વ ધર્મોની સામાન્ય ભાષારૂપક વાદ છે. જે વડે તેઓ, પ્રાચીન પરંતુ હમેશાં નવીન **પ્રજ્ઞા-ધર્મમાંથી, વિશ્વ-ધર્મમાંથી** પોતાની ઉત્પત્તિ થયાનું કહી શકે છે. આ વડે તેઓ ઇશ્વર અને પ્રકૃતિ વિશેના નિલસલ સિદ્ધાંતોને સૂચવે છે; માનવજાતના વડિલ ભ્રાતાઓએ આ પ્રકારે સૂચના મળવા માટે જ આમની યોજના કરી હતી. રૂપકવાદ સામાન્ય ભાષા છે અને તેને વાપરનાર કોઈ પણ ધર્મ—સર્વ તે વાપરે છે—શ્રેષ્ઠ હોવાનો દાવો કરી શકશે નહિ.

## સામાન્ય સિદ્ધાંતો.

હવે આપણે મહાન્ ધર્મોમાં સમાવેશ થતા સામાન્યસિદ્ધાંતો વિશે વિચાર ચલાવીએ; આથી માલૂમ પડી આવે છે, કે જેના ઉપર દરેક ધર્મનો આધાર છે એવા પ્રધાન સત્યસિદ્ધાંતો એક સામાન્ય આધારરૂપ બંધારણ પૂરૂં પાડે છે.

આ મુખ્ય સિદ્ધાંતો શા શા છે? "ઇશ્વર" ની એકતા, દિવ્ય આવિર્ભાવની ત્રિમૂર્તિ સ્થૂલપારનાં દેવગણો અને તેમની સૃષ્ટિયો, માનવની પ્રકૃતિ, તેનો વિકાસ, મહાનિયમો, આ કેટલાક મુખ્ય સિદ્ધાંત છે અન્ય સિદ્ધાંતો છે, પરંતુ આવા એક ટુંક સારમાં આપણે અતિ અગત્યનાનોજ વિચાર ચલાવીશું.

૧. **"ઇશ્વર"ની એકતા.** કયો ધર્મ આ સિદ્ધાન્ત પોતાનો એકલાનો હોવાના દા-

વાનો હક ધરી શકશે? હિંદુને પૂછો; તે પ્રતિઉત્તર વાળે છે: "અન્ય વિનાનો માત્ર એકજ." પારસિને પૂછો અને તે અનહદ ઝરવાને અકરના વિશે ઉપદેશે છે. હિબ્રુને પૂછો, તે કહે છે, "હે ઇઝ્રાએલ! સાંભળ, પ્રભુરૂપ આપણો ઇશ્વર તે એક પ્રભુ છે." બુદ્ધધર્માનુયાયિને પૂછો અને તે વિશ્વાદિનો જેમાંથી પ્રભવ થાય છે એવા અજન્મા, સર્વવ્યાપક એક વિશે ઉપદેશે છે. ક્રિશ્ચ્યન ધર્માનુયાયીને પૂછો, તે ઉત્તર વાળે છે, "એક જ ઇશ્વર છે." ઇસ્લામના પુત્રને પૂછો, તે બોલી ઉઠે છે: "ઇશ્વર તે ઇશ્વર છે, અને અન્ય કોઇ પણ નથી." ઇસ્લામ ધર્મના મહાન્ સુફીઓ અને હિંદુધર્મના વેદાન્તિ પંડિતો, એક વિશ્વ વ્યાપક સત્તાવિશે બરોબર સમાન દૃષ્ટિ બિંદુથી વિચાર ચલાવે છે; આ વિચારો હિંદુધર્મ અને મહમદીયધર્મ વચ્ચેના એકાદ પૂલ સમાન છે, જેના ઉપરથી ભાવિનાદિનોમાં અનેક જીવો પસાર થશે, એમ આપણે આશા રાખીએ. દરેકના આવા નિરપેક્ષ સિદ્ધાંતો હોવા છતાં એક્તાના પ્રશ્ન વિશે ધર્મો તકરાર કરી શકશે નહિ. દરેક ધર્મ જે સર્વ કરી શકે તે એટલું જ છે કે એક મહાન્ સત્યને વિવિધ પ્રકારનાં વસ્ત્ર પરિધાન કરાવવામાં આવે છે, જુદાં જુદાં નામોથી વ્યવહરવામાં આવે છે. પરંતુ એક મનુષ્ય ગમે તો પોતાનો ડગલો બદલે તો પણ તેનો તે જ મનુષ્ય રહે છે, અને એક સત્ય વિવિધ ભાષાઓમાં બોલવામાં આવે તો પણ તેનું તેજ સત્ય રહે છે. દરેક ધર્મને તેની પોતાની ભાષા હોય છે, તથા ભાષાની વિવિધતા માન્યતાની એકતાને છુપાવી રાખે છે.

૨. **દિવ્ય આવિર્ભાવની ત્રિમૂર્તિ.** આ ત્રિમૂર્તિનો સિદ્ધાન્ત ખાસ કરીને પોતાનો એકલાનો હોવાનો કયો ધર્મ દાવો કરી શકશે? ભૂતકાલના મૃતપ્રાય ધર્મો, વર્તમાનના 'સજીવન' ધર્મોને આ બાબત વિશે વિશેષ બલવાન્ બનાવે છે—તે ધર્મો સર્વ મૂલ સત્ય સિદ્ધાંતો વિશે ખરેખર આ પ્રમાણે જ વર્તે છે. તત્વશાસ્ત્ર પરાયણ હિંદુ કહે છે: **સત્, ચિત્, આનંદ**; લોકમત ઉદ્‌ઘોષ કરે છે: **બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ.** બુદ્ધધર્માનુયાયીઓ, અનહદ પ્રકાશરૂપ **અમિતાભ, અવલોકિતેશ્વર** અને **મંજુશ્રી** વિશે ઉપદેશે છે. પારસિઓ, **અહુર્મઝ્દ, સ્પેન્તો**—(અને અંગ્રો) **મન્યુશ** અને **અર્મૈતિ** વિશે કહે છે. હિબ્રુઓ, **કેથર, બીનાહ** અને **ચોકમાહને** વર્ણવે છે. ક્રિશ્ચનો, પિતા, પુત્ર, અને પવિત્રપ્રેત વિશે ઉપદેશે છે. માત્ર મુસલમાનો જ કેટલાંક સ્પષ્ટ ઐતિહાસિક કારણોને લીધે આ એકતાલ સંગિતમાં જોડાઈ શકતા નથી. ક્રિશ્ચન ઉપદેશને મળતું આવતું, "તે ઉત્પન્ન કરતો નથી તેમ ઉત્પન્ન થતોએ નથી." એવું તેઓ કહે છે; તથાપિ અલકુરાનમાંથી પરમતત્વની ત્રિવિધતાના ખાસ લક્ષણરૂપ **સમર્થ**, દયાળુ, અને **જ્ઞાની**ના ગુણો પ્રકાશી નિકળે છે. આ દરેક વિભાગનાં ખાસ લક્ષણો સ્પષ્ટ રીતે મનમાં રાખવાથી આ ત્રિવિધતા ઉત્તમ રીતે સમજી શકાય છે—પ્રથમ, નિત્ય આનંદના, આત્મસ્થિતિના શક્તિના ઉત્પાદકરૂપે છે; દ્વીતિય, ચૈતન્ય, ચિત્તના મૂલ કારણરૂપ છે, તેમાંથી અવતારો સંભવે છે; તૃતિય, વિશ્વને અસ્તિત્વ આપનાર પ્રવૃત્તિમાન ઉત્પાદક મનના મૂલસ્થાનરૂપ છે.

૩. **સ્થૂલપારનાં દેવગણો.** આ સંબંધમાં ઉપર વર્ણવાયલા ભાષાના, વાણીનાં

ભેદને લીધે ઘણો મતભેદ ઉત્પન્ન થયો છે. પશ્ચિમમાં "ગૉડ" (ઇશ્વર) અને તેના સમાન શબ્દો હમેશાં એકનુંજ સૂચન કરે છે; એટલું તો ક્રિશ્ચ્યન ધર્મે પછીના સમયમાં સાબિત કર્યું છે, ત્રિમૂર્તિમાંની દરેક વ્યક્તિ "ઇશ્વર" સમાન છે, તથાપિ એ ત્રણેના સરવાળાનો ત્રણ નહિ પરંતુ એક ઇશ્વરમાં જ સમાવેશ થાય છે. લક્ષણોની એક પ્રકારની અનેકતા સાથે જ, પ્રકૃતિની એકતાનો સમાવેશ થાય છે. પરમ તત્વની નિઃશ્રેણિનાં ઉચ્ચપાદોમાં ઉભરાઈ જતાં સ્થૂલપારનાં વિશાલ દેવગણોને પશ્ચિમમાં કોઇ કાલે આ "ગૉડ" શબ્દ લગાડવામાં આવતો નથી. માનઅપાતા,સધાતાં, વારંવાર પૂજાતા, પરંતુ પરમતત્વના પ્રધાનો ઉપકાર્યવાહકોરૂપે સ્વીકારાયલા મૂખ્યદેવદૂત, ફિરસ્તાઓ,દેવદૂતો, ઉચ્ચપદધારી દૂતો, શક્તિયો, ઈત્યાદિ ઈત્યાદિનો આ સર્વેમાં સમાવેશ થાય છે. અર્મેશરપેનો અને તેનાં ગણોરૂપે પારસિઓ આ સત્વોનો સ્વીકાર કરે છે. હિબ્રુઓ અને મહમ્મદના અનુયાયીઓ આમનો ફિરસ્તાઓરૂપે સ્વીકાર કરે છે. હિંદુઓ અને બુદ્ધધર્માનુયાયીઓ આમને દેવોના નામથી વ્યવહરે છે. દેવનો, દ્યુ એટલે પ્રકાશવું ઉપરથી અક્ષરશઃ અર્થ પ્રકાશમાન્ વ્યક્તિઓ, એટલો થાય છે, આ નામ ઘણુંજ યોગ્ય વર્ણન આપનુ છે. ક્રમ આગ્રે પાશ્ચાત્યોએ દેવ શબ્દનુ "ગૉડ" (ઇશ્વર) શબ્દ વડે ભાષાંતર કર્યું છે, આથી જ આપણામાં તેત્રીશ કરોડ દેવતાઓ છે, જેમના વિશે અજ્ઞાની લોકો મશ્કરી કરે છે. અંગ્રેજી "ગૉડ" શબ્દ માટે બરોબર સમાન શબ્દ "બ્રહ્મન્" છે, અને "દેવ" શબ્દ "એન્જલ" (ફિરસ્તા) સમાન છે અંગ્રેજી ભાષા સાહિત્યનો દરેક વાચક જાણે છે, કે "પિલગ્રિમ્સ પ્રોગ્રેસ" નામના પુસ્તકમાં જોનબ્નનીયને ફિરસ્તાઓ માટે "પ્રકાશિત વ્યક્તિયો" એવો આવોને આવો જ શબ્દ વાપર્યો છે. પોતાનાં કારભારનાં, મદદનાં, રક્ષણનાં કાર્યોમાં આમને સત્યલોકદ્વારા પ્રકાશતાં જોનાર કોઇ પણ દૃષ્ટા માટે સ્વાભાવિક રીતે વાપરવા યોગ્ય આજ શબ્દ છે. ક્રિશ્ચ્યનો અને મુસલમાનોના ફિરસ્તા અને દેવદૂતને બરોબર મળતો આવતો હિંદુ અને બુદ્ધધર્માનુયાયીઓનો દેવ છે અને તેનું અસ્તિત્વ એક અથવા અન્ય બાબતમાં ઇશ્વરની એકતામાં કોઇ પણ પ્રકારે ઘટાડો કરી શકતું નથી. જેમ દેવો ઇશ્વરની શ્રેષ્ઠતામાં ઘટાડો કરે છે તેમ સામ્રાજ્યના જજ્જો, મેજીસ્ટ્રેટો, કમિશ્નરો, જનરલો, એડમિરલો, મહારાજા ધિરાજની શ્રેષ્ઠ સત્તામાંથી ઘટાડો કરે છે, એમ ઉત્તમ પ્રકારે દલિલ કરી શકાય. તેઓ પ્રકૃતિના નિયમોને પ્રવર્તાવે છે; તેઓ પુરૂષો, સ્ત્રીઓ, બાલકોને મદદ કરે છે, અનેક પ્રકારના ભયમાંથી તેમને બચાવે છે, અનેક પ્રકારનાં સંકટોમાં તેમને હિંમત આપે છે. એમ નથી કે તેઓ ઇશ્વર છે-બાકી એમ તો આપણે પણ ઇશ્વર છીએ, પરંતુ જેમ આપણામાં છે તેમ તેમનામાં ઇશ્વર છે; "આત્માને લીધેજ દેવ પણ પ્રિય થાય છે, એમ સમજનારા પુરૂષોજ, હિંદુઓ અને બુદ્ધાનુયાયીઓના"અનેક દેવવાદ" ને સમજી શકશે. જો માનવિ અને ઇશ્વર, એ બેજ સત્વો હોત તો દુનિયા કેવી ઉજ્જડ, એકાંત બની જાત. જો આપણા ઉપરની નિઃશ્રેણિના દરેક પાદમાં વસનાર આ દિવ્ય વ્યક્તિઓ ના હોત તો દુનિયા કેટલી બધી શૂન્ય થઈ જાત. ખનિજથી તે વિશ્વાધિપતિ પર્યંત વિસ્તરતી ચેતનાની એક વિશાલ નિઃશ્રેણિ છે, આપણે તેના એક પાદમાં છીએ, તથા આપણા ઉપરિ ભાગના અને અધોભાગનાઓથી તાત્વિકરીતે આપણે ભિન્ન પડી આવતા નથી. માનવો કરતાં કોઈ પણ વિશેષ પ્રકારે દેવો, ઇશ્વરની

એકતામાં ખલેલ કરી શકતા નથી. એટલી સત્ય વાત છે, કે ગ્રીક લોકો અને રોમન કેથોલિક પંથાનુયાયીઓની પેઠે હિંદુઓ અને બુદ્ધાનુયાયીઓ, આવા પ્રકારની " દેવદૂતોની દરમ્યાનગિરીનો " લાભ લે છે, તથા આ દિવ્યપ્રતિનિધિઓની પ્રાર્થના કરે છે. શા માટે આમ ના વર્તવામાં આવે ? સર્વવ્યાપક પરમાત્માના એક અંશરૂપે ફિરસ્તાઓ, દેવો અવતરે છે તથા તેમનાદ્વારા બ્રહ્મનો પ્રકાશ પ્રકાશે છે. સર્વવ્યાપક પિતાનાં અતિ અજ્ઞાની, અતિ મૂર્ખ, બીલકુલ વિકાસ વિનાનાં બાલકોએ, ધાર્મીકતા, પ્રેમ અને ભક્તિ ભાવની નિર્બલ ઉર્મીઓને, સર્વવ્યાપક પરમાત્માના કરતાં અતિ સહજમાં સમજી શકાય, ઘણી સહેલથી પૂજી શકાય, એવા એકાદ દયાળુ સત્વના પ્રકાશમાન્ સ્વરૂપમાં પરોવવી જોઇએ, એ શું કોઇ પ્રકારે ખોટું છે ? આ તો મૂર્તિ પૂજા ખડી થઇ ? ના, ના કોઇ પણ પ્રકારે નહિ ? અવળા અર્થમાં તો નહિ જ; ભિન્ન પડેલા જીવાત્માને પૂજવો, એ ખોટી મૂર્તિપૂજા છે. બુદ્ધિને સબલ બનાવતા, હૃદયને સવેગ બનાવતા કોઇ પણ આકારમાં સર્વવ્યાપક પરમાત્માની પૂજા કરવી, એ યથાર્થ મૂર્તિપૂજા છે. દેવગણોની સૃષ્ટિઓ, સ્થૂલના કરતાં અતિ સૂક્ષ્મ સૃષ્ટિઓ છે, સ્થૂલ ઇન્દ્રિયોને અદૃશ્ય છે. હિંદુ અને પારસિઓનાં શાસ્ત્રોમાં આ સૃષ્ટિઓ વિશે વિશાલતાથી કહેવામાં આવ્યું છે તથા તેમનાં ઘણાં વર્ણનો આપવામાં આવ્યાં છે. બુદ્ધ કહે છે કે તેમણે " સમગ્ર સત્વોવાળી અધમ અને ઉચ્ચ સૃષ્ટિઓ " જોઇ છે. ક્રિશ્ચનો અને મુસલમાનો સ્વર્ગ નર્કમાં માનેછે તથા તેમનાં શાસ્ત્રોમાં તે વિશે કહેવામાં આવ્યું છે. આ આવી સારી રીતે જાણીતી બાબતોનું વિશેષ વર્ણન ચલાવવું બહુ અગત્યનું નથી.

૪. **માનવની પ્રકૃતિ**—મનુષ્ય દિવ્ય છે, તેની અતિઆંતરપ્રકૃતિમાં આત્મા છે, સ્થૂલવસ્ત્રો ધારણ કરે છે. હિંદુ ઘોષ કરે છે; " અહં બ્રહ્માસ્મિ " ચીનના બુદ્ધધર્માનુયાયીઓ, " સ્થાન રહિત સત્ય પુરૂષ " વિશે, દેહપદ્મમાંના આત્મ મણિ વિશે ઉપદેશ છે; ઝરથુસ્ત્રના અનુયાયીઓનો ફ્રવશી, હિંદુઓના આત્મા સમાન છે. ક્રિશ્નએ ઉપદેશેછે; 'તમે દેવો છો" ક્રિશ્ચન ધર્માનુયાયી હર્ષપૂર્વક બોલી ઉઠે છે, દેહ ઇશ્વરનું મંદિર છે, મહમ્મદનો અનુયાયી આટલી બધી સ્પષ્ટ રીતે બોલતો નથી, તથાપિ મનુષ્યનું અમરત્વ પ્રતિપાદન કરેલું આપણા જોવામાં આવે છે અને પછી વાચવામાં આવે છે, કે પ્રભુના મુખ વિના સર્વનો વિનાશ થશે.* આ ઉપરથી આપણે એજ એજ એવા સાર ઉપર આવવું પડે છે, કે તે પણ મનુષ્ય અને ઇશ્વરની પ્રકૃતિમાંની એકતાને સ્વીકારે છે.

આ એકતા સૂફી સિદ્ધાન્તમાં સ્પષ્ટ રીતે આગળ પડી આવે છે જામિ ઉપદેશેછે:

તું તો ખરે પરબ્રહ્મ જાતે સર્વ બીજું ભ્રાંતિ છે,
કેમ કે તવવિશ્વમાં સર્વે વસે બની એકને;
તવ વિશ્વમોહકરૂપ તે દર્શાવવા સૌંદર્યને,
બહુવિધરૂપો ધારી લસે પણ એકનું એ એકછે;

* અલકુરાન—પ્ર-૨૮.

ગુલશન—૪—રઝમાં વાચવામાં આવે છે:—

તું છે પરાવર્તન દૃષ્ટિશક્તિ,
ને તે ખરે દૃષ્ટિ પ્રકાશ જાતે,
ઉંડો જઇ પ્રકૃતિમૂલ જોને.
દૃષ્ટાદૃષ્ટિ દર્શન એક તે છે.

કોઇ કોઇ વાર પૂછવામાં આવે છે, "માનવિને આત્મા છે ?" ના, તેને નથી. તે જાતે જ આત્મા છે અને તેને દેહ છે. દેહને આધિન આત્મા નથી પરંતુ આત્માને આધિન દેહ છે. તે આત્માનો સ્વીકાર કરતો નથી પરંતુ આત્મા તેનો સ્વીકાર કરે છે. દેહ ક્ષણિક છે, આત્મા અમર છે દેહ એક સૃષ્ટિમાં જન્મે છે, મરીને તેમાંથી બહાર જાયછે, આત્મા અજન્મા, અમર છે. જો તમે કોઈ કાલે પોતાની પ્રકૃતિને જાણનાર પુરૂષને મળતાં તપાસ્યો હશે તથા જેમ જેમ દેહભાર ઓછો જતો હતો તેમ તેમ પોતાના સમક્ષ ખુલતી વિશાલ, વિશેષ બલવાન જીવનમાં પસાર થતો જીવાત્મા કેવો આનંદ માને છે, તે જોયું હશે, તો કોઈ પણ યથાર્થ અર્થ અનુસાર મરણ જેવો કોઈ પદાર્થ નથી, એ વાક્યનું સત્ય તમારા સમજવામાં આવશે. વિશ્વરૂપી ગૃહમાં એક ઓરડામાંથી અન્યમાં પસાર થવા સમાન મરણ છે; ભારે કોટને કાઢી નાંખીને હલકાં વસ્ત્રો ધારણ કરવા સમાન મરણ છે. મરણથી મનુષ્ય પોતાની કોઇ પણ પ્રકારની આધ્યાત્મિક બુદ્ધિ વિષયક તથા ઉર્મિવિષયક શક્તિયોને ગૂમાવતો નથી; તે કશું ખોતો નથી, માત્ર માંસરૂપ દેહનો ત્યાગ કરે છે. આપણે જીવાત્માઓ છીએ, એક અગ્નિના સ્ફુલિંગો છીએ, એક સૂર્યનાં કીર્ણો છીએ; આપણે ઇશ્વરી અમરતાની મૂર્તિરૂપ છીએ; આપણે તેના જેટલા જ નિત્ય છીએ.

**૫. માનવ વિકાસ**—અત્રે કેટલાકના મુખમાંથી આ પ્રમાણે પ્રશ્ન ઉપસ્થિત થશે: "તમે એમ નહિ કહિ શકો કે સર્વે ધર્મો આ વિશે સમાન ઉપદેશ આપે છે. હિંદુઓના પુનર્જન્મનું, ક્રિશ્ચ્યનોની દરેક જીવની ખાસ ઉત્પત્તિ સાથે તમે શી રીતે એકી કરણ કરી શકશો !" સ્પષ્ટ રીતે મારાથી આમ બની શકે એમ નથી; દરેક જીવની ખાસ ઉત્પત્તિનો વાદ આધુનિક છે, અતાત્વિક છે, નિંદાત્મક છે તથા બીલકુલ બચાવ વિનાનો છે. પરંતુ એટલી વાતનો હું આગ્રહ કરી શકું, કે ઇ. સ. ૫૩૩ સુધી ક્રિશ્વન ધર્મ જીવાત્માના પૂર્વ અસ્તિત્વનો નકાર ભણતો નહોતો; શા માટે પ્રાચીનવાદનો અસ્વીકાર કર્યો તથા ક્રિશ્ચ્યન દુનિયામાં નાસ્તિક મત એળે એળે ઠોકી બેસાડયો, એ વાત ક્રિશ્ચ્યન ધર્માનુયાયીઓએજ ખુલાસો કરવા યોગ્ય છે. પુનર્જન્મનો વાદ—વિકાસ પામતા, વૃદ્ધિપામતા કોષોની એક પરંપરા દ્વારા જીવાત્માની દિવ્ય શક્તિઓના વિકાસરૂપ-સર્વે પ્રાચીન ધર્મોનો સામાન્યવાદ છે. હિંદુ અને બુદ્ધધર્મ આ વાદને ઉપદેશે છે અથવા આ વાદનો સારી રીતે સાબિત થયલી સ્વાભાવિક બાબતરૂપે સ્વીકાર કરીને તેમણે પોતાના સિદ્ધાંતોનું સ્થાપન કર્યું છે. ઇજીપ્ત વાસિઓ મરણ પછીના જીવનના વિચારોનો આધાર આ વાદ ઉપર રાખે છે; પ્લેટો પૈથાગોરાસ અને ગ્રીસ અને રોમવાસિઓ આ વાદ માટે પ્રતિજ્ઞા કરે છે. જોસેફસ, કે-

બાલા અને અન્યસ્થલે વાચવામાં આવે છે તેમ જ્યુલોકો પણ આ વાદને ઉપદેશતા હતા. જીસસના સમયમાં આવાદ પ્રચલિત હતો, તથા એક કરતાં વધારે પ્રસંગો ઉપર તેણે તે વિશે ઉપદેસ્યું છે; ઘણાક દેવલના આચાર્યો આવાદને ઉપદેશતા હતા; એલ્બીજીનસીસ જેવા પંથોમાં ક્રિશ્ચ્યન દેવલોમાં આવાદ ચાલતો હતો; સત્તરમા અને અરાઢમાશતકમાં ઇંગ્લેન્ડની દેવલ સંસ્થામાં આવાદ બલવાન્ બનીને પુનઃપ્રવર્તવા લાગ્યો તથા એ દેવલના પાદરીઓ અને અન્ય સ્વતંત્ર પંડિત પુરૂષોએ આવાદને ઉપદેશવા માંડયો. આ પછી અલ્પસમયમાં વર્ડ્સવર્થે ગાયું છેઃ—

> નિદ્રા અને વિસ્મરણ સમ આ જન્મ થાતો આપણો,
> જીવનતારક જીવજે આવી વસે જન સર્વમાં—
> નહિ અન્યસ્થાને અસ્ત પામી ને પછી તે છે ખરો,
> બહુ દૂર દૂર પ્રદેશથી આવી ભજે આ લોકમાં.

વર્તમાન દિનોમાં ફરીથી વળી ક્રિશ્ચ્યન સામ્રાજ્યમાં સ્થાપિત દેવલના પાદરીઓ, આવાદનો ઉપદેશ કરવા લાગ્યા છે. ક્રિશ્ચ્યનોથી પોતાના ગુરૂવડે ઉપદેશાયલું મનાતું એક વાક્ય છે, જે તકરારી મૂલવાક્યના અર્થ કરતાં વિશેષ બલવાન્ દલીલ છે; ક્રાઇસ્ટે પોતાના શિષ્યોને આજ્ઞા કરીઃ "તમારો સ્વર્ગમાંનો પિતા જેવો સંપૂર્ણ છે તેવાજ તમે તેટલા માટે સંપૂર્ણ બનો " ઇશ્વર જેટલો સંપૂર્ણ છે તેટલા જ સંપૂર્ણ બનો. ક્ષુદ્ર, મૂર્ખ, સંકુચિત આપણામાંના કોઈ પણ—કબરમાં પૂરાતા પૂર્વે અથવા અગ્નિમાં ભસ્માવશેષ થતા પૂર્વે—ઇશ્વિર જેવો સંપૂર્ણ, સર્વજ્ઞ સર્વશક્તિમાન પરમપવિત્ર છે તેવા સંપૂર્ણ બનવાનો ઢોંગ કરી શકે? માનવિના કયા શબ્દો, પરમતત્વની સંપૂર્ણતાના વર્ણનનું માપ કાઢી શકે? તથાપિ જીસસે આ પ્રમાણે ઉપદેશતાં આનાકાની નથી કરી કે, "સ્વર્ગમાંનો તમારો પિતા જેવો સંપૂર્ણ છે તેવા તમે સંપૂર્ણ બનો." સંપૂર્ણતાની નિઃશ્રેણિએ ક્રમે ક્રમે ચઢી શકીએ એવા અનેકાનેક જન્મોવિના આ આજ્ઞાનું શી રીતે પાલન થઇ શકે?

ત્યારે તો, ઇશ્વરના એક પુત્ર રૂપ હોવાના શ્રેષ્ઠ વારસાના હકનો સ્વીકાર કરતાં કોઈ પણ ક્રિશ્ચ્યનધર્માનુયાયીએ પાછા હઠવાનું નથી; પોતાનામાં દિવ્યતા પ્રકટાવવાના તેના જન્મ હકને તેને સાબિત કરવા દ્યો.

પુનર્જન્મના વાદના સંબંધમાં મુસલમાનની સ્થિતિ શંકા ભરેલી છે. કેટલાક એમ માને છે, કે તે અલકુરાનમાંથી મળી આવે છે, પરંતુ ખાત્રીથી તે સામાન્ય મહમ્મદીય ધાર્મિક કેલવણીનો એક વિભાગ નથી. પરંતુ ઈ. સ. તેરમા શતકમાં **દરવેશ જલાલ** થઇ ગયો છે, તેના ઉપદેશો **મેસ્નવી**માં સંગ્રહી રાખવામાં આવ્યા છે. તે કહે છેઃ—

ખનિજમાંથી મરણ પામી વૃક્ષ થઈને અવતર્યો,
વૃક્ષમાંથી મરણ પામી પ્રાણી રૂપે ફરી થયો;
પ્રાણીમાંથી મરણ પામી માનવિ હું અવતર્યો,
તોબીતિ શે ધરવી હટે ના અલ્પ થાતો હું મર્યો.

માનવિમાંથી ફરી જો મરણનું શરણું મહું,
તે. દેવદૂતની પંખરૂપે વૃદ્ધિ પામી વિસ્તરું;
દેવિ દુતોથી અધિક તે વૃદ્ધિ હું શોધ્યાં કરું,
તે મુખ વિનાની અન્ય વસ્તુ નાશવાળીછે ખરૂં.

એ દિવ્ય દૂતની પારનો તે માર્ગ હું કાપું ફરી,
જે કલ્પના પથે ના ચઢે તેવો નકિ જાઉં બની;
શૂન્ય શૂન્ય બની રહું ત્યાં તંત્રિ નાદ કર્યે રવે,
" તેમાં વળી સહુ આપણે પ્રતિલાપિશું નિશ્ચે કરી."

આ વાદ વિશે ઝરથુસ્ત્રના અનુયાયીઓની સ્થિતિ પણ શંકા ભરેલી છે; કેટલાક પારસિઓ આને સાબિત કરે છે, કેટલાક તેનો અસ્વીકાર કરે છે, તથા આપણે તો માત્ર એટલું જ દર્શાવિશું કે, ઝરથુસ્ત્રધર્મ, "એક ટુકડા થઇ ગયલો ધર્મ" છે; પરસીપોલીસના પુસ્તકાલયનો અલેક્ઝાંડરે વિનાશ કર્યા પછી, પર્શીયન સિદ્ધાંતોને પુનઃદર્શાવતા ગ્રીક લોકોના અને નવ–પ્લેટોનિસ્ટોના લેખોમાં આ વાદ ઉપદેશવામાં આવ્યો છે.

૬—મહાન્ નિયમો "મહાન નિયમો એટલે," કર્મ અથવા કારણ કાર્યનો નિયમ, તથા યજ્ઞનો અથવા જીવનના વર્ધન અને પોષણનો નિયમ સૂચવવા માગું છું.

પદાર્થવિદ્યા અચળ પરિણામોમાં કર્મના નિયમને દર્શાવે છે, જેને તે "કુદરતના કાયદા"ના નામથી વ્યવહરે છે; તત્ત્વવાદીઓ તેને દિવ્યન્યાયના નામથી વ્યવહરે છે. આ ખડક ઉપર જ સર્વનું આધારણ બાંધવામાં આવ્યું છે, સર્વ પ્રકારની ભાવના, સર્વ પ્રકારની પ્રવૃત્તિયોનો તે યથાર્થ આધાર છે. તે સ્થુલ અને સૂક્ષ્મ સર્વ સૃષ્ટિયોમાં પ્રવર્તે છે; આ એક વિશ્વમાન્ય નિયમ છે. એક ક્રિશ્ચ્યન શ્લોકમાં આ સારી રીતે દર્શાવવામાં આવ્યો છે; "છેતરાશો નહિ; પ્રભુનો ઉપહાસ કરી શકાતો નથી; એક મનુષ્ય જે જે વાવશે તે તે તેને લણવું પડશે જ." બુદ્ધ ભગવાન્ ઉપદેશે છે: "જો એક મનુષ્ય અશુભ વિચારોથી બોલે અથવા વર્તે તો વાહનને વહનાર બલદના પાદ પાછળ ચક્ર અનુસરે છે તેમ તેના ઉપર દુઃખ શોક આવી પડે છે......જો એક મનુષ્ય શુભ વિચારથી બોલે અથવા વર્તે તો તેને કદાપિ ના છોડી જનાર છાયાની માફક સુખ તેને અનુસરે છે." હિંદુ ધર્મમાં આવાં વાક્યો ઉભરાઇ જાય છે તથા તે દરેક શાસ્ત્રમાંથી મળી આવે એમ છે.

સર્વે જીવો અન્યજીવોના ઇચ્છિત અથવા અનિચ્છિત સમર્પણ વડે જીવે છે, આવા

વિચારમાં યજ્ઞના નિયમનો સમાવેશ થાય છે; આવિર્ભાવ પામતું પરમતત્વનું જીવન, એ જ સૃષ્ટિનો આધાર છે. અધમ ભુવનોમાં સમર્પણ એજ એકેનું હોય છે; ખનિજ પદાર્થો મરણ શરણ થાય છે, કે વનસ્પતિ જીવન ધારણ કરી શકે, વનસ્પતિ વિનાશ પામે છે, કે પ્રાણીઓ અને મનુષ્યો જીવી શકે. માનવવર્ગમાં બુદ્ધિશક્તિના વિશેષ વધવા સાથે વ્યક્તિગત ઇચ્છાશક્તિનો સર્વવ્યાપક ઇચ્છાશક્તિ સાથેનો ઇચ્છિત સંબંધ સંભવિ શકે છે; જેમ જેમ આ સબંધ વિશેષ સંપૂર્ણ બનતો જાય છે તે પ્રમાણમાં આધ્યાત્મિક જીવનવિકાસનું જાય છે અને આખરે પોતાનો સાક્ષાત્કાર પામે છે. ક્રિશ્ચયન ધર્માનુયાયી માટે યજ્ઞના ભાવનામયજીવનમાં ક્રોસનું ચિહ્ન અવતરે છે. બ્રહ્મદશા, બુદ્ધદશા, ક્રાઈસ્ટદશા પામવા માટેનો દરેક જીજ્ઞાસુ ક્રોસના માર્ગે પળે છે.

અભ્યાસિ આ ટુંક સારનો એકાદ ગ્રંથમાં વિસ્તાર કરશે; જેમ જેમ તે વધારે અભ્યાસ કરશે તેમ તેમ સામાન્ય સિદ્ધાન્તોમાં દર્શાવી તેમ ધર્મોનીએકતા વધારે વધારે સ્પષ્ટતાથી પ્રકાશશે.

હવે આપણે સામાન્યવાર્તાઓ અને સામાન્યનીતિનિયમો વિશે વિચાર કરવાનો છે.

[ ચાલુ ]

એનિ. બેસંટ.

---

# ॥ कशुं अकस्मातथी बनतुं नथी ॥

( આપણી દર્શનશક્તિ હોવા છતાં ભાળોકતા નથી. )

વર્તમાનમાં સમગ્ર હિંદમાં કેટલીક અશાંતિ પસરી રહી છે. અનેક કારણો કાર્યમાં જોડાયાં છે તથા આપણા રાજકીય શેતરંજમાંની કેટલીક અવિચારી ચાલો વર્તમાનમાં પ્રચલિત અસંતોષમાં પરિણામ પામી છે. તકરારી પક્ષોના ક્ષેત્રપ્રવેશમાં રાજકીય સિદ્ધાંતોનો વાદવીવાદ ચલાવવાની બાબતનો લગભગ આપણા પત્રમાં સમાવેશ થતો નથી. ગરમાગરમ તકરારો અને તીખી વાદવીવાદોમાં અધ્યાત્મવાદીને થોડુંજ આકર્ષક લાગે. તથાપિ તેઓ હમેશાં સર્વ પ્રકારના ઉપદેશો ગ્રહણ કરવાને ઈચ્છતા હોય છે; અને તે આ ઉપદેશો શાંત અરણ્યમાંથી અથવા ગણગણાટ કરતા બજારમાંથી આવતા હોય તો પણ ગ્રાહ્ય નથી.

એક અધ્યાત્મવાદી પોતાના ઉપદેશો વિચિત્ર રીતે ગ્રહણ કરે છે. તે આંતરમાં સમાવેશ થતા સૌંદર્યનાં દર્શન પામવાને પ્રયત્નપરાયણ થાય છે, તથા બાહ્યકોષ ઉપર વખત ગુમાવવાનું નાપસંદ કરે છે. ભોળા અથવા પાપી, મહાત્મા અથવા ઋષિ, દરેક મનુષ્યને વિકાસક્રમની નિઃશ્રેણિમાં તેનું યથાર્થ સ્થાન નિશ્ચિત કરી આપવાનો તે પ્રયત્ન કરે છે; વ્યક્તિઓ અથવા પ્રજાઓ સંબંધી દરેક બનાવમાં તે આ પ્રમાણે વર્તે છે. તે દરેક આનવિ, પદાર્થ અથવા બનાવની, ઉત્તરોત્તર વધતા જતા વિકાસક્રમ વિધિમાં યથાર્થ આવશ્યકતા શોધી કાઢવાને પ્રયત્નપરાયણ થાય છે. આ પ્રમાણે તેને માટે કંઈ પણ નિરૂપયોગી નથી; દરેક બાબતને પોતપોતાનું સ્થાન અને કીંમત હોય છે; તેટલા માટે બડબડાટ કરવો અને દોષ શોધવા, એ તેના દુર્ગુણો નથી. મરણથી નિપજતા વિશ્લેષણનો તે શાંતિથી અને રાગવિના અભ્યાસ કરે છે, એટલું જ નહિ પરંતુ દુર્ગંધ કાદવમાંથી સુવાસિત પુષ્પને નિપજાવતા સજીવન બનાવતા પુનરૂદ્ધા નું પણ અવલોકન કરે છે.

હિંદની વર્તમાન અશાંતિનો આપણે આ પ્રમાણે અભ્યાસ ચલાવીએ.

આંતરંગતત્વવિદ્યા ઉપદેશે છે, કે એક જીવાત્માની શક્તિયો, સુપ્તદશામાં રહેલા સ્થૂલિંગમાંથી સર્વ પ્રકાશક જ્યોતિમાં વિકસાવવામાં ત્રણ નિશ્ચિત ભૂમિકાઓનો સમાવેશ થાય છે. વિકાસ પામતા કાર્યો કે જેમના દ્વારા જીવાત્મા પોતાની સુપ્તશક્તિયોને પ્રકટાવે છે, તેના પરિણામ રૂપ આ ત્રિભૂમિકાઓ છે, એટલી નિશ્ચિત વાત છે. આ બાબતને સ્પષ્ટ કરવામાટે આપણે કહીએ, કે જેમ જેમ આંતર વિકાસવિધિ આગળ વધતો જાય છે તેમ તેમ માનવોના કાર્યો અમુક પ્રકારનાં લક્ષણો દર્શાવે છે, આ લક્ષણોના યથાર્થ સ્પષ્ટ રીતે વર્ગ પાડતાં ત્રણ મુખ્ય વિભાગો જોવામાં આવે છે. ભગવદ્ ગીતામાં આ સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું છે, જેમાં ચૌદમા અધ્યાયના પંચમ શ્લોકમાં કહ્યું છે:—

सत्वंरजस्तमइति गुणाःप्रकृति संभवा : ।
निवध्नन्ति महाबाहोदेहे देहिनमव्ययम् ॥

" સત્વ રજસ્તમસ્ એ ગુણ પ્રકૃતિ સંભવ છે, તે તે હેમહાબાહો ! અવ્યય દેહીને દેહમાં બાંધે છે."

વળી

रजस्तमश्चाभिभूयसत्त्वंभवतिभारत ।
रजःसत्त्वंतमश्चैवतमःसत्त्वंरजस्तथा ॥ १४·१० ॥

" હે ભારત ! રજસ્તમસ્‌નો અભિભવ કરીને સત્વ થાય છે, ને સત્વતમસ્‌નો અભિભવ કરીને રજસ્. તથા સત્વરજસ્‌નો અભિભવ કરીને તમસ્. "

પછીથી સંપૂર્ણતાની ભૂમિકા પ્રાપ્ત થાય છે જેમાં સર્વે અભેદભાવથી મિશ્રિત બનેલા હોય છે તથા શ્રીકૃષ્ણે ચૌદમા અધ્યાયના ૨૨—૨૩ શ્લોકોમાં ત્રિગુણાતીત પુરુષનાં લક્ષણો આપ્યાં છે:—

प्रकाशंचप्रवृत्तिंचमोहमेवचपांडव ।
नद्वेष्टिसंप्रवृत्तानिननिवृत्तानिकांक्षति ॥ २२ ॥

उदासीनवदासीनो गुणैर्योनविचाल्यते ।
गुणावर्ततइत्येवयोऽवतिष्ठतिनेंगते ॥ २२ ॥

" પ્રકાશ અને પ્રવૃત્તિ અને મોહ પણ, તેની સંપ્રવૃત્તિને, હે પાંડવ ! તે દ્વેષ કરતો નથી, કે નિવૃત્તિની ઈચ્છા કરતો નથી. ૨૨.

ઉદાસીનની પેઠે રહી જે ગુણથી ચલતો નથી, અને ગુણજ વર્તે છે એમ સમજી સ્થિતિમાં રહે છે ને વિકાર પામતો નથી." ૨૩.

માનવના કોષોને નિર્માણકર્તા જડના ત્રિગુણોમાંના એકના આગળ પડી આવવા ઉપર, કહેવાયલી ત્રિભૂમિકાઓનો આધાર છે. અમુક ભૂમિકાએ તમસનો ગુણ આગળ પડી આવે છે તથા પ્રમાદ, મોહ, અજ્ઞાનરૂપે જણાઇ આવે છે. પછીથી રજસ આગળ પડી આવતી ભૂમિકા આવે છે તથા લોભ, પ્રવૃત્તિ, સ્પૃહારૂપે જણાઇ આવે છે. ત્રિજી ભૂમિકામાં સત્વનું સામ્રાજ્ય પ્રવર્તે છે તથા " આ દેહનાં સર્વદ્વારોમાંથી ઉત્પન્ન થતા જ્ઞાન પ્રકાશ " રૂપે જણાઈ આવે છે. આટલું લક્ષમાં રાખવા જેવું છે, કે બધો સમય ત્રણે ગુણો વર્તમાન હોય છે, પરંતુ અમુક સમયે તેમાંનો એક જ પોતાની શક્તિયોને આગળ પડતી રીતે દર્શાવતો હોય છે, જે સમયે અન્ય બે ગુણો અતિ નિર્બલ દશામાં હોય છે.

આમાંના દરેકની પોતપોતાની કીમત તથા ઉપયોગિતા હોય છે, આ ઉપરાંત વિકાસક્રમના હેતુઓ સાધવામાં આમના વિના ચાલે એમજ નથી. દષ્ટાંત તરીકે તમસ, સ્થાયિત્વને વિકાસ પમાડવાના સાધનરૂપ છે. આ ગુણના ઉદાસીન પ્રતિરોધ અને સ્થિરતા વિના ઐક્યભાવ સાધવો લગભગ અસંભવિત થઈ પડે છે. " કોલસા કે જેનાવિના કોઇ પ્રકારનો અગ્નિ, કોઈ પ્રકારની બાષ્પ, કોઇ પ્રકારનો પ્રકાશ સંભવિ શકતાં નથી " તેની સાથે આ ગુણને ઠીક સરખાવવામાં આવ્યો છે. સ્થિરતાના સામે થવામાંથી ગતિનું અસ્તિત્વ સંભવિ શકે છે. ભ્રમણાત્મક ગતિમાંથી બ્રહ્માંડના સાત્વિક સંગિતનો જન્મ થાય છે. શુદ્ધ સમાન દશામાંથી લાંબે કાળે શાંત-જડતાનો જન્મ થાય છે.

એક ઇશ્વરની બહિર્ ધાવન કરતી પ્રવૃત્તિથી જ એક વિશ્વસંસ્થાનો આવિર્ભાવ

સંભવી શકે છે, તથા પ્રલય એક અને સમાનકાલમાં સાત્વિક અને તામસિક ઉભય દશા એને દર્શાવે છે:—શાંત થતા આવિર્ભાવના એકતાલ પરિણામરૂપે સાત્વિક તથા ભાવિના આવિર્ભાવના સ્થિર આધારરૂપે તામસિક પ્રલયની સમાન દશા, ગતિમાન્ આવિર્ભાવના પરિણામરૂપે છે, તથા તેજ પ્રમાણે સાત્વિક સમાનદશાગતિમાન્ રજસના પરિણામરૂપે છે.

આ ભૂમિકાઓ, જેમ એક મનુષ્યના અને એક વિશ્વસંસ્થાના સંબંધમાં વર્તે છે તેમ એક પ્રજાના ઇ વનવૃત્તાંતના મૂખ્ય બનાવો યોજી કાઢે છે. એક પ્રજાને પણ પોતાનો જીવાત્મા અને દેહ હોય છે અને તેથી તેને તામસિક, રાજસિક અને સાત્વિક ભૂમિકાઓમાંથી પસાર થવું પડે છે.

હિંદી પ્રજાની વર્તમાન દશા શોધી કાઢવાનો, આપણે પ્રયત્ન ચલાવીએ. આટલા માટે આપણે મહાન્ અવતાર શ્રીકૃષ્ણના અવસાન સમય પર્યંત પાછા જઇને વિચાર ચલાવવાનો છે; જે યુગમાં આપણે વસિએ છીએ એવા કલિયુગનો આ અવસાન સમયથી પ્રારંભ થાય છે, આપણે તેમાં ૫૦૦૯ વર્ષો-પર્યંત વસ્યા છીએ તથા હજુ લગભગ ૪૨૭૦૦૦, વર્ષો વધારે તેમાં વસવાનું છે. અમુક ખાસ ઉદ્દેશથી તેમનું હિંદમાં આવવું થયું હતું. પૂર્વના અવતાર શ્રીરામચંદ્રે હિંદને દુનિયાને અનુકરણ કરવાના એક નમુનારૂપ બનાવ્યો હતો. નિષ્ક્રિય નમુનામાંથી તેને એક ચંચલ વિશ્વરક્ષક બનાવવાનો હતો તથા આટલા માટે શ્રી કૃષ્ણનો જન્મ થયો. આવા હેતુથી પૂર્વ યુગની સ્થિર સમાન દશા એક પ્રતિરોધરૂપે થઈ પડી, કારણ કે તે એક અસાવધાન શિથિલતા સમાન થઇ પડી હતી, આ પ્રમાણે જે સાત્વિક દશામાં હતું તે તામસિક બની ગયું હતું, અને વળી ફરીથી રજસદ્વારા તમસને ઉચ્ચ સત્વની શ્રેષ્ઠતા પર્યંત પહોંચવાનું હતું. તેટલા માટે શ્રીકૃષ્ણનું કાર્ય હિંદમાં રજસ અથવા પ્રવૃત્તિની સ્થાપના કરવાનું હતું. માત્ર આ વડેજ સાત્વિક દશા પામવાનું સંભવિ શકે છે.

આમ શી રીતે કરવાનું હતું ? તામસિક પ્રકૃતિના ઉદાસીન પ્રતિરોધ અને શિથિલ ભાન રહિત દશાને, રાજસિ પ્રકૃતિનાં આકર્ષણ અને અપકર્ષણમાં, પ્રેમ અને દ્વેષમાં બદલી નાખવાનાં હતાં. આથી ઐહિકપદાર્થો માટેની તૃષ્ણા અને બાહ્યદુનિયા માટેની સંતત પ્રવૃત્તિ, આવશ્યક થઈ પડયાં શ્રીકૃષ્ણને હિંદી પ્રજા ઉપર એજ એકે પણ આ ગુણોની છાપ પાડવાની હતી; આથી તે પ્રવૃત્તિપરાયણ, ચંચલ, સાવધાન બને છે. આવા કારણથી એક પ્રજાને સમયરૂપે, દુઃખ, શોક, દરેક પ્રકારના કમભાગ્યનો અનુભવ કરાવવાનો છે, જેથી પરોક્ષ રીતે પતનો. અર્થસુનો ઉપદેશ તેના શિખવામાં આવે છે, આ વિના એક વિશ્વ-રક્ષકની બાબત અસંભવિત છે.

આ પ્રમાણે હિંદના ઉદ્ધાર માટે સ્થુલ, નૈતિક, માનસિક. આધ્યાત્મિક, અપમાન ઉપર અપમાન, હાર ઉપર હાર, અધઃપતન ઉપર અધઃપતન અત્યંત આવશ્યક હતાં.

આમાંથી બચવાનો કોઈ માર્ગ નહોતો. સારી રીતે ગોઠવાયલી યુક્તિઓ વડે સર્વ પાસા વિનાશ પસરી રહ્યો હતો. બંધુઘાતકયુદ્ધથી આરંભ કરવામાં આવ્યો તથા માલમિલ્કતના વિનાશ વડે વ્યક્તિઓ અને જાતિઓ પ્રવૃત્તિ પરાયણ બનવા લાગી. પરંતુ આટલું સંપૂર્ણ નહોતું. પ્રજામાં એક સમગ્રરૂપે અસર ઉપજાવવાની હતી. આ પ્રમાણે વિદેશી પ્રજાઓના હુમલા થવા લાગ્યા. ડેરીયસ, અલેક્ઝાંડર, મહમ્મદગીઝની અને મુગલવંશ સ્થાપક બાબર, તિમૂર અને નાદિરશાહ, પોર્ચુગીઝ, ડચ, ફ્રેન્ચ, અને અંગ્રેજો આ સર્વેએ દિવ્ય રાજર્ષીઓના એકત્રિત હિંદને છિન્નભિન્ન કરી નાખ્યો. આ પ્રમાણે શ્રીકૃષ્ણ વર્ત્યા હતા તથા હજુ પણ માનભંગ, આપત્તિ અને દુઃખદ્વારા રજસ્ પ્રવર્તાવવાનું કાર્ય કર્યા કરે છે. શ્રી કૃષ્ણે દુનિયામાં પ્રવર્તાવેલા કલિયુગનું વિષ્ણુપુરાણમાં સુંદર વર્ણન મળી આવે છે.

"સર્વે સમકાલિન રાજાઓ કઠોર પ્રકૃતિના, કડકસ્વભાવના બનશે તથા હમેશાં અસત્ય અને દુષ્ટતામાં લાગેલા રહેશે. તેઓ સ્ત્રીઓ બાલકો અને ગાયોનો વધ કરશે; તેઓ પ્રજાની માલમિલ્કતને લૂંટાવી લેશે,સંકુચિત શક્તિવાળા બનશે; તેઓ જલદી ઉચ્ચપદ પામશે અને અધોપાત પામશે. તેમના જીવનનો સમય ઘણો ટુંકો બનશે; તેઓ મોટી મોટી આશાઓ બાંધશે તથા અતિ અલ્પધર્મનિષ્ઠ પ્રાપ્ત કરશે."

"તેઓ જે દેશો ઉપર રાજ્ય કરશે તેના લોક પણ સમાન પ્રકૃતિના બનશે. રાજકીય આશ્રય તળે વિદેશીઓ બલવાન બનીને પ્રજાઓનો વિનાશ કરશે. દિવસે દિવસે સમૃદ્ધિ અને સદ્‌ગુણ ઘટતાં જશે, આખરે સમગ્ર દુનિયા દુરાચારી બની જશે. કુલ અને સદ્‌ગુણની કસોટી વિત્ત બનશે; લગ્નની માત્ર ગાંઠ કામ વિકાર બનશે; મુકરદમાજીતવાનું માત્ર સાધન અસત્ય બનશે. માત્ર ઇન્દ્રિયોપભોગના હેતુરૂપજ સ્ત્રીઓને ગણવામાં આવશે! ખનિજ ખજાનાઓ માટે જ પૃથ્વીને માન આપવામાં આવશે; બ્રાહ્મણની માત્ર કસોટી યજ્ઞોપવિત બનશે; વર્ણોના ભેદનો બાહ્ય ચિહ્નોમાંજ માત્ર સમાવેશ થશે; ઉદર પોષણનું માત્ર સાધન દુષ્ટતા બનશે. નિર્બલતા અધિનતાનું કારણ બનશે; ધમકી, વિઘ્નના કારણરૂપ ગણાશે; સદ્‌ગુણનો માત્ર દાનમાં સમાવેશ થશે; પ્રમાણિકતાનું માત્ર ચિહ્નવિત્ત બનશે; સાદાસ્નાનને શૌચમાં ગણવામાં આવશે; અન્યોન્યની ઇચ્છા, લગ્નમાં ગણાશે;સારાં વસ્ત્ર ધારણ કરેલા પુરૂષને પ્રમાણિક માનવામાં આવશે; દૂર આવેલા નદી વા જલાશયને પવિત્ર ગણવામાં આવશે. જ્યારે દુનિયા આટલી બધી દોષોમાં ડુબશે ત્યારે આશાનિઓમાંથી જે બલવાન્ હશે તે રાજા બનશે. તેઓ લોભીયા થશે તથા અનેક પ્રકારનો કર ભાર અસહન કરનાર પ્રજાઓ ખીણોમાં આશ્રય શોધશે...કોઇ પણ માનવી ૨૩ વર્ષ કરતાં વિશેષ જીવશે નહિ. આ પ્રમાણે કલિયુગના અંતમાં માનવ જાતનો મોટો ભાગ વિનાશ પામશે."

વર્તમાનમાં પણ આ શબ્દો કેવા ભવિષ્યસૂચક છે! પરંતુ આ કાલ પૂરો થતાં એક નવીન અવતારના સ્વરૂપમાં શ્રીકૃષ્ણે અવતરવુંજ જોઇએ; આ સમય વિષે લખવામાં આવ્યું છે.

" આ પ્રમાણે જ્યારે વૈદિક ક્રિયાઓ તથા સ્મૃતિના નિયમો લગભગ બંધ થશે અને કલિનો અંત આવશે ત્યારે, સમગ્ર વિશ્વના ઉત્પાદક, ચેતન અને જડના ઉપદેષ્ટા, સર્વના આદિ અને અંત, સર્વમાં અભેદ ભાવ પામેલા, બ્રહ્મ અને સર્વ સર્જીત પ્રાણીઓ સાથે ઐક્ય ધરાવતા દિવ્ય તત્વનો એક વિભાગ સ્વતઃ પૃથ્વી ઉપર અવતરશે. શંબલ ગામનો એક વિખ્યાત બ્રાહ્મણના વિષ્ણુ યશસના કુટુમ્બમાં અમાનુષિ અષ્ટ સિદ્ધિયો સહિત તે કલ્કિરૂપે અવતરશે. તે પોતાની અનિયંત્રિત શક્તિ વડે મ્લેચ્છોનો અને ચૌરોનો તથા પાપપરાયણ થયલા સર્વેનો વિનાશ કરશે. તેની મહત્તા અને સત્તા અબાધિત નિવડશે. "

" તે પૃથ્વી ઉપર પુનઃસદ્‌ગુણનું સ્થાપન કરશે તથા કલિયુગનો સંપૂર્ણ અંત આવતાં બાકી રહેલા લોકો જાગ્રત બનશે તથા તેમનાં મન સ્ફટિક જેવાં શુદ્ધ થશે. આ પ્રમાણે શુદ્ધ બનેલા લોક માનવ પ્રાણીઓનાં બીજકો બનશે તથા કૃત યુગના નિયમોને અનુસરનાર પ્રજા ઉપજાવશે. "

પરંતુ કલિયુગ પૂર્ણ થયો નથી. આપણા " જ્ઞાનોદિપકઝમાનાનો, " આપણા " વીશમા શતકનાં શિષ્ટાચાર કેલવણીનો " તેમાં સમાવેશ થાય છે. બ્રીટીશ રાજ્યના જમ્યા પછી હજુ પણ શ્રીકૃષ્ણ રજસદ્વારા ઉચ્ચ સાત્વિક દશા ઉપજાવવાનું કાર્ય કેવી રીતે ચલાવે છે તથા આલસ્યને દૂર કરવામાં અને તેને બદલે પ્રવૃત્તિનું સ્થાપન કરવામાં તે કેવી રીતે આપણને અનેક પ્રકારે મદદ કરે છે, એ જાણવા માટે વર્તમાન ઇતિહાસનાં વૃત્તાંતો જાણવાની જરૂર છે. તેમની સીધી મદદને આપણે વારંવાર અવળા માર્ગોમાં વાળીએ છીએ પરંતુ ભૂલો અને ખામીઓ દ્વારા તેની અદૃશ્ય અને અસ્પર્શ્ય શક્તિની મદદ વડે આપણે વૃદ્ધિ પામીએ છીએ; ઇતિહાસના બંધારણના આંતર્માં પણ હમેશાં આ શક્તિનો સમાવેશ થાય છે.

---

# કર્મ–વિપાક.

( અનુસન્ધાન, ગતાંક પૃષ્ઠ ૧૫૫. )

( મંગલ. )*

હવે આપણે શુભ કર્મોથી ઉત્પન્ન થયેલી આકૃતિઓ, તેમનાં વહન, કૃતિ, અને પરિણામ યથાશક્તિ જોઈ લીધા પછી અશુભ કર્મોથી ઉત્પન્ન થયેલી આકૃતિઓ. તેમનાં વહન, કૃતિ અને પરિણામ જોવા તત્પર થવું જોઇએ એ આકૃતિઓ પણ પેલી શુભાકૃતિઓની જ સમાન હોય છે. પણ તેનાં રૂપો, રંગો, આકારોમાં અને ગુણોમાં ઉલટાપણું જોવામાં આવે છે. બંનેનું વહન તો વરાળથી વ તા રસ્મમાં એક બીજાની સામસામે હોય છે જેમ એક ઉર્ધ્વ ગતિમાન હોય છે, ત્યારે બીજું ત્હેની ઉલટી દિશામાં હોય છે. એટલે ત્હેના ઉત્પાદકભાવકની સમક્ષ આવવા ત્હેના નિયામકની રાહ જોતું જોવામાં આવે છે. આ પ્રમાણે વાતાવરણની અન્દર શુભ કર્માકૃતિઓ અને અશુભ કર્માકૃતિઓ, તેમ જ તે બન્નેના ઓછા વત્તા પ્રમાણથી બનેલી કર્માકૃતિઓ ત્હેના યથાસ્થિત આકારોની આસપાસ લંબગોળ પરિવર્તનોની અન્દર સ્થિત થયેલી જોવામાં આવે છે. લંબગોળ પરિવર્તન અને અંદર રહેલી આકૃતિઓની વચ્ચે ઝાંખા વાદળાં જેવા અર્ધપારદર્શક પદાર્થ પણ જોવામાં આવે છે. તે અર્ધપારદર્શક પદાર્થ પોતાના રંગમાં દિનપ્રતિદિન નવીનતા તેજસ્વીતાની કે મલિનતાની પ્રાપ્તિ કર્યા કરે છે; અને નિયામકના સંપૂર્ણ આજ્ઞામાં આવ્યા સિવાય પોતાનાં મૂળ સ્વરૂપને બદલાવતા નથી. આ પ્રમાણે થવાથી આકૃતિઓ પણ નિરન્તર વૃદ્ધિ ક્ષયને પામ્યા કરે છે, એમ સમજશો નહીં. ઘણીવાર સુધી પોતાના અમુક સ્વરૂપને જાળવી રાખે છે. ત્યાર પછી પણ જો ત્હેમાં વૃદ્ધિ થયા કરતી હોય તો પેલું સપાટ પારવર્તન–છબિમાં જોવામાં આવે છે તેમ સપાટ હોય છે. તે નર્મદેશ્વરના શિવબાણ પેઠે ઘનાકારમાં થવા માંડેછે અને છેવટે એક યથાસ્થિત ઘનાકાર લંબગોળ ઉત્પન્ન થઈ અવકાશમાં રહે છે. ત્હેનાં યોગ્ય સ્થાનો નિયમિત કરવામાં આવ્યાં હોય છે. આ પ્રમાણે અસંખ્ય લંબગોળો આ વિશ્વની અન્દર પરિભ્રમણ કરી રહ્યાં હોય છે, અને તે સર્વનો એક વ્યવસ્થાપક–નિયામક ત્હેની નિરન્તર વ્યવસ્થા કર્યા કરે છે, અને ત્હેને "અનન્ત કોટિ બ્રહ્માંડનો ધણી" કહેવામાં આવે છે. જો કે સમગ્ર વિશ્વનો તો આથી પણ ઘણે વિસ્તાર છે. મહા પ્રભુ તે સર્વનો નિયન્તા છે. તે નિરંજન–નિરાકાર–નિર્ગુણ સ્વરૂપમાં હોય છે, ત્યારે તે અકર્તા હોય છે. પણ જ્યારે તે પ્રતિભાવાન–સાકાર–સગુણ હોય છે, ત્યારે ત્હેમને " અનન્ત કોટિ બ્રહ્માંડનો ધણી" કહી શકવામાં કાંઇ પણ વાંધો નથી. આવે સમયે તે પોતાના કર્તા તરીકેના સત્ય સ્વરૂપમાં પોતાને હાથ આવી મળેલાં બ્રહ્માંડોની બરાબર વ્યવસ્થા કરવાને પોતાની શાન્ત ગમ્ભીર મુદ્રાને ચપળતાથી ચોતરફ ફેરવતો અને ગોઠવતો કાર્ય પરાયણ–પ્રવૃત્તિ માર્ગમાં અહોનિશ ગુંથાયલો જોવામાં આવે છે. શું ? ! ખરે ! આ એક આશ્ચર્યજનક નથી ? આશ્ચર્ય તો આમાં પગલે પગલે છે, અને આવા ગંભીર વિષયમાં જોઇએ તેટલું આપણે બતાવી શકીએ નહીં, તો પણ જરા વિચારીને જોતાં જણાય છે કે પેલાં લંબગોળ પરિવર્તનો સંપૂર્ણ ઘનાકારમાં થયા સિવાય ત્હેમાંથી કિરણોનું વહન થઇ શકે નહીં. આ

---

* લેખક—રા. રા. મહાકર નાગર.

સિવાય કેટલાંક આકૃતિમાં નહીં આવવા યોગ્ય કર્મોથી ઉત્પન્ન થયેલાં ફળો છે. જે તાત્કાલિક કે સહેજ સમયમાં પરિણામ લાવવા તત્પર રહે છે. હેને છુટાં રાખવામાં આવે છે. પ્રમાણમાં આવતાં યોગ્ય કર્મોનું જ કથન કરવામાં આવે છે. બાકીનાં જુદાં રાખવામાં આવે છે. એવાં જુદાં રખાયલાં કર્મ ફળો અતિ તીવ્ર સ્વરૂપમાં હોતાં નથી, અને તેથી હેની ગણના બહુ ઉત્તમ પ્રકારે કરવામાં આવતી નથી. માટે આ જગ્યાએ હેનો અતિ વિસ્તાર અયોગ્ય ઠરે છે. હવે લંબગોળ પરિવર્તનો ઘનાકારમાં આવ્યા પછી હેનાં કિરણોનું વહન શરૂ થવા માંડે છે. આ કિરણો જો અશુભ કર્મોથી ઉત્પન્ન થયેલી આકૃતિઓમાંથી વહન કરતાં હોય છે, ત્યારે તે કર્મકારને તે કિરણો પોતાના રંગમાં રંગતાં થાય છે. મતલબ કે મનુષ્યનું જે આન્તર તેજ કે પ્રાણ વહનબળ હેમાં પ્રવેશ કરતું જાય છે, અને મનુષ્યતેજ જેને કહેવામાં આવે છે, તે ધીમે ધીમે પોતાના મૂળ તરફ સંકેલાતું જાય છે અને છેવટે તે બદ્ધ થઈ જાય છે; આવે સમયે આન્તર તેજને બરાબર ઓળખવા વાળા જોઇ શકે છે કે અમુક વ્યક્તિને દુખે ઘેરવામાં આવી છે, અને તે અમુક પ્રમાણમાં છે અને તે પ્રમાણ બળ હજુ વધતું જાય છે છેવટે તમામ આવી મળવાનું જણાય છે. છેવટમાં તો સર્વ કોઇ જાણે છે. પોતે જાણનાર જાણે છે તેવે સમયે હેના અંગિતો અથવા એટલો સંબંધ ધરાવતાજનો પણ જાણે છે, આપણે પહેલાં કહ્યું હતું કે "કારણમાલિકામાં જે કારણો પહેલાં છે તે પશ્ચાત્ આવીને ઉભાં રહે છે" તે યથાર્થ સત્ય છે અને ભાન થાય છે કે અમુક અમુક ક્રિયાઓ થવાની હતી, માટે અમુક અમુક સંયોગોમાં આપણે મૂકાયા. કારણમાલિકાનાં બધાં કારણો આપોઆપ ખુલ્લાં થઇ જાય છે. કેટલાકને તો આ પ્રકારનું પણ જ્ઞાન નથી હોતું, તો આગળ વિશેષ જ્ઞાન તો ક્યાંથી જ હોઇ શકે? એ જ્ઞાન શક્તિ કંઇ બધાં મનુષ્યોને હોઈ શકે નહીં. શુદ્ધ સદાચારથી જેઓનું મન અને આન્તર નિર્મળ હોય, અને બીજાઓનાં આન્તર તેજો જોવાનો જેમણે અભ્યાસ કરેલો હોય તેઓ જ માત્ર જોઇ શકે છે. યોગબળથી પણ આવી કેટલીક શક્તિ મળી શકતી હોય એવું પણ જોવામાં આવે છે. મન અને આન્તર તેજની સાથે બુદ્ધિ શક્તિને પણ સંબંધ હોવાથી અશુભાકૃતિઓનાં કિરણોનાં વહન સમયે તે બુદ્ધિ શક્તિ પણ મન્દ થઇ જાય છે. તેમાં જરાએ પણ સ્પન્દ ચાલતા નથી. અને એટલા જ માટે એક જગ્યાએ ગાવામાં આવ્યું છે કે—**प्रत्यासन्न विपत्ति सूक्ष्मनसां प्रायो-मति क्षीयते** " આમા તો **क्षीयते** એટલે નાશ પામી જાય એમ કહ્યું છે, પણ નાશ થયા પછી ફરી ઉદ્દભવ સંભવતો નથી, નહિ જ આપણે મન્દ થઇ જાય છે એમ કહ્યું છે તે વ્યાજબી છે, અને **प्रायः** શબ્દ ઘણું કરીને છે. બધી વખત બધી દિશાઓના આમ હોતું નથી. એમ નહીં હોવાનાં પણ કેટલાક કારણો છે. પેલાં વદનો આન્તર તેજને જોઇએ તેટલાં દબાવી શકતાં નથી. અને હેમના મુખ સુધી પાછાં લઈ જતાં નથી. તેથી દુખને સમયે પણ સમય સમજી જનારા પુરૂષો ચતુર ગણાય છે. અનેતેમાંથી ડાહ્યાં માણસો તરીકે ગણના થઇ શકે છે. આન્તર બળને વધારવાથી શું લાભ છે, તે આમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે.

હવે તે આન્તરબળ—મનુષ્યતેજ અથવા આત્મબળ શી રીતે પ્રાપ્ત કરી શકાય, હેને શી રીતે સંવર્દ્ધન પમાડી શકાય, અને ત્યારપછી હેનું શી રીતે સંરક્ષણ કરી શકાય. આટલું અગર હેનો કોઇ પણ અંશ આપણે જાણવો અતિ આવશ્યક છે. કારણ કે તે અતિ ઉચ્ચમાર્ગની દિશા બતાવનારા નિયમોમાં આવી જાય છે. જુઓ કે આ વાર્તા કાંઇ નથી

નથી. પણ ત્હેને ત્હેના ખરા સ્વરૂપમાં બતાવવા જતાં તે નવીન રૂપે ભાસે છે. આ વિશ્વની અન્દર અનાદિ કાળથી દિશાઓના માપ સિવાય એક એવા પ્રકારનું વહન ચાલ્યા કરે છે કે જે મનુષ્યોની સાધારણ કલ્પનામાં પણ ન આવી શકે. વળી જેની અંદર પેલાં સંજોગોના પરિવર્તનો તથા તે સિવાયનાં અન્ય કર્મફળોનો સમાવેશ થઈ જાય છે, કર્માકૃતિઓ જેની અંદર લય પામે છે વળી છૂટી પણ પડે છે. એવા એ અસીમ મહાન વહનમાં સર્વ સૃષ્ટિઓનો પણ સમાવેશ થઇ જાય છે. એ વિશ્વના વહનનો ક્રમ એક અવિચ્છિન્નપણાથી ચાલ્યો આવે છે અથવા ચાલ્યો જાય છે. તે વહનના ક્રમને ઓળખવાથી મનુષ્યો પોતાનું આત્મતેજ વધારતા થાય છે. ઓળખીને પણ બેસી રહેવાનું નથી. ત્હેના નિયમોને પગથીએ પગથીએ જવાથી ઘણી સારી રીતે તે વહન આપણા પ્રાણવહનોની સાથે એકતા પામવાને યોગ્ય થાય છે જો વિશ્વના વહનની સાથે આન્તર વહન એકતા ન પામે તો સમજી જવું કે આપણો રસ્તો ભૂલ ભરેલો છે અને એ રસ્તો હવે બદલાવવાની પણ જરૂર છે. પણ તે એકતા પામે છે કે કેમ? એ વિચારવું અને જાણવું બહુ મુશ્કેલ છે. તે સિવાય તો રસ્તો ભુલ ભરેલો છે, એમ શી રીતે જાણી શકાય? કોઇ વ્યક્તિને આ બાબતની બહુ લાંબા વખત ગયા પછી ખબર પડે છે, અને ઘણાઓને બહુ થોડી મુદતમાં જણાઇ આવે છે. આત્મ સંયમ જે એક બળવત્તર સાધન છે, તે જો સ્થુલશરીરની શક્તિઓ નાશ પામ્યા પછી અગર ઘસાઇ ગયા પછી પાળવામાં આવે છે, તો બહુ ફળદાયક નથી. તેમ જ બુદ્ધિ અને મનોવૃત્તિઓ ત્હેના સત્યમાર્ગથી વિચલિત થયા પછી પણ આત્મસંયમ જોઇએ તેવો ફાયદો કરી શકે નહીં. બુદ્ધિ શુદ્ધતર હોય, મનોવૃત્તિઓ મોહ પામેલી ના હોય, ચંચળ હોય ત્હેની ફિકર નહીં, તો જ આત્મ સંયમ વિશેષ અને જલ્દી લાભ આપી પેલા વિશ્વના વહનની સાથે આન્તર વહનની એકતા યોજે છે. વૃત્તિઓમાં વારંવાર થતાં ખળભળાટ. બુદ્ધિમાં વખતો વખત થનારા મોહપાશો અને ઇન્દ્રિઓના ચંચળ મનોરથોના પાર જવામાં આવે તો બેશક ઘણું ઉત્તમ પરિણામ આવવા સંભવ છે અને તેથી ફળ એ થાય છે કે વિશ્વના વહનની સાથે આન્તર વહન જોડાવા માંડે છે. જો કે એની સમાન થઇ શકતું નથી પણ જોઇતું મેળવી શકાય છે. આમ થાય છે કે નહીં એ બતાવવાને અમારી પાસે જોઇતાં દૃષ્ટાન્તો નથી. પણ જેમ એક દીવાને ઓળખાવવા બીજો દીવો બતાવવો એના જેવું છે. આ પ્રમાણે થયા પછી મનુષ્યતેજ વૃદ્ધિંગત થતું જાય છે. એ વૃદ્ધિંગત થયેલા તેજને સાચવી રાખવાના પણ નિયમો છે. એ પગથિયાની છેવટ ભૂમિકા વિશ્વદૃષ્ટિ છે. પ્રાચીન કાળમાં આવા નિયમોનો સખ્ત અભ્યાસ કરવામાં આવતો અને તેથી વિશ્વદૃષ્ટિને મેળવવામાં વચ્ચે આવતાં આડાઅવળા નિયમોનો પરિત્યાગ કીધા પછી એક સરલ માર્ગે યથાસ્થિત નિયમોની ક્રિયાને આધારે ઘણી સેહેલાઇથી પણ આ કાર્ય આરંભવામાં આવતું અને અન્તઃસ્થિતિનું દિગ્દર્શન પણ એજ પ્રમાણે જોવામાં આવતું. એક અખંડ—અસીમ વિશ્વવહનની સાથે એવાં અનેક પ્રાણવહનો જોડાઇ રહેતાં હતાં. જે પ્રમાણમાં પેલું આત્મબળ વૃદ્ધિ પામીને પેલા વિશ્વ વહન સાથે સંયોજાતું, તે જ પ્રમાણમાં ત્હેને વિશ્વવહનમાંથી પ્રાપ્ત થવાનું તે થઈ શકતું. જો કાંઇ પણ વિક્રિયા ન થઈ હોય અને એક સરખા પ્રમાણના પ્રવાહથી વિશ્વવહન વહ્યા કરતું હોય તો તો વૃદ્ધિંગત થયેલા આત્મબળને કાંઇ પણ આઘાત પહોંચી શકે નહીં. એ એક વાસ્તવિક બાબત છે. પરન્તુ જ્યારે પેલા વિશ્વ-

વહનમાં સહેજ પણ ફેરફાર થાય છે, ત્યારે પેલા અનુસન્ધિ—પ્રાણુબળને પણ ખળભળાવે છે અને તેના આધારરૂપ મોજાંઓનું પરિવર્તન આત્મ તેજ ફરતું ફરી વળે છે અને આન્તર તેજને દબાવે છે. ત્હેનાં મોજાંઓ અનેકવિધિથી આત્મબળને પાછું ખસેડે છે. નિર્બળત્વ પ્રાપ્ત કરાવે છે. બળના અને વહનની વિક્રિયાના પ્રમાણમાં ઓછોવત્તો ફેરફાર કરે છે. બરાબર રીતે વિશ્વવહનની સાથે સંધિ પામેલું આત્મબળ જ્યારે શિથિલતા પ્રાપ્ત કરે છે ત્યારે વિના પ્રયાસે અમુક પ્રદેશમાં કાંઇ પણ ઉથલપાથલ થવાની છે, એમ અગાઉથી તેઓ સમજી જાય છે. આ પ્રમાણે ભવિષ્ય જે અગમ્ય છે ત્હેને ઓળખવાની શક્તિ ત્હેઓનામાં અનાયાસે આવી જાય છે અને શકિતના પ્રમાણમાં ભવિષ્યને તેઓ જોઇ પણ શકે છે. તેઓનાં દૃષ્ટાન્તો આવી મળવાથી નિશ્ચિત સ્વરૂપમાં તેઓ ત્હેને ઓળખી શકે છે. આત્મબળ જેઓનું હણાઇ ગયું જણાય છે તેઓનું મનુષ્યતેજ કાંઇ આકસ્મિક અનિવાર્ય આનન્દથી ઉભરાઇ જાય છે એમ જોવામાં નહીં આવે પણ કોઇ શ્યામ રંગના આચ્છાદનથી ઢંકાઇ ગએલું જણાય છે અને જોવામાં પણ તેમ જ આવે છે. અશુભ કર્મથી ઉત્પન્ન થએલી આકૃતિઓમાંથી કિરણો જ્યારે વહન કરતાં હોય છે, ત્યારે તેઓ ક્રમે ક્રમે મનુષ્યતેજ—મુખ પ્રભાને મ્લાન કરતાં—આવરતાં જણાય છે. જેમ વહન વૃદ્ધિંગત થતું થતું સમિપ સમિપ આવતું જાય છે તેમ તેમ મુખપ્રભા વિશેષ વિશેષ મ્લાન થતી જાય છે અભ્યાસી જોઇ શકે છે કે આ પ્રકાર એક માણસની જીંદગીમાં અનેકવાર બને છે. અનેક જીંદગીઓમાં આ પ્રકારનાં રૂપાન્તરો વખતો વખત જોવાથી અને ત્હેનાં પ્રમાણભૂત પરિણામોથી ત્હેમને નક્કી ખાત્રી થશે કે અમુક પ્રકારનું રૂપાન્તર કોઈ અમુક પ્રકારના પરિણામને દર્શાવનારૂં છે. અભ્યાસમાં જેમ જેમ આગળ વધતા જશો તેમ તેમ વધારેને વધારે અનુભવિ થઇ શકશો. ત્હમારા પોતાના જ અનુભવો ત્હમને અગમચેતી આપશે અને બીજાંઓને પણ અગમચેતી આપવાનું બની શકશે. કદાચ અનિશ્ચિતતાના રૂપમાં હશે તો, સ્પષ્ટ નહીં કહી શકો તો પણ ત્હેને માટે જોઇતા ઇલાજો ત્હમે યોજી શકશો, આ પ્રમાણે સાવધાનતા જે આ સંસારમાં અતિ અગત્યની છે, તે મેળવી શકાય છે અને પોતાને મળેલી એક પ્રકારની એ શક્તિનો લાભ બીજાઓને આપી શકાય છે આનું નામ જ પરોપકાર છે અને તે **सतां विभूतयः** છે.

એવા આ વિશ્વના વહનમાર્ગમાંથી અનુભવ પ્રાપ્ત કરનારા પુરૂષોને આપણે સન્ત—કે મહાત્મા તરીકે ઓળખીએ છીએ. તેઓના ઉપદેશો મુગ્ધ હોય છે અથવા અલ્પભાષી કે મિતભાષી હોય છે, અસારની કળાઓથી તે પ્રકાર કાંઇક જુદો જ છે, તેઓ મિતભાષી હોય છે, તો પણ ત્હેમનું આન્તર કાંઇ બોલતું જ હોય છે અગર જાગતું જ હોય છે, અને તેઓ પેલા વિશ્વવહનમાંથી પોતાને જોઇતું બળ મેળવતા અને વધારતા જાય છે. તેઓ એકાન્તનું સેવન કરનારા હોય છે તેનું કારણ કે અનેક મનુષ્યોના સંસર્ગમાં આવવાથી તેઓના વહન સંબંધ તૂટી જાય છે અગર નબળા થઇ જાય છે અને માયાવી આવરણોના પાસ પડ લાગતા જાય છે, છેવટે તે એક મહાત્મ્ય પદ ઉપરથી ઉતરી જઇ એક સાધારણ જન સમૂહમાંના એકરૂપે તેઓ ગણાય છે; માટેજ તેઓએ અભ્યાસને ઉત્તમ માનેલ છે અને તે એટલા જ માટે કે ત્હેમના પ્રાણવહનનો સંબંધ પેલા વિશ્વવહન સાથે ઉત્તમ પ્રકારે યોજાયલો રહે અને ત્હેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી જાય.

———

(ચાલુ.)

# સુદર્શન.

તંત્રી. પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી — [illegible]

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૨૨. અંક. ૯–૧૦. ] ( માસિક ) [ જુન–જુલાઇ. ૧૯૦૭. ]

વિષયાનુક્રમ — પૃષ્ઠ.

વાત્સલ્ય પ્રેમબલ ........ ૨૫૭
હિંદુઓની સામાજીક સુધારણા ........ ૨૬૨
દ્વાદશ જ્યોતિર્લિંગ અને યાત્રા પ્રકાર ........ ૨૭૨
ઉન્નતિ અને અવરોધ ........ ૨૭૫
કર્મ–વિપાક ........ ૨૮૨
રા. રા. મનઃસુખરામ સૂર્યરામનો દેહત્યાગ ........ ૨૮૭
નરહરિકૃત જ્ઞાનરમણી ........ ૨૮૯
માયા—વાદ ........ ૨૯૩
હિંદુતત્વશાસ્ત્રનાં ત્રિદર્શનોની એકવાક્યતા ........ ૩૦૧
ધર્મોની બંધુતા ........ ૩૦૮
ભાવ બોધિની ........ ૩૧૩

અમદાવાદ યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

આદ્યદ્રષ્ટા
એક અભેદમાર્ગ પ્રવાસી.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી.—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૂઢ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૯. ] ( માસિક ) [ જુન. ૧૯૦૭. ]

## ॥ વાત્સલ્ય પ્રેમવલ. ॥

( મળેલું. )

એ મ્હારૂં શુભ પાંચમા વરસનું ક્યાંહીં ગયું ? બાલુડું,
સંભારી મધુરાક્ષરો દિન દિશા એકાન્તમાં જે રડું;
આવે છે જયમ યાદ તેમ મુજનું હૈયું ભરાતું જતું,
કેવું તે મુજ આગળે ઘડી ઘડી " બા, બા " કહી બોલતું,

ચેષ્ટાઓ કરતું અનેક નવલી-તે આજ ઉડી ગયું,
મ્હારૂં એ જીવતું હતું રમકડું-શું ! આજ ચાલ્યું ગયું;
પાણી હું ભરવા જતી-નિરખતાં બ્હીલીય મ્હોટી થતી,
સાથે ત્ય્હાં લઈ જા મ્હને સૂચવતું-ત્હોએ હું ચાલી જતી.

આવું કાંઈ ઉતાવળી ઝટપટે,-પ્રેમે ભર્યા ભાવથી,
રોવામાંય મીઠાશ કૈં નિરખતી,-ને સ્નેહ જોતી હતી;
ખોળામાં ધવરાવતી જતી હતી, ને આંસુ લ્હોતી હતી,
ભિંગ્યાં ખાબિરકાં અહો ! શિરપરે, તે સર્વ સંકેરતી.

આઠી વાર રમાડવા મન કરી આનન્દ લેતી હતી,
એવી એ છવિ ક્યાં ગઈ ? નજરથી-સન્તાપ થાએ અતિ;
ગુંથાણી કદિ કામમાં અતિશયે ત્હોએ નહીં ભૂલતી,
એ મ્હારા રસ પ્રેમની સુપ્રતિમા હું પૂજતી પ્રેમથી.

નિદ્રામાંય વદાય બાળક તણું તે નામ સ્નેહે કરી,
હું એનાં લટકાં નથી વિસરતી રે ! એક આધી ઘડી;
સૂનાં આ મુજ આંગણાં ખળભળે રે ! બાળ ત્હારા વિના,
નાચન્તું મુજ આ, ફળી તુજ થકી-દુઃખી દિસે તું વિના.

" બા, ભૂ, પા " કહીને મ્હને કનડતો તે યાદ આવે હજી,
પ્હેરેલો મુજ સાડલો ગ્રહી ગ્રહી ને ખેંચી જાતો તહીં;—
પ્યાલો ત્યાં જળનો ભરી તુજ મુખે હું સ્નેહથી માંડતી,
ને પીતાં જળ કેટલીય કરતો ચેષ્ટાળી સંભારતી.

લાવું હું હજુ કેટલું સ્મરણમાં-ભૂલી જરાએ નથી,
તે ત્હારા વિણ-કેટલી દુઃખી થતી ક્હેવું ક્હોને કથી;
થાકી તું રમતોથી આવી ઘરમાં પાણી પીને હાંફતો,
બા-પુ-તું અહીં બેસ એમ વદતી રે ! ત્હોય ચાલ્યો જતો.

લાગે ભૂખ અને તૃષા રખડતાં—તે ભાન કાંઈ નથી,
રહે લાગી રમતે સમાન વયમાં-સંભારતા તે હજી;
એ ત્હારા સહુ દોસ્તને નજરમાં ન્યાળી હું રોઈ પડું,
ભૂલાવા કરૂં યત્ન તેમ બમણું રે ! દુઃખ થાયે ખડું.

પેલી જો ' ઘર કોલડી ' તુજ તણી વીંખાઈ ગ્યેલી પડી,
ને ત્હેમાં સહુ ગોઠવ્યાં રમકડાં, ભૂલું શી રીતે ?, ઘડી.

" ક્યાં ચાલ્યાં શણગારી આજ વહુ આ આ દીકરાને નવો "
એવા શબ્દ શુણી હવે હૃદયમાં આનન્દ ક્યાં ? પામવો ! !

બાળે ચર્ ચર્ ચિત્ત આ તુજ વિના પોષાક ત્હારા બધા,
રાત્રીએ નથી જંપતી પણ જરી રે ! બાલ ત્હારા વિના.

ગાતી ગીત અનેકધા સ્વર પૂરી ને હીંચકાવ્યે જતી,
એ લાગે સહુ આજ પારણું મ્હને ખાવાય ધાતું અતિ;

બેઠો પારણિયે ગંભીર થઇને, કૈં ગીત તું સાંભળે,
માથું ફેરવતો અરે ! ગણગણે સંભારી હૈયું રડે.

તે "હિં" તું હીંચકાવતાં પડી ગયો ને ખુબ રોયો હતો,
મ્હારૂં દૈવત તે સમે જતું રહ્યું, ને કલેશ વાધ્યો હતો;
માયા એહ મુખારવિંદની મ્હને શું ! વ્હાલ વ્યાપી રહે,
એવું સુખ હવે ન ક્યાંઈ જગમાં-! વિચાર ખાન્યા કરે.

મામાએ તુજને કહેલ વચનો સંભારૂં હું આ સમે,
આ મ્હારૂં મન વ્યાકુલું બનીં બની ઉદાસ થૈને ભમે;
મ્હોટી મા રડશે અરે ! તુજ વિના ખોળે તું જેને રમ્યો,
ને પેલી ભગિની અરે ! તુજ વિના સંતાપ શું પામશે.

હું એના મુખ સ્હામું સ્હામી નજરે-માંડી ન જોઈ શકું,
રાતાં લોચન તેહનાં તવ વિના-ના જોઈ સાંખી શકું.

પ્રાતઃકાળ થતાં તું જાગી જઇને ખાવાનું કૈં માગતો,
જો થાતી તહીં વાર, તો અવનવાં તોફાન કૈં માંડતો;

ઢાંકેલું ગઈ રાત્રીનું સમિપમાં ભેસું હું ખાવા દઈ,
પીવાનું જળ લાવવું તુજ કને રે ! કાંઈ ભૂલી જતી;
ધાર્યું જો જલદી કરૂં ન તુજનું તો ત્ય્હાં તું આંખો ભરે,
આવે ત્યાં કરૂણા અરે ! તુજપરે તે સર્વ ઇાં સાંભરે.

લાવીને જળ આપતી ઉભો થઈ હું પાણી પ્યાલો ભરી,
પાતી તે સ્મરણે ન્હડે હરનિશા, ને રોઈ, આંસુ ભરી;
પેલો મોજડીઓ શીવીં તુજતણી તૈયાર લાવ્યો હતો,
હું ત્હેને નવ ઉત્તરે દઈ શકી રે ! ભાઈ તું ક્ય્હાં ગયો ? !

કાલું બોલ જરીકતો મુજ મને સંતાપ આ સૌ મટે,
છે, તું તો હજી જીવતો, નથી ગયો આ ચિત્ત એવું રટે;
રે ! ભામા ભૂલવે મ્હને ઘડી ઘડી શું ! આ બધું થાય છે,
શું જાણું જુઠ સાચ કેટલું હશે, આ જીવ મુંઝાય છે.

* * * * * *

અત્યારે તુજ તાતને ખબરથી કેવી દશા થઈ હશે,
રોતું અન્તર ત્હેમનું ઠકળતું રે! કોણ જાણી શકે;
જેવી મ્હારી દશા થઈ અહીં અરે! તેવીય ત્હાં થઈ હશે,
દુઃખોનાં સહભાગી દૂર વસતાં—દુઃખો વધે છે ખરે!

આંસુ નીગળતાં અતિ ટપકશે તે પૃથ્વી જોતી હશે,
તે પોતે ઉરમાં ધરી સુકવશે, ને ધૈર્ય દેતી હશે;
વાયુના પ્રઃશ્વાસ ઉષ્ણ નીકળી ને ગાત્ર કંપાવશે,
પોતાની સ્થિતિ લક્ષમાં લઈ જુઓ હે! દુઃખી જીવો બધે.

ત્હારા ઉપર ત્હેમની શું મમતા ભૂલાય ના મ્હેં કદી,
સંભારૂં હજુ કેટલું રડી રડી—સંતાપ વાધે અતિ.

* * * * * *

ઉગ્યો એક દિને તું ભાઈ રજનિ-બેઠાં અમે બે જણાં,
પેલો દીપ હમારી સર્વ ચરચા જોતો હતો એકલો;
રાતો હર્ષ થકી પ્રફુલ્લ બનતો-આનન્દથી ડોલતો,
બંનેનો રસ જામી એક થઈને ત્હારા પરે રેડતો.

જોયાં આ જગમાં અમે જનમીને સૌન્દર્ય તો પારના,
કિન્તુ તે તવ આગળે હજી સુધી નિષ્પ્રેમ લાગ્યાં બધાં;
મ્હારો પ્રેમ અનેકધા તવ પરે વાધ્યો જતો શું હતો,
તે રસનું ઝરણું તું દાટી દઈને રે! ભાઈ તું ક્યાં ગયો!!

વાધે છે પરિતાપ આજ અમહો સંભારતાં સામટો,
ને શોકાનલ એકલો અજવલી આ ચિત્તને બાળતો;
વિશ્વે થાય સબંધ સાથ વસતાં ને પ્રેમ ત્હાં જામતો,
પેલો દુષ્ટ કરાળ, કાળ સહુના રે પ્રેમને પીંખતો.

આવ્યો તું અવતાર લઈ અમ ઘરે શું સુખ દીઠું કહે?
જો જન્મ્યો નવ હોત આ ઘર વિષે તો પ્રીત શાની દહે;
પ્રેમીલાં જન પ્રેમ ઓળખી શકે સંબંધમાં આવતાં,
રે! મ્હારા શુભ બાલ વ્હાલ સમરૂં, આંસુ ભરાઇ જતાં.

સાચું કોઈ સગું નથી જગતમાં એવું અમે જાણીએ,
માયાથી બની લિપ્ત આમ સઘળી જંજાળ સંભારીએ;

જન્મ્યું તેહ ખચિત જાવું સરજ્યું તે લેખ વિધિ તણા,
મિથ્યા કેમ કદાપિ તે બની શકે-છિ સાંચી વિટંબણા.
આત્મા જન્મ અનેક દેહ ધરીને ચૈતન્ય દર્શાવતો,
ખેલી ખેલ અમાપ આપ રૂપમાં અન્તે સમાઈ જતો;
જો-કે નાશ થતો નથી જગતમાં-જ્ઞાની કૂહે સાંભળ્યું,
માટે હે! વીર, શોક હું તજી દઈ-ત્હારેય પન્થે પળું.

મહડાકર—નાગર.

---

**મનન.**

પરિપાક પામતા સ્નેહનું વિલાઈ જવું, એ એક આ દુનિયામાં મહા ખેદનો વિષય છે, ત્હેમાં અનેક આશાઓનું નિરાશાપણું છે, અને તેથી આ સંસારનું બન્ધારણ બહુધા ખળભળી ઉઠે છે, અને સ્વાભાવિક રીતે પ્રેમી ગણાતાં માયાવી માનવીઓને પણ પોતાને તરંગે ચ્હડાવે છે, આમાં એક એવાજ ચિત્રનું અવલંબન છે; શોકનો વિષય, અને ત્હેમાં પણ આવા નવિન પરિપાક પામતા સ્નેહનો લય થતાં ઉદ્દભવનેર શોક-શાબ્દ રચનાની બહારનો વિષય છે, અવર્ણનિય છે.

કેટલીક મુદત વિત્યા બાદ શોકની સ્થિરાવસ્થા થતાં આ હૃદ્દગાન થયું જણાય છે, ત્હેમાં પણ અત્યારે તે બાલા સર્વથી વિખુટી પડેલી, અને દુનિયાની એકાન્તતા અનુભવતી પોતાનાં માણસોથી ભરપૂર ભરેલા ગૃહમાં પણ આવા દશાને પાત્ર થઇ છે, ત્હેનુ કારણ એના વાત્સલ્ય પ્રેમનું પ્રાબલ્ય બતાવી આપે છે, અને એ પ્રેમની સતારના તાર એના કાન આગળ ઝણુ ઝણી ઉઠે છે, ત્હેના દરેક ધ્વનિને ઇચ્છાથી કે ઇચ્છા વગર પણ સાંભળી રૂહે છે, ત્હેમાં જ ત્હેનુ રૂદન-હૃદય રૂદન "આલાપાય છે; એ પ્રલાપમાંજ બીજાં અનેક આલંબનને પણ પ્રેરે છે. શુન્યતામય વિશ્વમાં રૂદન કરતી કોઈ વ્યક્તિ એકાએક ઉતરી આવે અને ત્હમે ત્હેને દરપા જોનારા હો તો, ત્હમને શું અનુભવ થાય! એ એક કલ્પનાનો વિષય છે. ત્હમે પ્રથમ એજ વ્યક્તિને જ્ઞાન-સ્વરૂપમાં જોઈ હોય, અને પછી આવા સ્વરૂપમાં જોતાં ત્હમને આશ્ચર્ય તો લાગશે, પરન્તુ કિંચિન્માત્ર આશ્ચર્યમાં ગરકાવ થવાનું કારણ નથી. જ્ઞાનનું પરિણામ એકતા યોજે છે, તે આમાં છે, માયાનું આવરણ જ્ઞાનને બદ્ધ કરે, ત્યારે સંકોચ ન પામતાં થતો અવકાશ માયા રોકે છે, અને સંકોચ ન પામેલા જ્ઞાનને વીંટલાઈ વળે છે; એ માયાના આવરણ વાળું જ્ઞાન શબ્દોથી સર્વ યોજનાઓ ઉત્પન્ન કર્યા કરે છે. અને ત્હેમાં જ આખુ વિશ્વ પોતાનાં તંત્ર રચ્યાં કરે છે, પછી કોણ કેટલી હદમાં આગળ વધે છે, તે કહી શકાતું નથી. તો પણ શુદ્ધ સંસારીઓ માયાના વીંટાઈ રહેલા પડને જરા દૂર કરી જ્ઞાન માર્ગની ઝાંખી કરી શકે છે ખરા, અને એમ કરવામાં જ સાર્થકતા મનાય છે. પ્રબલ પ્રેમનું છેવટ પરિણામ પણ એ જ રસ્તે જતું જોવામાં આવે છે, ત્યારે આત્માનું અવિનાશીત્વ ત્હદાં સિદ્ધ થાય છે. એકતા-અભેદ અનુભવાય છે; છેલી કડી એ ફલની સિદ્ધતા સિદ્ધ કરી બતાવે છે. વિશેષમાં વિશેષ નથી. એટલું જ આ સ્થાને કહેવું બસ છે.

મહડાકર—નાગર.

---

# ॥ हिंदुओनी सामाजीक सुधारणा ॥

## । प्रजाकीय दृष्टिबिंदुथी ।*

હમણાં હમણાંમાં દક્ષિણહિંદમાં એક એવી લાગણી ઉભરાતી જાય છે, કે હિંદુ સામાજીક સુધારણા અને ઉન્નતિના લાભની હીલચાલે ગત થોડાંક વર્ષથી સ્પષ્ટરીતે અવળી દિશાઓમાં કાર્ય કરવા માંડયું છે, જેથી હિંદુ પ્રજાકીય જીવનની ઉન્નતિમાં નિર્વીવાદીત રીતે ગાઢ અને યથાર્થ દેશભક્તિયુક્ત સ્વાર્થવાળા કેળવાયલા અને આગળ પડતા આપણા દેશીઓની એક વિશાલ સંખ્યામાં એ હીલચાલ સ્વતઃ અપ્રિય થઇ પડી છે. આ પરિણામ ઉપજાવનારાં કારણોના વાદવિવાદમાં ઉતર્યા વિના એટલું ખાત્રીથી કહી શકાય છે. કે હિંદુ સામાજીક ઉન્નતિના લાભમાં આ હીલચાલને યથાર્થ રીતે લોકપ્રિય બનાવવા માટે કંઇ કરી શકાય એમ છે કે નહિ, એ નિશ્ચિત કરવાની વાત ઇચ્છવા યોગ્ય છે; આથી હિંદુ સમાજમાં પરંપરાપ્રચલિત નિયમોને, આપણા વર્તમાન જીવન અને વિચારની દશાઓ અનુસાર શીઘ્રતાથી તથા સહજમાં બંધ બેસતા બનાવી શકાશે. આવા હેતુ માટે યથાર્થ પ્રજાકીય માર્ગો અનુસાર, હિંદુ સામાજીક ઉન્નતિના કાર્યમાં હિંદુ ગૃહસ્થોનું એક મંડલ બંધાવું જોઇએ; 'હિંદુ પ્રજાકીય મંડલ' અથવા અન્ય કોઇ બંધ બેસતા નામ પ્રમાણે આવા મંડલે કાર્ય ઉપાડી લેવું જોઇએ. યથાર્થ રીતે પ્રજાકીય પ્રકારના હિંદુ સામાજીક વિકાસના લાભમાં હીલચાલ કરવાના સાધન રૂપે આવા મંડલને કાર્ય કરવાનું છે, એટલી સત્ય બાબત ઉપરથી આવા મંડલને જે દિશાએ કાર્ય કરવાનું છે, તે નિશ્ચિત થાય છે; આપણા લોકના સામાજીક અને ધાર્મિક. રૂઢિઓ અને આચારોમાં ખરેખરા હિતકર પ્રકારના કોઇ પણ આવશ્યક ફેરફારોના સંબંધમાં, ધાર્મીક અને સામાજીક સત્તાનાં આપણાં વર્તમાન કેન્દ્રો પ્રતિ બીલકુલ દુર્લક્ષ્ય બતાવવામાં નહિ આવે તેમજ વિરોધિ વલન ગ્રહણ કરવા જેટલા અનાવશ્યક રીતે ઉશ્કેરવામાં નહિ આવે ત્યારે જ આવા પ્રકારનું કાર્ય સંભવિ થકે એમ લાગે છે. સામાજીક ઉન્નતિને આગળ વધારવાના આપણા વર્તમાન પ્રયત્નો સાથે સત્તાનાં આવાં કેન્દ્રોને જોડવાની અગત્યનો હજુ માત્ર અલ્પ સ્વીકાર થયો છે; તેમજ તેમનામાં સદ્‌ભાવ જગાડવાને તથા તેમની સહકારિતા મેળવવાને હજુ સુધી કોઇ પ્રકારનો ફલદાયક નિવડે એવો ચાલુને ચાલુ પ્રયત્ન કરવામાં આવ્યો નથી. પ્રજાકીય દૃષ્ટિબિંદુ અનુસાર પ્રવર્તતો સુધારો, રાજ્ય નિયમાનુસાર દૃષ્ટિ બિંદુથી પ્રવર્તતા રાજકીય સુધારા સાથે નિકટ સંબંધ ધરાવે છે; આ ઉભયમાં ઉન્નતિ અને સુધારા માટેના પ્રયત્નને, યથાર્થરીતે નિયમાયત્ત તથા સામાન્ય રીતે સ્વીકારાયલા જેવા હોય તેવા સત્તાના કેન્દ્ર અને મૂલ સાથે બંધ બેસતી રીતે હમેશાં પ્રવર્તવું પડે છે. આ પ્રમાણે હિંદુ પ્રાચીનતા પરાયણ વૃત્તિને મેળવી લેવી તથા કેળવવી કે જેથી સામાજીક સુધારણાની આપણી વર્તમાન ઇચ્છાઓ સાથે

---

* પ્રો. એમ. રંગાચાર્યરનું દક્ષિણ હિંદમાં આપેલું એક ભાષણ આ વિચારોમાંથી આપણા ગુજરાત પરત્વે પણ ઘણું ઘણું વિચારવાનું મળી રહે એવું હોવાથી અત્રે સંગ્રહવામાં આવ્યું છે.— .ઉપતંત્રી.

સ્વાભાવિક રીતે તે સદ્ભાવ દર્શાવતી બને, એ આવા મંડલે ઉપાડી લઇને પાર પાડવાના કાર્યનો એક અત્યંત ઉપયોગી વિભાગ છે. વર્તમાન અંગ્રેજી કેલવણી પામેલા યુવકોનાં મનને, હિંદુ શિષ્ટાચારનાં ઉપકારક કાર્યો તથા ઉન્નતિશીલ સંસ્કારોપ્રતિ તથા અતિપ્રાચીન અનુભવના એકત્રિત ભંડાર અને કાલની કસોટીએ ચઢી ઉતરેલા પ્રજ્ઞાનપ્રતિ એકતાલ બનાવવાનું, આ મંડલું ધ્યાન ખેંચે એવું ઉપરનાજેટલુંજ ઉપયોગી વધારાનું કર્તવ્ય છે. અમુક શિષ્ટાચારની સંસ્થાઓની નિર્બલ અને છિન્ન ભિન્ન દશા, તેના મનાતા રક્ષકોમાં જ્ઞાનની ખામી તથા તેની ભાવનાઓ અને નિયમો અનુસાર પોતાનાં જીવનોને ઘડનારાઓમાં શ્રદ્ધાની ખામીને જેટલી આભારી છે તેટલી અન્ય કશાને નથી. વર્તમાનમાં છે તેવા હિંદુ પ્રાચીનપરાયણતાને ઉદાર અને જ્ઞાનવાન બનાવવા માટે સારી રીતે ઉભય સાધનો યોજી શકાય એમ છે. આગળ વધેલા પંડિતો શુક્લો તથા ઉપદેશકોનો એક નવીન વર્ગ કેળવવા માટે અમુક કેલવણી સંસ્થાઓ સ્થાપવી. કે જેથી તેમનામાં પણ સામાજીક ઉન્નતિની નવીન ઇચ્છાઓનો ઉદય થાય તથા આપણા એકત્રિત સામાજીક જીવનના સંબંધના નિયમોમાં સમયે સમય આવશ્યક થઇ પડતા અનેકવિધ સુધારાઓ પારપાડવામાં દેશભક્તિપૂર્ણ પ્રયત્નો આદરે, એ પ્રથમ કર્તવ્ય છે. જો આવા હેતુ માટે નાણાં મળી શકે તો આવી સંસ્થાઓની કાર્ય પ્રનાલિ ચલાવવામાં વિગતવાર બાબતોની સંભાળ લેવી મુશ્કેલ પડશે નહિ, જેથી આવી સંસ્થાઓમાંથી યથાર્થ આશા રાખેલાં ફલો ઉપજાવી શકાય. અન્ય કર્તવ્ય એ છે, કે સમયે સમય વિવિધ સ્થલોમાં ગીચ વસતીવાળાં શહેરોમાં પંડિતો અને અંગ્રેજી કેલવણી લીધેલા ગૃહસ્થોની સભાઓ મેળવવાની ગોઠવણ કરવી, જેથી આપણા સમાજમાં વિચાર અને વમવાળાં નવીન અને પ્રાચીન મંડલો વચ્ચે વિચારોનો સ્વતંત્રતાથી અને સહજમાં અદલો બદલો થશે. સદ્ભાવવડેજ સદ્ભાવ ઉત્પન્ન થાય છે, તથા પ્રેમની જાદુઇ શક્તિ કરતાં અન્ય કોઇ પણ મહાન અનુસંધાન કર્તા ઇતિહાસના જાણવામાં નથી. જો હિંદુ પ્રાચીનપરાયણતા, આપણા ઝમાનાના પુરૂષોએ દર્શાવેલા સામાજીક અને ધાર્મીક આચારો સાથે સંબંધ ધરાવતા સુધારાઓના સામે વર્તમાનમાં થતી હોય તો આવી પ્રાચીનપરાયણતા સાથે એકદમ વિરોધ ના કરવો તથા સામાજીક સત્તાના વિચારશીલ બંધનમાંથી છુટા ના થઇ જવું, એ સમાજના શ્રેષ્ઠ લાભ અર્થે અતિ શ્રેષ્ઠ કર્તવ્ય છે. એવા કેટલાક છે, કે જેમનો જીવનઉદ્દેશ હિંદુશિષ્ટાચારને છિન્નભિન્ન કરી નાખવાનો છે, જેથી આવી છિન્ન ભિન્ન દશામાં બની શકે તો તેઓ તેમની મોટી મોટી કામનાઓને પાર પાડે· આવા પુરૂષો હિંદુ પ્રાચીનપરાયણતાની કદાચ નિંદા કરે તથા અન્યને તેમ વર્તવામાં ઉત્તેજન આપે. અન્યપક્ષે જેઓ હિંદુ શિષ્ટાચાર સંસ્થાને વિશેષ ઉપયોગી અને વિશેષ સુધારાના સંભવવાળી બનાવવાનો ઉદ્દેશ રાખે છે, તેઓ સહીસલામત રીતે તથા અનુકૂલતાથી આવા પ્રકારનો માર્ગ ગ્રહણ કરે, એ વિચારમાં પણ ના ઉતરી શકે એવી વાત છે. રાજ્યવિધામાં વર્તમાન દશાઓ માટે જવાબદાર સત્તા સામે. આપણામાંના કેટલાકને એકલાને અથવા સમૂહને જીવવા યોગ્ય જણાતી ઉત્તમ દશાઓ પામવા માટે આપણે આદર્શો બધી ઝડપથી ખળવો ઉઠાવતા નથી. એમ કહેવામાં આવે કે અત્રે આપણે સત્તામાંથી એટલા બધા છુટા નથી બનતા, કારણ કે આપણી તેમ મરજી હોય

તો પણ આપણે તેમ કરી શકતા નથી તથા આ બાબતમાં આપણી શક્તિ અને સ્વતંત્રતા ઉપર મૂકાયલી આવા પ્રકારની હદ હમેશાં જરૂરની વ્યવસ્થા જાળવી રાખવામાં ઉપયોગની છે. ત્યારે શું માત્ર રાજ્ય વિધામાંજ, આપણે અતિ ઉત્સુકતાથી ઉન્નતિ માટે પ્રયત્ન પરાયણ હોવા છતાં શાંતિ જાળવવાને બંધાયલા છીએ ? સામાજીક અને ધાર્મીક બાબતોમાં જેટલી છે તેટલીજ રાજ્યદ્વારી બાબતોમાં વ્યવસ્થા એ ઉન્નતિનું પ્રથમ તત્વ છે. હિંદુ પ્રાચીનપરાયણતાને કેળવવાની અને એકમત બનાવવાની જરૂર આ પ્રકારે સમજાતાં એટલું તુર્ત સંપૂર્ણ રીતે લક્ષમાં આવશે, કે પ્રાચીનતાપરાયણ પંડિતો અને શુકલ વર્ગમાં ધાર્મીક અને સામાજીક બાબતો વિશેનો સુધરેલો સાર્વજનિક અભિપ્રાય, વર્તમાનમાં પણ ઘણી સામાજીક અને ધાર્મીક સત્તા ચલાવતા સ્વામિઓ, મહાધિકારીઓ અને આચાર્યોને, હિંદુ ધાર્મીક જીવન અને વિચારનાં મૂલતત્વો સાથે અથડાઈ ના પડે એવા સર્વ સુધારા પ્રતિ મિઠી નજરે જોતા બનાવવામાં ઘણોજ મદદગાર નિવડશે.

કેટલાકને એમ લાગશે કે વ્યવસ્થાનુરૂપ સુધારણાની આ વિધિ તદન અસંભવિત છે, કારણ કે કોઇ કોઇ વારના તેમના કથનાનુસાર સર્વ હિંદુ ધાર્મીક અને સામાજીક સંસ્થાઓના સત્તાધારી મહંતો એટલાં બધા હઠ પૂર્વક સંકુચિત છે કે તેઓ ઉન્નતિને કોઇપણ પ્રકારે મદદ કરવામાં અશક્ત છે. એટલું કહેવું બીન જરૂરનું છે કે આ અભિપ્રાયને હિંદુ સમાજના ઇતિહાસથી ટેકો મળતો નથી તેમજ જેમાંથી સામાજીક અને ધાર્મીક નિયમો મળી આવે છે એવાં હિંદુઓનાં પ્રમાણ ભૂત શાસ્ત્રોનો પણ ટેકો મળતો નથી. શાસ્ત્રોની યુક્તિયુક્તતા સમજવા માટે તથા કાલદેશ અને બનાવોની બદલાયલી દશાઓ અનુસાર તેમાં સમાવેશ થયલા નિયમોમાં ફેરફાર કરવા માટે જેવી રીતે યુક્તિ ગોઠવવામાં આવી છે તે સમજવા માટે, તેમનો રહેમ નજર અને ગુણવિવેચનપૂર્વક અભ્યાસ કરવાની અસંત આવશ્યકતા છે. આમનો આ પ્રમાણે અભ્યાસ થતાં એટલુ સ્પષ્ટ સિદ્ધ થશે કે યથાર્થ ઉન્નતિના માર્ગમાં તેઓ સ્વતઃ વિઘ્નરૂપ બની શકશે નહિ. શાસ્ત્રો જાતેજ તેમાં જેવી રીતે ફેરફાર કરવાની રજા આપે છે તેવી રીતે ફેરફાર કરવા યોગ્ય હોય એવા નિયમોમાં ફેરફાર કરીને, આપણા દેશની વર્તમાનમાં ફેરવાયલી દશાઓમાં પ્રચાર કરવા યોગ્ય લાગતા લગભગ સઘળા સામાજીક ફેરફારોને આપણે પાર પાડી શકીશું. ખરેખર આપણાંથી પ્રવર્તાવાના કેટલાક ફેરફારો યથાર્થ રીતે સમાજના વ્યાવહારિક જીવનને વર્તમાનમાં છે તેના કરતાં શાસ્ત્રો સાથે વિશેષ બંધ બેસતું બનાવવાની દિશામાં પ્રવર્તે છે. રૂઢિની સત્તા કરતાં શાસ્ત્રોની સત્તા હમેશાં બલવાનછે, એવા આવી બાબતોમાં સામાન્ય રીતે સ્વીકારાયલા આચારના નિયમ ઉપર ભાર મૂકવા વડે, આ ફેરફારો આપણા સમાજમાં દાખલ કરવામાં આપણે ફતેહ મેળવી શકીએ. સુધારો પાર પાડવાની આ વિધિને સ્વીકારતાં એટલો મહાન્ લાભ છે, કે ઉન્નતિ માટેના આપણા પ્રયત્ન ખાસ કરીને પ્રજાકીય બને છે, તથા ઉન્નતિના નામમાં એવું કંઇ પણ કરવામાં નથી આવતું કે જેથી વર્તમાન સમાજીકસત્તાને નિર્બલ બનાવવામાં આવે અથવા પ્રચલિત સામાજીક ઐક્યને છિન્નભિન્ન કરવું પડે. ઉપયોગિતા, જ્યારે માત્ર અમુક વ્યક્તિયો સાથેજ સંબંધ નથી ધરાવતી ત્યારે તે સામાજીક સગવડ અને સુખ માટે

અન્ય નામ છે; આ પ્રમાણે વિચારતાં, આપણે રૂઢિ અથવા નિયમમાં સામાજીક વિકાસ સાધવાના હેતુથી કઈ દિશાએ ફેરફાર કરવો જોઇએ તે દર્શાવી આપે છે. પરંતુ વિચારપૂર્વક બંધાયલી એક ધારાસભાજ, જેની સત્તા પરંપરાપ્રચલિત અસ્તિત્વમાંથી તથા તેનામાં આવશ્યક શક્તિ છે એવા યથાર્થ અને વિશાલ સ્વીકારમાંથી ઉદ્ભવે છે, તેજ ઉપયોગિતા જે જે આવશ્યક ફેરફારો દર્શાવે છે તે લક્ષમાં લઇ શકે તથા તદનુસાર વર્તમાન સામાજીક નિયમોમાં ફેરફાર ઉપજાવે અને સાથે સાથેજ જે ભાવના પ્રત્યે ઉન્નતિની ગતિને બલવાન્ બનાવવાની અને ટકાવી રાખવાની છે તેને લક્ષમાંથી દૂર ના થવા દે. એટલાની ના નહિ પાડી શકાય કે સુપ્રસિદ્ધ ઐતિહાસિક કારણોને લીધે હિંદુસમાજની ધાર્મિક અને સામાજીકધારાસભારૂપ જે હોય તેની સત્તા ઘણીજ નિર્બલ અને નિરૂપયોગી થઇ પડી છે. જ્યાં સુધી આપણે સામાજીક સુધારણાનો અર્થ એવો નથી કરવા માગતા કે સામાજીક અંધાધુંધીની એક પ્રકારની દશાની ઉત્પત્તિ, જેમાં દરેક મનુષ્ય પોતાની મરજીમા આવે તેમ વર્તે, વર્તે છે, માત્ર વર્તમાન રાજ્યદ્વારી કાયદા અને નિયમોના વિરૂદ્ધ ના વર્તાય એટલે બસ, ત્યાં સુધી તેના સંપૂર્ણ ભંગના કાર્યમાં આને એક ખાત્રી પૂર્વક બચાવ તરીકે ગણી શકાય એમ નથી. આ પ્રમાણે આ બાબતમાં ઉપયોગિતા પણ માત્ર એક કસવા લાયક માર્ગ શોધક કરતાં કંઈ વિશેષ નથી; એટલો પ્રતિદાનો સારી રીતે નિશ્ચિત થયેલો ઉપદેશ છે, કે શાંતિના પોષક પ્રકાશ સાથે સતત સહવાસમાં ઉન્નતિની યથાર્થ ગતિને, અનિવાર્ય રીતે એક યથાર્થ ઉદ્દેશવાળી તથા યોગ્ય રીતે બંધાયલી સત્તાના વાવટા નીચે પાર પાડરી પડે છે; ઉચ્ચ નૈતિક અને ધાર્મિક ભાવનાઓના સ્પષ્ટ આધારની મદદ વિનાની માત્ર આપણી ઉપયોગિતાની ભાવના, ગતિની આગળ ધપતી વૃદ્ધિને ક્રમિકઉન્નતિના અંતિમસ્થાન પર્યંત પહોંચાડે, એ અસંભવિત છે. શાંતિ યુક્ત અને સતતપ્રવર્તતી સામાજીક ઉન્નતિ પાર પાડવાને, વ્યક્તિ વિષયક તર્ક અને નિશ્ચયની નિરૂપયોગિતા દર્શાવવામાં આટલા વિચારો પૂરતા નિવડશે. આ બાબતમાં યોગ્ય રીતે બંધાયલી સામાજીક સત્તાની મદદની અત્યંત આવશ્યકતા છે. યથાર્થ સામાજીક ઉન્નતિ સાધવા માટે યોગ્ય તેમજ લાભકારક માર્ગ દર્શાવવા સારૂ આ પ્રમાણે શાસ્ત્રોના અભ્યાસને અત્યંત સહાયકારક ગણવામાં આવે છે. આપણામાંના અંગ્રેજી કેલવણી પામેલા, શાસ્ત્રો ઉપર આધાર રાખતા સામાજીક સત્તાના બંધારણને સમજવા કરતાં, આવશ્યક સામાજીક ફેરફારોની ઉપયોગિતાપ્રતિ વિશેષ લક્ષ દોડાવે છે.

આ પ્રમાણે જ આપણા પંડિતો અને શાસ્ત્રીઓ, આચાર્યો અને ગુરૂઓ, સુધારાની દિશામાં ફેરફારોને જેટલું સ્થાન આપે છે તેના કરતાં શાસ્ત્રોના આધારની, સત્તાની વિશેષ કીંમત આંકે છે. આ પ્રમાણે આપણાં શાસ્ત્રોને, આપણા હવે પછીના સામાજીક નિયમોના આધાર રૂપ ઉપયોગમાં લેવાના લક્ષથી, સંભાળ પૂર્વક અને સૂક્ષ્મ બુદ્ધિથી અભ્યાસ કરવો, એ ઇચ્છવા યોગ્ય તથા આવશ્યક છે. આવા અભ્યાસથી, દેશભક્ત રૂપે સામાજીકઉન્નતિ માટે કાર્ય કરવાની ઈચ્છા રાખનાર, અંગ્રેજી કેલવણી લીધેલો હિંદુ, સામાજીક સત્તાની

મહાન્ કીંમત અને અનિવાર્યતા સમજવાને શક્તિવાન્ થાય છે; આથી તેને તેનું રૈશભક્તિનું કાર્ય યથાર્થ સ્વાભાવિક રીતે એટલે પ્રજાકીયમાર્ગે પાર પાડવામાં વિશેષ સહાય મળી રહે છે. આથી પંડિતો અને શુકલો સાથે સમભાવથી તથા તેમની પોતાની ભૂમિકાએ મળવાની શક્તિ પણ તેનામાં આવે છે. આ પ્રમાણે જ્યારે તેને તેમની રંગભૂમિ ઉપર સ્થાન મળશે ત્યારે અલ્પ સમયમાંજ, જેને કોઈ કોઈવાર હાસ્યથી અંધપ્રાચીનપરાયણતાના નામથી વ્યવહરવામાં આવે છે, તેને આપણી કલ્પનામાં પણ ના આવે તેવી જીવવાની અને કાર્ય કરવાની શક્તિ પૂરી પાડવામાં તે વિજયવંત નિવડશે.

આ નવીન મંડલનું ધ્યાન દોરવા યોગ્ય અન્ય બાબત અધમ વર્ગોને ઉચ્ચ દશાએ ચઢાવવાની છે. ધાર્મિક અને વ્યાવહારિક જ્ઞાન અને કેલવણીનો તેમનામાં ફેલાવો કરાવવા વડે આ કાર્ય પાર પડી શકે એમ છે. શાસ્ત્રો આવા પ્રકારના કાર્યના વિરૂદ્ધ છે એવા વિચારનો આધાર ભૂલ ભરેલી ભાવના ઉપર છે. હિંદી પ્રાંતિકભાષાઓની વૃદ્ધિનો ઇતિહાસ સ્વતઃ આવી અવળી ભાવનાના વિરૂદ્ધ એક સપ્ત દલીલ રૂપ થઈ પડે છે. હિંદુઓના વેદાન્તવિષયક ભાષાસાહિત્યમાં વારંવાર આદેશવામાં આવ્યું છે, કે સર્વે વર્ગો અને વર્ણો ધાર્મિક ઉપદેશ અને વ્યાવહારિક કેલવણી પામવાને સમાન રીતે અધિકારી છે. હિંદના અમુક અનાર્ય હિંદુઓને વેદ ના ભણાવવો જોઇએ એવી આજ્ઞા માત્ર વેદોના મંત્ર વિભાગના નામથી જાણીતા વિભાગને લાગે છે. હિંદુ લોકના જીવનમાં યજ્ઞોના વૈદિકધર્મને બદલે ભક્તિનો, આત્મ—સંયમનો, આત્માનુભવનો વેદાન્તધર્મ સંપૂર્ણરીતે પોતાનું સ્થાન લેતો ગયો એ લક્ષમાં લેતાં, અમુક જાતિઓને વેદ ભણવાના પરંપરા માર્ગમાંથી દૂર રાખવાની વાતને, હિંદમાં અધમ વર્ગો ઉપર ઠોકી બેસાડેલી ગંભિર ધાર્મિક નિર્બલતા રૂપે ગણી શકાશે નહિ. એક સત્ય બાબત રૂપે, દક્ષિણ હિંદમાં વેદાન્તતત્વશાસ્ત્ર અને ધર્મના વિખ્યાત પ્રવર્તકો શંકર, રામાનુજ અને મધ્વે, એવી માન્યતાને ઉપદેશી છે તથા તદનુસાર વર્ત્યા છે, કે ઉચ્ચ વર્ણોના જેટલો જ અધમ વર્ણોને વેદાન્તમાંથી મળતો નૈતિક અને આધ્યાત્મિક લાભ મેળવવાનો હક છે. આ વિષયના આમના વિચારોના ટેકામાં તેમજ હિંદુ શિષ્ટાચારના ધાર્મીક પક્ષના યથાર્થ ઉન્નતિસાધક વલણના ટેકામાં જોવા જેવું છે, કે વેદાન્તધર્મ અને વિચારના લગભગ સઘળા પંથ વિષયક વિભાગો વર્તમાન દિનોમાં પણ ગરિબ જ્ઞાતિ—દશાના મહાન્ અનાર્યમહાત્માઓ અને ભક્તોને દર્શાવે છે, જેમને સર્વમાન્ય રીતે યોગ્ય ગુરૂઓ તરીકે ઉચ્ચ માન આપવામાં આવે છે તથા પ્રેમનું ઉચ્ચજીવન અને ઇશ્વરી ભક્તિ, જેને માનવ જીવાત્માના માનવરૂપે સુખ અને નિત્ય મોક્ષ પામવા માટે વેદાન્ત ઉપદેશે છે, તેનાં દષ્ટાંતો રૂપે ગણવામાં આવે છે. એમ જણાય છે કે આધાર રૂપ ગણાતા ધાર્મિક ગ્રંથોમાં સમાવેશ થતા આદેશ અનુસાર દક્ષિણના એક વિભાગના શ્રીવૈષ્ણવો ઉપર અધમવર્ગોના ઉદ્ધાર અને કેલવણીનું કાર્ય ધાર્મિક ફરજ રૂપે નાખવામાં આવ્યું છે. તેઓ વર્તમાનમાં તેમણે જે પ્રમાણે કાર્ય કરવું જોઇએ તેમ આજ્ઞાનુસાર કાર્ય કરતા નથી; શાસ્ત્રોને સત્તાત્મક નિયામકો રૂપે સ્વીકારતાં, આપણા અધમવર્ગોની ઉન્નતિના કાર્યમાં આડે આવે છે, એ કંઈ પૂરતું કારણ નથી અને એક પરોપકારક કાર્યનું વિશાલક્ષેત્ર છે, આપણા કજાવાયલા વર્ગમાંથી ઘણા થોડા જ આ

વિશાલતાનો સ્વીકાર કરે છે. આ કર્તવ્ય ના કરવાથી ભાવિનાદિનોમાં જે મહાનહાનિ ખડી થશે તેનું તેમને બીલકુલ ભાન નથી. અધમ વર્ગોનો ઉદ્ધાર કરવાનું અને કેળવવાનું આ કાર્ય, શાસ્ત્રોનો અને સામાજીક સત્તાનો તિરસ્કાર કર્યા વિના જેમ ભૂત કાલમાં થોડું ઘણું થતું હતું તેમ વર્તમાનમાં સંપૂર્ણતાથી થવું સંભવિત છે. આપણી સામાજીક એકતાની સતત જાળવણીમાં તથા હિંદુ લોકના વિવિધ વિભાગોમાં અન્યોઅન્ય માન અને વિશ્વાસની લાગણીમાં, સ્વાભાવિક રીતે આ કાર્ય કરવાના લાભનો સમાવેશ થાય છે, આ ક્ષેત્રમાં કરવાનું કાર્ય અન્યને કરવા દેવું, એ હિંદુ સમાજમાં અધમ વર્ગની લાગણીઓને ઉચ્ચ વર્ગોના સામે ખાત્રીથી કડવાટ ભરેલી બનાવવા સમાન છે. આપણા અધમ વર્ગોના જીવનની ધાર્મિક અને વ્યાવહારિક બાબતોને સુધારવાના કાર્યમાં શીવધર્મિઓનો પણ અધિકાર છે તથા સારી રીતે કાર્ય કરી શકે એમ છે. આ કાર્યના સંબધમાં તુર્ત ભરવા યોગ્ય પગલું એ છે. કે એક પુરૂષોનું મંડલ ઉભું કરવું, જે અધમ વર્ગના ઉદ્ધાર અને કેલવણી માટે મહેનત કરવામાં, સ્વધર્મની પરોપકારી આજ્ઞાઓને આધિન થાય છે, એમ ગણીને કાર્ય ચલાવે. પછીથી આવા મંડલ માટે લોકનો સદ્ભાવ અને આશ્રય પ્રાપ્ત કરવાનો છે, જેથી કાર્ય કરનારાઓને એમ લાગે કે, સ્વદેશીઓજ તેમના કાર્યની ઉપયોગિતાની ઉદારતાથી કીમત કરતા થયા છે. શિવ અને વૈષ્ણવ ધર્મો, અધમ વર્ગોમાં કરવાના આવા કાર્યને ટેકો આપે છે એ લક્ષમાં લેતાં, હવે વધારે વાર આ કાર્યક્રમ ના ચલાવવો એક કરતાં અનેક રીતે વિચારહિન લાગે છે. જ્યારે અન્ય લોકોએ આ કાર્ય ઉઠાવી લીધું છે કે જે ક્રમે ક્રમે હિંદુ સમાજની એકતાને છિન્નભિન્ન કરી નાખશે ત્યાં સુધી આપણે ટગર ટગર જોયાં કરવું એ તદ્દન અયોગ્ય છે.

આપણામાં પ્રજાકીયદષ્ટિબિંદુથી શાંતિ ભરી સામાજીક સુધારણા પાર પાડવા માટે વર્તમાનમાં ચાર બાબતો અગત્યની લાગે છે. તે આ પ્રમાણે છેઃ—(૧) હિંદુ પ્રાચીન પરાયણતાની કેલવણી, કે જેથી તેનું વલન ઉદાર અને વૃદ્ધિશીલ બને; આવી કેલવણીથી ધાર્મીક અને સામાજીક બાબતોમાં તેની ધાર્મીકસત્તા નિર્બલ ના બની જાય. એ માટે સંભાળ રાખવાની છે. (૨) હિંદુ ધાર્મીક અને સામાજીક મંડલોનું બંધારણ, જેમાં હિંદુ પ્રાચીનપરાયણતાને આપણા અંગ્રેજી કેલવણી પામેલા દેશભક્તોના હેતુઓ અને મુશ્કેલીઓ સાથે નિકટ સંબંધમાં લાવી શકાય, જેથી તે અને જીવનના વર્તમાન વિચારો અને દશાઓની અસરને લીધે સામાજીક ઉન્નતિ માટે પ્રયત્ન કરવાને દોરાયા છે, એ ઉભય વચ્ચે અન્યોન્યના સર્વ પ્રકારના સંબંધમાં પરસ્પર માન, સદ્ભાવ, અને વિશ્વાસનો ઉદય થાય. (૩) વર્તમાન યુરોપીય પ્રજાતંત્રના અયોગ્ય તથા ઐતિહાસિક રીતે અસંબદ્ધ દષ્ટિબિંદુથી વારંવાર સ્વાભાવિક રીતે આવાં પરિણામોનું અવલોકન કરવાની ટેવવાળા આપણા અંગ્રેજી કેલવણી લીધેલા ભ્રાતાઓમાં, ઇતિહાસમાં હિંદુ શિષ્ટાચારે પાર પાડેલાં શ્રેષ્ઠ અને કીમતિ પરિણામોના યથાર્થ જ્ઞાન અને કદરનો પ્રચાર કરવો. (૪) અધમ વર્ગોમાં કાર્ય કરનારા હિંદુ મિશનરી કાર્યવાહકોના એક મંડલની ઉત્પત્તિ અને નિભાવ, કે જેથી તેમનાથી અનુસરાતા હિંદુધર્મની આજ્ઞાઓ અનુસાર થતા મિશનરી કાર્ય વડે, અધમ વર્ગોનો ઉદ્ધાર અને જ્ઞાન પ્રચાર, હિંદુ સમાજ અને શિષ્ટાચારનું સમગ્ર બંધારણ જે એકતામાં

અનેકતાની અદ્દભૂત યુક્તિ અનુસાર 'બધાયું' છે તેની સાથે સંપૂર્ણ એકતાલમાં પ્રવર્તી શકે. એટલું સહજ સ્પષ્ટ થાય છે, કે આ ચાર પ્રકારના સર્વે પ્રયત્નો વિજય પૂર્વક પાર પાડવામાં આવે તો હિંદુ સામાજીક ઉન્નતિને મદદ કરવાના માર્ગમાં અત્યંત શ્રેય ઉપજાવી શકાય એમ છે; જો કે છેલ્લા વિનાનો આમાંનો દરેક પ્રકાર ઉદ્દેશ પાર પાડવાને પરોક્ષ સાધનરૂપ છે. આવાં પરોક્ષ સાધનો અત્યંત ઉપયોગનાં છે એ આપણે હિંદમાં ક્રિશ્ચયન મિશનરિઓના કાર્યક્રમના અવલોકનમાંથી શિખવાનું છે. તેમનો અંતિમ ઉદ્દેશ તેઓ પૂર્ણ સ્પષ્ટતાથી દર્શાવે છે તેમ હિંદને ક્રિશ્ચયન બનાવવાનો છે, એટલે હિંદનાં દરેક સ્ત્રી અને પુરૂષ પાસે દુનિયાના માત્ર સત્ય અને રક્ષક ધર્મરૂપે ક્રાઇસ્ટના ધર્મનો સ્વીકાર કરાવવાનો છે આવા હેતુ માટે હિંદનાં બાલકોને વ્યાવહારિક કેલવણી આપવાનું પરોક્ષ સાધન કામે લગાડતા આપણે તેમને જોઇએ છીએ. આ સાધન સ્પષ્ટ રીતે ક્રિશ્ચયન ધર્મમાં વટલાવવાના અપરોક્ષ સાધનરૂપ છે ખરેખર તેમનામાંના બુદ્ધિવાળા અને દૂરદર્શી પુરૂષો *એવું સ્પષ્ટ રીતે કહેતા જાણવામાં આવ્યા છે, કે અપરોક્ષ સાધનના કરતાં પરોક્ષ* સાધનની ઉપયોગિતામાં તેમને વિશેષ શ્રદ્ધા છે. માત્ર એ વર્તમાન સૈનિક યુદ્ધની વાત નથી કે મોખરાના પરોક્ષ હુમલાઓ ફલવંતને બદલે નિષ્ફલ નિવડનારા ગણાય છે. આપણા દિનોમાં એક શિષ્ટાચારની અન્ય સામેની ધાર્મીક પહેલ, એકદમ અને લાભપૂર્વક એક કરતાં વધારે પરોક્ષ કાર્યની રીતિઓ ઉપાડી લેતી જોવામાં આવેછે; તૈયાર કરવાની કેલવણીની તથા બુદ્ધિપૂર્વક ગોઠવાયલા કાર્ય ક્રમની જરૂરીઆત અને ઉપયોગિતામાં,જીતવા તૈયાર થતા અને જીત ખુલી કરતા પૂર્વે યથાર્થ શ્રદ્ધા રાખેછે. શું માત્ર સામાજીક ઉન્નતિને પાર પાડવા સાથે સબંધ ધરાવતાં કાર્યોને મંડલના આંતરમાંથી પાર પાડવા વડે આવી સુધારણા માટે સમાજને યોગ્ય બનાવવા પરોક્ષ પ્રયત્નો આદરવાની આવશ્યકતા નથી ! હિંદુ સમાજની આંતર્ કરકસરમાં તથા એકતામાં અનેકતાના યથાક્રમ જીવનમાં ખરેખર આગ્રહ અને તૈયારી હજુ સુધી કીમત વિનાનાં બન્યાં નથી. આ કાર્ય ક્રમમાં જેમાં આગ્રહ અને તૈયારી ઉપર અસંત વિશ્વાસ રાખવાનો છે તથા જેમાં જે જે કરવામાં આવે છે તે સ્વાભાવિક રીતે કરવામાં આવે છે તથા સામાજીક અને ધાર્મીક સત્તાના કેન્દ્ર રૂપ એકત્ર બનાવનાર સ્થાન જે હોય તેના પ્રત્યે સંપૂર્ણ માનપૂર્વક કરવામાં આવે છે, તેમાં જેઓ જન્મથી, ધર્મથી તેમ જ શ્રદ્ધાથી હિંદુ નથી તેમને સ્થાન મળી શકતું નથી, એટલું તદન સ્પષ્ટ છે. જેમને હિંદુધર્મની રક્ષક ઉપયોગિતામાં શ્રદ્ધા નથી તથા તે ધર્મના મૂલસિદ્ધાંતો અનુસાર વર્તવાને તૈયાર નથી, તેમના હાથમાં હિંદુ સામાજીક ઉન્નતિ આગળ વધારવાનો માર્ગ વિશ્વાસ પૂર્વક સોંપી શકાય એમ નથી. જે મનુષ્ય માત્ર જન્મથી હિંદુ છે પરંતુ ધર્માનુસાર હિંદુ નથી, તેને સ્વાભાવિક રીતે જે સમાજ તે સુધારવા માગે છે તેના પરંપરાગત સત્તાના બંધારણ માટે બીલકુલ માન નથી. આજ કારણથી આપણા મધ્યમાં સામાજીક ઉન્નતિનાં અને સુધારાનાં સર્વ પ્રકારનાં વ્યવસ્થાનુરૂપ કાર્યો માટે તે અયોગ્ય નિવડે છે. આ પ્રમાણે જેઓ માત્ર જન્મ અને માતપિતાને લીધે હિંદુ છે અને ધર્મે હિંદુ નથી એવા, હિંદુ લોકની સામાજીક ઉન્નતિ પાર પાડવાની બાબતના પ્રજાકીય અને વ્યવસ્થાનુરૂપ કાર્ય ક્રમને મિઠી નજરથી અવલોકતા નથી. આપણા મધ્યમાંની અંગ્રેજી કેલવણીની કેટલીક બલવાન અસરોને આપણે લક્ષમાં રાખીએ તો હિંદુ શિષ્ટાચાર અને પ્રજાનું

હૃદયે ભલું અને વૃદ્ધિ ઇચ્છનાર દરેકને જલદીથી જાગ્રત બનવાની જરૂર છે તથા આપણી પ્રજાકીય સામાજીક ઉન્નતિનું કાર્ય, ગમે તો સદ્ભાવહિન પૂજ્યબુદ્ધિ વિના અથવા સર્વ પ્રકારની સામાજીક અને ધાર્મિકસત્તાના સામે બળવો કરવાને હમેશાં તત્પર અપ્રેમના અવિચારીપણા મારફતે નિષ્ફલ ના નિવડે એ લક્ષમાં રાખવાનું છે.

હિંદુ સમાજીક ઉન્નતિ સાથે સંબંધ ધરાવે છે ત્યાં સુધી વ્યવસ્થાનુરૂપ સમજાવણી અને તૈયારીની પરોક્ષ યુક્તિની હિમાયત, કે જેથા તે વડે તેમનું એકત્રિત સામાજીક જીવન તેની નવીન અને બદલાયલી પરિસ્થિતિ અનુસાર બંધ બેસતું થઇ રહે. એનો અર્થ એમ નથી કરવાનો કે આ બાબતમાં સીધે સીધું તથા અપરોક્ષ રીતે કંઈ પણ કરવાનું જ નથી. ઘઉં અથવા કપાસના પુષ્કળ પાક માટે ખેડવાની વિશાલ જમીનમાં અત્ર તત્ર જમીનના એવા ટુકડા છે કે જેમાં અન્ય પ્રકારનો પાક, વિશાલ જમીન ખેડાય અને પાણી પવાય તે પૂર્વે કાપવા માટે તૈયાર થયો છે તો વિશાલ વિસ્તારમાં વાવેલો પાક તૈયાર ના થતા સુધી તૈયાર પાકને ના લણી લેવો એ મૂર્ખાઇ ભરેલું કાર્યજ ગણાશે. આપણી નવીન આવશ્યક સામાજીક સુધારણાના કાર્ય ક્રમમાં એવી કેટલીક બાબતો છે કે જેને સમગ્રરૂપે સામાજીક જીવનના સંબંધમાં પ્રથમના વિશેષ તૈયારીના કાર્ય વિના યથાર્થ યોગ્ય પુરૂષો વ્યવહારમાં ઉતારી શકે. હિંદુ સામાજીક સુધારણાની કઈ બાબત આ પ્રમાણે તૂર્ત પાર પાડવા યોગ્ય છે તથા કઇ નથી, એ કેટલુંક અમુક સુધારાની બાબતને ખમવી પડતી લોક વિરોધની તીવ્રતામાંથી શિખિ શકાય એમ છે તથા કરવા ધારેલા સુધારાના પક્ષમાં તથા વિરૂદ્ધમાં શાસ્રો કેટલા પ્રમાણમાં છે એ નિશ્ચિત કરવાથી કેટલુંક શિખિ શકાય છે. વર્તમાનમાં સામાન્ય રીતે પ્રવર્તાવાતા સુધારાઓમાં એવા કેટલાક છે કે જે સંપૂર્ણ રીતે શાસ્રોના વિરૂદ્ધ છે; જો રીતે આ સુધારાઓને વર્તમાનમાં સમજવામાં આવે છે તથા આપણા સામાજીક જીવનને લગાડવામાં આવે છે, તેવી રીતે તો તદ્દન વિરૂદ્ધ છે. એવા કેટલાક સુધારા છે કે જે શાસ્રોથી વિરૂદ્ધ નથી, પરંતુ લોકની વર્તમાન રૂઢિયો અને પરંપરાગત ભાવનાઓના વિરૂદ્ધ છે; વળી એવા કેટલાક છે કે જેને શાસ્રનો ટેકો છે પરંતુ સમાજના રૂઢિ વ્યવહારથી વિરૂદ્ધ છે. આમાં પ્રથમ વર્ગમાં સમાવેશ થતા સુધારાઓ તૂર્તમાં પાર પાડવા અતિ દુષ્કર છે. બીજા વર્ગમાં સમાવેશ થતા સુધારાઓને શાસ્રોથી વિરૂદ્ધ ના હોવાનો લાભ છે; પરંતુ તેમને શાસ્રોનો બલવાન ટેકો ના હોવો, આવશ્યક બલવાન રૂઢિની સત્તાને લક્ષમાં લેતાં, તેમના સંબંધમાં ગેરલાભના વાત છે. આ ઉભય વર્ગના સુધારાઓના સંબંધમાં ગમે તો નવીન અને આધાર રૂપ શાસ્ર વિષયક રચના થવાની જરૂર છે અથવા નવીન અને સત્તાત્મક શાસ્ર વિષયક અર્થ પ્રકટી કરણ થવાની આવશ્યકતા છે. તૃતિય વર્ગના સુધારાઓના સંબંધમાં, રૂઢિની સત્તા કરતાં શાસ્રોની સત્તા હમેશાં બલવાન છે, તથા જ્યાં આ ઉભયનો અન્યોન્ય સાથે વિરોધ હોય ત્યાં રૂઢિએ શાસ્રને આધિન થવાનું છે, આવા શાસ્રીય નિયમનો પ્રચાર કરવાના પ્રયત્ન વડે સંપૂર્ણ વિજય પ્રાપ્ત થઈ શકે એમ છે. આ છેલ્લા વર્ગના સુધારાઓ માત્ર તેમનો શાસ્રો સાથેનો સંબંધ લક્ષમાં લેતા પાર પાડવા બહુ વિકટ પડે એમ નથી. તથાપિ એટલું લક્ષમાં રાખવા યોગ્ય છે. કે આ શાસ્રીય વિકટતાનો ક્રમ, વિવિધ પ્રકા-

રના સુધારાઓ સામે પેદા થતા લોકવિરોધના પ્રમાણ સાથે બીલકુલ બંધ બેસતો નથી. શાસ્ત્રોમાં સમાવેશ થતા વિષયોનું મનુષ્યોનું અજ્ઞાન, રૂઢિ ઉપર સારાસારના વિચાર વિનાના આધાર સાથે સ્વભાવિક રીતે જોડાયલી સુખની લાગણી અને રક્ષણની ભાવના, સુધારો ફેરફાર, સર્વ રીતે વિચારતાં ઓબામાંથી ચૂલામાં પડવા જેવો હોય એવી સાદજીક બીતિ, આ સર્વ કોઇ પણ સુચવાતા સુધારાના સંબંધમાં શાસ્ત્રીય વિરોધ અને લોક વિરોધની અસમાનતાની જવાબદારીનાં કેટલાંક કારણો છે.

હિંદુઓના પ્રજાકીયજીવન અને ઐતિહાસિકશિષ્ટાચાર સાથેના સહભાવના પરિણામરૂપ ઝીણી નજરવાળી મિસિસ એનીબેસંટ જો કે આપણા કરતાં બિજા પ્રકારના શિષ્ટાચાર કેલવણીમાં જન્મેલી અને ઉછરેલી છે તો પણ વર્તમાન યથાર્થ સુધારક નમુનાના આપણા મૂર્તી નિંદક કેટલાક દેશીઓના કરતાં, આપણી સામાજીક સુધારણાને મદદ કરવામાં પરોક્ષ અને અપરોક્ષ કાર્યની મહાન્ જરૂરને તથા આપનો વર્તમાન સામાજીક દશાને વધારે સારી રીતે સમજેછે. બનારસમાં સ્થાપેલી સેન્ટ્રલ હિંદુ કોલેજ તથા તેની સાથે જોડાયલી સંસ્કૃત પાઠશાળા, આ સંબંધમાં ખસ અગત્યની કેલવણી સંસ્થાઓ છે; આમાંની પ્રથમ, અંગ્રેજી કેલવણી પામતા હિંદુનાં મન અને હૃદયને, હિંદુ પ્રજાકીય જીવન અને શિષ્ટાચારની કીંમત કરતાં બનાવવાના હેતુથી સ્થાપવામાં આવીછે; તથા અન્ય સંસ્થા પંડિતો અને શાસ્ત્ર વર્ગને ઉદાર બનાવવાનો હેતુ પાર પાડે છે, કે જેથી હિંદુ લોકના ઇતિહાસની ભાવિવૃદ્ધિમાં સર્વ દિશાની ઉન્નતિમાં તેઓ પણ ઉપયોગી થઇ પડે. આ ઉભય સંસ્થાઓએ ક્યારનુંએ એવા પ્રકારનું કેલવણીનું અપરોક્ષ કાર્ય કરવા માંડયું છે, કે જે હિંદમાં હિંદુઓની સામાજીકવૃદ્ધિ આ પ્રમાણે યથાર્થ રીતે ખાત્રી ભરી થવા માટે આપણા મધ્યમાં તેના જેવી અનેક સંસ્થાઓને પાર પાડવાનું છે. જ્યારે આવા ઉદ્દેશોને લક્ષમાં રાખતી કેલવણી સંસ્થાઓ જરૂર છે તેમ સમગ્ર દેશમાં સ્થપાશે તથા સભાવત છે તેટલા સર્વ જાતના વિવિધ માર્ગોએ શિક્ષણ અને કેલવણીનું કાર્ય બજાવશે ત્યારે હિંદુઓના સામાજીક જીવનમાં એક નવીન પ્રકારનો ઉત્સાહ પ્રાપ્તશે તથા તેમને સતત વૃદ્ધિ પામતી ઉન્નતિની દિશામાં દૃઢતાથી ગતિમાન બનાવશે. મિસિસ બેસંટના અભિપ્રાય પ્રમાણે હિંદુ સમાજની કેળવાયલી અને દેશભક્તવ્યક્તિઓએ તુર્ત ઉપાડી લેવા યોગ્ય સામાજીક ઉન્નતિના કાર્ય માટેની આ કેટલીક અપરોક્ષ અને નિકટની બાબતો છેઃ—(૧) આપણા પુત્રો અને પુત્રીઓને અસર થાય તેવી રીતે વિવાહ અને લગ્ન વિભયની ઉમ્મર વધારવી; (૨) પરદેશગમન કરનારાઓ જો તેઓ ધર્મે હિંદુ રહ્યા હોય તથા હિંદુ માર્ગ પ્રમાણે જીવન ગાળતા હોય તો તેમની સાથેના જ્ઞાતિ સંબંધોની જાળવણી; (૩) વિશાલતાથી સ્વીકારાયલી ચાર જ્ઞાતિઓના અનેક ઉપવિભાગો વચ્ચે સંભવી શકે તેટલો કન્યા અને ભોજન વ્યવહારનો વધારો કરવો; (૪) નિરક્ષર અને અનીતિમાન શુદ્રોને બની શકે તેટલું ઓછું ઉત્તેજન આપવું; (૫) હિંદુઓના પ્રજાકીય જીવન અને ધાર્મીક ભાવનાઓને બંધ બેસતી થઇ પડે તેમ આપણી બાલાઓને તેમજ યુવાન સ્ત્રીઓને કેળવણી આપવી; (૬) વિવાહની હિંદુ ધાર્મીક ક્રિયામાં પતિપત્નીરૂપે સાથે જોડાનાર યુવકો તેમજ બાલાઓના માતપિતાઓએ અમુક વિત્ત મેળવવાની ભાવનાનો

અટકાવ. હિંદુ સામાજીક સુધારણાની વર્તમાન હીલચાલના ઇતિહાસમાં આમાંની કોઇ પણ બાબત યથાર્થ રીતે નવીન નથી. ખરેખર સુધારાની આ અને અન્ય બાબતો એક કરતાં વધારે હિંદી સુધારકોએ હિંદનાં અનેક સ્થલોમાં અનેક વર્ષોથી ચર્ચાવી છે. મિ. સિસ બેસંટે જે કહ્યું છે તે માત્ર એટલુંજ છે, કે પૂર્તની અને અપરોક્ષ સંપૂર્ણતા માટે તેણે કેટલાક સહેલથી પાર પડે એવા સુધારાઓ ઉપાડી લીધા છે. એટલું સ્પષ્ટ છે, કે હિંદુ સમાજના જીવનમાં આ પસંદ કરેલા સુધારાઓ પાર પાડવામાં, સુધારકને જેમની ઉન્નતિ માટે આવું કાર્ય મુખ્યત્વે કરીને ઉપાડી લેવું પડે છે તેમનો વિરોધ સહન કરવાની આવશ્યકતા રહેતી નથી. આવા શાંતિકારક સુધારાઓના સબંધમાં પણ, વ્યક્તિનો નિશ્ચય, અથવા ઇચ્છા અથવા આનંદના હકની ખળભળાટ ભરેલી સાબિતી કરતાં, શાંતિ ભરેલો પ્રચારક્રમ હમેશાં પસંદ કરવા યોગ્ય છે: શાંતિમાં કાર્ય કરનારાઓ, આવી બાબતોમાં અનાવશ્યક તથા દૂર ના કરી શકાય એવા વિરોધને નહિ ઉશ્કેરવાની મહાન કીંમત સારી રીતે સમજે છે. આવા વિશાલતાથી અવિરોધિ સુધારાઓને ફત્તેહ પૂર્વક પાર પાડવાની વાત, કોઈ સ્થલે સામાન્ય રીતે એકાદ સમર્થ વ્યક્તિની ઇચ્છા ઉપર આધાર રાખતી નથી. વારંવાર એવું જોવામાં આવે છે, કે એક કરતાં વધારે કુટુંબોનાં મનનું વલન, આ બાબતમાં આવાં કુટુંબોની સ્ત્રીઓ તિરસ્કાર કરવા યોગ્ય વિભાગ નથી, સુધારા માટેના સર્વ પ્રયત્નોની સફલતા વા વિફલતાનો નિશ્ચય કરી આપેછે. આ સામાજીક સુધારણાની બાબતમાં પોતાનું કર્તવ્ય ખરા દિલથી અને શ્રેષ્ઠ રીતે પારપાડવાની ઇચ્છાવાળા પુરૂજનામાં નિષ્ફલતાજોવામાં આવે તો આપણે તેની એકદમ નિંદા કરવાનીનથીતથા તેની નિષ્ફલતાને સર્વદુનિયા સમક્ષ ખુલી પાડવાની નથી. સામાજીક સુધારણાનાપ્રયત્નમાં તેને બીજાને દુઃખ કરવાનો અથવા આપત્તિમાં નાખવાનો કેટલો હક છે, એ એક એવો પ્રશ્ન છે કે જે આપણા મનમાંથી કદાપિ ના ખસવો જોઇએ. આપણી કાર્ય કરવાની પ્રતિજ્ઞા, જે જે સ્પષ્ટ રીતે અને સંપૂર્ણ રીતે નિર્વિવાદીત રીતે આપણા પોતાના તરીકે સ્વીકાર્યુંછે, તેનો ભોગ આપવાની આપણી પ્રતિજ્ઞાના આધાર રૂપ છે; પરંતુ કર્તવ્યની આ શ્રેષ્ઠ પ્રતિજ્ઞા પણ આપણી સાથે ગમે તેવો નિકટનો સંબંધ હોય એવા અન્યના નજીકના સ્વાર્થને કોઈ પ્રકારે જોખમમાં લાવવાનો અથવા તોડી પાડવાનો આપણને સહેજ પણ હક આપતી નથી. હિંદુ લોકની યથાર્થ સામાજીક ઉન્નતિ સાધવાના સરખા સામાન્ય ઉદ્દેશ પાર પાડવાના કાર્યમાં થોડી અથવા વધારે સફલતા પૂર્વક કાર્ય કરતા આપણા સર્વ બંધુઓ પ્રતિ તેટલા માટે આપણે આપણા માનસિક વલનનાં મુખ્ય ચિન્હો પરસ્પર મદદ અને દયા રૂપ રાખવાં જોઇએ. કડક બોલી અને દોષ શોધક મન, જ્યારે પ્રજાકીય આત્મભાન અને એકત્રિત પ્રજાજીવનના શુદ્ધ અને પરિપૂર્ણ સૌંદર્યને ભ્રષ્ટ કરે એવી રીતે કાર્ય કરે છે ત્યારે ઇતિહાસમાં માત્ર તેને ઉશ્કેરણી કરનાર રૂપે ગણવામાં આવે છે કે જેથી યથાવસર મહાન્ વિપ્લવ ઉપસ્થિત થઈ આવે છે. જુઓ ગમે તો શ્રેષ્ઠ હેતુઓથી, આ પ્રાચીન ભૂમિમાં વસતાં કરોડો મનુષ્યોમાં સામાજીક અશાંતિ અને અસંતોષ ઉપજાવવા માટે કાર્ય કરે છે, તેઓ તેમની પાસેથી સંતોષના મહાન્ સુખને ઝુંટાવી લે છે, તથા સારી રીતે પરસ્પર સંબદ્ધ થયલા લોકપ્રિય જીવનની શાંતિ અને સુખનો પણ અંત લાવે છે. પ્રમાણિકપણે જેનેવૃદ્ધિના હેતુ રૂપ માનવામાં આવે છે તદનુસાર તે ખરા જીગરથી કાર્ય કરે છે, એ લક્ષમાં લેતાં શાંતિ

ોષક અને સંતોષી લોકમાં વિપ્લવનાં બીજ ફેલાવવાની તેની ઐતિહાસિક મહાન્ અ-
ીતિ કાઇ પણ પ્રકારે ઓછી થતી નથી સામાજીક, ધાર્મીક અથવા અન્ય પ્રકારની વૃદ્ધિને
ાર પાડવાની બલવાન વ્યક્તિવિષયક વિધિયોના સ્થિરપરિણામ રૂપે, સર્વ પ્રકારની સ્થા-
ેત સત્તા સામે બેદરકાર અપૂજ્યબુદ્ધિ તથા આગળ પડતું આત્મ-પ્રતિપાદન જેવામાં
ાવે છે. શાંતિમાં અને પ્રેમમાં પોતાનું ઇશ્વિર નિમિત ભાવિ ઘડી કાઢવાની ઇચ્છા વાળા
ાઇ પણ લોક અથવા પ્રજાના ઇતિહાસમાં આવી અપૂજ્ય બુદ્ધિ અને આત્મ-પ્રતિપાદન
િલકુલ ન ઇચ્છવા યોગ્ય સંપત્તિ નથી જ્યારે કોઇ પણ સમાજની વ્યક્તિયોની વિશાલ
ંખ્યામાં સાહસિક અપૂજ્ય બુદ્ધિ અને ગર્વીષ્ટ આત્મ-પ્રતિપાદનનો જુસ્સો મૂલ ઘાલી બેસે
ત્યારે અંધાધુંધી તથા અશાંત વિપ્લવમાં વૃદ્ધિ કર્તા આવા જુસ્સાના સામાન્ય વલન
પર અમુક પ્રકારની હદ મૂકવાને દુનિયા ઉપરની કયી સત્તા શક્તિવાન્ બનશે, એ લક્ષમાં
ાવવું અસંભવિત છે. ઉશ્કેરણી ફેલાવવાનું કર્તવ્ય સહેલું છે, પરંતુ ભાવિના વિપ્લવનું આ
ામાંથી કોણ બરોબર ભવિષ્ય કથન કરી શકે એમ છે? તે શાનો શાનો વિનાશ કરશે
થા શાને શાને વિનાશ વિનાનું રહેવા દેશે ? આપણે ગંભિર સસમાત્ર તથા ગંભિર શાંતિ
ર્વક આ બાબતનો વિચાર કરવાનો છે તથા પ્રાર્થનાપૂર્વક આપણા સમગ્ર બલ અને
યત્નપૂર્વક આવા અનિશ્ચિત વિનાશકારક વિપ્લવને થતો અટકાવવા માટે આપણે પ્રયત્ન
રાયણ થવાનું છે. આપણા સામાજીક ઇતિહાસમાં આંતર બેતાલ અને બાહ્ય વિરોધના
ાવા ગરબડીયા સમયમાં પરમાત્મા આપણા કર્તવ્યને યથાર્થ માર્ગે પાર પાડવામાં મદદ કરો !

---

# द्वादश ज्योतिर्लिंग અને यात्रा प्रकार.

( મળેલું )*

આર્ય શાસ્ત્રમાં ૧-સપ્તપુરી, ૨-દેવીની રહાડા ત્રણ જગાઓ, ૩-અષ્ટ વિનાયક, ૪-
ષ સ્થાન, ૫-ચાર ધામ, ૬-પાંચ મહાસરોવર, ૭-પંચ બદરી, ૮-પંચ પ્રયાગ, અને
૦-દ્વાદશ જ્યોતિર્લિંગની યાત્રા કરવાથી પૂર્ણાહુતિ માનવામાં આવે છે. આવાં સ્થાનો કયે
 સ્થળે આવેલાં છે તેનો અત્ર વિચાર કરવો આવશ્યક મનાયો છે.

**સપ્તપુરી—૧-અયોધ્યા, ૨-મથુરા, ૩-માયા--હરિદ્વાર, ૪-કાશી, ૫-૬-કાંચી—**
ંજીવરમ—તેમાં બે ભાગ છે. એકને શિવકાંચી અને બીજાને વિષ્ણુકાંચીના નામથી
ાળખાવે છે. અને ૭-અવંતિકા--ઉજ્જન: આનું **પ્રમાણ:—अयोध्या मथुरा माया**
**ाशी कांची अवंतिका, पुरी द्वारवती चैव सप्तैता मोक्षदायका ॥**

**દેવીની રહાડા ત્રણ જગાએ—**૧—તુળજાપુર, તેમાં ભવાની નામની દેવી છે.
--કોલ્હાપુર, તેમાં મહાલક્ષ્મી દેવી છે. અને ૩—માહુર કિંવા માતાપુર. ( મૂર્તીજાપુર
ેશનથી ૩૫ કોશપર છે, તેમાં પરશુરામનાં માતુશ્રી રેણુકાદેવી છે. તથા અર્ધ સાપ-

* લેખક—રા. રા. પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય.

શૃંગ ( નાશીકથી ૧૪ કોશપર છે. ) આ સિવાય બારસીરોડ સ્ટેશનથી ૬૬ મૈલપર નિઝામ સરકારની હદમાં "જોગાઇનો આંબો" એ નામનું એક ગામ છે તેમાં યોગેશ્વરી નામની દેવીનું સ્થાન છે.

૩. અષ્ટવિનાયક ૧—ગણનાયક, સધરન મરાઠા રેલ્વેના જેજૂરી સ્ટેશનથી ૩ કોશપર કરહાલા નદી તીરે આવેલ મોરેશ્વર મધ્યે ૨—ગજમુખ, ગ્રેટ ઇંડિયનપેનીનસુલા રેલ્વેના ડીકસાલ સ્ટેશનથી ૫ કોશપર ભીમાનદીને તીરે સિદ્ધટેક. ૩—બલ્લાલેશ્વર; મુંબઇથી જંજીરા જતાં ૨૩ કોશ ગયા પછી ૨ કોશપર મુરુડગામ મધ્યે. ૪—વિનાયક, ગ્રેટ ઇંડિયન પેનીનસુલા રેલ્વેના કર્જત સ્ટેશનથી ૭ કોશપર મહડ ગામ મધ્યે. ૫—ચિંતામણિ, ગ્રેટ ઇંડિયન પેનીનસુલા રેલ્વેના લોણી સ્ટેશનથી ૩ મૈલપર મુળામુઠા નદી તીરે થેઉર મધ્યે. ૬—ગિરિજાત્મજ, ગ્રેટઇંડિયનપેનીનસુલા રેલ્વેના ડીલેગાવના સ્ટેશનથી ૫૦ મૈલપર જુન્નર પાસેના ડુંગરમાં લેણ્યાદ્રી મધ્યે. ૭—વિઘ્નહર ભીમા નદી તીરે ખેડાના ગામથી ૪. ૫ કોશપર ઓઝર મધ્યે અને ૮—ગ્રેટ ઇંડિયન પેનીનસુલા રેલ્વેના ઉરુલી સ્ટેશનથી ૪, ૫ કોશપર આવેલા રાંજણ ગામ મધ્યે છે, એ રીતે અષ્ટવિનાયકનું પ્રમાણ: **स्वस्तिश्री गणनायको गजमुखो मोरेश्वरे सिद्धिदं बल्लाळे मुरूडो विनायक महं चिंतामणि स्थेवरे, ॥ लेण्याद्रौ गिरिजात्मकं सुवरदं विघ्नेश्वरे ओझरे ग्रामे रांजण संस्थितं गणपती दद्याद्द्वयोर्मंगलम् ॥ १ ॥**

૪—ત્રણસ્થાનઃ—પ્રયાગ—અલ્હાબાદ, કાશી, અને ગયા; અથવા ગંગોત્રી ( બદ્રીનારાયણથી ૬૦ કોશપર ) કેદારેશ્વર ( હરિદ્વારથી ૧૫૦ કોશપર) અને નારાયણ તે બદ્રીનારાયણ.

૫—ચાર ધામ—ગંગોત્રી, દ્વારિકાં, રામેશ્વર, અને જગન્નાથ.

૬—પાંચ મહાસરોવર—બિંદુ, સિદ્ધપુરમાં બ્રહ્મહ મહાદેવ પાસે, નારાયણ, કચ્છ માંડવી પાસે. પંપા, સધરન મરાઠા રેલ્વેના હસપેટ સ્ટેશનથી ૭ મૈલપર તુંગભદ્રા નદી તીરે હંપીવીરુપાક્ષ ગામ મુકી તુંગભદ્રા કાંઠે અનીગોદી ગામથી ૧ મૈલપર આવેલ છે. પુષ્કર અજમેરની પાસે, અને માનસ.

૭—પાંચ કેદારઃ—કેદારેશ્વર, મધ્યમેશ્વર, તુંગેશ્વર, રુદ્રેશ્વર, અને ગોપેશ્વર. એ કેદારેશ્વરની શાખાઓ છે. **केदारं मध्यमं तुंगरुद्रंगोपेश्वरं तथा ॥**

૮—પંચપ્રયાગ—દેવ, રુદ્ર, કર્ણ, નંદ, અને વિષ્ણુપ્રયાગ. એ પણ કેદારેશ્વરની શાખાઓ છે. **नंदस्कंदं तथा कर्ण देवेंद्रं चष्टमेवच । प्रयागं पंचकं नित्यं स्मरेत् पातक नाशनं ॥**

૯—પંચબદ્રી;—યોગ, ધ્યાન, આદિ, વૃદ્ધ, અને રાજબદ્રિ. આ પાંચ બદ્રિઓનો સમાવેશ પણ કેદારેશ્વરની શાખાઓમાંજ થાય છે.

યાત્રા સમ્બન્ધે આમ પ્રમાણ જોવામાં આવે છે.

૧૦—દ્વાદશ જ્યોતિર્લિંગ—૧ **सौराष्ट्रे सोमनाथंच ॥** પૂર્વે બ્રહ્મદેવના પુત્ર, દક્ષ પ્રજાપતિએ પોતાની ૬૦ દીકરીઓ પૈકી ૨૭ ચંદ્રને આપી. તેમાં રોહિણી પ્રત્યે ચંદ્રનો અધિક પ્રેમ હતો. એ વાત બીજી દીકરીઓને ગમતી નહિ હોવાથી પોતાના પિતા પાસે પુત્રીઓએ ફરિયાદ કરી. તેથી દક્ષે, ચંદ્રને સર્વના પર સમાન પ્રીતિ રાખવાનો ઉપદેશ કર્યો, પણ તે તેણે માન્યો નહિ. તેવીજ દક્ષે "તું ક્ષયરોગી થઇશ" એવો શાપ આપ્યો. આ શાપથી ચંદ્રને ક્ષયરોગ લાગુ થયો. તેના નિવારણાર્થે ઘણા ઉપાય કર્યા, પણ તે નિષ્ફળ ગયા. આખરે ચંદ્ર બ્રહ્મદેવને શરણે ગયો. ત્યારે બ્રહ્મદેવે શાપ વિમોચનાર્થે સૌરાષ્ટ્ર દેશમાં પ્રભાસક્ષેત્ર મધ્યે લિંગ સ્થાપન કરી પૂજાઅર્ચન કરવાનું કહ્યું. આ પ્રમાણે ચંદ્રે છ માસ સુધી પૂજા અર્ચન કર્યું, એટલે શંકરે પ્રત્યક્ષ દર્શન આપી કહ્યું, કે "દક્ષનો શાપ નષ્ટ થવા સરખો નથી, તોપણ મારી કૃપાવડે તું કેટલાક દિવસ સારો અને કેટલાક દિવસ રોગગ્રસ્ત રહીશ." આ પ્રમાણે વરદાન મળતાંજ ચંદ્ર અતિ હર્ષિત થયો, અને શંકરને પોતે સ્થાપિત કરેલા લિંગમાં રહેવા વિનંતિ કરી, તેનો સ્વીકાર કરી શંકર અન્તર્ધ્યાન થયા. આ લિંગ ચંદ્રે સ્થાપન કર્યું માટે તે સોમનાથ કહેવાય છે.

૨—**श्रीशैल्यं मल्लिकार्जुनं ॥**. એક સમય ષડાનન—કાર્તિકસ્વામી—કોઇ કારણને લીધે માતાપિતાથી રીસાઇ ક્રૌંચ પર્વતપર ગયા. પુષ્કળ સમજૂતી આપ્યા છતાં પણ સમજ્યા નહિ. પાછળથી ગિરિજાએ કહ્યા પ્રમાણે શંકરે કેટલીક દેવમંડળીને મોકલી આપી તોપણ કાર્તિક સ્વામીએ પોતાની હઠ છોડી નહિ. આવી રીતનું તેનું આચરણ જોઇને માતાપિતાને ઘણો ખેદ થયો. અસહ્ય પુત્રવિયોગ સહન ન થવાથી પુત્રને ભેટવા સારૂ ક્રૌંચ પર્વતપર જતાં શ્રીશૈલ્ય આવ્યાં, ષડાનન તેઓને જોતાં ૩ યોજન દૂર ગયા, અને પર્વતપર જે સ્ત્રી હોય તે સાત જન્મ વિધવા થાય એવો શાપ આપ્યો, તેથી શંકર પાર્વતી નિરુપાયે તે સ્થળે પુત્ર પાછળ સ્નેહ દૃષ્ટિએ જોઇ સ્થિત થયાં તે જ મલ્લિકાર્જુન, શ્રીશૈલ્ય, ગ્રેટ ઇંડિયન પેનીનસુલા રેલ્વેના કૃષ્ણા સ્ટેશનથી ૨૫ કોશપર કૃષ્ણા તીરે ડુંગર છે તેમાં મલ્લિકાર્જુન નામના શિવનું સ્થાન છે.

૩.—**उज्जयिन्यां महाकालं ॥** દૂષણ નામના દૈત્યે બ્રહ્મદેવના વર પ્રતાપે ઉન્મત્ત બની ત્રણે લોક ગજાવવા માંડ્યું. તેથી શંકર પ્રતિ સર્વ દેવતાઓએ વિનંતિ કરી તેને મારવાનો નિશ્ચય કર્યો. એક વખત આ દૈત્ય સકલ શિવભક્તોનો નાશ કરવાના હેતુથી અવંતિનગરી પ્રતિ આવી શિવભક્તોને મારતો હતો. શિવશંકર નામનો બ્રાહ્મણ જે પરમ શિવભક્ત હતો, તેની પાસે પેલો દૈત્ય આવી બ્રાહ્મણોને મારવા લાગ્યો. આ સમયે

આ બ્રાહ્મણ લિંગાર્ચન કરતો હતો. એ લિંગમાં શંકર એકદમ પ્રકટ થયા. અને તે અસુરને કેવળ અવલોકન માત્રે બાળી ભસ્મ કરી નાંખી પોતાના ભક્તનો બચાવ કરી એજ લિંગમાં સ્થિત થયા. ત્યાંથી આ લિંગ પ્રસિદ્ધ થઇ મહાકાળેશ્વરના નામથી ઓળખાય છે.

૪. ૫—ॐकारममरेश्वरम् ॥ તેનાં બે લિંગ છે. તે પૈકી ઓંકારેશ્વર અનાદિ સિદ્ધ છે. અને અમરેશ્વર માટે એવી કથા છે, કે એક વખત વિંધ્યાચલના મનમાં નારદના કહેવા પ્રમાણે સર્વ પર્વતોથી શ્રેષ્ઠ થવાનો વિચાર ઉદ્‌ભવ્યો. તેથી તેણે નર્મદા તટપર લિંગ સ્થાપન કરી તેનાપર દૃઢ તપશ્ચર્યા આરંભી. તે વખતે શંકર એ લિંગમાં પ્રકટ થયા. અને પ્રસન્ન બની તેને ઇચ્છિત્ વર આપી પોતે લિંગમાં આવી રહ્યા. ઇચ્છિત્ વર મળતાંજ સર્વ પર્વતોથી શ્રેષ્ઠતા મળવા બદ્દલ વિંધ્યાચલ એવડો મોટો થઇ ગયો, કે સૂર્યચન્દ્રની ગતિને પણ કુંઠિત કરવા લાગ્યો, જેથી જબરો ત્રાસ વર્તાયો. આથી સકલ દેવ ઋષિ શંકરને શરણ ગયા. શંકરે તમામને વિંધ્યાચલના ગુરુ અગસ્ત્ય મુનિ પાસે કાશી જવા કહ્યું. તે પ્રમાણે તમામ એ મુનિ પાસે જઇ સર્વ વૃત્તાંત વિદિત્ કીધો. અગસ્ત્ય મુનિએ બધાને આશ્વાસન આપી મહા કષ્ટથી કાશીક્ષેત્ર છોડી વિંધ્યાચલ પાસે આવ્યા, તેને જોતાં જ વિંધ્યાચલે સાષ્ટાંગ નમસ્કાર કર્યો. તેવો જ તેને "હું દક્ષિણમાંથી પાછો આવું ત્યાં સુધી આમ જ રહે" એમ કહી પોતે દક્ષિણમાં ચાલ્યા ગયા, તે ફરીને પાછા આવ્યા જ નહિ. આ કારણથી એ પર્વત અગસ્ત્યના કહેવા પ્રમાણે રહ્યો, અને તેના વધવાની ગતિ બંધ થઈ ગઈ, જેથી સર્વેને આનંદ થયો. (રજપૂતાના માલવા-રેલ્વેના સનવદ સ્ટેશનથી ૭ મૈલપર નર્મદાને પેલે કાંઠે ઓંકારેશ્વરનું દેવલ છે. અને આ કાંઠે અમરેશ્વરનું દેવલ છે. અહિં કપિલધારા અને નર્મદાનો સંગમ થાય છે.)

૬—परल्यां वैद्यनाथंच ॥ ઝાડખંડી વૈદ્યનાથ, એક વખત રાવણ કૈલાસ પર્વતપર જઇ અવિચ્છિન્ન તપ કરવા લાગ્યો. આ યોગના લીધે શંકર પ્રસન્ન થઇ વર માગવાનું કહેવા લાગ્યા. રાવણે પોતાના પૂજનાર્થે શંકર પાસેથી આત્મલિંગ માગ્યું. ને શંકરે તત્કાલ આપી કહ્યું, કે આને લંકા પહોંચતાં સુધી જમીનપર મુકીશ નહિ. રાવણે તે માન્ય કર્યું, પણ આ લિંગને કેવી રીતે લેઈ જવું તેની રાવણને ચિંતા થઇ પડી. એટલે શંકરે લિંગના બે રૂપ કરી આપી કાંધપર કાવડ રાખી લઇ જવાનું કહ્યું, આ રીતે રાવણ લઇ જાય છે તેવામાં રસ્તામાં લઘુશંકા લાગી. એટલામાં એક ગુરાખી હતો તેની કાંધે કાવડ આપી પોતે લઘુશંકા કરવા ગયો. ઘણો વખત થયા છતાં રાવણ લઘુશંકા કરીને ન આવ્યો તેથી ગુરાખીએ કાવડ જમીન ઉપર મુકી આપી કે તુરતજ તે લિંગ તેજ સ્થલે સ્થાપિત્ થયું. રાવણ લઘુશંકા કરી આવ્યા પછી લિંગને ત્યાંથી ઉપાડવાને માટે ઘણા પ્રયત્ન કર્યા પણ તમામ વ્યર્થ ગયા. આ લિંગ પૈકી કાવડના પાછલા ભાગે વૈદ્યનાથ, અને આગલા ભાગે ગોકર્ણનાથ એવાં નામ પડ્યાં. (ગ્રેટ ઇંડિયન પેનીનસુલા રેલ્વેના બારસીરોડ સ્ટેશનથી ૬૬ મૈલ દૂરપર નિઝામ સરકારના હદના જોગાઇના આંબાથી ૧૨ મૈલ દૂર પરલી નામના ગામમાં શિવસ્થાન છે તે જ વૈદ્યનાથ

૭—डाकिन्यां भीमशंकरं ॥ કુંભકર્ણનો પુત્ર ભીમ, પોતાની માતા સહ સહ્ય પર્વતપર ગયો હતો. ત્યાં જઈ પોતાના પિતાને મારનારનું વેર લેવા વાસ્તે ઉગ્ર તપ આરમ્ભ્યો હતો. તેના યોગથી એક જ્વાલા ઉત્પન્ન થઈ, તે ત્રણે લોકને બાળવા લાગી, તેથી બ્રહ્મદેવે સર્વની વિનતિપરથી 'તમને અપરિમિત બલ પ્રાપ્ત થશે.' આવો ઇચ્છિત્ વર આપ્યો. વર મળવાની સાથે તમામ દૈત્યને એકત્ર કરી સર્વને પીડા આપવા લાગ્યો. એક સમયે વિષ્ણુને પણ જર્જર કર્યા. એક વખત તે કામરુપદેશપતિ સ્વારી લેઇ ગયો હતો. ત્યાંના પ્રિયધર્મરાજાને કેદ કર્યો. આ રાજા પરમ શિવભક્ત હતો. ત્યાં આ અસુરે જઇ તેની બહુ નિન્દા કરી મારવાને દોડ્યો. આ કાળે શંકરે પ્રકટ થઇ હુંકાર માત્રથી દૈત્યને બાળી ભસ્મ કર્યો. આ ભસ્મ પૈકી કાંઇ તેના શ્વાસોચ્છ્વાસથી ઉડવાને લીધે હજારો વનસ્પતિઓ ઉદ્‌ભવી. સકલ દેવતાની વિનતિને માન આપી ભીમાશંકરના નામથી પોતે તે સ્થાને સ્થિત્ થયા. (ગ્રેટ ઈંડિયન પેનીનસુલા રેલ્વેના નેરલ સ્ટેશનથી ૯ ગાઉ અથવા પૂનાથી બેલગાડીને રસ્તે ૩૦ કોશપર ડુંગર મધ્યે શિવસ્થાન છે. ભીમા નદી પણ અત્રેજ છે. અહિં ભીમરથ નામનું તીર્થ અને કમલાદેવીનું સ્થાન છે. આ ક્ષેત્રને ડાકિનીભીમાશંકર અને પર્વતને રથાચલ કહે છે.

૮—सेतुबंधेतुरामेशं ॥ રામેશ્વરનું લિંગ, શ્રીરામચન્દ્ર જ્યારે લંકામાં જવા વાસ્તે સમુદ્રમાં સેતુ બાંધતા હતા, તે નિર્વિઘ્નપણે પાર પડયો તેની યાદગીરીમાં સ્થાપન કરી આરાધના કીધી, કે શંકરે પ્રકટ થઇ ઇચ્છિત્ વર આપ્યો, અને પોતે લિંગમાં રહ્યા આ મહાત્મ્ય ગંગોત્રીમાં ગંગા ઉત્પન્ન થયા કરતાં પણ વિશેષ છે. રામચન્દ્રજીએ સ્થાપન કર્યા માટે રામેશ્વર.

૯—नागेशं दारुकावने ॥ દારુકા નામની રાક્ષસીએ તપ કરી ગિરિજા પાસેથી વનમાં એક જ ઠેકાણે રહેવાનું વચન માગી લીધું હતું. તે પ્રમાણે પોતાના દારુક નામના પતિ સાથે રહી દેવ બ્રાહ્મણોને અતિશય પીડા આપવા લાગી. હજારો બ્રાહ્મણોને બંદીખાને નાંખી આપ્યા, તેમાં એક બ્રાહ્મણ પરમ શિવભક્ત હતો, તે બીજાને શિવદીક્ષા આપી પાર્થિવ પૂજન કરવાનું શીખવતો હતો. આ બ્રાહ્મણ હમેશાં પાર્થિવ પૂજા કરતો હતો. આ ખબર સેવકે દારુકાને વિદિત્ કર્યા. પેલા બ્રાહ્મણને પાર્થિવ પૂજન નહિ કરવા વાસ્તે ઘણી રીતે સમજાવવામાં આવ્યો પણ તે એકતો બે થયો નહિ, ત્યારે તેને મારી નાંખવા દારુકા તૈયાર થઈ; તે સમયે શંકરે પ્રકટ થઇ પોતાના ભક્તને બચાવી પોતે જ ત્યાં સ્થિત્ થયા. તેજ નાગનાથ એ જે સ્થાને રહ્યા તે દારુકાવન એમ કહેવાય છે. (ગ્રેટ ઇંડિયન રેલ્વેના નિઝામ સરકારની હદના બારસીરોડ સ્ટેશનથી ૬૬ માઈલપર પરલી વૈધનાથ થાય છે, ત્યાંથી ૫૨ માઈલપર નાગનાથ આવેલા છે.

૧૦—वाराणस्यांतुविश्वेशं ॥ त्र्यंबकंगौतमीतटे ॥ કાશીમાં વિશ્વેશ્વર અને ત્ર્યંબકેશ્વર ગોતમી તટે; જનક રાજાના પુરોહિત ગૌતમઋષિ પુત્ર નહિતે અર્થે તેની સ્ત્રી અહલ્યાસહ વર્તમાન બ્રહ્મગિરિ પર્વત ઉપર તપશ્ચર્યા કરવાને વાસ્તે આવીને રહેલ

હતા. તેવામાં એક વખત વરસાદ બિલકુલ વરસ્યો નહિ. તેથી તેણે વરુણ દેવતાની આરાધના કરી. તેની પાસેથી અક્ષય પાણીનો કુંડ માગી લીધો. અને ગૌતમ મુનિના આશ્રમમાં બીજા મુનિઓએ આશ્રય કરી ખેતીનું કામ કરવા લાગ્યા. એક સમયે એ કુંડ પ્રત્યે જલને અર્થે એકત્ર થયેલા ગૌતમ મુનિના શિષ્યો, અને ઋષિ સ્ત્રીઓની વચ્ચે કાંઈ બોલાચાલી થઇ. એ તમામ હકીકત બધી સ્ત્રીઓએ પોતપોતાના પતિને નિવેદન કરી. ગૌતમનો મદ ઉતારવા વાસ્તે ગણપતિપર સર્વે ઋષિઓએ તપશ્ચર્યા આદરી ઇચ્છિત વર પ્રાપ્તિ કરી લીધી. પછી ગણપતિએ મૃતપ્રાય ગાયનું સ્વરૂપ ધારણ કરી ગૌતમ મુનિના ખેતરમાં ચરવાનું શરૂ કીધું. આ ગાયને જોવો ગૌતમે હાથ અડકાડ્યો કે તુરતજ ધરણીપર ઢળી ગયા જેવો ઢેગ આદર્યો આ જાણતાજ બીજા મુનીઓએ ગૌતમનાપર ગૌહત્યાનો દોષ મુકી બહિષ્કૃત કીધો. આ દોષમાંથી મુક્ત થવાને સારૂ અન્ય મુનિના વચનને અવલમ્બી બ્રહ્માગિરિથી આરમ્ભ કરી સકલબ્રહ્માંડને શતપ્રદક્ષિણા અને કોટિ પાર્થિવ લિંગાર્ચન કરી, ગંગા પ્રાપ્તિ વાસ્તે તપ આદર્યો. આ યોગથી શંકર પ્રસન્ન થઈ ગંગાજી આપવા લાગ્યા. પણ ગંગાજી શંકરને છોડે તેમ ન હોવાથી, શંકરે ક્રોધયુક્ત થઈ બ્રહ્મગિરિપર પોતાની જટા પછાડી, તેથી નિરૂપાયે ગંગાજી ત્યાંથી પ્રકટ થયાં. તોપણ શંકરને પોતાના પાસે રહેવાનો ઘણો આગ્રહ કીધો. તેથી તેની સાન્નિધ્ય ત્ર્યંબકેશ્વર નામના લિંગરૂપે રહેલા છે. ગૌતમ મુનિ ગંગામાં સ્નાન કરી ત્ર્યંબકેશ્વરનાં દર્શનવડે પોતાના પાપથી મુક્ત થયા હતા. (નાશીક સ્ટેશનથી ૨૦ માઈલપર ત્ર્યંબકનાથ છે.)

૧૧—**हिमालयेतु केदारं** ॥ એક વખત ઋષિ મુનિએ વિષ્ણુનું આરાધન કરી તેના સરખો પુત્ર થાય, એવો વર વિષ્ણુ ભગવાન્ પાસેથી માગી લીધો. તે પ્રમાણે વિષ્ણુના અંશયુક્ત બે પુત્ર થયા. તેના નામ **નર** અને **નારાયણ**. આ બન્ને પુત્રો પિતાની આજ્ઞા લઇ હિમાલય પર્વતપર તપ કરવા સરૂ ગયા અને કેદાર નામની ટેકરીપર લિંગ સ્થાપન કરી તેનું પૂજન અર્ચન કરવા લાગ્યા તેથી શંકર પ્રસન્ન થઇ તે સ્થલે પ્રકટ થયા. શંકરની નરનારાયણે ઘણી સ્તુતિ કરી પોતે સ્થાપિત કરેલા લિંગમાં પૂર્ણ અંશથી રહેવા જણાવ્યું, તે માન્ય કરીને શંકર અન્તર્ધ્યાન થયા. પાછળથી એક વખત પાંડવો તેના દર્શને આવ્યા હતા. તેમને દર્શન આપવાનું અયોગ્ય જણાવાથી શંકરે કાંઇ અન્ય સ્વરૂપ ધારણ કરી લીધું. અને પોતે ત્યાંથી જતા રહ્યા. પાંડવોએ ઘણી આર્જવતા કરી, તે સમયે તેનું એક અંગ નેપાલ ગયું જે ભક્તિપૂર્વક ત્યાં જ રહ્યું તેજ એ કેદારેશ્વર અને પાશુપતેશ્વરના નામથી ઓળખાય છે. કેમકે જ્યારે શંકર અન્ય સ્વરૂપે જતા રહ્યા હતા ત્યારે પોતે ભેંસીઆનું રૂપ લીધું હતું જેથી એ નામ પાડવામાં આવ્યું છે. (હરિદ્વારથી ૫૦ કોશપર આ શિવ સ્થાન છે. અને ખટમંડુથી થોડે અંતરે છે.)

૧૨—**घृष्णेशं च शिवालये** ॥ વિબુધશર્મા પોતાની સુદેહા નામે સ્ત્રી સાથે એક શહેરમાં રહેતો હતો. આ બન્ને પરમ શિવભક્ત હતાં. તોપણ તેમને કાંઈ સંતતિ નહોતી તેથી આ બ્રાહ્મણે પોતાની સ્ત્રીની સંમત્તિ લેઇને બીજી સ્ત્રી કરી. તેનું નામ ઘૃષ્ણા. તે પણ પરમ શિવભક્ત હતી. તેને શિવ કૃપાથી કેટલેક દિવસે પુત્ર પ્રાપ્તિ થઈ. તે સમયે

સુદહાએ સ્વમતિમત્સરાદિકને લીધે અત્યંત વિષાદ થઇ આવવાથી રક્ષણ કરવાના નિમિત્તે પેલા પુત્રને મારી નાંખ્યો. આ વર્તમાન જોવા પેલા બ્રાહ્મણે અને તેની સ્ત્રીએ સાંભળ્યા, તેવા કોઈ પણ પ્રકારનો શોક નહિ કરતાં તમામ બોજો દેવપર નાખી આપી પોતે સ્વસ્થ થઇ બેઠાં. આવું તેમનું ધૈર્ય જોઈ શંકર ત્યાં પ્રકટ થયા, અને બાલકને જીવનો કરી પોતે ઘુષ્ણાના આગ્રહથી ત્યાં સ્થિત્ થયા. આવી ઘૃષ્ણેશ્વરની ઉત્પત્તિની કથા છે. ઘુષ્ણાની ભક્તિથી રહ્યા માટે ઘુષ્ણેશ્વર કહેવાયા. (ગ્રેટ ઇંડિયન પેનીનસુલા રેલ્વેના નાંદગામ સ્ટેશનથી ૪૪ મૈલપર ડુંગરી કિલ્લામાં આ શિવાલય આવેલ છે. ત્યાં મુખ્ય મથક વેરૂલનું છે. વેરૂલથી ઔરંગાબાદ ૧૩ મૈલ અને દૌલતાબાદ ૭ મૈલ છે.

મહાન્ પાપના પ્રાયશ્ચિતાર્થે શાસ્ત્રકારોએ કૃચ્છચાંદ્રાયણાદિ કષ્ટસાધ્યવ્રતો કહેલાં છે. તેવીજ રીતે તિર્થયાત્રાદિ વિધિ પણ કહેલી છે. તીર્થોની યોગ્યતા, સ્થલોનું દૂરત્વ અને યાત્રા કરવાના ક્લેશનું તારતમ્ય લક્ષમાં લઇ પ્રાયશ્ચિતની યોજના કરી હોય એવું જણાય છે. તીર્થ અને ક્ષેત્રની યાત્રા કરવાથી દેહના ક્લેશ, શ્રમ, અને એવા બીજા પ્રકારોરૂપી પાપનું ક્ષાલન થઇ પુણ્ય પ્રાપ્તિ થાય છે. યાત્રાવડે ચિત્ત શુદ્ધિદ્વારા જ્ઞાનોત્પત્તિ પણ થાય છે. આને એક પ્રકારનું તપ કહીએ તોપણ ચાલે ખરૂં. વળી આપણુ સત્ય જ છે કે **तीर्थानामवलोकनं परिचयः सर्वत्र वित्ताऽर्जनं नानाऽऽश्चर्य निरीक्षणं चतुरता बुद्धेः प्रशस्तागिरः एतेसंतिगुणाः प्रवास विषये******

આર્યશાસ્ત્રોમાં સ્થલે સ્થલે તીર્થનું માહાત્મ્ય વર્ણવવામાં આવેલ છે, અને કયે ઠેકાણે કેટલું પૂન્ય થશે એ પણ બતાવ્યું છે, એ પૈકી થોડી એક વિગત આ પ્રમાણે છેઃ-

પ્રયાગ-અલ્હાબાદ-યાત્રાનાં જેટલાં ઠેકાણાં છે તે પૈકી આપણુ મહત્વનું સ્થલ છે. અત્રે ત્રિવેણી સ્નાન, વેણીદાન, ક્ષૌરશ્રાદ્ધ વગેરે થાય છે. અને **त्रिवेणी माधवं सोमं भारद्वाजं चवासुकिं वंदे क्षयवटं शेषं प्रयागं तीर्थ नायकं** આ શ્લોક પ્રમાણે દેવનાં દર્શન કરવામાં આવે છે. પ્રયાગ તમામ તીર્થ પૈકી એક મહત્વનું તીર્થ સ્થળ છે. જૂઓ **श्रुतिः प्रमाणं स्मृतयः प्रमाणं पुराण मप्यत्र परंप्रमाणम् । यत्रैव गंगा यमुना सरस्वती सतीर्थराजो जयति प्रयागः ॥**

ભાગીરથી નદી માટે આવું માહાત્મ્ય મુક્યું છેઃ—**कुरुक्षेत्र समागंगा यत्रकुत्रावगाहिनी, कुरुक्षेत्राद्दशगुणा यत्र विंध्येनसंगता ॥ ततः शतगुणा प्रोक्ता यत्र पश्चिम वाहिनी, तस्मात्सहस्त्रगुणिता काश्यामुत्तरवाहिनी ॥**

કાશીપુરીમાં ગોમતી અને ગંગાના સંગમપર જ્યાં માર્કન્ડેય ઋષિના નામથી માર્કન્ડેશ્વર છે ત્યાં યાત્રા કરતાં **विश्वेशं माधवंढुंढी दंडपाणिंच भैरवम्, वंदे काशी गुहांगंगां भवानीं मणिकर्णिकाम ॥** એમ બોલાય છે

કુરક્ષેત્રના તીર્થ સ્થળનો મહિમા વર્ણવતાં કહ્યું છે, કે **एते तु सर्व तीर्थानि त्रेतायां पुष्करं परम्, द्वापरेतु कुरुक्षेत्रं कलौगंगेव केवलम् ॥**

કેદારેશ્વરમાં બ્રહ્મકપાલ મધ્યે પિંડદાન કરવાનું વિશેષ માહાત્મ્ય; બદ્રિ માહાત્મ્યમાં છેઃ-
दद्याद् ब्रह्मकपालेऽस्मिन्पिंडं पुत्रोऽथवापरः नाम्ना यस्यसवै ब्रह्मलोकं याति सनातनं ॥

ગયા વિષે પિતૃ મોક્ષનું માહાત્મ્ય મોટું માનવામાં આવતાં કહ્યું છે, કે गयागजो गयादित्यो गायत्री च गदाधरः गयागया शिरश्चैव षड्गया मोक्षदायका ॥ તેમજ મગધેકું गया पुण्या नदी पुण्या पुनः पुनः । च्यवनस्याश्रमः पुण्यः पुण्यं राजगृहं स्मृतं ॥

કુશાવર્ત તીર્થ સ્થળ ત્ર્યંબકની પાસે આવેલું છે તેના માટે પણ कुशेन वर्तिता गंगा गौतमेन महात्मना कुशावर्तमिति ख्यातं त्रिपुलोकेषु दुर्लभं ॥ આમ કહેલ છે.

યમુનાસ્નાન માટે ઈંદ્રપ્રસ્થ માહાત્મ્યમાં આવું લખેલ છે— यमुना सर्व सुलभा त्रिषु स्थानेषु दुर्लभा इंद्रप्रस्थे प्रयागश्च सागरस्य च संगमे ॥ વળી યમુના તીરે વટેશ્વર ક્ષેત્ર છે તેનો મહિમા પણ આવો છેઃ—विरंचीतनया प्राची उदीची विष्णुपादजा प्रतीची यमुना यत्र मुक्तिस्तत्र न संशय ॥

હરિદ્વાર—માયા-સ્વર્ગદ્વાર, કુશાવર્ત, માયાપુરી આદિ દેવસ્થાનો આવેલાં છે. અને गंगाद्वारे कुशावर्ते बिल्वके नीलपर्वते स्नात्वाकनखलेतीर्थे पुनर्जन्म न विद्यते । આટલાં સ્થળે મૃત્યુ થાય તો પુનર્જન્મ આવતો નથી, એવું રહસ્ય મુક્યું છે.

---

# उन्नति अने अवरोध.

( મળેલું )*

ઇશ્વરની ખુબી અગાધ છે. તેણે નિરૂપણ કરેલ પ્રત્યેક વસ્તુને જેમ ઉન્નતિની અભિલાષા છે, તેમજ તેને તેમ થતી અટકાવવાને અવરોધ પણ અનેક રૂપમાં, અનેક સ્થિતિમાં સ્થિત થતો દેખાય છે. જેમાંના કેટલાએક અવરોધને રોકી શકવા માણસ પ્રયત્ને કરીને ફતેહમંદ થઇ શકે છે; જ્યારે કેટલાએક મહાન્ પ્રયત્ન કર્યા છતાં પણ રોકી કે અટકાવી શકાતા નથી. આ એક સર્વમાન્ય ને સર્વહિતકર ઇશ્વરની શક્તિનો તથા કુદરતના નિયમનો અગાધ બુદ્ધિનો નમુનો છે. જગતની નિયમિતતા સાચવી રાખવાને માટેજ આ નિયમની ખરી આવશ્યકતા છે. તેના અભાવે ઇશ્વરી નિયમિતતાને મોટી ખલલ પહોંચી જગતની સ્થાપિત સ્થિતિનો લય ભાસે છે.

---

* લેખક—રા. રા. વકીલ આઈ. એમ. પાઠક.

છે,—સિવાય છાયાદેહ જે સ્થુલની લગોલગ રહેલો છે, ત્હેની શ્વસનક્રિયાથી ખાત્રી થાય છે. સંકોચ અને વિકાસની હદમાં તે રહેલો છે એવો એ છાયાદેહ સંકોચની અવસ્થામાં પેલાં કિરણોના વહનને લીધે આવી રહે છે, અને અન્તરપ્રભા જે છાયાદેહનું તૈજસ છે, તે હણાતું જાય છે, આને માટે એમ પણ કહેવાય છે કે:—આન્તરપ્રભાને લીધે એ છાયા દેહનો વિસ્તાર એથી પણ વિશેષ છે. તો એ મતની સાથે અમારી સંમતિ નથી એમ પણ નથી. હવે આપણે ત્હેનાં થોડાંક દૃષ્ટાન્તો પણ જોઈ લઈએ કે જેથી જે વાત કહેવા માગીએ છીએ ત્હેની દૃઢતા સ્થાપન કરે. જો કે દૃષ્ટાન્તો એ નિયમો નથી, પણ નિયમોને સ્થાપિત કરવાનું અને સ્મરણમાં રહેવાનું બહુ સારૂં સાધન ગણાય છે. મુદ્દાની વાતો ઘણાઓને યાદ રહેતી નથી, પણ દૃષ્ટાન્તો યાદ રહેવાથી તે દૃષ્ટાન્તો અને નિશ્ચિત થતા મુદ્દાઓને સહેલથી સમજી શકાય છે. તો આને માટે જોઈતાં અને મળી આવતાં દૃષ્ટાન્તો શા માટે ન આપવાં જોઇએ? એવા દાખલાઓ મેળવવાનો યત્ન કરીએ તો એકથી માંડીને અનેકની સંખ્યાઓ સુધી મેળવી શકાય. કારણ કે એકજ જીંદગીમાં એવા અનેક બનાવો થઇ ગયેલા હોય છે. અને તે બધાનો સંગ્રહ કરીએ તો એવાં ફક્ત ફુદાહરણોથી જ ઘણાં વિશાળ પૃષ્ઠરૂપી ક્ષેત્રો ઉભરાઈ જાય, અને અગત્યની બાબતો રહી જાય. માટે આ જગ્યાએ ત્હેનું યથામતિ દિગ્દર્શન માત્ર કરાવીશું, તો તેથી સન્તોષ પામશો, એવી આશા રાખુંછું. ત્હમો દરેક જણ જો એવાં દૃષ્ટાન્તો મેળવવા બેસશો તો ત્હમને પણ બેશક ઘણાં મહત્વનાં અને ઉપયોગી દૃષ્ટાન્તો મળી શકશે. આ વિશ્વની અન્દર ત્હમારી પોતાની સ્થિતિ અને કર્તવ્યનું ત્હમને ભાન થશે, અને એટલું નહિ તો એક નિર્ભય-સરલ માર્ગ ત્હમને પ્રાપ્ત થઇ શકશે, કે જે રસ્તે વિચરણ કરવાથી ત્હમને પોતાને જ લાભ મળી શકશે.

એકવાર રાત્રીના આઠ વાગ્યા છે. મી. કર્નલ સ્ટેડ "રિવ્યૂ ઓફ રિવ્યુ" પત્રનો અધિપતિ પોતાના કાયમી ટેબલ પાસે ખુરશી ઉપર બેઠેલ છે, અને કોઈ ઊંડા વિચારના વહનમાં ગંભીર તાણમાં હોય એમ જણાય છે. પોષ્ટના પત્રો આવી મળવાથી એક પત્રમાં પ્રથમ જ આ હકિકત મળી આવે છે. તે એક ખબરપત્રીએ લખેલી અને પૂછેલી બીના છે બન્નેની વચ્ચે ઘણું અન્તર (જગ્યાનું) છે. અને જે સ્થળની હકિકત આપે છે તે સ્થળ તે બંનેથી વળી ઘણુંજ દૂર છે. મીસ એન૦ (જેનું ખરૂં નામ મળી શક્યું નથી.) તે લખે છે કે;—ગઇ રાત્રીના પાછલા પહોરે હું એક ભયંકર બનાવ જોઈઉછું. યૂરોપી તુર્કસ્તાનના સર્વિઆ પ્રાન્તનાં રાજા અને રાણી પોતાના મહેલની અન્દર સમી સ્હાંજના ભોજન લીધા પછી ઠંડીને લીધે ગરમ ચાહ લેવાની તૈયારીમાં છે. બંને જણાં છે. એટલામાં ચાર મારાઓ (ઘાતકો)એ ઉઘાડી તલવારે અન્દર પ્રવેશ કીધો કે બંને સ્તબ્ધ થઇ ગયાં, અને કાંઈ પણ શબ્દોચ્ચાર માત્ર કરી શક્યાં નહિ. રાણી નિર્ભય ઉભાં થવા જાય છે. મારાઓ રાજા ઉપર ધસી આવે છે. રાણી ઘાતકોને વિનવે છે, અને આડાં પડે છે, રાજાને બચાવવાને ઉપાયો યોજે છે પણ કાંઇ ઉપાય ફાવતો નથી. રાણી કાલાવાલા કરે છે, પણ કઠોર કર્ણમાં અને વજ્ર હૃદયમાં કાંઇ એ અવાજ ઉતરતા નથી. અસર થતી નથી. સર્વે યત્ન મિથ્યા થાય છે; છેવટે રાણીને એક બાજુએ ખસેડી કહાડે

છે, રાજાને ઉઠાવી બીજા ઓરડામાં લઇ જાય છે, રાણીને પેલા ઓરડાના દ્વારની અન્દર પૂરવામાં આવી છે. આ બીજા મકાનમાં રાજાનું ખુન થાય છે. આખો મહેલ રૂધિરના તરબકાથી ખરડાઇ જાય છે, તથા કોઇ કોઇ ઠેકાણે ધાબાં પડેલાં જણાય છે. અતિ ચેતનમય સ્વરૂપ નિશ્ચેતન થઇ ભયંકરતા દાખવે છે. આ કાર્ય એટલી ત્વરાથી અને ચપળતાથી થાય છે કે રાજાનાં અન્ય માણસોને ખબર થતા પહેલાં તો મારાઓ ન્હાસી જાય છે. અને રાણી તથા બીજા માણસોના પોકારથી આખો મહેલ ગાજી ઉઠે છે. વિકાળ દેખાવ જોવામાં આવે છે, ભારે દિલગીરીના દેખાવથી રાજાને દફનાવવાની ક્રિયાની શરૂઆત થાય છે, અને આંખ ઉઘડી જાય છે. આ ભયંકર બનાવ હું શું જોતી હતી અને એ બધું ક્યાં ગયું ? દૃષ્ટિની સમિપ તો ઊંઘ્યા પહેલાંની જ સ્થીતિ ખડી થયેલી છે. પણ સમય ફેરને લીધે તથા બનાવની અસરને લીધે તે બધાં મ્હને નિસ્તેજ-ઝાંખાં જેવાં જણાય છે, નજીકમાં કોઇ સજીવ વસ્તુ નથી કે—હું તેને પૂછીને ખુલાસો મેળવું ! કે નથી કોઈ એવો સમયસૂચક કે હેને પૂછીને સત્યાસત્યનો નિર્ણય કરૂં ! ગભરાઉ છું, દિલ બળે છે. અને આન્તર વ્યથા વધતી જાય છે. જો કે મ્હારે તેની સાથે કોઇ પણ જાતનો અંગત સંબંધ નથી. મ્હેં તે રાજા રાણીને દીઠાં પણ નથી. ઓળખતી નથી. છતાં મ્હારૂં હૃદય ચર્ચિત થાય છે. જગાઇ ગયા પછી નિદ્રાદેવીને નમસ્કાર છે. ફક્ત સ્હવાર થવાની રાહ જોઉંછું- કારણ કે પથારીમાંથી ઉભા થવું મુશ્કેલ છે. શ્યામતા મ્હારા ઓરડામાં ચારે તરફ છવરાઈ રહી છે. રાત્રીની શ્યામતા ત્હેમાં વધારો કરે છે. કયારે દિનકર પ્રકાશ કરે કે મ્હારા અન્તરના ભરાઇ રહેલા ઉભરાઓ કાગળમાં ચિતરૂં, અને ત્હમને પૂછું ! ઘણી મુશ્કેલીએ રાત્રી વીતતાં અને સૂર્ય પ્રકાશતાં આ લખાણ મ્હેં લખ્યું છે. અને તે પણ ધ્રૂજતે હાથે લખ્યું છે. જલદી ખબર આપો કે આ દેખાવમાં સત્ય શું છે !

લી. ઉત્તરની ઉત્સુક મીસ૦ એન૦ ના ગુડમોર્નિંગ સર.

તા ક. હું જે જાતનો અભ્યાસ કરૂંછું, ત્હેમાં મ્હને એ ઉપયોગી સત્વ છે, માટે જવાબ જલદી મોકલાવશો, એટલી નમ્ર વિનતિ નિષ્ફળ નહિ જાય.

મીસ. એન.

પત્ર વંચાઇ રહ્યા પછી ત્હેની અસર એટલી જ થઇ કે બીજા પત્રો વાંચવા બાકી રહ્યા. તુરતજ ખુરશીની પીઠનો આધાર લેવામાં આવ્યો, અને વિકસિત નયને ઊંચું જોઇ રહેવામાં આવ્યું. ઘણીવાર સુધી આ પ્રમાણે રહ્યું. પણ એક ખબરપત્રી રાત્રી દિવસ પોતાના પ્રવૃત્તિ માર્ગમાં ગુંચાયલો રહે તે આવા બનાવને શી રીતે ઓળખી શકે. આ આપણી એ લાઇન નથી. હશે બિચારીએ ભયંકર સ્વપ્ન આવ્યું તે લખી મોકલ્યું છે, પણ તેથી આપણને કાંઇ પણ હાનિ નથી. એટલું વિચારી બીજા પત્રો વાંચવા માંડયા. પણ ત્હેમાંથી ઉપરની હકિકતને જરા પણ સહાયતા મળી નહીં. પોતાનું કાર્ય સમાપ્ત કરી પ્રત્યુત્તર માટે દિલ થયું, અને લખ્યું કે;—ત્હમો જે જાતના બનાવો વર્ણવોછો, તેમાંનું જરા પણ સત્ય નથી. ત્યાંના મ્હારા મદદગારો તરફથી જરા પણ બાતમી મળી નથી. એ

બનાવને કશોએ પૂરાવો નથી, ત્યારે હું શા કારણથી જાણું કે ત્હેમાં સત્યતાનો કાંઇ પણ અંશ છે. સ્વપ્નની વાતો હમેશાં સારી હોતી નથી, મગજની નબળાઇનું એ એક ચિન્હ છે, માટે ત્હમો ત્હમારા હૃદયનો ભાર ઓછો કરશો, અને નિદ્રામાં દીઠેલા બનાવને ભૂલવા યત્ન કરશો, જો મ્હને એવા કોઇ પણ તરફથી ખબર મળશે કે જાણવામાં આવશે તો તો હું ત્હમોને તુરત લખી જણાવીશ. તે ખાતે નિશ્ચિન્ત રહેશો. અને ત્હમો ત્હમારો અભ્યાસ ચાલુ રાખશો. હું ધારૂંછું કે હવે ત્હમે વિશ્વ દૃષ્ટિ થવાની તૈયારીમાં હશો. ત્હમારા પત્રથી મ્હને એક પ્રકારની નવાઇ તો લાગી છે. પણ તે કેવા પ્રકારની તે હું દર્શાવી શકતો નથી. હવે જ્યારે આપણે રૂબરૂ મળીશું ત્યારે આ બાબતમાં અન્ય વિગતોની સાથે વિશેષ ખુલાસા કરી શકીશું. હાલ તો એજ તા. સદર.

લી. કર્નલ સ્ટેડ "રિવ્યૂ ઓફ રિવ્યુ."—અધિપતિ.
ગુડનાઇટ સર.

જરા કહેવાની રજા લઉંછું કે એ લખાણ એમની મૂળ ભાષામાં હશે, પણ તે લખાણ તો મ્હેં મ્હારી ભાષામાં ઉતાર્યું છે. એટલે યથાર્થતા ન હોય તો સમજી લેશો કૃપા થશે.

હમેશાં બનાવોની અસર આજે, તેવી કાલે નહીં, અને કાલે તેવી પરમ નહીં. દિવસે દિવસે ઓછી થતી જાય છે. ઘણી લાંબી મુદતે છેક નિર્મૂળ થઇ જાય છે. આ એક કર્મ વિપાકની ગતિની જાળ આ પ્રમાણે ગુંથાયલી જોવામાં આવે છે.

હવે આ બે વ્યક્તિઓ સિવાય કોઇ પણ આ વાતની આગાહી પણ ધરાવતું નથી. તેમ કાંઇ ત્હેનાં ચિન્હો પણ જોવામાં આવતાં નથી. શા સારૂ જોવામાં આવે ? કુદરત પોતાના છુપા મંત્રો કોઇને પણ કહેતી નથી. છતાં કાર્ય કરતી જાય છે. બરાબર આઠ દિવસ થયા, અને અચાનક સર્વિઆનાં રાજા રાણીનાં ખુન થાય છે. ચારે તરફ ખબરો ફેલાય છે, અને હાહાકાર વર્તિ રહે છે. મી. સ્ટેડને પણ ખબરપત્ર મળે છે, અને વિસ્મય પામે છે. મીસ. એન. પણ એ વર્તમાનથી વાકેફ થાય છે. " રવ્યૂ ઓફ રિવ્યુ "માં ત્હેની લંબાણથી—"ખૂન--ખૂન" એવા મોટા અક્ષરના મથાળા નીચે બધી હકિકત મળ્યા પ્રમાણે લખાય છે, મ્હને કોઇ તરફથી એમના સ્વપ્નની હકિકત મળી હતી, મ્હે તે ઉપર બિલકુલ ધ્યાન આપ્યું નહીં હતું, જો મ્હને સ્વપ્ન તરીકે મળેલી ખબરો નીચે-આવેલું લખાણ એમને એમ પ્રસિદ્ધિમાં મૂક્યું હોત, તો કદાચ રાજા-રાણીનાં ખૂન થવાને બદલે તેઓ બચી જાત. પણ મ્હેં તે વાત તદ્દન અસંભવિત માની હતી, અને છાપામાં આ વાત પ્રસિદ્ધિમાં મૂકવાનું કાંઇ પણ ખાસ કારણ નહોતું. ખૂનીઓના જાણવામાં એ છાપાની વાત આવી હોત તો તેઓના નિશ્ચય ફેરવાઇ જાત, અને તે વાત અટકી પણ જાત પણ હું શું જાણું કે આ બનાવ પ્રમાણે થોડા દિવસમાં ખરેખર બનવાનું જ છે. હશે જે બનવાનું હતું ને બન્યું. પણ તે ઉપરથી એક વિચારવાનું સાધન મળ્યું છે અને મ્હારી દૃષ્ટિ વિશાળ થવા જાય છે કે વિશ્વમાં કોઇ એવા પ્રકારનાં આન્દોલનો હોવાં જોઇએ કે તેની સાથે સંબંધ રાખતી કોઇ અમુક વ્યક્તિને સમાનતા ધરાવતાં ત્હેની સાથે તે અથડાઇ પડે, અથવા ત્હેમાં ત્હેના તરંગ ચાલે. એ મૂળ હકિકતના લેખકને તો એનાથી પણ વધારે વિચારો થયા. અને ત્યાર પછી પોતાને જે જે સ્વપ્ન આવતાં ત્હેની તે પોતે નોંધ રાખતી. ત્હેમાંના કેટકેટલાં સત્યાર્થ દર્શાવતાં, તે વખતો વખત મેળવતી. અને તેના પ્રકાશ પાડવામાં કાળક્ષેપ કરવા લાગી, એમ કરતાં ત્હેની આત્મશક્તિ

નિર્બળ થવા લાગી, અને છેવટે તે વાતના વિચારોપરથી પોતાનું મન ફેરવી બીજી બાબતો ઉપર ગ્હોંટાડવા માંડયું ત્યારે ત્હેની તબિયત ઠીક રહેવા લાગી. આત્મબળ તો પાછું ન આવ્યું, પણ કામ કરવા જેટલી શક્તિ માંડ માંડ પ્રાપ્ત થઇ શકી. આ ઉપરથી એટલું જ સમજી શકાય છે કે મનુષ્યો એક સત્યના અનુમાનથી ત્હેને વળગી રહી બીજાં અસત્યોને પણ સત્ય છે એમ મનાવવા જતાં પોતાનું આત્મબળ વિના કારણે ગુમાવી દે છે, એ નિઃસંશય છે.

વળી આ બાબતમાં રાજાના ખુનનું સ્વપ્ન પ્રતિબિંબ ખડું થાય છે, અને રાણી તો સજીવન રહી હોય એમ જણાય છે, અને સ્થુલ ભાવનામાં તો તે બંનેનાં ખુન થાય છે એ પણ જોવા જઇએ તો આપણી કલ્પનામાં પણ ન આવે એવી બાબત છે. રાજાની રાણી રાજાથી જુદી નથી. રાણીનો રાજામાં સમાવેશ થઇ જાય છે, એ કુદરતનો મહાન્ નિયમ આપણા લક્ષમાં આવે તેમ છે. રાણીના ખુનમાં રાજાનો સમાવેશ થઇ શકે નહીં. આમ પણ કહી શકાય કે જેમને સ્વાન આવ્યુ છે ત્હેમના વિશ્વવહનની સાથેના પોતાની સાથેના પોતાના સંબંધ સાથે જેનું ખુન થયું છે, તેમનું વહન વિશ્વના વહન સાથે અનુસન્ધાન પામી એકતા દર્શાવતું હોય, અને રાણીનુ વહન વિશ્વ વહન સાથે સંબંધ ન પણ રાખતું હોય. ફક્ત રાજાના અંગત સબંધ સાથે જ વહન રાખતું હોય તો તે વાતની પણ ના ન કહી શકાય. અને તેથી જ એકનું વહન વિશ્વ વહનદ્વારાએ પેલા વહનમાં ઉતરી આવ્યું જણાય છે. અને અન્યમાં તેમ થતું નથી. ગમે તેમ હોય, તોપણ આપણે ત્હેનો ખરો ખુલાસો આપી શકીશું નહીં. કારણ કે તે આપણી બુદ્ધિની પેલી પારની બીના છે, અને ત્હેમાં આપણે માથું મારવા જતાં કદાચ ત્હેમાં આપણું માથું ભરાઇ રહે. તો પછી આપણે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ રહીએ. માટે આ બાબત આટલેથીજ બંધ રાખવી ઉચિત ધારૂં છું.

જે બીના બનવાની છે. અથવા જે કાર્ય થવાનું છે, તેનું રૂપ અગર રૂપો અગાઉથી ઘડાય છે, અને આવે સમયે તેઓ ગર્ભની પેઠે અતિ સૂક્ષ્મરૂપમાં હોય છે. અને ક્રમે ક્રમે તેઓ સ્થુલરૂપમા અવતરણ પામતાં દશ્યમાન થવા માંડે છે, અને નીચે ઉતરી આવી જે કર્મ કરવાની ફરજ હોય તે અદા કરવા માંડે છે. આ ગર્ભને વિશ્વવહનના ઉદરમાં લંબગોળ પરિવર્ત્તનમાં પકવ થયા પછી નીચે ઉતરી આવવાને ત્હેના નિયામકોની સૂચનાની રાહ જોવી જોઈએ છીએ, અને આજ્ઞા મળ્યા વિનાતો ત્હેનાથી કાંઇ પણ બની શકે નહીં. આ વાત આપણે વારંવાર કહેવાની એટલા માટે જરૂર છે કે નિયામક એવી પકવ થયેલી શુભ અશુભ કે બંનેની ઓછાવત્તા પ્રમાણમાં મિશ્રિત થયેલી આકૃતિઓને કે કિરણોનાં વહનોને પોતાને અધિન રાખે છે. કારણ કે વખતે ત્હેમનાં વહન બન્ધ રાખવાને કે થોડી મુદત સુધી અટકાવી રાખવાને પણ સત્તાવાન છે, અને વખતે કાંઈ એવા પ્રકારનો બનાવ બને કે ત્હેમાં ફેરફાર કરવાની પણ જરૂર પડે. એવે સમયે તે એમ પણ કરી શકે છે તોપણ બધી વ્યક્તિઓને માટે એનો ચોક્કસ નિયમ આપી શકાય નહીં. જેમાં કાંઇ પણ વિચાર કરાયો નથી ત્યાં તો જરા પણ અટકાવવાનું કે બન્ધ રાખવાનું નથી. પણ જ્યહાં વિશાલ દૃષ્ટિથી જોવાનું છે અને જેને વખતો વખત તકો આપવા છતાં પણ જેમણે પોતાના વર્ત્તનમાંનો માર્ગ બદલાવ્યો નથી, અને હવે તે

બદલાવે છે કે નહીં. તે જોયા પછી ત્હેમની આકૃતિઓને અગર ત્હેમાંથી નીકળતાં વહેનોને પ્રવાહ કરવાનું એક સામટું સૂચન મળે છે. અને એથી એમ પણ બને છે કે એકી વખતે અનેક આકૃતિઓનો જંડોળ ભેગો થયેલો હોય છે, તેથી બધી તરફથી ત્હેના મૂલોદ્‌ભાવકને ઘેરવામાં આવે છે. આ વાત જરા વિસ્તારથી સમજાવવી પડશે, પણ હજુ જરા વચ્ચે કહેવાનું છે તે કહી લીધા પછી કહીશું, તો વધારે યોગ્ય ગણાશે, માટે હાલતો આટલેથીજ બન્ધ રાખીશું. [ ચાલુ. ]

# रा. रा. मनःसुखराम सूर्यरामनो देहत्याग.

રા. સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામના ઉત્ક્રમણ માટે ગુજરાત શોક કરી વિરમ્યું નથી એટલામાં એક બીજા સાક્ષરની ખોટ ઉત્પન્ન થઇ છે। વૈશાખ સુદી ૧૧ ને ગુરુવારે રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી એઓશ્રીનો દેહ પડયો. પોતાના જીવનનો ઉદ્દેશ નક્કી કરી એ ઉદ્દેશના મનનપૂર્વક પોતાની સઘળી પ્રવૃત્તિઓ રચવી તથા તે તરફ પોતાનું જીવન દોરવું એમાં મનુષ્યનું મનુષ્યત્વ અને 'નીતિ' રહેલાં છે—અને એ રીતે જોતાં આ વિદ્યાપરાયણ રાજ્યમંત્રીએ પોતાનો મનુષ્યજન્મ સાર્થક કર્યો છે, તથા અસ્ખલિત 'નીતિ' મત્તા દર્શાવી છે.

રા. મનઃસુખરામની પૂર્વાવસ્થા ધનસંપત્તિમાં દુર્બળ હતી તથા તેજ કારણથી તેઓ વિદ્યાસંપાદન પણ યથેષ્ટ રીતે કરી શકયા ન હતા. મધ્યમાવસ્થામાં તેઓએ પુષ્કળ ધન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા, તથા વિદ્યાનો વ્યાસંગ વધાર્યો—અને ઉત્તરાવસ્થામાં વ્યવહારવિષયક મમતા ઘટાડી, પ્રાપ્ત કરેલી વિદ્યાના જ્ઞાનરૂપી ફળ ઉપર જીવનનિર્વાહ કરવા માંડયો ત્રણે અવસ્થામાં વિદ્યા એજ એમનું પરમ રસસ્થાન હતું; અને વ્યવહારમાં પણ વિદ્યારૂપી સહધર્મચારણીને સાથે રાખીનેજ એમણે કર્યો હતો.

રા. રા. મનસુખરામજીએ અસ્તોદય, કરસનદાસ મુળજી જીવનચરિત્રનું અવલોકન, વિચારસાગરનું ભાષાન્તર 'સુરત ગોકલજી' ઝાલા અને વેદાન્ત-આદિ ગ્રન્થો રચ્યા છે.

એમના ઘણાખરા ગ્રન્થો જગતનાં સુભાષિતોથી ભરેલા હોઇ રત્નજડિત ફરસબંધી જેવા શોભે છે. જે વિચાર અન્ય લેખકો જગતના સાહિત્ય અને તત્વ જ્ઞાનના અભ્યાસથી પ્રાપ્ત કરી પોતાના શબ્દોમાં પ્રગટ કરે છે, તેને રા. મનઃસુખરામ પ્રાચીન લેખકોની પોતાનીજ વાણીમાં વાચક આગળ રજુ કરવાનું પસંદ કરે છે, મહાન પુરુષોની ભાષામાં એ એવી વિલક્ષણતા જોતા કે એને પોતાની વાણીમાં ઉતારવા જતાં રખેને હાનિ થાય એ ભય એમને હમેશાં રહ્યાં કરતો, અને તેથી એમનાં ભાષાન્તરો બહુધા પ્રત્યયાન્તર—રૂપજ થતાં, સ્વતંત્ર ગ્રન્થોમાં પણ તેઓ અત્યન્ત શ્રમ અને કાળજીપૂર્વક ભાષાની ઘટના કરતા 'સંસ્કૃતમાંથી' ભાષાનો એમનો આગ્રહ ઘટવાને બદલે, દિન પર દિન વધતો ગયો હતો. એ ઉપહાસ પોતે બહુ આનંદથી અને રસથી ભોગવતા, અને પોતાના સિદ્ધાંતનો નવીન ભાષાશૈલીમાં સત્કાર થયો છે એમ અભિમાનથી કહેતા, તથા આખા હિન્દુસ્તાનને ભાષાની એકતા કરી આપવાનું આ એક સાધન છે એમ બતાવી સ્વદેશાભિમાનથી એ સિદ્ધાંતને પોષતા.

રા. મનસુખરામજી શંકર વેદાન્ત માટે ઘણો આગ્રહ ધરાવતા;-તે એટલે સુધી કે રામાનુજાદિકના વેદાન્તનો અભ્યાસ પણ અનિષ્ટ ગણતા અને એમ બતાવતા કે ભિન્ન ભિન્ન

મતના પરિશીલનથી ચિત અસ્થિર બને છે, અને એક સિદ્ધાન્ત હૃદયમાં સ્થપાતો નથી. તેથી જીવનચર્યા અસ્તવ્યસ્ત થઇ જાય છે. વળી, વેદાન્તનું જ્ઞાન 'સંપ્રદાયસિદ્ધ પ્રાપ્ત કરવું જોઇએ' એમ એમનો નિર્બન્ધ હતો, અને તેથી ઘણા સંન્યાસીઓનો સમાગમ પણ કરતા. એમનો સ્વભાવ ગુણગ્રાહી હોવાથી સંન્યાસીઓના વર્તન ઉપર બહુ લક્ષ ન આપતાં તેઓ પાસેથી માત્ર વેદાન્તનું વ્યાખ્યાન સાંભળવાની જ દરકાર રાખતા અને આ રીતે એમણે શાંકર વેદાન્તની પરિભાષાનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

સ્વ. મનઃસુખરામભાઇની "સંસ્કૃતમયી ભાષા"—જૂનું ઉપાસક બોધ કરતાં—ભાગ્યે જ સર્વને માન્ય થશે; અભ્યાસની એકદેશિતા, અને ઉભય પક્ષને બરાબર સાંભળ્યા વિના અમુક સિદ્ધાન્ત પરનો પક્ષપાત એ સત્યશોધનની વૃત્તિને અનુચિત લાગશે; વિવિધ તત્ત્વચિન્તનોના પરિશીલનથી જીવનચર્યા વધારે ઉદાર વિશાળ વ્યાપક અને પૂર્ણ બનાવી શકાય છે એ સિદ્ધાન્તમાં પણ કાંઇ થોડું અસત્ય નથી; વળી તત્ત્વજ્ઞાન જ્યારે સંપ્રદાય અને પરિભાષાનાં ચોકઠાંની દરકાર ન કરી આત્મામાં ઉતરી પુનઃ સ્વતન્ત્ર વાણીરૂપે પ્રકટ થાય ત્યારે જ તે ખરી તત્ત્વની સમજણ છે એમ પણ ઘણાને નિશ્ચય હશે. તથાપિ એટલું તો સર્વેએ કબૂલ કરવું જ પડશે કે રા. રા. મનઃસુખરામભાઇએ સત્યની જે એક બાજુ જોઇ હતી.—(અને સર્વ બાજુ એકી વખતે જોવાની અને અનુવર્તવાની તો મનુષ્યમાં શક્તિ જ નથી) તેના પ્રતિપાદનમાં અને સેવનમાં એમણે સમસ્ત જીવન ગાળ્યું હતું, અને પોતાના સિદ્ધાન્તનો રંગ અન્યને ચઢાવવા માટે જોઇતાં આત્મશ્રદ્ધા અને ઉત્સાહ પૂર્ણપણે ધરાવી એનું આચાર્યપદ પ્રાપ્ત કર્યું હતું.

રા. રા. મનઃસુખરામના લેખમાં હમેશાં—એમના આરંભકાળના લેખોમાં પણ—વિચારની પરિપક્વતા જ નજરે પડે છે. જે ગંભીર શાન્ત અને વિશાળ દૃષ્ટિએ તથા સશક્ત વિચાર પુરઃસર રા. મનઃસુખરામભાઇએ કરસનદાસ મૂળજીના જીવનચરિત્રનું અવલોકન લખ્યું છે તેવું આજ થોડાક જ ગ્રેજ્યુએટો લખી શકે એમ અમારો નમ્ર અભિપ્રાય છે.

રા. રા મનઃસુખરામભાઇએ એક ઉત્તમ રાજ્યતન્ત્રી તરીકે ગુજરાતનાં ઘણાં દેશી રાજ્યોની સેવા કરી છે. એમની સલાહ હમેશાં દીર્ઘદૃષ્ટિવાળી, નિર્ભય, નિખાલસ, યુક્તિમંત, આવેશરહિત અને પુખ્ત વિચારથી ભરેલી આવતી; અને આ ગુણને લીધે અનેક દિવાનોની ફેરબદલીમાં પણ પોતે નિર્વિકારી કૂટસ્થ રહેતા. આ સ્થાને મિ. ફૉર્બ્સ મિ. વેડર્બર્ન વગેરે ઘણા ઊંચા દિલના અંગ્રેજોની જોડે સંબન્ધમાં આવી એમણે ઊંચી ભાવનાઓ જોઇ હતી; અને તેથી તેમણે પોતાના રાજ્યમન્ત્રદ્વારા સાહિત્યને અને કેળવણીને ઘણી સારી મદદ કરી છે, એટલું જ નહિ પણ 'સેક્રેટરિએટ'ની સેવામાં ન ડુબતાં, સર ફીરોજશાહ આદિ ભારતવીરોની કુમક કરવામાં પોતે હમેશાં તત્પર રહેતા.

ગયા જમાનાના છતાં નવા જમાના સાથે અનેક રીતે સંસર્ગ રાખી સાથે સાથે ચાલનાર આ વકીલ પુરુષની ગુજરાતને ઘણી મ્હોટી ખોટ છે. જે વેદાન્તના સેવનને એમણે જીવનનું પ્રધાન લક્ષ્ય કર્યું હતું, તેણે એમના અવસાનસમયે એમના આત્માને અનુપમ સ્થિરતા આપી હતી, એ એમના નિશ્ચયની સાચાઇ દર્શાવે છે. એ સ્થિરતા ભરપૂર પણ રહો એમ કહી અમે આ ટુંક નોંધ સમાપ્ત કરીએ છીએ.

તંત્રી.

આદ્યતંત્રી
સ્વ. અભેદમાર્ગ પ્રવાસી
મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી.—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સમ્બંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૨, અંક. ૧૦. ] ( માસિક ) [ જુલાઇ. ૧૯૦૭.]

## ॥ नरहरिकृत ज्ञानरमणी ॥

( મળેલું. )

( અનુસંધાન પુ.–૧૪.–અં.–૮.–પૃષ્ઠ–૧૬૯–થી )

દેખો વેદ કતેબ પુરાણા, પુછો પંડિત જોષ સુજાણા;
સબ સંતો મલી એહિં ઠહિરાયાં, કહો ચૈતન પુરસ નિરંજન રાયે. ૮૪

ચૈતન બોલી ચૈતન ચાલી, ચૈતન બ્રહ્મ સકલ મહીં મ્હાલી;
ચૈતનથી સબ ચૈતન હોય, ચૈતન પુરૂષ નિરંજન સોય. ૮૫

ચૈતન સુણી ચૈતન જોવી; ચૈતન હસી ચૈતન રોવી;
ચૈતન ગંધ સવાદ હી જાણી, ચૈતન કોમલ કઠણ પ્રમાણી. ૮૬

વિવિધ ભાષા ચૈતન બોલી, ચૈતન બાંધે ને ચૈતન ખોલી;
ચૈતન આવી ચૈતન જાવી, ચૈતન ચૈતન માંહે સમાવી. ૮૭

ચૈતન સોવે ચૈતન જાગી, ચૈતન ગ્રહી ને ચૈતન ત્યાગી;
ચૈતન ખાવી ચૈતન પીવી, ચૈતન મરી ને ચૈતન જીવી. ૮૮

સ્વાસો સ્વાસ સો ચૈતન કરતા, સંકલ્પ વિકલપ ચૈતન ધરતા;
ચૈતન ભરતા ચૈતન ભોક્તા, ચૈતન બંધન ચૈતન મુક્તા ૮૯

ચૈતન સાખી ચૈતન સબ કરતા, ચૈતન પિંડ બ્રહ્માંડકા ધરતા;
સુખ દુખકા ચૈતન સો દાતા, ચૈતન અપણે રંગહી રાતા. ૯૦
ચૈતન ન્યારા ચૈતન સબમાંહી, ચૈતન ભરી રેહા જહાં ત્યાંહી;
નારી પુરૂષ નપુસક નામા, ચૈતન બ્રહ્મ રહા સબ ઠામાં. ૯૧
ચૈતન ગુણુ ચૈતન સો માયા, પંચ પંચ ચૈતનહી કહાવા;
થાવર જંગમ ચૈતન હુઆ, ચૈતનથી કોનહી નજૂઆ. ૯૨
ચૈતનમાંહી જગત યહો બાસી, ચૈતન જગત સકલ પ્રકાસી;
જગત સકળ યહો ચૈતનબાય, ચૈતન સબ મહી રહા સમાઈ. ૯૩
આદ અંત મધ્ય ચૈતન જાણો, તલ ઉપર બીચ ચૈતન સમાણો;
ઈત ઉત આગે પાછે સોય, ચૈતન બીન ઓર દૂજા ન કોઈ. ૯૪
ચૈતન દરીઆ રસભર ભરીયા, યેહી સબરૂપ ચૈતનહી ધરીયા;
દહીં દશ દરીઆ એકંકારા, તાંકા નહીંવાર ના પારા. ૯૫
બુંદ બુંદ ફેન તરંગલેહ હોય, તાકુપાહ ન પાવી કોઈ;
સોય જલમેહી સબશોકહી રહા, સોજલ બીરલે સંતેલહા. ૯૬
સબ ઉપજે સમે રહેની માંહી, તાકી ખબર કાહુકુ નાહી;
અપણે રંગ રમે સબ કોય, તાકું બુઝે બીરલા કોય. ૯૭
સોપદે બાબા જે લેહેલાવે, જીવનમુક્તા ઓહીજન કહાવે;
તાકે મન દુબિધા નહી આવે, આપા દેખી આપ રીઝાવે ૯૮
સકલ વિશ્વકું વંદે ઓહી આવા પરમહિ દેખિ હરી સોય;
અકળ બ્રહ્મ સકળ મહી ખેલે નાના ભેખ ઓ ધરિઓર મેહેલે. ૯૯
યહો સબ લટકે આપહી કરતા, સતરજતમ ગુણુ આપહિ ધરતા,
આપે ન્યારા આપે સબ માંહી, એહી બીધ ખેલ ખેલિહી ગુસાંઇ. ૧૦૦
જેજે ભાવે જોઈ જોઈ કરિહી, અપણી પ્રબળ રૂપ સો ધરિહી,
ધરમ કરમ તાકે નહી લિપતા, વે હરિકર્મ સદાસો મુગતા. ૧૦૧
સબહી રૂપો સબહી નામી, આપે આપ રહા સબ ઠામી;
ઉસ બીન દુજા હુઆ નહોય, આત્મારામ અંતર સોઈ. ૧૦૨
ચેતોરે મીતહી તુમ લોકા, બાદ બિબાદ કરોજીન ફોકા,
સબઘટ એકહી આતમ જાણો, જે જે કહીસો સત પ્રમાણો ૧૦૩
યહોસબ સત સ્વરૂપ સંસારા, અંતરિ રાખો એહી બિચારા;
કારણુથી કારજહી હોય, કારજ કારણુ બીજ ન હોય. ૧૦૪
જ્યું જલકી લેહેરી જલહી સુમાવે, લેહેરીરૂપે જલહી સુહાવે;
યસ બીધ જાણો ઈહ સંસારા, કંચનથી ભૂષણુ એંકારે. ૧૦૫

મીટીકે બહુ બાંડ હોય આવે, સોઈ બાંડ મીટી મહી સમાવે;
એહી બીધ જાણો સકલ સંસારા, ઉતપતીસ્થીતીલય એકહી દારા, ૧૦૬

જેસી અભ્ર ગગન હોઈ આવે, સો અભ્ર ગગનહી સમાવે;
જ્યૂં મહાતેજથી દીપ બહુ હોય, બાબતેજહીમે લયપાવે સોય ૧૦૭

જ્યૂં પ્રતિબિંબ બિંબમહી સમાવે, ત્યમભૂત સકલ બ્રહ્મમહી લયપાવે;
જ્યૂં પાવકથી તીણખા બહુ હોય, ફીરીને આવી તિણખા સોય. ૧૦૮

જ્યૂંએ દીપક શુન્ય સમાયા, જલ પ્રવાહ સમુદ્રમાં આયા;
ગીરે પત્ર પુષ્પફળ જેહી, ફીર કેસે લાગે તરૂતેહી ૧૦૯

પુષ્પ વાસ જે શુન્ય સમાય, સોફરી પુષ્પ કહો કીસી આહિ;
કોસા શબ્દ આકાસ સમાવી, સો શબ્દ કાંસી નહી આવી. ૧૧૦

ત્યૂંએ તને કી અવસ્થા ગઇ સો ગઇ, સોફરી અવસ્થા કીનહુન ચહી;
મૃત્યુ અવસ્થા એહીબીધ જાણો, ઈહીજીવ લહેકો સાંહો સમાણો ૧૧૧

પૂરણ બ્રહ્મથી એ જીવ હોઇ, બ્રહ્મ માંહી લય પાવી સોઈ;
જ્યું ઘટાકાસ મહાકાસસો એક જીવ, બ્રહ્મકા એહી વિવેક ૧૧૨

માયા તો કાયા લગી ભાઈ, મનતો પ્રાણ લગીજુ કહાઈ;
પ્રાણ પુરૂષ જબ શુન્ય સમાયા, તબ નામેનાં તૂ નામન માયા. ૧૧૩

જબ નહુ આ જેસાજેસહી લાવી, તબવે તેસા તેસા કહાવી,
મૂરખ જન કહી એસા એસા, ઇઓહી નટનારાયણ જેસા તેસા. ૧૧૪

જબ ચૈતન પ્રગતિકો કરી સંગા, તબ ઉપજાવી નાના બીધરંગા;
જીવ, ઇશ્વર પ્રગતી સંગ નામં, આપી અવાચ પ્રભુ પૂરણ મામં. ૧૧૫

જબ ઉલટાઇ હો ચૈતન દરીઆ, તબ પ્રગતી પુરૂપ આપ રૂપ ધરીયા;
આપે આપશું કરી આનંદા, કહેણુ સુણુન સેહરી સોઢ ધંદા. ૧૧૬

ના કોઇ મરે ના કોઇ મારે, ના કોઇ તરે ના કોઈ તારે,
ના કોઈ આવે ના કોઈ જાય, ઇહો જલતરંગ જલમાંઝ સમાય. ૧૧૭

જુએ સ્ફાટીક મણીહી જૈસાતેસા, રંગ સંગ કહેકો એસા એસા;
જ્યૂં આતમારામ સદાહી અસંગા, જો ધરે કોટીક માયા ગુણ રંગા. ૧૧૮

જ્યૂં આકાશકું લેપે કોઈ, બીનૂ આકાશ કછુ પ્રવર્ત્ત ન હોઇ;
ત્યૂં શુદ્ધબુધ વ્યાપક આતમારામ, નિર્ગુણ સગુણ પ્રકાશક ધામ. ૧૧૯

જાકી જાતી કુલ માય ન બાપ સો નિર્ગુણ સગુણ ભયાહી આપ,
સબમે આપે આપ ગુસાંઈ, મીટું જુગમાંહી હૂઆ જૂનાંહી. ૧૨૦

કહા કહિયે કછુ કહા ન જાવે, કહે બીગરે કછુ બંધન આવે;
કવિ પંડિત મુની કહા બખાણી, અદભદ ગત્ય તેરી તુહી જાણી. ૧૨૧

સબ તુમ મહી તુમ સબ માંહી, તુમ બીન દુજા કબહુ નાંહી,
સદા નિરંતર તુંહી સ્વામી, સબહી ઠોર તુમ અંતરજામી. ૧૨૨
કર્મ સુભાવ રૂપ ગુણ નામં; એ સબ સાંઈ તેરે કામં;
સબ તુંહુ આસો તેરે તાંઇ, સમરથ પૂરણ તુંહી ગુસાંઇ. ૧૨૩
સબ રૂપી તેં આપ દેખાયા, પીંડ બ્રહ્માંડ નીરંજન રાયા,
ઓહી પૂરણહી આગે પાછી. સ્થુલ સુક્ષ્મ સબ બેસુ તૂ કાછી. ૧૨૪
આપણી ઇચ્છા એ વૃદ્ધિ પેખે, પલમહી કોટી બ્રહ્માંડ ધરિ મેહેલે;
એસા અકળ નિરંજન સાંઇ, પેખો પ્રગટ બોલે ઘટ માંહી. ૧૨૫
મુખ બીન ગાન કરતાહી જીયા, ઓહી સબદ કબહુ હોત ના છીયા;
સોગાવે સો ગુણ તહી બાઇ, ઓહી પરચેમાં મહાનીધ પાઇ. ૧૨૬
જહાં નીસદીનનાટારંભહી હોવી, સોઇ રામત્ય કોઉ સાધુ જોવી;
જીને વે જાણ્યા ખેલ અચંતા, સોજન નિરભે ભયે નચંતા. ૧૨૭
જહાં આપે આપ નિરંજન સાંઇ તહાં ઉષ્ણ શીત કછુ ધૂપ ન છાંહી;
ઉહી પ્રગતી પુરૂપ ગુણ નહી સંચરં., પંચ પંચ કછુ નહી બિસ્તારં. ૧૨૮
મેઘ તાગ નક્ષત્ર ભાસં, ચંદ સુર પાવક ન પ્રકાસં;
સદા સદોદિત નિરંજન રાઇ. રૂપ અરૂપ કછુ કહો ન જાય ૧૨૯
અગમ અગોચર અનહત બાણી, સોઇ ધુન્યજન તુમ કહો પીછાણી,
ગરજે ગગન મંડળ મહીસારં, પરમહંસ રમિઓહી હારં. ૧૩૦
ઘટ મહી શીવ શક્તી ઇહો જાંણો, સોહં હંસ પ્રગટ પ્રમાણો,
અશુન્ય મહી એ શુન્યહી ભાસી શુન્ય અશુન્યમહી હં પ્રકાશી. ૧૩૧
હં બીજે સો શક્તી ઉપાઇ, સોહં મિલી ઇહો શ્રષ્ટી નિપાઇ:
સોહં હંસ શ્રષ્ટીકા ધરતા, સોહં હંસ શ્રષ્ટીકા કરતા. ૧૩૨
સોહં મહિ સબ શ્રષ્ટી સમાવી સોહં રૂપ સબ શ્રષ્ટી કહાની;
કારય (કાર્ય) કારણ માંહી સમાઇ, કારજ કારજ રૂપહી બાઇ. ૧૩૩
ખોજત ખોજત ખોજનહી પાયા શુન્ય મંડલ સતગુરૂ હી દિખાયા,
આમિ ઉપજે આવાજ અખંડ, સોધુની પૂરણ પંડ બ્રહ્માંડ. ૧૩૪
ઝંઝણી તાલ પખાવજ બાજે, શંખવેણુ વેદ ધુન ગાજે:
ઘંટા ભેરી ભમર ગુંજારા, એહી બીધ સબ હોતહી સારા. ૧૩૫
અનાહત ધ્રુનિ જે ચીત લાવી, સો પરમ જ્યોતિકા દરશન પાવી,
જોતી પરિચીત ન મન ગલેહી. (આ ટુક નથી) ૧૩૬
પરમ ધામ પરમ પદ સોઇ, જ્યાંહાં દંદ વાસના ઉપજે ન કોઇ:
જીતનીન દેખીએ આપી આપં, તો ઘટ નહી ન સોક સંતાપં. ૧૩૭
જો ઘટ બ્રહ્મ ગ્યાન બીરાજે, તો ભરમ દુબિધા સબ ભાજે:
સદા આનંદ મહા સુખ રૂપં, દેખે જીતનીન બ્રહ્મ સ્વરૂપં. ૧૩૮

[અપૂર્ણ.]

# मायावाद.

—:०:—

લગભગ તમારા સઘળાના સાંભળવામાં માયાનું નામ આવ્યું હશે. સામાન્ય રીતે આ શબ્દ, જો કે મને ભીતિ છે કે ઘણી અયોગ્ય રીતે. પ્રપંચ, ભ્રમણા, વિવર્ત, અથવા આવી કંઈક બાબતના અર્થમાં વાપરવામાં આવે છે, પરંતુ આ વાદ જાણે કે વેદાન્તના આધારરૂપ સ્તંભ હોય તેવો હોવાથી તેને યથાર્થ રીતે સમજવો જરૂરનો છે. માયાવાદ સમજાવતાં હું તમારી પાસે થોડીક ધીરજની માગણી કરૂં છું કારણ કે તેમાં અનિરૂપિત રહેવાની ઘણી ધાસ્તી છે. વૈદિક સાહિત્યમાં મળી આવતા માયાની પ્રાચીન ભાવના, જ્યાં આ શબ્દને મોહના અર્થમાં વાપરવામા આવ્યો છે તે છે, પરંતુ આ સમયે યથાર્થ વાદ પર્યંત પહોંચવામાં આવ્યું નથી. इन्द्रोमायाभिः पुरुरूपमीयते ॥ "ઇન્દ્રે પોતાની માયા દ્વારા પુરૂ રૂપ ધારણ કર્યું."—આવાં વચનો મળી આવે છે. અત્રે માયા શબ્દનો અર્થ કંઈક તત્રવિદ્યા જેવો થાય છે, એ સત્ય છે. આ પ્રમાણે આનો આજ અર્થ હમેશાં વાપરતાં અન્ય અનેક અવતરણો મળી આવે છે. પછીથી માયા શબ્દ તદ્દન દૃષ્ટિથી બહાર જતો રહે છે. આ અરસામાં આ ભાવના ખીલતી જાય છે. આગળ ઉપર આવો પ્રશ્ન ખડો થતો જોવામાં આવે છે, શા માટે આપણે વિશ્વના આ રહસ્યને ના જાણી શકીએ, અને આપવામાં આવતો ઉત્તર અત્યંત સુચક છે.—"કારણ કે આપણે વૃથા વાતો કરીએ છીએ, ઇન્દ્રિયોના પદાર્થોથી આપણે સંતોષ પામીએ છીએ, આપણે કામનાઓ પાછળ દોડયા કરીએ છીએ, તેથી આપણે આ યથાર્થતાને જાણે કે ધુમસવડે હોય તેમ ઢાંકી લઇએ છીએ." અત્રે માયાશબ્દ બીલકુલ વાપરવામાં આવ્યો નથી, પરંતુ આપણા અજ્ઞાનનું તેઓ જે કારણ દર્શાવે છે તે આપણા અને સત્યના વચમાં આવતા એક પ્રકારના ધુમસરૂપ છે, એવો એક વિચાર આપણને પ્રાપ્ત થાય છે. ઘણા સમય પછી એકાદ આધુનિક ઉપનિષદમાં માયાશબ્દ પુનઃદર્શન દે છે, પરંતુ આટલા સમય પછી એ શબ્દમાં ઘણો ફેરફાર કરવામાં આવ્યો છે, આ સમયે શબ્દના અનેક નવીન અર્થો ઉઠાવવામાં આવ્યા છે. વાદો પ્રવર્તાવવામાં આવ્યા છે, પુનરાવર્તન કરવામાં આવ્યું છે; અન્યવાદોને ઉપાડો લેવામાં આવ્યા છેઃ આ સર્વના અંતે માયાની ભાવના એક પ્રકારના સ્થિરપરિમાણરૂપ થઇ પડી છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં વાચવામાં આવે છે;—मायान्तु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरं ॥ માયાને પ્રકૃતિરૂપ જાણો, માયાના શાશક મનને, મહેશ્વર પોતે જ જાણો. આપણા તત્ત્વવેત્તાઓને લક્ષમાં લેતાં આખરે આપણે મહાન્ શંકરાચાર્ય પર્યંત આવીએ ત્યાં સુધીમાં માયા શબ્દને અનેક પ્રકારના અર્થમાં વાપરવામાં આવ્યો છે. કદાચ માયા શબ્દ અથવા વાદમાં બૌદ્ધોએ પણ થોડોક ફેરફાર કર્યો છે, પરંતુ બૌદ્ધોના હાથમાં આ વાદ, બાહ્યશૂન્યવાદના (Idealism) નામથી વ્યવહરાતા વાદ સમાન થઇ પડયો, તથા વર્તમાનમાં સામાન્ય રીતે માયા શબ્દનો આવોજ અર્થ ઉઠાવવામાં આવે છે. જ્યારે હિંદુ લોક કહે છે કે દુનિયા માયા છે ત્યારે લોકો એકદમ દુનિયા ભ્રમણા છે, એવા વિચાર ઉપર ઉતરી પડે છે. બૌદ્ધતત્ત્વવેત્તાઓ તરફથી આવતો હોવાથી આવા અર્થને કેટલોક આધાર છે, કારણ કે બાહ્ય દુનિયાને

બીલકુલ નહિ માનનાર તત્વવેત્તાઓનો એક વિભાગ હતો. પરંતુ અંતિમ વિકાસ પામેલા સ્વરૂપ અનુસાર વેદાન્તની માયા, બાહ્યશૂન્યવાદ તેમજ વસ્તુસ્વાતંત્ર્યવાદ (Realism) નથી, તેમજ એકાદ વાદ પણ નથી. તે તો સત્ય બાબતોનું એક સાદું કથન માત્ર છે-આપણે કોણ છીએ તથા આપણી આસપાસ આપણે શું જોઇએ છીએ તેનું. મેં તમને પૂર્વે કહ્યું છે તેમ જેમની પાસેથી વેદ પ્રાપ્ત થયા એવા લોકનાં મન, મૂલતત્વોને અનુસરવામાં, મૂલતત્વોને શોધવામાં લાગેલાં હતાં. વિગતવાર વૃત્તાંતો માટે મહેનત કરવી અથવા તેમને માટે રાહ જોવી, એ માટે જાણે કે તેમને સમય જ નહતો; તેમને પદાર્થોના આંતરમાં ઉંડા ઉતરવાની જરૂર હતી. જાણે કે તેમને પારના પ્રદેશમાંથી કંઇક બોલાવતું હતું તથા તેઓ રાહ જોઈ શકે એમ નહતું. આ પ્રમાણે આપણને માલૂમ છે, કે ઉપનિષદોમાં અત્રતત્ર વેરાયલી, આપણે જેને આધુનિક વિજ્ઞાનશાસ્ત્રોના (Modrn sciences) નામથી વ્યવહરીએ છીએ તેના વિષયોની વિગતો મળી આવે છે, વારંવાર અત્યંત ભૂલ ભરેલી હોય છે, પરંતુ સાથે સાથે જ તેમનાં મૂલતત્વો આવ્યાં છે. દૃષ્ટાંત તરીકે વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રના આધુનિકસિદ્ધાંતોમાંનો એક, ઇથરવિશેનો (આકાશતત્વ) વિચારનો તેમાં ક્યારનો એ સમાવેશ થયલો છે, વર્તમાન દિનોના માનવિના વિજ્ઞાનશાસ્ત્રનું ઇથર હાલ છે તેના કરતાં વિશેષ ખીલેલાં સ્વરૂપોમાં તેમાંથી મળી આવે છે, પરંતુ માત્ર આ મૂલતત્વમાંજ માલૂમ પડે છે; જ્યારે તેમને એ ઇથરતત્વનાં કાર્યોને સિદ્ધ કરવાની જરૂર પડી, ત્યારે તેઓ અનેક ભૂલો કરી બેઠા. સર્વવ્યાપક પ્રાણતત્વ, જેના માત્ર એક પ્રકારના ભિન્ન આવિર્ભાવ રૂપ આ વિશ્વમાંનું સમગ્ર જીવન છે, એ સિદ્ધાંત. વેદોમાં—બ્રાહ્મણોમાં, પ્રથમથી મળી આવે છે. સમગ્ર જીવન જેના માત્ર એક આવિર્ભાવ રૂપ છે, એવા આ પ્રાણની સ્તુતિમાં સંહિતાઓમાં એક લાંબુ સુક્ત મળી આવે છે. માંહ્યથી માંહ્ય એટલું જાણીને તમારામાંના કેટલાકને આનંદ થશે, કે વૈદિક તત્વશાસ્ત્રમાં આ પૃથ્વી ઉપર જીવનનો પ્રારંભ થવાના સિદ્ધાંતો મળી આવે છે; તમારા આધુનિક યુરોપના વિજ્ઞાનશાસ્ત્રીઓમાંના કેટલાકે પ્રવર્તાવેલા સિદ્ધાંતોને લગભગ સરખી રીતે મળતા આવના આ સિદ્ધાંતો છે. આ પૃથ્વી ઉપર અન્યગ્રહોમાંથી આવીને જીવનનો આરંભ થયો, એવો સિદ્ધાંત ખાત્રીથી તમારા સર્વના જાણવામાં છે, તેમજ કેટલાક વૈદિકતત્વવેત્તાઓનો, આ પ્રમાણે ચંદ્રમાંથી જીવન આવે છે, એવો નિશ્ચિત સિદ્ધાન્ત છે.

મૂલતત્વો ઉપર આવતાં આપણે તેમને વિશાલ અને સર્વસામાન્ય સિદ્ધાંતો પ્રવર્તાવવામાં અતિ શૌર્યવાળા, અદ્ભૂત હિંમતવાળા જોઇએ છીએ. તેથી તેમને બાહ્ય દુનિયામાંથી આ વિશ્વરહસ્યના નિરાકરણ વિશે જે ઉત્તર મેળવવાની જરૂર હતી તે જેટલો સંભવિત હતો તેટલો મળી ચૂક્યો હતો. વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રનાં વિગતવાર કાર્યો, આ પ્રશ્નને જરા પણ નિરાકરણ નજીક લાવી શકતાં નથી, કારણ કે મૂલતત્વો નિષ્ફલ નિવડ્યાં છે. જો પ્રાચીન સમયમાં આકાશતત્વનો સિદ્ધાંત, વિશ્વરહસ્યનું નિરાકરણ કરવામાં નિષ્ફલ નિવડ્યો હતો, તો તે સિદ્ધાંતની વિગતો પૂરી પાડવાવડે આપણાથી સત્યના નિઃશેષ નિકટમાં આવી શકાશે નહિ. જો આ વિશ્વના એક સિદ્ધાન્તરૂપે આ સર્વવ્યાપક પ્રાણનો સિદ્ધાન્ત નિષ્ફલ નિવડ્યો છે, તો તેને વિગતવાર પાર પાડવામાં આવવાથી

કંઇ વિશેષ અર્થ-સરતો નથી, કારણ કે વિગતોથી કંઇ વિશ્વના મૂલસિદ્ધાંતો બદલાતા નથી. મારા કહેવાનો ભાવાર્થ એવો છે, કે હિંદુ તત્વવેત્તાઓ મુલતત્વની શોધમાં વર્તમાન દિનોના માનવિઓના જેટલા જ તથા કેટલાંક દૃષ્ટાંતોમાં તો તેમના કરતાં પણ વિશેષ હિંમતવાન હતા. મૂલતત્વ તો પ્રવર્તમાન હતું, તેમણે અદ્યાપિ સુધીમાં પ્રાપ્ત થયા છે એવા કેટલાક વિશાલ સામાન્ય સિદ્ધાંતો શોધી કાઢયા હતા, આમાંના કેટલાકો હજુ વાદરૂપે મળી આવે છે, તથા આમાંના કેટલાક વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રને વાદરૂપે પણ હજુ હવે શોધી કાઢવાવા છે. દૃષ્ટાંત તરીકે, તેઓ આકાશતત્વના ( Ether ) વાદ પર્યંત આવી પહોંચ્યા એટલું જ નહિ પરંતુ એક વિભાજીત મનની પાર એક હજુ પણ વધારે સુક્ષ્મ આકાશતત્વ પર્યંત પહોંચ્યા. તેની પાર પણ તેમણે એથી પણ વધારે સુક્ષ્મ આકાશતત્વ શોધી કાઢયું. તો એ કંઇ નિરાકરણ થતું નથી, એથી સિદ્ધાન્તનો ખુલાસો થતો નથી. બાહ્ય દુનિયાનું ગમે તેટલું જ્ઞાન આ સિદ્ધાન્તનું નિરાકરણ કરી શકશે નહિ. આપણને માલુમ પડે છે, કે આપણે સહજ જાણવાનો પ્રારંભ કરતા હતા; હજારો વર્ષ પર્યંત રાહ જોવાથી આપણે ખુલાસો મેળવી શકીશું વેદાન્તિ કહે છે, "ના," કારણ કે તેણે મન હદવાળું છે એમ નિર્વિવાદિત રીતે સિદ્ધ કર્યું છે; અમુક હદ, બંધનોની પાર આપણાથી જઇ શકાતું નથી, આપણાથી કાલ, દિક્ અને કારણતાના નિયમની પાર જઇ શકાતું નથી. જેમ કોઇ પણ મનુષ્ય, પોતાની જાતની બહાર કુદકો

મારી શકતો નથી, તેમ કોઇ પણ માનવિ આપણા ઉપર મૂકાયલાં કાલ અનેદિક્નાં બંધનોની પાર જઇ શકતો નથી. કારણતા, કાલ અને દિક્ના નિયમનું નિરાકરણ કરવાનો દરેક પ્રયત્ન નિષ્ફલ નિવડશે, કારણ કે આ ત્રણેના અસ્તિત્વને સ્વીકારી લઇનેજ પ્રયત્ન કરવો પડશે. આમ સભવિ શકતું નથી. તો પછી દુનિયાના અસ્તિત્વનું કથન, કયું સ્વરૂપ ધારણ કરશે ? "આ દુનિયાનું કોઇ પ્રકારનું અસ્તિત્વ નથી."—जगन्मिथ्या । આથી શું સૂચવાય છે. એથી એટલુંજ સૂચવાય છે, કે દુનિયાનું નિરપેક્ષ રીતે કોઇ પ્રકારનું અસ્તિત્વ નથી. મારા મનને, તમારાને તથા અન્ય દરેકના મનને તે માત્ર સાપેક્ષરૂપે અસ્તિત્વ ધરાવે છે. આપણે આ જગતને પંચેન્દ્રિયોવડે જોઇએ છીએ. જો આપણામાં એક અન્ય પ્રકારની ઇન્દ્રિય હોત તો આપણે તેનામાં અન્ય કંઇકજ જોત. આથી પણ અન્ય પ્રકારની જો આપણામાં ઇન્દ્રિય હોત તો આપણને તે કોઇક અન્ય ભિન્ન સ્વરૂપમાંજ જણાત. આ પ્રમાણે આપણે આગળ ચાલ્યા જઇએ છીએ. તેટલા માટે તેનું કોઇ પ્રકારનું અસ્તિત્વ નથી; તેનું અવિક્રિય, સ્થાવર, અનન્ત અસ્તિત્વ નથી. તેમજ તે અસ્તિત્વમાં છે તથા આપણે તેમાં અને તેના દ્વારા કાર્ય કરવાનું છે એ લક્ષમાં લેતાં તેને અનસ્તિત્વના નામથી પણ વ્યવહરી શકાતું નથી. તે, આ અસ્તિત્વ અને અનસ્તિત્વના એક પ્રકારના મિશ્રણરૂપ છે.

આ ભાવવાચક વિવેચનો ઉપરથી આપણા જીવનોનાં સામાન્ય, દરરોજનાં વૃત્તાંતો ઉપર આવતાં આપણને માલુમ પડે છે, કે આપણું સમગ્ર જીવન અસ્તિત્વ અને અનસ્તિત્વના વિરોધના એક પ્રકારના મિશ્રણરૂપ છે. જ્ઞાનમાં પણ આ વિરોધ મળી આવે છે. જો માત્ર જાણવાની ઇચ્છા હોય તો મનુષ્ય દરેક બાબત જાણીશકે, એમ લાગે છે;

પરંતુ એક થોડાંક ડગલાંજ આગળ વધતા પૂર્વે ખસેડી ન શકાય એવો એક વજ્ર સમાન ભીંત તેના જોવામાં આવે છે. તેના સર્વ કાર્યનો એક વર્તુલમાં સમાવેશ થાય છે; તથા આ કુંડાળાની બહાર તે જઇ શકતો નથી. તેના નિકટના અને અતિપ્રિય પ્રશ્નો, રાત્રી દિવસ તેની પાસે નિરાકરણ માગ્યા કરે છે, તેના ઉપર દબાણ ચલાવે છે, પરંતુ તે તેમનું નિરાકરણ કરી શકતો નથી, કારણ કે તે પોતાની બુદ્ધિની પારના પ્રદેશમાં વિહરી શકતો નથી. તથાપિ આ નિરાકરણ કરવાની કામના તેનામાં પ્રબલ ઉદય પામે છે. આ કામનાઓને નિરોધમાં કાબુમાં રાખવાવડેજ માત્ર શ્રેય પ્રાપ્ત થઇ શકે છે; એમ આપણે જાણીએ છીએ, દરેક શ્વાસોચ્છ્વાસ સાથે આપણા હૃદયની દરેક પ્રેરણા આપણને સ્વાર્થી બનવાનું કહે છે. સાથે સાથેજ આપણી પાર એવી કોક શક્તિ છે, કે જે નિઃસ્વાર્થતાજ માત્ર શુભ છે, એમ આદેશે છે. દરેક બાલક જન્મથીજ સર્વશુભવાદી છે; તે સુવર્ણી સ્વપ્નો બાંધે છે. યુવામાં વળી તે આથી પણ વધારે આશાદર્શી બને છે. એક યુવાન પુરૂષ માટે એટલું માનવું મુશ્કેલ છે, કે મરણ જેવું કાંઇક વસ્તુ છે, નિષ્ફલતા, અધમતા જેવો કોઇ એક પદાર્થ છે. સ્વપ્નો વાતાવરણમાં વિખરાઇ જાય છે તથા વૃદ્ધ મનુષ્ય એક નૈરાશ્યદર્શી બને છે. આ પ્રમાણે આપણે, આશા વિના, હદ વિના, બંધનો જાણ્યા વિના, આપણે ક્યાં જઇએ છીએ તે જાણ્યા વિના, પ્રકૃતિનો માર ખાતા ખાતા એક અંતથી અન્ય પર્યંત આગળ ચાલીએ છીએ. બુદ્ધના જીવનચરિતરૂપ લલિતવિસ્તરમાંનો એક સુપ્રસિદ્ધ શ્લોક મને આથી યાદ આવે છે. એ ગ્રંથમાં કહેવામાં આવ્યું છે, કે બુદ્ધ માનવ જાતના રક્ષકરૂપે અવતર્યો હતો, પરંતુ રાજ મંદિરના વિલાસોમાં તે પોતાનું ભાન પણ ભૂલી ગયો હતો, તેની પાસે કેટલાક દેવદુતો તેને ગીત ગાઇને જાગ્રત બનાવવાને આવ્યા હતા; આ આખા ગીતનો એટલો આશય છે, કે આપણે આ સંસાર પ્રવાહમાં તણાયાં જઇએ છીએ, સતત બદલાયાં કરીએ છીએ, કોઇ જાતનો અટકાવ નથી તથા કોઇ પ્રકારની શાંતિ નથી. આ પ્રમાણે આપણું સમગ્ર જીવન કોઇ પ્રકારની શાંતિના જાણ્યા વિના આગળને આગળ વધ્યાં જાય છે. તો આપણે હવે શું કરવા યોગ્ય છે! સંપૂર્ણ રીતે ખાવા પીવાની સંપત્તિવાળો મનુષ્ય, એક સર્વશુભવાદી છે, તેની પાસે દુઃખ શોકનું નામ પણ દેશો નહિ, કારણ કે તેથી તેને ભીતિ લાગે છે, એમ તેનું કહેવું છે. તેની પાસે દુનિયાનાં દુઃખશોકની વાર્તા કરશો નહિ; સર્વે સારૂં સારૂં છે, એમ તેની પાસે જઇને કહેજો. "હા, હું સુરક્ષિત છું," તે કહે છે, "મારા તરફ નજર કરો, મારે રહેવાનું સુંદરગૃહ છે. મને ટાઢ તડકાની પરવા નથી; માટે મારા સમક્ષ આવાં ભયંકર ચિત્રે લાવશો નહિ." પરંતુ અન્યપક્ષે એવાં અન્ય કેટલાંક માનવિઓ છે, કે જેઓ શિત અને સુધાથી મરવા પડયાં છે. જાઓ, તેમને ઉપદેશો કે સર્વ સારૂં સારૂં છે, આ દુનિયામાં હદપારનું દુઃખ ભોગવતો એક મનુષ્ય, કોઇ પણ આનંદિ બાબત વિષે, કોઇ પણ સુંદર પદાર્થ વિષે, કોઇ પણ સારી બાબત વિષે, સાંભળવા માગશે નહિ. "દરેકને બાળવી મારો," તે કહે છે, "એમ શા માટે હોવું જોઇએ કે હું રડું છું. ત્યારે અન્ય કોઇએ પણ હસવું જોઇએ! મારે એ સર્વેને મારી સાથે રડતા બનાવવા જોઇએ, કારણ કે હું દુઃખી છું તો તે સર્વેએ દુઃખી થવુંજ જોઇએ; માત્ર આજ મારો ઈલાજ છે." આ પ્રમાણે આપણે આશાવાદ અને નૈરાશ્યવાદના મધ્યમાં ઝોલા ખાઇએ છીએ. પછીથી

વળી મૃત્યુ સંબંધિ ભયંકર બાબત લક્ષમાં લેવાની છે. સમગ્ર દુનિયા મરણ પામવાની છે; દરેક પદાર્થ મરણ શરણ થાય છે. આપણા સર્વ પ્રકારનાં વૃદ્ધિ, દંભ, સુધારા, વિલાસો, સમૃદ્ધિ, જ્ઞાન, સર્વેનો એક મૃત્યુરૂપી—અંત છે. આમાં સર્વેનો સમાવેશ થાય છે, એ નિશ્ચિત છે. શહેરો બંધાય છે અને ભાગી પડે છે, સામ્રાજ્યોની ઉન્નત અને અવનતિ થાય છે, ગ્રહોના ટુકડે ટુકડા થઇને ધુલિમાં ભળીજાય છે, વિવિધ ગ્રહોના વાતાવરણોમાં આમ તેમ ઉડી જાય છે. આ પ્રમાણે અનાદિકાલથી ચાલ્યાં જાય છે. આ સર્વેનું લક્ષ્યસ્થાન શું હશે? દરેક પદાર્થનું અંતિમ સ્થાન મરણ છે. જીવન, સૌંદર્ય, સમૃદ્ધિ, સત્તા, સદ્ગુણ, એ સર્વેનું પણ અંતિમ પ્રાપ્તવ્ય મૃત્યુ છે. સાધુઓ અને અસાધુઓ, મરણ શરણ થાય છે, રાજાઓ મૃત્યુ વશ થાય છે અને ભિક્ષુકો પણ મરણ શરણ થાય છે. આ સર્વે મરણ તરફ પ્રયાણ કરે છે, તથાપિ જીવનને દારૂણ રીતે વળગી રહેવાની બાબત અસ્તિત્વમાં જોવામાં આવે છે. ગમેતે પ્રકારે આપણે નથી જાણતા કે, આપણે શામાટે જીવનને વળગ્યાં કરીએ છીએ; આપણાથી આનો ત્યાગ થઇ શકતો નથી. આનુંજ નામ માયા.

બહુ સંભાળથી માતા બાળકનું પોષણ કરે છે. તેનો સમગ્ર જીવ, સમગ્ર મન તે બાળકનામાં લાગેલું હોય છે. બાળક વૃદ્ધિ પામે છે, મોટું થાય છે. અને કદાચ દુષ્કૃત્યો આચરનાર, એક પશુ સમાન નિવડે છે, માતાને દરરોજ પજવે છે, લાતો મારે છે; તથાપિ માતા બાળકને વળગ્યાં કરે છે, તથા જ્યારે તેને આ સંબંધિ વિચાર આવે છે ત્યારે આ બાબતને પ્રેમભાવનાથી છાવી લે છે. આ બાબત પ્રેમ સંબંધિ નથી એમ તે થોડુંજ ધારે છે, તે એવું કંઇક છે કે જે તેના જ્ઞાનતંતુઓમાં વ્યાપી રહ્યું છે. તેનાથી તે દૂર થઇ શકતું નથી; તે ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તેનાથી તે બંધનનો ત્યાગ થઇ શકતો નથી—આનું નામ માયા. આપણે સર્વે અત્યંત સમૃદ્ધિ પ્રાપ્ત કરવામાં લાગ્યા છીએ. આપણામાંનો દરેક ધારે છે, કે આ આપણને મળશે, પરંતુ દુનિયામાં આવા ઘણા થોડાજ હોય છે; આવા અત્યંત સમૃદ્ધિવાન થવાનું લાખોમાંથી એકાદના નસિબમાં હોય છે, એમ દરેક બુદ્ધિશાળી પુરૂષ જાણે છે, તથાપિ દરેક જણે તે માટે પ્રયત્ન કરવોજ જોઇએ, મોટા વિભાગને કદાપિ કંઇ પણ મળતું નથી. આનુંજ નામ માયા. આપણી આ દુનિયામાં મૃત્યુ રાત્રીદિવસ ઉદ્ધત રીતે પ્રવર્તિ રહ્યું છે, પરંતુ સાથે સાથે એમ પણ માનીએ છીએ કે આપણે તો અનંત કાલ માટે જીવવાના છીએ. એક સમયે યુધિષ્ઠિર રાજાને એક પ્રશ્ન પુછવામાં આવ્યો હતો, "આ દુનિયામાં અતિઅદ્ભુત પદાર્થ કયો છે?" રાજાએ ઉત્તર આપ્યો, "આપણી આસપાસ દરરોજ લોકો મરણ શરણ થાય છે, તથાપિ મનુષ્યો ધારે છે, કે તેઓ કદાપિ મરવાનાં નથી." આનું નામ માયા. આપણી બુદ્ધિમાં, જ્ઞાનમાં, જીવનમાં, સર્વ બાબતોમાં, આ ભયંકર વિરોધ વ્યાપિ રહ્યો છે; દુઃખને અનુસરનાર સુખરૂપ, અને સુખને અનુસરનાર દુઃખરૂપ આ ભયંકર પ્રકારનો વિરોધ વ્યાપિ રહ્યો છે. એકાદ સુધારક નિકળી આવે છે, તથા અમુક પ્રજામાં અસ્તિત્વ ધરાવતી અશુભ બાબતોનો ઉપાય કરવા માગે છે; આ બાબતોનો ઉપાય કરતા પૂર્વેજ અન્ય ખૂણામાં અશુભવાનાં ખડાંથઇ આવે છે, આ બાબત, પડીજતા પ્રાચીન ગૃહસમાન છે, તેના એક સ્થાનમાં થીગડાંથાગડાં થો, તત્પશ્ચાત અન્ય ખૂણામાં વિસ્તરે છે. હિંદમાં

અમારા સુધારકો,' એજ એજ પળાવતા વૈધવ્યથી હિંદી સ્ત્રીઓમાં નિપજતાં અશુભ પરિણામો માટે બૂમો પાડી ઉઠે છે, ઉપદેશ આપે છે. પશ્ચિમમાં અપરિણીત દશા મહાન્ અશુભ સમાન છે. એક પક્ષે અવિવાહિતને મદદ કરો; તેઓ દુ:ખી થાય છે. અન્યપક્ષે વિધવાઓને મદદ કરો; તેઓ દુ:ખી થાય છે. દેહમાં ઘણા સમયથી થયલા સંધિવાની પેઠે, તેને મસ્તિષ્કમાંથી ખસેડો અને તે શરીરમાં પસરે છે, અને તે પાદમાં ઉતરે છે. કેટલાક લોકો અન્યના કરતાં વિશેષ સમૃદ્ધિવાળા થાય છે, વિદ્યા, વિત્ત અને કેલવણી તેમના અલગ્ન અધિકારની બાબતો થઇ પડે છે. જ્ઞાન આટલું બધું મહાન્ અને ભવ્ય છે, શિક્ષણ આટલું બધું આકર્ષક છે. તે માત્ર પસંદગીનાં ગણ્યાં ગાંઠયાં મનુષ્યોના હાથમાં આવી પડ્યું છે! આ વિચાર અતિ ભયંકર છે! સુધારકો! બહાર નિકળી પડો અને તેનો વિશાલ લોકસમૂહમાં પ્રચાર કરો. સ્થૂલસુખના અર્થમાં વિશાલ લોકસમૂહનું અત્યંત શ્રેય સાધી શકાય છે, પરંતુ જેમ જેમ શિક્ષણ વધતું જાય છે તેમ તેમ આ સ્થૂલસુખ અદશ્ય થતું જાય છે; સુખના જ્ઞાનને દુ:ખનું જ્ઞાન અનુસરે છે તો આપણે કયા માર્ગે ચાલીશું? સુખનો જે અતિ અલ્પઅંશ ભોગવીએ છીએ, તેથી તેટલાજ પ્રમાણમાં કોઇક અન્યસ્થાને દુ:ખ ઉપજાવાય છે. બનાવોની, પદાર્થોની આવી દશા છે. યુવકો કદાચ આ બાબત બરોબર સમજી શકશે નહિ, પરંતુ દીર્ઘઆયુષ્ય ગાળેલા તથા સારી પેઠે પ્રયત્ન પરાયણ થયલા પુરૂષો આ બાબત સમજશે. આનુંજ નામ માયા. આવી બાબતો દિનરાત ચાલ્યાં કરે છે તથા આ બાબતનું નિરાકરણ શોધી કાઢવું અસંભવિત થઇ પડે છે. આ આમ શામાટે હોવું જોઇએ? આ એક અસંભવિત પ્રશ્ન થઇ પડે છે, કારણકે તેને ન્યાયપૂર્વક ઉપસ્થિત કરી શકાતો નથી. આ બાબતમાં "કેવીરીતે" તેમ "શામાટે" એ ઉભયમાંનો એક પણ પ્રશ્ન સંભવી શકતો નથી. તેનો ઉત્તર અપાતા પૂર્વે આપણે તેનું ગ્રહણ કરી શકતા નથી; ઉત્તર આપતા પૂર્વે તે શું છે, તેપણ આપણે સમજી શકતા નથી. આપણે તેને એક ક્ષણ પણ સ્થિર કરી શકતા નથી, દરેક ક્ષણે તે આપણા હાથમાંથી સટકી જાય છે. આપણે અંધ યંત્રો સમાન છીએ. આપણે આપણી ગતકાલની નિ:સ્વાર્થતા વિષે વિચાર ચલાવીએ, અન્યનું ભલું કરવાના આપણા પ્રયત્નોને સ્મરીએ, પરંતુ આપણે આમ વર્તવુંજ પડ્યું હતું, એ પ્રમાણે વર્ત્યાવિના છૂટકોજ નહતો.

મારે ઉભા રહીને તમારી સમક્ષ ભાષણ આપવાનું છે, તમારે બેસીને શ્રવણ કરવાનું છે; આપણે આમ કર્યા વિના ચાલે એમ નથી. તમે ગૃહે જશો, તમારામાંના કેટલાક એકાદબેવાના શિખ્યા હશે, જ્યારે કદાચ અન્ય કેટલાક એમ વિચારશે કે આ માણસે કંઇ માલવિનાના વિચારો દર્શાવ્યા છે. હું ભાષણો આપું છું એમ વિચારતો વિચારતો ગૃહે જઇશ. આનું નામ માયા.

ત્યારે તો આ વિશ્વ વિશેની, તે કેવી રીતે ચાલે છે તે વિશેની યથાર્થ બાબતોના કથન રૂપ માયા છે. લોકોને આ બાબતો વિષે ઉપદેશતાં સામાન્ય રીતે તેઓ ભડકી ઉઠે છે. આપણે તો હિંમતવાળા થવાની જરૂર છે. યથાર્થ બાબતોને છુપાવી રાખવી એ ઉપાય શોધી કાઢવાનો માર્ગ નથી. સસલાની પાછળ શિકારી કુતરાઓ પડે છે ત્યારે તે પોતાનું માથું ધુલિમાં છુપાવીને પોતાની જાતને સહીસલામત માને છે એ તમારા મ-

વેના જાણવામાં છે. તેમ જ્યારે આપણે આશાવાદમાં અથવા નૈરાશ્યવાદમાં આશ્રય શોધીએ છીએ ત્યારે એ સસલાંની માફકજ વર્તિએ છીએ; એ કંઈ ઉપાય નથી. અન્યપક્ષે કેટલાક દોષો છે તથા ઐહિકજીવનના અથવા ઉપભોગના વિશેષપદાર્થોવાળા લોકોના તરફથીજ હમેશાં આ દોષો કાઢવામાં આવે છે, એમ તમે કહી શકો. આ દેશમાં (ઈંગ્લેન્ડ) એક નૈરાશ્યવાદી બનવું અત્યંત વિકટ છે દરેક જણ મને કહે છે, કે દુનિયા કેવી અદ્ભૂત રીતે આગળ ચાલ્યાં જાય છે, કેવી વૃદ્ધિ પામતી જાય છે, પરંતુ તે જાતે જેવો હોય છે તેવીજ તેની દુનિયા છે. પુરાણા પ્રશ્નો ઉપસ્થિત થાય છે. ફક્ત ક્રિશ્ચ્યાનિટી દુનિયાનો ધર્મ થવો જોઇએ કારણકે ક્રિશ્ચ્યન પ્રજાઓ આબાદ છે! પરંતુ આથીતો તેનો પોતાનો ઉદ્દેશ પડી ભાગે છે, કારણકે ક્રિશ્ચ્યન પ્રજાઓની આબાદીનો આધાર ક્રિશ્ચ્યન ધર્મ નહિ પાળનાર પ્રજાઓના કમભાગ્ય ઉપર છે. જેના ઉપર લૂટ ચલાવાય એવું કંઇક હોવુંજ જોઇએ. ધારો કે આખી દુનિયાએ ક્રિશ્ચ્યન ધર્મ-અંગિકાર કર્યો તો ક્રિશ્ચ્યન પ્રજાઓ ગરિબ બનશે, કારણકે તેમના શિકારને યોગ્ય ક્રિશ્ચ્યન ધર્મ નહિ પાળનારી કોઇ પણ પ્રજાઓ રહેશે નહિ. તેથી આ દલીલ પોતાની મેળેજ છિન્ન ભિન્ન થઇ જાય છે. પ્રાણીઓ વનસ્પતિ ઉપર જીવે છે, મનુષ્યો પ્રાણીઓ ઉપર જીવે છે, અને આથી અત્યંત ખરાબમાં ખરાબતો આ સર્વે અન્યોન્ય ઉપર જીવે છે, બલવાન્ નિર્બલના ઉપર જીવે છે; આ પ્રમાણે સર્વ પાસા ચાલી રહ્યું છે. આનુંજ નામ માયા. તમે આ બાબતનું શું નિરાકરણ કરશો? આપણે દરરોજ અમુક અમુક પ્રકારના ખુલાસાઓ સાંભળીએ છીએ, તથા આપણને કહેવામાં આવે છે, કે લાંબા સમયે આ સર્વે સારામાં પરિણામ પામશે. ધારોકે આમ સંભવિત છે—જેમાં અત્યંત શંકા રાખવા યોગ્ય છે—પરંતુ આપણે એટલું માનીલઇએ કે આમ શામાટે થવું જોઇએ, શુભ કરવાનો આવો દારૂણ માર્ગ શામાટે હોવો જોઇએ? આવા અતિઘોર વિધિઓ કરતાં શામાટે શ્રેયદ્વારા શ્રેય ન સધાવું જોઇએ! વર્તમાન દિનોની માનવ જાતના વંશજો સુખી થશે, તો હું આટલું બધું દુઃખ ખમું છું તેનો મારે શો હિસાબ છે. આનું નામ માયા; આનું કોઇ પ્રકારનું નિરાકરણજ નથી. વળી વારંવાર એવું આપણા સાંભળવામાં આવે છે, કે અશુભને ઓછું કરવાનું વિકાસક્રમનું એક લક્ષણ છે, તથા આ પ્રમાણે દુનિયામાંથી આવું અશુભ સતતઓછું થવાને લીધે અંતમાં માત્ર સહુ સારૂં ને સારૂંજ રહેશે. આવુ શ્રવણ કરવું ઘણું સુંદર છે, તેથી આપણી ગર્વની વૃત્તિઓ પોષાય છે, વિશેષ નહિતો જેમને આ દુનિયામાં જેટલું જોઇએ તેટલું સંપૂર્ણ મળી ચૂક્યું છે, જેમને દરરોજ તીવ્રયુદ્ધના સામે થવું પડતું નથી, તથા જેમને કહેવાતા વિકાસ ક્રમના ચક્રો તળે ચગદાવું પડતું નથી, તેવા માનવિઓને તો આમજ થાય છે. તે તેમને તો ખરેખર અતિશુભ અને સુખકર લાગે છે. સામાન્ય લોક સમૂહ ભલે દુઃખમાં સબડે પરંતુ તેમને દરકાર નથી; તેઓ ભલે મરી જાય, લોકસમૂહ માટે તેમને દરકાર નથી. ઘણું સારૂં, તથાપિ આ દલીલ આરંભથી તે અંત સુધી હેત્વાભાસવાળા છે. પ્રથમતો તે એટલું સ્વીકારી લે છે, કે આ દુનિયામાં પ્રદર્શિત શુભ અને અશુભ સ્થિર પરિમાણો છે. બીજું, તે આથી પણ ખરાબ પ્રતિજ્ઞા કરે છે, કે શુભનો સમૂહ એક વૃદ્ધિશીલ પરિમાણ છે તથા અશુભનો સંચય એક નિત્ય પરિમાણ છે. તેઓ જેને વિકાસક્રમ કહે

છે તેથી જો આ દુનિયામાંથી અશુભ ઓછું થતું જતું હોય તો એક એવો સમય આવશે કે જ્યારે આ અશુભ ઓછું થઈ જશે તથા જે અવશેષ રહેશે તે સર્વ સારૂંજ રહેશે. આમ કહેવું ઘણું સહેલું છે, પરંતુ અશુભ એક નિત્ય પરિણામ છે એમ સાબિત થઈ શકશે ? તે શું સર્વ સમયે વૃદ્ધિ પામ્યાં જતું નથી ! મનને કેવી રીતે કેળવવું તે નહિ જાણનાર, એકાદ પુસ્તક પણ નહિ વાંચી શકનાર, લેખ અથવા લખાણનું નામ પણ નહિ સાંભળનાર એક અરણ્યવાસિ મનુષ્યનું દૃષ્ટાન્ત લ્યો. આજ રાત્રે એ મનુષ્યને વિશ્વ ઘા કરો અને કાલે સવારે તે સાજો તાજો બની જશે. તેના શરીરની આરપાર સંગીન ચોગી ઘાલો અને કાઢી લ્યો, તે પુનઃ સર્વ રીતે સાજો થઈ જાય છે, જ્યારે વિશેષ શિક્ષણ પામેલા આપણને રસ્તામાં એક ઉઝરડો થાય છે અને મરી જઈએ છીએ. યન્ત્રોથી પદાર્થો સસ્તા બને છે, વૃદ્ધિ અને વિકાસમાં ઉમેરો કરે છે, પરંતુ લાખોને કચડી મારે છે કે જેથી એકજણ સમૃદ્ધિવાળો બને, અન્ય સર્વના કરતાં એકને વિશેષસમૃદ્ધિવાળો બનાવે છે અને સાથે સાથેજ અન્ય હજારોને વધારેને વધારે ગરીબ દશામાં ગબડાવવામાં આવે છે, માનવ પ્રાણીઓના સમગ્રસમૂહોને ગુલામો બનાવવામાં આવે છે. આ માર્ગે આ આમ ચાલ્યાં કરે છે. પાશવમનુષ્યના ઉપભોગનો માત્ર તેની ઇન્દ્રિયોમાંજ સમાવેશ થાય છે. તેનાં સુખદુઃખો પણ માત્ર ઇન્દ્રિયોમાંજ સમાઈ જાય છે. જો તેને પૂરતું ખાવાનું મળતું નથી તો તે દુઃખી થાય છે, અથવા તેના શરીરને કંઈક થાય છે તો તે દુઃખી થાય છે. તેનાં સુખ અને દુઃખ ઉભયેનો ઇન્દ્રિયોમાં આરંભ થાય છે અને અંત આવે છે. આ મનુષ્ય વૃદ્ધિ પામતા સાથેજ, તેની સુખની ક્ષિતિજનો વિસ્તાર થતા સાથેજ, તેના દુઃખની ક્ષિતિજનો પણ પ્રમાણમાં વિસ્તાર થાય છે. જંગલમાં વસનાર મનુષ્ય, દ્વેષ કરવો એટલે શું તે સમજતો નથી, કાયદા કોર્ટમાં જવું, નિયમસર કર આપવા એટલે શું તે સમજી શકતો નથી; સમાજના ઠપકાના પાત્ર થવું એટલે શું, દરેક માનવ હૃદયની ગુપ્ત બાબતોમાં માથું મારવારૂપ માનવ આસુરતાએ હમેશાં ઉપજાવી કાઢેલા અતિભયંકર જૂલમ વડે દિન રાત તપાસાયાં કરવું એટલે શું તે એ જ ણ પણ સમજતો નથી. તેના સમગ્ર ગર્વિષ્ઠ જ્ઞાન સહિત, સર્વ પ્રકારની અહંતા સહિત, મનુષ્ય અન્ય પ્રાણીઓ કરતાં કેવી રીતે હજાર ઘણી વિશેષ આસુરી વૃત્તિવાળો થાય છે તે તેનાથી સમજી શકાતું નથી. આ પ્રમાણે આપણે જેમ જેમ ઇન્દ્રિય પ્રદેશના પાર જતા જઈએ છીએ તેમ તેમ ઉપભોગની ઉચ્ચ શક્તિઓ કેળવાતી જાય છે તથા સાથે સાથેજ દુઃખ અનુભવવાની શક્તિઓ પણ ઉચ્ચ બનતી જાય છે અન્ય પક્ષે જ્ઞાનતંતુઓ પણ સૂક્ષ્મ બનતાં જાય છે તથા વિશેષ દુઃખ સહન કરવાની શક્તિઓ ધારણ કરે છે. વારંવાર દરેક સમાજમાં એમ જોવામાં આવે છે, કે અજ્ઞાની, સામાન્ય મનુષ્યનું અપમાન કરવામાં આવે તો તેને ઘણું લાગતું નથી પરંતુ તેને સારી રીતે ધક્કો મારવામાં આવે તો ઘણું લાગી આવે છે. પરંતુ એક શિષ્ટ પુરૂષ અપમાનનો એક શબ્દ પણ સહન કરી શકતો નથી કારણકે તેનાં જ્ઞાનતંતુઓ ઘણાં સૂક્ષ્મ બની જાય છે. સુખને ગ્રહણ કરવાના પ્રમાણમાં તેનો દુઃખપ્રદેશ પણ વિસ્તાર પામે છે. આથી કંઇ એક તત્ત્વવેત્તાની બાબતમાં ટેકો મળતો નથી. જેમ જેમ આપણે સુખી બનવાની શક્તિ વધારીએ જઈએ તેમ તેમ હમેશાં આપણી દુઃખી બનવાની શક્તિ પણ વૃદ્ધિ પામતી જાય છે. મારા નમ્ર વિચાર પ્રમાણે જો આપણે સુખી થવામાં ગણિત વૃદ્ધિ

પ્રમાણે વૃદ્ધિ પામીએ છીએ તો અન્ય પક્ષે દુઃખી થયાની શક્તિમાં અમિતિ શ્રેણિ પ્રમાણે વૃદ્ધિ પામીએ છીએ. અરણ્યવાસિઓ, સમાજ વિશે ઘણું જાણતા નથી; વૃદ્ધિ પામતા આપણે સમજીએ છીએ કે આપણે જેમ જેમ વધારે વિકાસ પામતા જઇએ છીએ તેમ તેમ આપણી લાગણી શક્તિ પણ વિકસતી જાય છે; આપણામાંનો ત્રણ ભાગ ગાંડોજ જન્મ્યો હશે કે કેમ તેની આપણી કોઇની ખાત્રી નથી. એનુંજ નામ માયા.

( ચાલુ )

સ્વા. વિવેકાનંદ.

---

# ॥ हिंदुतत्वशास्त्रनां त्रिदर्शनोनी एकवाक्यता ॥

( અનુસંધાન પૃષ્ઠ—૨૨૬ થી. )

શોધ ચલાવવાના વિશાલ પ્રદેશની રૂપરેખાઓને અત્રે સુધી મેં સારી રીતે, ટુંકામાં, સારરૂપે દર્શાવી છે; મારા વિચારોને ટેકો મળે એવાં વૈદિક અવતરણો અને નૈયાયિક પ્રમાણોને અવશ્ય કરીને રહેવા દેવાં પડયાં છે. ઘણી વાર સ્પષ્ટતાનો ભોગ આપીને મારે ટુંકમાં અને ગુંચવણ ભરેલી રીતે મારા વિચારો દર્શાવવા પડયા છે, આવા એક નિબંધમાં મારાથી બની શકે તેટલી શ્રેષ્ઠ કાર્ય કરવાની મેં પૂરતી સંભાળ રાખી છે.

ગત ૨૫૦૦ વર્ષોથી ભિન્ન રહેલી, અરે લઢી મરતી વિચાર શ્રેણિઓને એકત્રિત બનાવવાનો આ એક અતિનમ્ર પ્રયત્ન છે. સ્થાપકો ( આચાર્યો ) નાં સુલલિત ભાષ્યો તથા તેમના અનુયાયીઓના તે ઉપરના અદ્‌ભૂત સૂક્ષ્મવાદવિવાદો, દુનિયા સમક્ષ વિદ્યમાન છે. આ સર્વે, પોત પોતાનાં દર્શનોને સત્ય ઠરાવવાના અને અન્યને અસત્ય અને ભ્રમિત ઠરાવવાના કાર્યમાં લાગેલા છે; પરંતુ અત્યંત શોચનીય છે, કે આમાંના એકે પણ આ ઉપદેશોની એકવાક્યતા દર્શાવવાનો, એકત્રિત બનાવવાનો પ્રયત્ન કર્યો નથી. હું આમનાં પાદ સમીપના ધુલિમાંના એક કીટ સમાન છું; પરંતુ મારા આંતર્ હૃદયમાં મને લાગે છે, કે મારાં પૂજ્ય ગુરૂ એચ. પી. બ્લાવાટ્સ્કીના ઉપદેશોમાંથી મને કૂંચિ ના મળી આવી હોત તો હું આ સર્વ સમયમાં અજ્ઞાનાંધકારમાં તથા સૂક્ષ્મ તર્કશાસ્ત્રની ગુંચવાડા ભરેલી જાળમાં ભટકયા કરતો હોત. ફરીથી વળી હું હિંમત પૂર્વક માનું છું. કે ત્રણ સ્થાપકોને **મહાન્ ધવલ શાલામાંથીજ** મોકલવામાં આવ્યા હતા; તેઓ આધાર રૂપ માત્ર તેનાં તેજ સિદ્ધાન્ત પ્રવર્તાવી શકે તેઓ અન્યોન્યના વિરૂદ્ધ **નથી તથા તેમ** થઈ શકતા **પણ નથી.** ત્યારે આપણને તેમનાં ભાષ્યોમાંથી આમ કેમ મળી આવતું નથી ! અરે ! અત્રેજ ગુંચવાડાનો સવાલ ઉભો થાય છે, એ અત્યંત દીલગીર થવા જેવું છે. આપણાં ધર્મ, તત્વશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાન જેના ઉપર આધાર રાખે છે એવાં સર્વે સાધનો આપણા સંમક્ષ નથી, એમ મારૂં માનવું છે. આપણી પાસે જે રહ્યું છે તે એક સમગ્રના એક

વિભાગ રૂપેજ છે, તથા તે વિભાગ પણ નિરૂપયોગી છે, નુકશાનકારક છે. આ વિરો મારાં નિચે પ્રમાણે કારણો છેઃ—

(૧) " બ્રાહ્મણ ગ્રંથો, જથ્થા બંધ ભાષ્યો અને ટીકાઓ હોવા છતાં અદ્યાપિ પર્યંત ઋગ્વેદ યોગ્ય રીતે સમજવામાં આવ્યો નથી. આ આમ શામાટે ! સ્પષ્ટ રીતે બ્રાહ્મણ ગ્રંથોનેજ સમજવા માટે એકાદ કુંચિની આવશ્યકતા છે તેથીજ" (-સીક્રેડૉક્ટ્રિન—વૉ-૧-ઉપદેઘાત—પૃ—૨૭.)

" પોતાના સમયના હિંદના મહાન સમર્થ સંસ્કૃત પંડિત મર્હૂમ સ્વામિ દયાનંદ સરસ્વતિએ અધ્યાત્મમંડલના કેટલાક સભાસદોની ખાત્રી કરી આપી હતી, કે આપણાં પવિત્ર શાસ્ત્રોના અતિ ઉપયોગી ગ્રંથો, યૂરોપીઅન પંડિતોને અલભ્ય દેશો અને સ્થાનોમાં સંગ્રહ રાખવામાં આવ્યા છે. હિંદમાંથી યુરોપમાં જે કાળાપાણીને ઉલ્લંધી ગયું છે તે માત્ર આપણાં પવિત્ર શાસ્ત્રોમાંનાં કેટલાંક અવતરણોની અસ્વિકૃત પ્રતિઓના વિભાગરૂપ છે."-(સી. ડૉ—ઉપો—પૃ—૨૯.)

શ્રી મધ્વાચાર્યે પોતાના સૂત્રભાષ્યમાં ઘણાક વૈદિકમંત્રોનો ઉતારો આપે છે કે જે વર્તમાનમાં પ્રાપ્ત થતા ગ્રંથોમાં મળી શકતા નથી તથા તેમનો 'આમમાનશ્રુતિ' તરીકે વર્ગ પાડવામાં આવ્યો છે.

વર્તમાનમાં અંધપંડિત ધનરાજનું એમ કહેવું છે, કે સંપૂર્ણ વેદોનાં ચારે સંપૂર્ણ ભાષ્યો—વર્તમાનમાં પ્રાપ્ત થાય છે તેવા ટુકડાઓ નહિ—તેમને કંઠસ્થ છે. (થી ઓસોફીકલ રીવ્યુ—માર્ચ—૧૯૦૬—પૃ—૩૭.)

" પ્રૉ. મેક્ષમુલર દર્શાવે છે, કે કોઇ પણ પ્રકારની લાંચો અથવા ધમકીઓ બ્રાહ્મણો પાસેથી વેદોનાં મૂલપુસ્તકો બલાત્કારથી કઢાવવામાં નિષ્ફલ નિવડી હતી. યૂરોપના હાથમાં સંપૂર્ણ વેદો આવ્યા છે કે નહિ એ શંકાભરેલું છે, તથા ભવિષ્યમાં કદાચ પાશ્ચાત શોધકોના ભાગ્યમાં અતિ અદ્દભૂત નવાઇઓ જાણવાની હોય." (સી. ડૉ—વૉ—૧-પૃ—૨૭)

(૨) વેદાન્તના ગ્રંથો (માનવ જ્ઞાનના અંતિમ શબ્દરૂપ,) માત્ર આ દુનિયાના આધ્યાત્મિક દેખાવનુંજ વર્ણન આપે છે. વિશ્વોત્પત્તિવાદ અને અમૂલ્ય કોષરૂપ ઉપનિષદોના અભ્યાસિને તેમનો સંપૂર્ણ અર્થ પામી શકવા માટે એક મૂખ્ય કુંચિ વિશેષ મેળવવાની હવે જરૂર છે. એક ગુરૂ પાસેથી જેવું મારા શિખવામાં આવ્યું તેવુંજ આનું કારણ અત્રે આપવાની હું હિંમત ધરૂં છું.

પાશ્ચાત્ય પંડિતોએ જાણેલાં અને મેળવેલાં ૧૫૦ કરતાં પણ વધારે ઉપનિષદો છે; પરંતુ યથાર્થ મૂલપાઠ સંબંધે વિચારતાં આ સંખ્યાનો પંચમાંશ પણ અસ્તિત્વમાં નથી. સમગ્ર માનવજ્ઞાનના આરંભ અને અંતનો ઉપનિષદોમાં સમાવેશ થાય છે, પરંતુ બુદ્ધના

સમયથી માંડીને વર્તમાનમાં તેમણે તે દર્શાવવાનું બંધ કર્યું છે. તેમનામાં સમાવેશ થતા વિષયમાંથી લગભગ અર્ધાને કાઢી નાખવામાં આવ્યો છે, તથા તેમાંના કેટલાકને ફરીથી લખવામાં આવ્યો છે, ટુંકાવવામાં આવ્યો છે. બુદ્ધના જીવન ચરિત્રના એક હસ્ત લેખમાં લખાયલી એક પ્રાચીન કથા વડે આનો ખુલાસો થઇ રહે છે. દ્વિજોના હિંદ ઉપરના હુમલાનાં થોડાંક શતક પછી, બ્રાહ્મણોમાં વર્તમાન શાંતિસ્થાને નિષેધાત્મક વલણ પ્રત્યે લઈ જતા સુધારાના પ્રારંભ પછી, ઉપનિષદોને મૂલતો તેમના બ્રાહ્મણ ગ્રંથોમાં જોડવામાં આવ્યાં હતાં. એમ તેમાં કહેવામાં આવ્યું છે. એ દિનોમાં તેઓ સંપૂર્ણ હતાં તથા દીક્ષાઓ માટે તૈયાર થતા ચેલાઓને ઉપદેશ આપવામાં ઉપયોગમાં લેવાતાં હતાં. વેદો અને બ્રાહ્મણ ગ્રંથો માત્ર મંદિરના બ્રાહ્મણોના પોતાનાજ તાબામાં રહ્યા ત્યાં સુધી આ પ્રમાણે ચાલ્યું—આ અરસામાં પવિત્રજ્ઞાતિની બહારના કોઇનો પણ તેમનો અભ્યાસ કરવાનો અથવા ફક્ત તેમને વાચવાનો પણ હક નહોતો.

'આ પછી ગૌતમનું આવવું થયું. ઉપનિષદોના રહસ્યમાં સમગ્ર બ્રાહ્મણ ધર્મના પ્રજ્ઞાનને શિખ્યા પછી, તથા હિમાલયની હિમાચ્છાદિત શ્રેણિઓમાં વસતા જીવનના **ઉપદેશકોના** ઉપદેશોથી આ ઉપદેશો જો જરાપણ ભિન્ન પડતા હોયતો સહજજ ભિન્ન પડે છે એમ માલુમ પડતાં, બ્રાહ્મણ વિનાના સર્વ પ્રત્યેથી પવિત્ર જ્ઞાન આ પ્રમાણે દૂર રખાવાને લીધે બ્રાહ્મણોના શિષ્યોને કુપિત બનતા જોઇને, તેણે તે જ્ઞાનને લોકપ્રીય બનાવીને સમગ્ર સૃષ્ટિનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો. પવિત્ર વિદ્યા અને ગુપ્તજ્ઞાનને મ્લેચ્છોના હાથમાં જતું જોઇને આ સમયે બ્રાહ્મણોએ ઉપનિષદોના મૂલ પાઠને ટુંકાવી નાખવા માંડયા; પ્રથમે ઉપનિષદોમાં વેદો અને બ્રાહ્મણ ગ્રંથોને સામટા લેતાં તેમનાથી ત્રણઘણાનો સમાવેશ થતો હતો; તેમણે ટુંકાવવાનું કાર્ય કર્યું તેમાં મૂલ પાઠનો એક શબ્દપણ ફેરવવામાં આવ્યો નથી. તેમણે માત્ર હસ્ત લેખોમાંથી પરમાત્મરહસ્ય વિશેનો અંતિમ ઉપદેશ આપતા અગત્યના વિભાગો છૂટા પાડયા. આ સમયથી બ્રાહ્મણ ધર્મની કૂંચિ માત્ર દીક્ષિતોના હાથમાં રહી—હિમાલયની પારના પ્રદેશમાં આ પ્રમાણેની ગુપ્ત દંતકથા પ્રવર્તે છે.

તેલુગુ ભાષાની આવૃત્તિમાં ૧૦૮ ઉપનિષદોનો સમાવેશ કરવામાં આવ્યો છે તથા મારા સંબંધમાં આવનારા સર્વે શિક્ષિતબ્રાહ્મણો આ સંખ્યાનો સ્વીકાર કરે છે. પરંતુ મદ્રાસ આવૃત્તિમાં નથી જડતાં એવાં ઘણાં ઉપનિષદો કલકત્તા આવૃત્તિમાંથી મળી આવે છે—નીલરૂદ્ર, ચૂલિક, કંઠ શ્રુતિ, બ્રહ્મબિંદુ, ઇત્યાદિ.

આ ઉભય આવૃત્તિઓ કેટલાંક ઉપનિષદોના પાઠના સબંધમાં પણ ઘણોજ ભેદ દર્શાવે છે, એટલો બધો ભેદ પડે છે, કે શ્લોકોની એક વિશાલ સંખ્યાને મૂકી દેવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે, નાદબિંદુ, તેજો બિંદુ, ધ્યાનબિંદુ, અને અન્ય અનેક કલકત્તા આવૃત્તિમાં ઓળખી પણ નાશકાય એવી દશામાં આવી પડયાં છે. મદ્રાસ આવૃત્તિમાં તેજો બિંદુ ઉપનિષદનાં ૧૯ પાનાં છે, ત્યારે કલકત્તા આવૃત્તિમાં માત્ર તેનું એકજ પૃષ્ઠ મળી આવે છે.

નાદબિંદુ ઉપનિષદમાંનો આત્મજ્ઞાનીઓ અને તત્વજ્ઞાનીઓ વિશેનો વિખ્યાત વિભાગ, મદ્રાસ આવૃત્તિમાં જે દશામાં છે તે ના સમજી શકાય એવો છે. પરંતુ તુકારામતાત્યાએ

રાજયોગના પ્રથમમાં આપેલો આજ વિભાગ વિશેષ યથાર્થ અને વ્યાકરણ પુરઃસર છે. હઠયોગ પ્રદીપિકામાં, (અધ્યાય-૪) નાદબિંદુ ઉપનિષદનો પાછળનો ભાગ, અક્ષરશઃ ઉતારવામાં આવ્યો છે; મૂલ પાઠ પણ શુદ્ધ છે તથા ટીકાની મદદ વડે અર્થ, પણ સ્પષ્ટ થાય છે. શંકરાચાર્ય ૧૦ ઉપનિષદોમાંથી વિશાલતાથી અવતરણો કરે છે, પરંતુ અવશેષ ૯૮ ઉપનિષદોમાંથીજ, ક્વચિતજ અવતરણ આપે છે, જોકે આમાં પણ, તેના તેજ વિષયો, વિચારવામાં આવ્યા છે. ગીતા અને ઉપનિષદોના અનુક્રમપ્રયોગને વર્ણવતા વિભાગો ઉપર ટીકા કરતા તેઓ, શાંડિલ્ય, દર્શન, યોગશિખ્ય, યોગચૂડામણિ, યોગ તત્વ, યોગ કુંડલિ, ભાવના, વરાહ, ઇત્યાદિ ઉપનિષદોમાંથી, સારી રીતે અવતરણો કરી શક્યા હોત.

ઘણાં ખરાં ઉપનિષદોમાં અંતિમ દ્રષ્ટિબિંદુથી વિચારતાં તત્વશાસ્ત્રનો, અધ્યાત્મ વિદ્યાનો સમાવેશ થાય છે. પ્રકૃતિની વિવિધ શક્તિઓને આરાધવાની યોગ્ય ક્રીયાઓ સહિત અનેક મંત્રોના સમુદ્રરૂપજ કેટલાંક ઉપનિષદો હોય છે—આવા ગ્રંથ અથર્વવેદ અને મંત્ર શાસ્ત્રોને બંધ બેસતા થઇ પડે. અન્ય કેટલાકમાં ભાવના, હયગ્રીવ, સરસ્વતિ, શુકરહસ્ય, સાવિત્રિ આદિ ઉપનિષદોને ગણીએ. અક્ષમાલા ઉપનિષદમાં માલાઓ સંબંધી વિષય ચર્ચવામાં આવ્યો છે; બ્રહ્મજાબાલોપનિષદમાં પવિત્ર ભસ્મો વિષે વર્ણન આપવામાં આવ્યું છે; વાસુદેવોપનિષદમાં વૈષ્ણવોનાં જ્ઞાતિચિહ્નો સમજાવવામાં આવ્યાં છે; મુક્તિકોપનિષદ, ૧૦૮ ઉપનિષદોની માત્ર નામાવલિજ છે; કલિસંતારણોપનિષદ માત્ર રામનામની પુનરાવર્તનના એક અનુક્રમ રૂપ છે પંડિત ભાષ્યાચાર્ય સખ્ત શબ્દોમાં સાબિત કરે છે, કે ઉપનિષદોમાંના કેટલાંક વર્તમાન કાલનાંજ ગ્રંથો છે, તથા આના દ્રષ્ટાન્ત તરીકે વજ્રસુચિ ઉપનિષદ દર્શાવે છે. તેમની અવૈદિક ભાષા, અને શૈલીને, તથા તેમાં વર્ણવાયલા વિષયની આધુનિકતાને લક્ષમાં લેતાં, અન્ય અનેક ઉપનિષદોને ઉપરનોજ અભિપ્રાય લાગી શકે છે.

અનેક ઉપનિષદોમાં એવા ઘણા શ્લોક મળી આવે છે, કે જે પદયોજના અને વ્યાકરણમાં અત્યંત દોષવાળા હોય છે, તેથી તેમનો યથાર્થ અર્થ સમજવાનું કાર્ય અત્યંત વિકટ થઇ પડે છે, આટલુંજ નહિ પરંતુ કોઇ કોઇ વારતો અસંભવિત બને છે. ઘણીવાર એકાદ શ્લોકનો માત્ર પ્રથમ પાદ હોય છે, કોઇ કોઇવાર માત્ર બીજો પાદ હોય છે તથા વારંવાર માત્ર ત્રીજો પાદ હોય છે. આરોઅવળો ગોઠવેલો અથવા છોડી દેવામાં આવેલો એક શબ્દ દ્રષ્ટાંતરીકે વામપાસાથી દક્ષિણપાસા ગોઠવેલ એ શબ્દ, સમગ્ર અર્થમાં ફેરફાર કરી નાખે છે એટલું આપણા જાણવામાં આવતા, આથી થતા અશુભની મહત્તા આપણાથી સમજાશે.

ઉપનિષદોમાંના ઘણાંકની યોજના વિચિત્ર છે તથા જાણે અકસ્માતથીજ એમાં ગોઠવાયાં હોય એમ જણાય છે, પ્રથમ દશ લીટીઓ વેદાન્તની અધ્યાત્મવિદ્યાની ચર્ચા અર્પાવે છે, પછીથી એકદમ વિષય યોગના વર્ણનમાં બદલાઇ જાય છે; આ પ્રમાણે દશ લીટીઓ ગાળે છે એટલામાં સંન્યાસિયો અથવા આશ્રમો અથવા યજ્ઞોપવિત અથવા વિધિઓના ઉપદેશો વચમાં ઘુસી જાય છે. આવી બાબતો ઘણા ગુંચવાડારૂપ બની આવે

છે તથા જાણે કે જાણીબુજીનેજ આવો ખીચડો કરી નાખવામાં આવ્યો હોય એમ અનુમાન થાય છે.

અનેક ઉપનિષદોમાં તેના તેજ શ્લોકો, વારંવાર જણાવાના કોઇ પ્રકારના બચાવવિના ફરી ફરી જોવામાં આવે છે; દષ્ટાંત તરીકે માણ્ડુકયોપનિષદમાંની પ્રણવ વિશેની સુપ્રસિદ્ધ લીટીઓ વારંવાર જોવામાં આવે છે.

" શ્રીશંકરાચાર્યે ઉપનિષદો ઉપર અનેક ભાષ્ય લખ્યાં છે. પરંતુ તેમના મૂલ લેખો, માનવાને કારણો છે તદનુસાર, હજુ સુધી અનધિકારીઓના હાથમાં આવવા પામ્યા નથી." ( સી. ડૉ-વૉ-૧-પ-૨૬૯-૨૭૦-૨૭૧. )

બ્રહ્મસૂત્રો પણ કોઈ પ્રકારે આથી ઉત્તમ દશામાં નથી. સૂત્રોની સંખ્યાની બાબતમાં જ ત્રણે ભાષ્યો ભિન્ન પડી આવે છે. અમુકસૂત્ર પૂર્વપક્ષનું છે અથવા સિદ્ધાન્ત પક્ષનું છે, એ બાબત પણ તેઓ શંકામાં છે; એકસૂત્ર તે એક છે અથવા બે મળીને એક બન્યું છે, એટલું પણ નિશ્ચિત કરી શકતા નથી. મધ્વાચાર્યે, પ્રારંભથી તે અંતપર્યંત સૂત્રોને અન્ય બે ભાષ્યકારો કરતાં ભિન્ન રીતેજ સમજાવે છે; જ્યારે શંકર અને રામાનુજ, સૂત્રોના એકએકે કરેલા ખુલાસાઓ તથા કાલ્પનિક સંબંધો દર્શાવે છે, ત્યારે મધ્વ પોતાના દરેક અભિપ્રાય માટે, શ્રુતિ અને પુરાણોનાં અવતરણોના આધાર આપે છે, તે પણ વિચિત્ર રીતે અદ્દભુત પ્રકારે બંધ બેસતા આવે છે. આમનું ભાષ્ય ત્રણે કરતાં ટુંકું છે, તેમાં તેમના પોતાના અભિપ્રાયોનો અથવા તર્કશાસ્ત્ર ઉપર આધાર રાખતા સિદ્ધાંતોનો સમાવેશ થતો નથી, પરંતુ જેના ઉપર સૂત્રોનો આધાર છે એવા મૂલ મંત્રો અને શ્લોકોના સમૂહ રૂપ છે. તે સ્પષ્ટ, સાહજીક અને સુસબદ્ધ છે; એચ. પી. બીના ઉપદેશોરૂપી શોધક દીપવડે ઉંડું અવલોકન કરનારાઓ માટે એક ખરેખરી ગુપ્તવિદ્યાની ખાણ રૂપ છે તથા તેમણે દુનિયાને ઉપદેશેલા ગુપ્ત સિદ્ધાંત સાથે અતિ નિકટનો સંબંધ ધરાવે છે. મધ્વ પોતાનાં ઉપનિષદ ઉપરનાં ભાષ્યોમાં એવા અનેક ગ્રંથોમાંથી અવતરણો આપે છે, કે જેમનાં નામ માત્ર પણ વર્તમાનમાં વિનાશ પામ્યાં છે. વળી શંકર અને રામાનુજ પણ પૂર્વે થઈ ગયલા ગ્રંથકારોના ઘણા ઉતારા આપે છે, કે જે ગ્રંથો વર્તમાનમાં પ્રાપ્ત થઈ શકતા નથી.

એચ. પી. બી. કહે છે. " એમ માનવાનાં હજુ પણ વજનદાર કારણો છે, કે બ્રાહ્મણોના ગુપ્તવાદ ઉપરના તેમના અતિ સમર્થ આચાર્યનાં અમૂલ્ય ભાષ્યો, હજુ ઘણા જમાનાઓ સુધી હિંદુઓના વિશાલ વિભાગ માટે તો કાળા અક્ષર સમાનજ રહેશે. " ( સી. ડૉ—વૉ—૧—પ—૨૭૧. )

વર્તમાનમાં પંડિત ધનરાજે, મૂલ ૧૦૦૦૦ બ્રહ્મસૂત્રો ઉપર, ૮૦૦૦૦ શ્લોકાત્મક બાહુઁાયણ ભાષ્યના થોડાક વિભાગ ઉતરાવ્યા છે. હિંદુ તત્વશાસ્ત્રનાં ષડ્દર્શનોનાં મૂલસૂત્રો

બધાંએ ભાષ્યો સહિત જાણવાનો તો દાવો કરે છે. ( થીઑસૉફીકલ—રિવ્યુ—માર્ચ ૧૯૦૬—પૃ—૩૬—૩૭. )

ગીતાના સંબંધમાં ઉપરનાજ પંડિતે અન્ય ૭૦૦ શ્લોક ઉતરાવ્યા છે; તે વિશે તેમનું કહેવું છે, કે વર્તમાનમાં પ્રચલિત ગીતાના વધારાના અન્ય અર્ધવિભાગ રૂપ એ શ્લોકો છે.

સ્વામિ. ટી. સુબારાવે એક વખત કહ્યું હતું, કે સિલોનમાં કાંડિ શહેરના એક મંદિરમાં મહાભારતના જેવડી મોટી ગીતાની એક ટીકા હયાતીમાં છે.

દક્ષિણના હિંદુઓમાં સુપ્રચલિત દંતકથા છે, કે ગીતાનું કહેવાતું શાંકરભાષ્ય મૂલશંકરાચાર્યનું નથી. આ બાબતને એક સત્યરૂપે અવલોકતાં પણ ઉપનિષદો અને બ્રહ્મસૂત્રનાં ભાષ્યો સાથે સરખાવતાં આ ભાષ્યનાં ભાષા અને શૈલી બરોબર બંધ બેસતી નથી.

પંડિત ધનરાજે, વર્તમાનમાં પ્રચલિત ભાષ્ય બનાવટી હોવાનો નિશ્ચય કરીને, યથાર્થ મૂલશંકરાચાર્યના ગીતાના ખરેખરા મૂલભાષ્યના આશરે સોએક શ્લોકો ઉતરાવ્યા છે. વર્તમાનમાં પ્રચલિત શાંકરભાષ્ય, ગીતા ઉપર કહેવાતા ગોભિલભાષ્યના એક પ્રકારના સારસંગ્રહરૂપ હોય એમ લાગે છે. ગીતા ઉપરનાં—૫૨—ભાષ્યો કંઠસ્થ હોવાનો પંડિત ધનરાજ દાવો કરે છે.

આવા પ્રકારની સાબિતીઓને લક્ષમાં લેતાં હું એવી માન્યતા ઉપર આવ્યો છું, ભાષ્યોના મૂલ ગ્રંથો આપણા સમક્ષ નથી. આમ શા માટે ?

' બધા ઝમાનાઓમાં એટલું માનવામાં આવ્યું છે, કે અલેક્ઝાંડ્રિયાના પુસ્તકાલયના વિનાશથી માંડીને, અનધિકારીને ગુપ્તવિદ્યાનાં કેટલાંક રહસ્યોની અંતિમ શોધ અને સમજ પર્યંત લઈ જાય એવા પ્રકારના દરેક ગ્રંથ માટે, ભ્રાતૃમંડળોના સભ્યોના એકત્રિત પ્રયત્નો વડે લક્ષપૂર્વક શોધ ચલાવવામાં આવી હતી. આ ઉપરાંત જાણનારા પુરુષો વિશેષ ઉમેરે છે, કે એક વખત આવો ગ્રંથ હાથ લાગ્યા પછી તેની ત્રણનકલો સુરક્ષિત રીતે છૂપાવ્યા વિનાના અન્ય સર્વ ગ્રંથોનો નાશ કરવામાં આવ્યો હતો. હિંદમાં મહારાજા અકબરના રાજ્યમાં છેલ્લામાં છેલ્લા અમૂલ્ય હસ્ત લેખોને મેળવીને છૂપાવવામાં આવ્યા હતા.

આ ઉપરાંત પણ એમ માનવામાં આવે છે, કે જેમનો વિષય સંપૂર્ણ રીતે રૂપકોમાં છૂપાવવામાં આવ્યો ના હોય અથવા જેમનો પ્રાચીન રહસ્યો સાથે કોઈ પ્રકારનો અપરોક્ષ સંબંધ હોય એવા પવિત્ર ગ્રંથોનો, અતિશેષ અને બુદ્ધિવાન પ્રાચીનલેખ વાંચનારની કલાનો પણ પત્તો ના લાગે એવા ગુપ્ત અક્ષરોમાં સંભાળપૂર્વક ઉતારો કરીને, બાકીની દરેક નકલોને નાશ કરવામાં આવ્યો હતો. અકબરના રાજ્ય સમયમાં કેટલાક ધર્માન્ધ દરબારીઓએ, નાસ્તિકોના પાપી ધર્મમાં મહારાજાને માથું મારતા જોઈને નાખુશ થઈને

બ્રાહ્મણોને તેમના હસ્તલેખો છૂપાવવામાં જાતે. મદદ આપી." (સી. ડૉ-વૉ-૧-ઉપોૅ૨૨-૨૩.)

" હિંન્દમાં એક કિંવદન્તિ પ્રચલિત છે, કે વેદોને બરોબર સમજાવનાર યથાર્થ ગુપ્ત ભાષ્યો, હવે વધારે વાર અનધિકારીઓના દૃષ્ટિપથમાં રહ્યાં નથી, તોપણ તેઓ દીક્ષિતો માટે ગુપ્ત ગુફાઓ અને રક્ષિત સ્થાનોમાં હજુ પણ અસ્તિત્વમાં છે. ગુપ્તવિદ્યાવાદીઓ પ્રતિપાદન કરે છે. કે પાશ્ચાત્ય ઝુંટવી લેનાર હસ્તોથી સુરક્ષિત, કોઇ વિશેષ જ્ઞાનવાન ઝમાનામાં પુનઃ પ્રદર્શિત થવા માટે, આ સર્વે ગ્રંથો અસ્તિત્વ ભોગવે છે; આ ગ્રંથો માટે, મર્હૂમ સ્વામિ. દયાનંદ સરસ્વતિના શબ્દોમાં કહીએ તો, મ્લેચ્છોને રાહ જોવી પડશે. " ( સી.—ડૉ—વૉ—૧—ઉપો.—પૃ—૩૫. )

જો કોઇ પણ કાલે મૂલ ગ્રંથો દુનિયાને આપવામાં આવે તો મારો આંતરદૃઢ વિશ્વાસ છે, કે શંકરાચાર્યના ઉપદેશો અન્ય આચાર્યોના ઉપદેશો સાથે મૂલમાં મળતા આવતા માલૂમ પડી આવશે; આ ઉપદેશો, સ્પષ્ટ સામાન્ય બુદ્ધિના, નિર્વિવાદ ન્યાયના, તથા મૂલરહસ્યવિદ્યાના સારરૂપ નિવડશે; તેમના ગણવામાં આવતા નિર્બલ અને કાલ્પનિક સિદ્ધાંતોને તેમાં સ્થાન મળી શકશે નહિ; જ્યારે મૂલ ઉપદેશો ગમે તો ખોવાઇ ગયા અથવા છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યા ત્યારે મૂલ ઉત્પત્તિ સ્થાનમાંથી અન્ય બે દર્શનો ઉપજી આવ્યાં, દરેક તેનાં તેજ સત્યોના ભિન્ન પ્રકારના ખુલાસા રૂપ છે.

આમ થવાનો સમય આવે ત્યાં સુધી, એચ. પી બીના શબ્દોમાં, " વર્તમાન લેખના લખનારે મહાન વિરોધને તથા આમાં દર્શાવેલા એવા પ્રકારના વિચારના સ્વીકારને પણ પહોંચી વળવાને પ્રથમથીજ તૈયાર થવું જોઇએ.*******આમાં સત્ય બાબતોનો સમાવેશ થાય છે તથા તેમનું ભાગ્યેજ દુર્લક્ષ્ય કરી શકાય એમ છે. પરંતુ અત્રે વર્ણવવામાં આવેલા વિષયોની સ્વાભાવિક મુશ્કેલીઓને લીધે, તથા અમુક વિચારો દર્શાવવામાં*** ભાષાના લગભગ અનિવાર્ય સંકોચને લીધે, એટલું લગભગ નક્કીજ છે, કે શ્રેષ્ઠ અને સ્પષ્ટ સ્વરૂપમાં આ ખુલાસો આપવામાં લેખક નિષ્ફલ નિવડયો છે." (સી. ડૉ-વૉ-૧-પૃ-૨૭.)

બંધુઓ, " મેં અત્રે ચુંટેલાં પુષ્પોનો એક ગુચ્છ બનાવ્યો છે, તથા તેમને બાંધનાર દોરી વિના મારૂં પોતાનું કશું પણ તેમાં આણ્યું નથી." (સી. ડૉ-વૉ—૧—પૃ—૪૬. )

શ્રીનિવાસ સાયંગર.

Theosophist

---

આવાં અનેક પ્રકારનાં મળતાપણાં અકસ્માતથી સંભવી શકે નહિ; એક સામાન્ય વાર્તા સતત પ્રવર્ત્યા જવાના ચિહ્નોરૂપે આ સર્વે છે. દુનિયાનાં શાસ્ત્રોનાં પાનાં ઉથલાવતાં ઉપર ઉપરથી મળતી આવતી બાબતો દૃષ્ટિ સમિપ ખડી થાય છે તથા વિશેષ અભ્યાસ થતાં વિશેષ સામાન્યવાર્તાઓ સ્વતઃ જણાઇ આવે છે; આ સર્વે મહાન્ વિશ્વવૃત્તાંતની વારંવાર કહેવાતી પુરાણકથાએ રૂપ છે.

## સામાન્ય નીતિ નિયમો.

સામાન્ય નીતિ નિયમો વિશ્વધર્મોનો સામાન્ય વારસો છે, એ એટલી બધી સ્પષ્ટ રીતે સિદ્ધ થયલી બાબત છે, કે તે માટે કોઇ પ્રકારની દલીલની જરૂર નથી. આ સંબંધમાં એટલુંજ કરવાનું આવશ્યક છે, કે જેમાંથી આ કીમતિ લગડીઓ લેવામાં આવી છે એવા આધારરૂપ ધાતુ સમૂહને સંપૂર્ણપણે દર્શાવે એવા થોડાક ઉતારાઓ ટાંકવા.

**અશુભને બદલે શુભ બદલોવાળવો.** મનુ કહે છે, "દોષ માટે ક્ષમા દૃષ્ટિ દર્શાવવાથી વિદ્વાનો શુદ્ધ બને છે." "ક્રોધી મનુષ્ય સાથે તેણે પુનઃ ક્રોધી થવું જોઇએ નહિ; કોઇ તેની સાથે કટુતાથી બોલે, તોપણ તેણે તો નરમાશથીજ બોલવું જોઇએ" **સામવેદમાં,** "દુર્ગમ માર્ગોને તરી જાઓ; ક્રોધને શાંતિ વડે, અસત્યને સત્ય વડે." બુદ્ધ ઉપદેશે છે, "જો કોઇ મનુષ્ય મૂર્ખાઇથી મારૂં અશુભ કરશે તો હું તેના પ્રત્યે મારા વેર વિનાના પ્રેમનો દયાભાવ દર્શાવીશ; જેમ જેમ તેના તરફથી મારૂં વધારે વધારે અશુભ થતું જશે, તેમતેમ મારા તરફથી વધારેવધારે શુભના વિચારો તેના પ્રત્યે પ્રવર્તશે." "મનુષ્યે ક્રોધને પ્રેમવડે જીતવો જોઇએ, અશુભને શુભ વડે જીતવું જોઇએ લોભને ઉદારતાથી જીતવો જોઇએ; પ્રેમવડે દ્વેષ અટકાવી શકાય છે, કોઇ કાલે દ્વેષવડે દ્વેષ અટકાવી શકાતો નથી. લેઓત્ઝ કહે છે, "સાધુપુરૂષોને હું સાધુતા પૂર્વક મળીશ; અસાધુ પુરૂષોને પણ હું સાધુતા પૂર્વક મળીશ. શ્રદ્ધાળુ પુરૂષોને હું શ્રદ્ધાપૂર્વક મળીશ; અશ્રદ્ધાળુ પુરૂષોને પણ હું શ્રદ્ધાપૂર્વક મળીશ; સદ્‌ગુણ શ્રદ્ધાળુ છે. અશુભનો મયા કૃપા વડે બદલો વાળો." કૉનફ્યુશીઅસે એક પ્રશ્નકારને ઉત્તર આપ્યો, "જેવું વર્તન તમે તમારી જાત પ્રત્યે ના ઇચ્છતાહો, તેવું અન્ય પ્રત્યે ચલાવશો નહિ. જ્યારે તમે અન્યને માટે પ્રવૃત્તિ પરાયણ થાઓ ત્યારે જાણે કે તમારે પોતાને માટેજ હોય તેવા ઉત્સાહપૂર્વક કાર્યમાં પ્રવૃત્ત થાઓ." જીસસે કહ્યું છે, "તમારા શત્રુઓ ઉપર પ્રેમ રાખો; તમને ધિક્કારનારનું ભલું કરો. તમને શ્રાપ દેનારને આશિષ આપો, તથા તમારો દ્વેષ પૂર્વક ઉપયોગ કરનાર અને સતાવનારના ભલા માટે પ્રાર્થના કરો."

**નમ્રતા અને કરૂણા.** લેઓત્ઝ કહે છે, "તમારી રામપ્રકૃતિ ઉપર સતત ધ્યાન આપવા વડે તથા કરૂણાવડે, એક નાના બાળક સમાન બની જવું તદ્દન સંભવિત છે. હૃદયના ગુપ્ત ચક્ષુમાંથી અશુદ્ધિ દૂર કરવા વડે, કલંક વિનાના બનવું સંભવિત છે. એવા એક પ્રકારની શુદ્ધિ અને શાન્તિ છે, કે જે વડે આપણે સમગ્ર દુનિયાનું શાસન કરી શકીએ. કારણ્ય રાખવું એજ મને તો બળ સમાન લાગે છે." "મહાત્મા........પોતાની

જાતને છેલ્લી મૂકે છે, તથાપિ તેને પ્રથમ સ્થાન મળે છે; તે પોતાની જાતનો ત્યાગ કરે છે, તથાપિ તેનું રક્ષણ થાય છે. શું કોઈ પણ પ્રકારનો સ્વાર્થનો ગંધ નહિ હોવામાંથી આમ નથી બનતું ? આ વડે તે સ્વ-અર્થનું બરોબર રક્ષણ કરે છે. તે પોતાની જાતની બડાઈઓ મારતો નથી અને તેટલા માટેજ તે વિખ્યાત થાય છે. તે પોતાની જાતનેજ ખરી સ્વીકારતો નથી અને તેથી તે પ્રકાશી નિકળે છે. તે પોતાની જાતનાં વખાણ કરતો નથી અને તેથીજ તેનામાં સદ્‌ગુણોનો સમાવેશ થાય છે. તે પોતાની જાતને ઉચ્ચ સ્થાન આપતો નથી અને તેથીજ તે ઉચ્ચ સ્થાન ધરાવે છે. " જીસસ ઉપદેશે છે, " તમે નાનાં બાલકો સમાન ના થાઓ ત્યાં સુધી તમે સ્વર્ગના સામ્રાજ્યમાં પ્રવેશી શકશો નહી." " જે પોતાની જાતને ઉંચે ચઢાવે છે તેનો અધોપાતજ થશે, તથા જે પોતાની જાતને નમ્ર બનાવે છે તેજ ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરશે. "

બાહ્ય આકારો કરતાં સદાચાર અતિ અગત્યનો છે. મનુ કર્મના " માનસિક, શાબ્દિક અને સ્થૂલ " એવા ત્રણ વિભાગ પાડે છે. " દુનિયામાં એટલું સ્પષ્ટ જણાવવું જોઈએ કે આ ત્રણ પ્રકારનાં કર્મોને પ્રેરનાર હૃદય છે. " " વિષયાસક્તિથી દુષિત થયેલા મનુષ્યને, વેદો, તેમજ ઉદારતા, તેમજ યજ્ઞો, તેમજ વ્રતો, તેમજ પવિત્ર તપ કોઈપણ મોક્ષ આપી શકતું નથી. " બુદ્ધ કહે છે, " લાભકારક છાયાની માફક, શુભકૃત્યો આચરનારૂં પ્રેમી અને શ્રદ્ધાળુ હૃદય, જાણે કે સૃષ્ટિમાંથી દેવસૃષ્ટિમાં વિસ્તરે છે. "........

આ પ્રમાણે દરેક સદ્‌ગુણ માટે ઉપરાઉપરી ઉતારા આપી શકાય. તથા દરેક ધર્મવૃક્ષમાંથી સમાન પત્રો ચુંટી શકાય. સર્વે ધર્મોમાં સમાન સત્યો ઉપદેશમાં આવ્યાં છે; સર્વે એક જીવનની નહેરો સમાન છે; દરેક શાસ્ત્ર એકના એક સંદેશાનું પુનઃકથન કરે છે. કારણકે ગુરૂઓનું એક મહાન બંધુમંડલ છે તથા તેમાંથી બહાર આવનાર દરેક એક પ્રકારની ભાષા વડેજ ઉપદેશ આપે છે.

આથી સ્પષ્ટ થાય છે, કે ધર્મો અન્યોન્યના હરિફરૂપે નથી; તેમણે અન્યોન્યના ધિક્કારનાર નિવડવું જોઈએ નહિ. તેઓ એક સામાન્ય માતપિતાનાં બાલકો છે તથા પિતૃગૃહમાં શિખેલાં સત્યોનો તેઓ માનવ જાતના લાભ માટે ઉપદેશ કરે છે. ધર્મોનું એક યથાર્થ બંધુમંડલ છે તથા દુનિયાના ધર્મોનો અભ્યાસ કરનાર સર્વેને તેમના ઉપદેશોની એકતા ભાગ્યેજ જણાયાવિના રહેશે. તારતમ્યાત્મક અભ્યાસ ચલાવનાર પુરાણવાદીને સર્વે ધર્મો સમાન રીતે અસત્ય છે તથા અજ્ઞાનના પરિણામ રૂપ છે. અધ્યાત્મવાદીને સર્વેધર્મો સત્ય છે, તથા પ્રજ્ઞાનની વૃદ્ધિરૂપ છે. દરેક સત્ય સિદ્ધાંત માટે દરેક ધર્મનો સમાન હક છે, તથા કોઈપણ ધર્મે કોઈપણ બાબતને પોતાની એકલાનીજ ગણવાની નથી. " મારૂંજ, તારૂંએ નહિ તેમજ તેનુંએ નહિ " ને બદલે યથાર્થ રીતે " તારૂ અને તેનું ઉભયનું છે માટે મારૂં " એમ બોલવું જોઈએ.

માત્ર એકજ ધર્મ અસ્તિત્વ ધરાવે છે—ઈશ્વરના જ્ઞાનરૂપ, અન્ય સર્વેધર્મો એ થડ

માંથી નિકળેલી શાખાઓ સમાન છે; જીવન વૃક્ષ કે જેનાં મૂલ સ્વર્ગમાં છે અને તેની શાખાઓ માનવસૃષ્ટિમાં વિસ્તરી છે.સ્વર્ગીય મૂલ પ્રજ્ઞાન રૂપ છે—શ્રદ્ધા નહિ, માન્યતા નહિ, આશા નહિ, પરંતુ નિત્ય જીવનરૂપ ઇશ્વરના જ્ઞાન સમાન છે. આ વૃક્ષની ગમે તે શાખામાંથી એકાદ મનુષ્ય, પ્રજાઓનો ઉદ્ધાર કરવા માટે એકાદ પત્ર ચૂંટીશે. જે અન્ય મનુષ્યને સત્ય સમાન છે તેનો કોઇએ નકાર ભણવો જોઇએ નહિ કારણ કે અન્યના અવલોકનમાં ના આવે તેવું સત્ય તેણે જોયું હોય; પરંતુ કોઇને પોતાનું દર્શન (વિચારો) અન્ય પાસે બળે બળે કબુલ કરાવવાની જરૂર નથી, કદાચ અન્યના દૃષ્ટિક્ષેત્રમાં ના હોય તેવું તેમની પાસે બળેબળે કબુલ કરાવવાથી તેમની દૃષ્ટિશક્તિ ઝાંખ મારી જાય. માત્ર એક સૂર્ય અસ્તિત્વમાં છે, તથા આપણી પૃથ્વી ઉપરની દરેક શક્તિ, સૌરશક્તિના માત્ર અમુક પ્રકારના સ્વરૂપ સમાન છે; જેમ એક સૂર્ય સમગ્ર સૃષ્ટિનું પોષણ કરે છે, તેમ દરેક હૃદયમાં એક પુરૂષ પ્રકાશે છે. માત્ર એક પ્રકારની નિંદા સંભવે છે—માનવિમાંના ઇશ્વરના અસ્વીકારરૂપ. માત્ર એક પ્રકારની નાસ્તિકતા સંભવે છે—"હું તારા કરતાં અન્ય છું, આપણે એક નથી" એવું કહેતી ભિન્નતાની નાસ્તિકતારૂપ. દુનિયાના ઉદ્ધાર માટે પરોપકારની શ્રેષ્ઠભાવના કરતાં પણ કંઇક વિશેષની જરૂર છે. આપણે સ્વાર્થરહિત આત્માર્પણ, આત્મનિવેદન શિખિએ, પરંતુ આપણે જ્યાં સુધી "અન્ય કોઇપણ નથી, સર્વેમાં મારો આત્મા પ્રકાશે છે." એમ ના કહીએ ત્યાં સુધી આપણે એક ભૂમામાં સ્થિર થઇ શકતા નથી. જ્યારે સર્વે મનુષ્યો આમ કહેશે ત્યારે દુનિયામાં સત્ય યુગનો પ્રારંભ થશે: જ્યારે જીવનક્રમમાં એક મનુષ્ય આમ કહે છે ત્યારે જ્યાંજ્યાં તે જાય છે ત્યાં તેની હાજરી આશિર્વાદ સમાન નિવડે છે. આપણે સર્વે બંધુઓ છીએ, પરંતુ બંધુઓ કરતાં પણ વિશેષ છીએ; બંધુઓને માત્ર એક સામાન્ય પિતા હોય છે; આપણે તો એક સામાન્ય આત્મા છે. ત્યારે તો આપણી આસપાસના સર્વમાં આત્માના પ્રકાશને જ આપણે અનુભવવો જોઇએ; અધમમાં અધમ પ્રાણીમાં આત્માનો નકાર ભણવો, એ તેનો આપણામાં તથા ઇશ્વરમાં અસ્વીકાર કરવા સમાન છે, એટલું આપણે સ્મરી રાખવા યોગ્ય છે.

એનિ. બેસંટ.

---

# ॥ बाल बोधिनी ॥

( અનુસંધાન પૃષ્ઠ ૧૫૦ થી. )

અન્ય બે શ્લોકો-વિરાગ, જ્ઞાન, ત્યાગ અને શાન્તિ-ચાર વિશે ઉપદેશે છે; જો મુમુક્ષુ પ્રથમના ગુણોની સહાયવડે પછીના ગુણોને સિદ્ધ કરવામાં પ્રયત્નપરાયણ નથી થતો, તો પૂર્વના ગુણો નિરર્થક થઈ પડે છે.

૨૮-૨૯-વિરાગનું ફલ જ્ઞાન છે, જ્ઞાનનું ફલ ત્યાગ છે, અને ત્યાગનું ફલ આત્માનંદના ઉપભોગમાંથી પરિણમતી શાન્તિ રૂપ છે. આ સર્વેમાં જો દરેક પછીનાને સિદ્ધ કરવામાં નથી આવતું તો પૂર્વનું દરેક ફલહીન બની જાય છે. ઇન્દ્રિયોથી અલગ બની જવું અથવા મનોવૃત્તિઓનો નિરોધ કરવો એજ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સંતોષ છે, તથા આ આનંદ સરખામણીની પણ પારનો કહેવાય છે.

હવે પછીના ત્રણ શ્લોકમાં ॥ तत्त्वमसि ॥ મહાવાક્યનો અર્થ સમજાવવામાં આવે છે.

૩૦-૩૨-નિર્ગુણ, સત્ય, જ્ઞાન અને નિત્યતારૂપ શ્રેષ્ઠ પુરૂષ માટે " तत् " શબ્દ વાપરવામાં આવ્યો છે, તથા માયાથી બંધાયલા, વિશ્વના ઉદ્ભવરૂપ, સર્વજ્ઞત્વ અને અન્યગુણોવાળા તથા અદશ્યતામાં ઢંકાયલા. ( એટલે અશુદ્ધિમાંથી તદ્દન છુટા નહિ, ) સગુણ પુરૂષવડે તે પરોક્ષ રીતે સૂચવાય છે.

' त्वं ' શબ્દ પ્રત્યગાત્મા માટે યોજાયો છે, તેને કૂટસ્થતૂર્યાચૈતન્યના નામથી વ્યવહરવામાં આવ્યો છે, ( માત્ર આપણા અંતઃકરણની ચતૂર્થ ભૂમિકામાં અનુભવી શકાય એવો આંતર દિવ્યાત્મા;) તે નિર્ગુણ બ્રહ્મના અંશ રૂપે છે, ' अहं ' અને તેના સ્વરથી સૂચવાતી ભાવનામાં તે પ્રકાશી નિકળે છે, તથા જે આંતરેન્દ્રિયોની મદદ વડે મેળવાતા સામાન્ય જ્ઞાન કરતાં તદ્દન ભિન્ન પ્રકારના જ્ઞાન સ્વરૂપ છે. વિશ્વના શ્રેષ્ઠપ્રભુને બંધનોમાં બાંધી લેતી માયાને દૂર કરીને તથા જીવને બંધનમાં નાંખતી અવિદ્યાને દૂર કરીને પછીથી અત્રે પરબ્રહ્માનુભવનો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. અન્યશબ્દોમાં કહેવા માગીએ તો અવિદ્યા અને માયા દૂર થતાં, ( तत् અને त्वं શબ્દોવડે અપરોક્ષ રીતે સૂચવાતા ) જીવ અને ઈશ્વરનાં બંધનો અનુક્રમે દૂરપળાવતાં, અભ્યાસિ ( ઉપરના तत् અને त्वं શબ્દો વડે પરોક્ષ રીતે સૂચવાતા ) પ્રત્યગાત્મા અને પરમાત્માના ઐક્યનો અનુભવ મેળવે છે.

હવે પછીના ત્રણ શ્લોકમાં—શ્રવણ, મનન અને નિદિધ્યાસન રૂપ-ચાર સાધનોની પ્રકૃતિનું વર્ણન કરવામાં આવ્યું છે.

૩૩-૩૫ આ પ્રમાણે મહાવાક્યોના ( અથવા તત્વમસિ અને અન્ય મહાવાક્યો.) અર્થનો વિચાર ચલાવવાનું નામ શ્રવણ કહેવાય છે. તાર્કિક બુદ્ધિવડે આવા અર્થોને સ્પષ્ટ રીતે સમજવાના પ્રયત્નનું નામ મનન અથવા ધારણા કહેવાય છે. શ્રવણ અને મનન ઉપર આધાર રાખતા આવા અર્થોમાં સર્વ પ્રકારની શંકાઓની પાર સારી રીતે સ્થિરથયલા ચિત્તને અન્યવિચારોથી તદ્દન દૂર રાખવાનું નામ નિદિધ્યાસન અથવા ધ્યાન છે. ચિત્તની તે દશા કે જેમાં ધ્યાતા અને ધ્યાનનો ત્યાગ કર્યા પછી ધ્યેયવિષય નિર્ગુણબ્રહ્મવિના ક્રમેક્રમે અન્ય કશાનું પણ દર્શન થતું નથી તથા પછીથી નિવાતસ્થાનસ્થિત દીપશિખાની પેઠે, ડોલાયમાન થયા વિના સ્થિર રહે છે, માત્ર તેજ ભૂમિકાને સમાધિ કહેવામાં આવે છે.

શંકા—જો આમ થતું હોય તો સમાધિકાલમાં ચિત્તની વૃત્તિયો ક્યાં હશે ? અન્ય શ્લોકમાં આનો ઉત્તર આપવામાં આવ્યો છે.

૩૬—જેમાં જીવ અને બ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે એવા સમાધિકાલમાં પણ ચિત્તની વૃત્તિઓ સુખી દશામાં રહે છે–માત્ર જીવના જાણવામાં હોય છે, અન્ય કોઇનામાં નહિ. સમાધિમાંથી ઉત્થાન પામનારના પૂર્વના વિચારો પુનઃ સ્મરણમાં આવે છે, એટલી સત્ય બાબત ઉપરથી એટલું અનુમાન થઈ શકે છે, કે સુખી દશામાંથી વૃત્તિઓ પુનઃજાગ્રત દશામાં આવે છે.

શંકા—ત્યારે તો સમાધિનો ઉપયોગ શો ? આનો ઉત્તર નિચે પ્રમાણેઃ—

૩૭—આ સમાધિ વડે, આ અનાદિસંસારમાં ( કારણ કે તેનો ક્યારે આરંભ થયો તે કોઈ જાણતું નથી, ) જીવોથી કરાતાં ( પ્રારબ્ધ વિનાનાં ) કરોડો કર્મોનો વિનાશ સધાય છે; આ સમાધિવડે શુદ્ધધર્મ ( અથવા અખંડાકાર વૃત્તિ ) પ્રમાણમાં વૃદ્ધિ પામે છે.

મહાયોગિઓ આ સમાધિને કેવી રીતે વર્ણવે છે ? એ પ્રશ્નનો ઉત્તર હવે આપવામાં આવે છેઃ—

૩૮—મહા યોગિઓ કહે છે, કે જેમ વાદળોમાંથી વર્ષાદનાં ઝાપટે ઝાપટાં

પડે છે તેમ આ સમાધિથી પણ બ્રહ્મધર્મના ( અર્થાત્ અખંડાકારવૃત્તિ ) અમૃત રૂપ વર્ષાદનાં ઝાપટે ઝાપટાં પડે છે.

અન્ય બે શ્લોકમાં સમાધિના પરિણામનું વર્ણન આપવામાં આવ્યું છેઃ-

૩૯-૪૦-જ્યારે આ સમાધિ (ના સતત અભ્યાસ) વડે સર્વ અશુદ્ધ વાસનાઓનો સંપૂર્ણ રીતે વિનાશ સધાય છે, તથા જ્યારે તે વડે શુભાશુભ કર્મોના વૃક્ષને નિર્મૂલ કરવામાં આવે છે, ત્યારે મહાવાક્યો વડે ( જે તે પૂર્વે માત્ર વાદ પૂરતાં સમજ્યો હતો; ), શંકા અને વિપરિત ભાવનાનાં બંધનોથી રહિત, તથા હસ્તામલક સમાન અપરોક્ષ જ્ઞાનના આધારવાળા જ્ઞાનનો તેનામાં ઉદય થાય છે.

હવે પછીના શ્લોકમાં વિરાગ, વિવેક અને ઉપરતિના ઉપયોગ વિશે ઉપદેશવામાં આવે છેઃ—

૪૧—જ્યારે મનમાં ભોગોપયોગ્યપદાર્થોના સંસ્કારો ઉદય પામતા નથી, ત્યારે વિરાગની હદ પર્યંત પહોંચાય છે. જ્યારે અહંભાવ બીલકુલ ઉદય પામતો નથી ત્યારે લગભગ વિવેકના અંત પર્યંત પહોંચાય છે. જ્યારે સુપ્તવૃત્તિયો ઉદય પામતી નથી, ત્યારે ઉપરતિનો (વિધિ પુરઃસર આવશ્યક ધર્મોના ત્યાગ રૂપ ) અંત આવ્યો એમ ગણાય છે.

બ્રહ્માંડ ચૈતન્ય ભૂમિકા પામેલાનાં ( એટલે બ્રહ્મવિદ્વરિષ્ઠનાં ) ચિહ્નો હવે દર્શાવવામાં આવે છેઃ—

૪૨—હમેશાં આનંદ ભોગવનાર, જીવાત્માને પરમાત્મામાં પ્રવિલાપનાર, તથા વૃત્તિયો અને કર્મોથી રહિત યોગિને સ્થિતપ્રજ્ઞ અથવા અધ્યાત્મપ્રજ્ઞામાં સ્થિર થયેલો ગણવામાં આવે છે.

હવે જીવન્મુક્તનાં ચિહ્નો વર્ણવવામાં આવે છેઃ—

૪૩-૪૪-જ્યારે સત્, ચિત, આનંદરૂપ અભાવાત્મકગુણોવાળા અવિભાજીત નિર્ગુણબ્રહ્મનો તથા કૂટસ્થનિર્ગુણઆત્માનો સૂક્ષ્મતાથી વિચાર કરવામાં આવે છે, એટલે જ્યારે સમાધિના સાધનવડે તેમનું ઐક્ય અનુભવવામાં આવે છે ત્યારે એક અખંડાકાર, શંકારહિત, ચિન્માત્રવૃત્તિનો ઉદય થાય છે. આ વૃત્તિને પ્રજ્ઞા કહેવામાં આવે છે. જેનામાં હમેશાં આવી પ્રજ્ઞાનો ઉદય હોય છે તે જીવન્મુક્ત કહેવાય છે.

હવેના ત્રણ શ્લોકમાં જીવન્મુકતનાં ખાસ લક્ષણો આપવામાં આવ્યાં છે.

૪૫-૪૭-તેને જીવન્મુકત કહેવામાં આવે છે, કે જેને દેહ અને ઇન્દ્રિયો ઉભયમાં "अहं" નો વિચાર નથી તથા ઘટપટાદિ પદાર્થોમાં જેને "इदं" નો વિચાર નથી; જે પોતાની અવિભાજીત પ્રજ્ઞાને લીધે, પ્રત્યગાત્મા અને બ્રહ્મ વચ્ચે નો કોઈ પ્રકારનો ભેદ તેમજ બ્રહ્મ અને વિશ્વ વચ્ચેનો ભેદ જાણતો નથી; ગમે તો તેને સાધુપુરૂષો માન આપો અથવા દુરાત્માઓ દુઃખ આપો તોપણ તેની અવસ્થા સમાનજ રહે છે.

૪૮-બ્રહ્મજ્ઞાનીને પૂર્વની પેઠે સંસાર અસર કરી શકશે નહિ. જો તેને અસર થાય તો બ્રહ્મદશા અનુભવેલો મનુષ્ય નથી પરંતુ દશ્યદુનિયામાં મન દઢ ચોંટેલો ( અંતરાલોકન વિનાનો) માત્ર એક મનુષ્ય છે.

જીવન્મુકતને વિદેહમુકિત પ્રાપ્ત કરવામાં પ્રારબ્ધ કેટલો સમય લગાડશે? એ પ્રશ્નનો ઉત્તર નિચેના શ્લોકમાં આપે છેઃ—

૪૯—જ્યાં સુધી સુખદુઃખાદિનો ઉપભોગ ચાલે છે ત્યાં સુધી પ્રારબ્ધ કાર્ય કરતું કહેવાય છે. ( આથી એમ સૂચવાય છે, કે દેહ જીવતો હોય છતાં જે સુખદુઃખાદિ રહિત છે તેજ માત્ર વિદેહમુકત છે.) હમેશાં ફલ અથવા પરિણામના પૂર્વગામિ કર્મ હોય છે તથા અનુરૂપકર્મ પૂર્વગામિ બન્યા વિના કોઈ કાલે કોઈ પ્રકારનું ફલ અથવા પરિણામ સંભવિ શકતું નથી.

સંચિત નામનાં ગતકાલનાં કર્મો કેવી રીતે અને શાથી નાશ પામે છે? આ પ્રશ્નનો ઉત્તર નીચે આપવામાં આવે છેઃ—

૫૦-જેમ સ્વપ્નદશામાં મન સમિપ ખડાં થતાં કર્મો જાગ્રત દશા પ્રાપ્ત થતાં અદશ્ય થાય છે, તેમ "अहंब्रह्मास्मि" મહાવાકયના અપરોક્ષજ્ઞાનવડે, કરોડો કલ્પોમાં કરેલાં કર્મોનો વિનાશ થાય છે.

૩૫ મા શ્લોકમાં જે કહેવાયું છે તે ક્રમિકવિદેહમુકિત પામવા યોગ્ય કેવલ-યોગિ માટે કહેવામાં આવ્યું છે, એ લક્ષમાં રાખવા જેવું છે; અને જે કહેશમાં આવે છે તે શિઘ્ર વિદેહમુકિત પામવા યોગ્ય સાંખ્ય-યોગિને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે.

"સ્વપ્નાવસ્થામાં કર્મો વર્તતાં હોવાના" દૃષ્ટાંતથી એટલું સ્પષ્ટ થાય છે, કે સંચિતકર્મોનો વિનાશ તેમને ભોગવીને પાર પાડવા વડે સાધી શકાય છે.

સંચિત અને પ્રારબ્ધકર્મોનો ઉપર પ્રમાણે નિવેડો કરવામાં આવ્યો છે; હવે આગામિ કર્મો વિશે કેમ? એનો ઉત્તર આપવામાં આવે છેઃ—

૫૧—પોતાનો આત્મા આકાશની પેઠે રાગરહિત તથા શુદ્ધ છે, એમ અનુભવ વડે સમજનાર યોગિને આગામિકર્મો લેશ માત્ર પણ અસર કરી શકતાં નથી.

બ્રહ્માંડવ્યાપક સંવિત્ભાવ અનુભવનાર અભ્યાસિનો ભાવિજન્મ થતો નથી, એથી એમ સમજવાનું છે કે ભાવિકર્મો ઉપજાવવાનો તેને કોઈ પ્રકારનો પ્રસંગ રહેતો નથી.

એક આવો પ્રશ્ન ઉપસ્થિત થાય છેઃ–જો કે સાંખ્ય–યોગિનો આત્મા બ્રહ્મમાં પ્રવિલાપ્યો હોય છે તોપણ, અનિરોધિત ઇન્દ્રિયો, મન, પ્રાણો, વૃત્તિયો જેવી અન્ય ઉપાધિઓ દ્વારા તે સુખ દુઃખનો અનુભવ કરે છે. આનો ઉત્તર નિચે પ્રમાણેઃ—

૫૨—જેમ સુરાના ઘટમાંનું આકાશ સુરાની કોઈ પ્રકારની અસર થયા વિનાનું રહે છે, તેવીજ રીતે સાંખ્યયોગિના આત્માને તે [illegible] હવાસમાં વસતા ઉપાધિઓના ધર્મો અસર કરી શકતા નથી. [illegible] ક્ષિતાચાર્યના) 'યોગસાર' નામના ગ્રંથમાં આ બાબતો સારી રીતે [illegible] માં આવી છે, મુમુક્ષુઓને તે વાચી વિચારી મનન કરવા ભલામણ છે.

હવે કેવલયોગિના દૃષ્ટિબિંદુથી નીચેના બે શ્લોક દૃષ્ટાંત વડે ઉપદેશે છે, કે માત્ર ભોગવડે જ પ્રારબ્ધકર્મનો નાશ સાધી શકાય છેઃ—

૫૩–૫૪—ઢાલ તરફ તાકેલા તીરની પેઠે, જ્ઞાનોદય પૂર્વે કરાયલાં કર્મો ફલો આપ્યા વિના, જ્ઞાનવડે વિનાશ પામી શકતાં નથી. જેમ ભૂલથી વાઘ ધારી લીધેલી ગાયને મારેલું તીર, શિકારીને ભૂલ સમજાતાં તે પાછું ખેંચવાની ઇચ્છા થતાં, અર્ધે માર્ગે અટકાવી શકાતું નથી તેમજ આ પ્રારબ્ધ કર્મનાં પરિણામ ફલનું પણ છે. પછીથી ઉપદેશાય છે, કે સાંખ્ય યોગિને કોઈ પ્રકારનું પ્રારબ્ધ કર્મ નથીઃ—

૫૫—"હું જરામરણ રહિત છું." એવા ધ્યાનવડે આપ્ય આત્મા રૂપ બનેલા યોગિ ઉપર પ્રારબ્ધ કેવી રીતે આધિપત્ય દર્શાવિ શકે?

પ્રારબ્ધ તેના ઉપર ક્યારે શાશન કરી શકે? એ નીચેના શ્લોકમાં દર્શાવવામાં આવે છેઃ—

૫૬—જ્યારે જીવ પોતાને દેહ સાથે એક છે એમ માની લે છે ત્યારે પ્રારબ્ધ કર્મ ઉત્પન્ન થાય છે, "દેહ આત્મા છે." એ વિચાર જ્ઞાતાને કદાપિ પસંદ પડતો નથી. તેથી તે પ્રારબ્ધનો ત્યાગ કરે છે.

હવે પછીના શ્લોકો પુનઃ દર્શાવે છે, કે તેને કોઈ પ્રકારનું પ્રારબ્ધ નથીઃ—

૫૭–૫૯—આ દેહનો પ્રારબ્ધ રૂપે વિચાર કરવો, એ અધ્યાસને લીધે ઉપજતા ભ્રમ સમાન છે. અધ્યાસ દૂર થયા પછી પણ તે રહેશે? જે નથી તે શું પુનઃ જન્મ પામશે? જે જન્મ્યું નથી તે શું મરણ પામશે? અભાવમાંથી પ્રારબ્ધ ભાવમાં જ આવી શકતું નથી. "જે જ્ઞાનવડે અજ્ઞાનનાં (દેહાદિ જેવાં) સર્વ પરિણામો વિનાશ પામી શકે તો એવા પુરૂષના દેહનું અસ્તિત્વજ ક્યાં રહ્યું?" આવી રીતે શંકા કરનાર મૂર્ખપુરૂષો માટે માત્ર બાહ્યઅર્થમાં જ શ્રુતિ પ્રારબ્ધને ઉપદેશે છે—પરંતુ કંઈ જ્ઞાનીઓને દેહનું અસ્તિત્વ સાબિત કરી આપવા માટે તે ઉપદેશવામાં આવતું નથી.

પ્રશ્ન—"યોગ પૂર્વ" નામના ગ્રંથમાં, કેવલ–સાંખ્ય, કેવલ–યોગ અને સાંખ્ય–યોગનાં નામપ્રકારનું ફક્ત ત્રણ દર્શનોના સિદ્ધાંતોનો લંબાણથી વાદવિવાદ ચલાવ્યા પછી એ.. ૩૮. કરવામાં આવ્યું છે, કે કેવલ–સાંખ્ય અથવા શુદ્ધ દ્વૈતદર્શનના વાદને શ્રુતિઆદિ (૧૦૮ ઉપનિષદો) શાસ્ત્રોનો લેશ પણ આધાર મળી શકતો નથી. આ બાબત યથાર્થ નથી; કારણ કે ૪૧ અને ૪૪ શ્લોકોમાં કેવલ–યોગ દર્શનના વાદને દર્શાવ્યા પછી, ૫૫ થી ૫૯ સુધીના શ્લોકોમાં ખાત્રીથી કેવલ–સાંખ્ય દર્શનના વાદને ચર્ચવામાં આવ્યો છે. સદ્ (આરંભવાદ) અને વિકાસ (પરિણામવાદ) રૂપ ઉભય વાદોને લક્ષમાં લિધા વિના, માયા અથવા અધ્યાસ અથવા અજ્ઞાન અથવા અવિદ્યાના વાદ રૂપે જાણીતા માત્ર વિવર્તવાદને જ સિદ્ધ કરવામાં આવ્યો છે. તેથી એવા સાર ઉપર આવવું અગત્યનું છે, કે શ્રુતિ અને અન્યશાસ્ત્રોના આધાર વિનાનું માત્ર સાંખ્ય–યોગ દર્શન છે. ઉપર કહેવાયલા પાંચ શ્લોકમાં "દેહના આરંભનો" પણ સ્વીકાર કરવામાં આવ્યો નથી. જ્યારે આ બાબત આમ છે તો–"અધ્યાસ દૂર થયા પછી"–એવી તેમાં માલૂમ પડતી ટીકા બંધ બેસતી છે? તેથી એમ નિશ્ચિત

થાય છે, કે શુદ્ધાદ્વૈત અથવા કેવલ-સાંખ્યદર્શનના ઉપદેશ અનુસાર દેહ આદિ તથા વિશ્વ અસત્ય છે, એવા માત્ર જ્ઞાનથીજ મોક્ષ મળશે; અનુભવાદ્વૈત, અથવા સાંખ્યયોગદર્શનના ઉપદેશવા પ્રમાણે દેહાદિ તથા વિશ્વ વિશેની વિપરિતભાવના દૂર કરવાની બાબત પણ નિરર્થક થઈ પડશે તથા આ માટેનો સમાધિઆદિ અભ્યાસ પણ નિરૂપયોગી થઈ પડશે.

ઉત્તર—જો કે દેહાદિ અને વિશ્વના પ્રવિલાપન વિશે અત્રે સૂચવવામાં નથી આવ્યું તો પણ વરાહોપનિષદમાં સ્પષ્ટ રીતે ઉપદેશાયું છે, કે (અધ્યાય-૨) "અધ્યસિતવિશ્વના પ્રવિલાપનવડે ચિત્ત આત્મા સાથે એક (તદ્રુપ) થાય છે. ષડમહારિપુનો (કામ ક્રોધાદિ) વિનાશ સાધ્યા પછી, મદોન્મત્ત હસ્તિની પેઠે, તેમના વિનાશ વડે તે અન્ય વિનાનો એક થઈ રહે છે." આ પ્રમાણે આ અવતરણમાં અધ્યસિતવિશ્વના વિલાપન વિશે ઉપદેશવામાં આવ્યું છે. આ કેવલ-યોગિને લાગી શકે એમ કહેવાય નહિ; કારણ કે "મદમત્ત હસ્તિની પેઠે અન્ય વિનાનો એક" એમ કહેવામાં આવ્યું છે. પોતાના પ્રારબ્ધકર્મના વાહ સહિત કેવલ-યોગિ દ્વૈતભાવને આધિન હોવાથી, અત્રે તેને ઉદ્દેશીને કહેવાયું નથી. એવો સામાન્ય નિયમ છે, કે એક શ્રુતિ અવશ્ય કરીને અન્ય શ્રુતિઓ સાથે બંધબેસતી આવવી જોઇએ, તેથી અત્રે તો માત્ર અનુભવાદ્વૈતવાદજ બંધ બેસતો આવી શકે છે. આરંભવાદવિના વિવર્તવાદ કોઈ સ્થલે સિદ્ધ થઈ શકતો નથી, (એટલે વિવર્તમાં આરંભનું પ્રથમથી સૂચન થાય છે.) અધ્યાસનાં ત્રણ અવયવો હોય છેઃ—

૧—જેમાં સર્પનો અધ્યાસ થાય છે તે રજ્જુ.

૨—અધ્યાસનો કર્તા પુરૂષ, અને

૩—પુરૂષે પૂર્વે જોયલો તથા અધ્યાસના વિષયભૂત સત્યસર્પ.

વિવર્તવાદ અથવા અધ્યાસનો વાદ એટલા માટે પ્રવર્તાવવામાં આવ્યો છે, કે ત્રણ અવયવો-૧, નિર્ગુણબ્રહ્મ, ૨, જીવ, ૩, બ્રહ્માએ સર્જેલી તથા જીવને પ્રથમથી જણાયલી સૃષ્ટી—ઉપરના દૃષ્ટાંતમાંના રજ્જુ, પુરૂષ અને સર્પની પેઠે પૂર્વથી અસ્તિત્વ ધરાવે છે. આ અધ્યાસ દૂર થતા સુધી અધ્યાસિતને કદાપિ મોક્ષનો અનુભવ બની શકતો નથી, સમાધિના અભ્યાસ વિના માત્ર જ્ઞાનના સાધન વડે અધ્યાસ પણ કદાપિ દૂર થઈ શકતો નથી. તેથી એટલું ખાત્રીથી કહી

શકાય છે, કે કેવલ-સાંખ્યવાદીને પોતાના પક્ષમાં શ્રુતિઆદિનો લેશ પણ આધાર મળી શકતો નથી.

હવેના પાંચ શ્લોકમાં અપરોક્ષાનુભવવડે જાણવા યોગ્ય બ્રહ્મની પ્રકૃતિ વિશે સમજાવવામાં આવે છેઃ—

૬૦-૬૪—બ્રહ્મ, બાહ્યપક્ષે સર્વ સંપૂર્ણ છે; આરંભ અને અંતરહિત છે; અમેય છે; વિવર્ત રહિત છે; એકત્રિત સત્-ચિત્-આનંદ રૂપ છે; વિકાર રહિત છે; પ્રત્યગાત્માના અપૂર્વ તત્વ રૂપ છે; તથા આંતરપક્ષે સર્વ સંપૂર્ણ, અનંત, વ્યાપક છે; ત્યાજ્ય ઐહિક દુઃખાદિ રહિત છે; ઉપાદેય ઐહિક સુખાદિથી પણ રહિત છે; અન્ય પદાર્થમાં મૂકી શકાવો અશક્ય છે; સગુણબ્રહ્મના આધાર વાળા વિશ્વના અપરોક્ષઆધાર રૂપ તે નથી; પોતાના સત્, ચિત્ અને આનંદ રૂપ ગુણો હોવા છતાં માયા અને વિદ્યાના ગુણોથી રહિત છે; જીવ અને ઇશ્વરના વિચારસંકલ્પાદિ રૂપ કર્મ હોવા છતાં દુનિયા અને સંસારના વિચારસંકલ્પાદિના કાર્યથી રહિત છે; સૂક્ષ્મબુદ્ધિવડે ગ્રાહ્ય થઈ શકે એમ છે; શંકાઓ અને દોષોથી રહિત છે; આ પવિત્ર શબ્દોથી વર્ણવી શકાય એમ નથી; (જો કે પવિત્ર શબ્દોરૂપ ઉપનિષદોવડે તથા ધ્યાન અને સમાધિના અભ્યાસિઓ વડે ગ્રાહ્ય થઈ શકે એવો છે) તથાપિ પવિત્ર મન અને શબ્દો વડે ગ્રહણ થવો અશક્ય છે; માત્ર સતથી ભરપુર છે; સ્વયંભૂસ્વરૂપ છે; સર્વ વિવર્તોથી ખાત્રીથી ભિન્ન છે; સર્વ પ્રકારનાં જ્ઞાનથી શ્રેષ્ઠ છે; અનુપમેય છે, (આકાશાદિ ઉપમાઓ માત્ર એક પક્ષિ છે,); માત્ર એક તથા અદ્વય છે; સજાતિય અને વિજાતિય ભેદરહિત છે, (પરંતુ સચ્ચિદાનંદરૂપ સ્વગત ભેદોવાળો છે.)

જે અભ્યાસિ પોતાના અવિભાજીત આત્માને ઉપરના વર્ણનમાંના બ્રહ્મ રૂપ જાણ્યા પછી, એ નિર્વિકલ્પ આત્મામાં સ્વાનુભવસહિત સુખથી વસે છે તેજ માત્ર સિદ્ધ-પુરૂષ છે; પરંતુ અણિમાદિ સિદ્ધિયો પામેલો અભ્યાસિ ખાત્રીથી બીલકુલ સિદ્ધ દશાને પ્રાપ્ત કરી શકતો નથી.

હવે સહજ-સમાધિનો અભ્યાસ કર્તા સાંખ્ય-યોગિના સ્વાનુભવને દર્શાવવામાં આવે છે.

૬૫-મારાં ખુલ્લાં નેત્રોને દેખાતી સૃષ્ટિ ક્યાં ગઈ? તેને કોણ લઈ ગયું! તે શામાં પ્રવિલાપન પામી ગઈ? શું આ એક અદ્ભૂત બનાવ નથી!

પ્રશ્ન—નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થયેલા યોગિ માટે, સૃષ્ટિ વિશે આ

પ્રમાણે વિચાર કરવાનો તથા તે વિશે આ પ્રમાણે બોલવાનો કોઈ પ્રસંગ પ્રાપ્ત થતો નથી. બ્રહ્મનિષ્ઠ અને સુષુપ્તિ જેવી, એ બે બાબતો શું પરસ્પર વિરૂદ્ધ જતી નથી? માટે આ શ્લોક યથાર્થ નથી.

ઉત્તર—કેવલ યોગિના સંબંધમાં નિઃસંશય આ ઉભય પરસ્પર વિરૂદ્ધ જતી બાબતો છે. પરંતુ સદા-વિદેહ-મુક્ત સાંખ્ય-યોગિ-વરિષ્ઠના સંબંધમાં આ ઉભય પરસ્પર વિરૂદ્ધ જતી બાબતો નથી. પ્રથમ જોયેલા પરંતુ પછી નહિ, એવા અન્ય પુરૂષોનાં કાર્યો વિશે વાત કરનાર અને વિચારનાર પુરૂષોનાં દૃષ્ટાંતો આ દુનિયામાં પણ આપણને મળી આવે છે. માટે આ શ્લોક સહજબોધના યોગ્ય દૃષ્ટાંત રૂપે છે.

*વળી નીચેના બે શ્લોકમાં સાંખ્ય-યોગિના સમાધિના અનુભવને વર્ણવે છે.*

૬૬-૬૭-અવિભાજીત, આનંદરૂપ, અમૃતરૂપ બ્રહ્મમહોદધિમાં શાનો નકાર ભણવો? શાનો સ્વીકાર કરવો? ભિન્ન શું છે? શું અસંગત છે? આ એક ધારા રૂપ બ્રહ્મનિષ્ઠામાં હું કશું જોતો નથી, સાંભળતો નથી, સમજતો નથી. મારા જીવાત્માના ભિન્ન પડી આવતા ગુણો સહિત હું હમેશાં મારા આત્માના આનંદ સ્વરૂપમાં વસું છું.

પ્રશ્ન—વર્તમાનમાં દર્શાવાતી ભાવનાઓ "યોગસાર" ના ગ્રંથમાં ઉપદેશાયેલાં કેટલાંક રહસ્યોરૂપ હોવાથી, સાંખ્ય યોગની પ્રથમ પોથી સમાન આ બાલબોધિનીમાં તે દર્શાવવા યોગ્ય લાગતાં નથી.

ઉત્તર—તમારૂં કહેવું સત્ય છે. તે કબુલ કરીએ તોપણ માત્ર બાહ્ય અર્થ સમજવાને યોગ્ય બાલકોને કટકે કટકે આંતરંગ રહસ્યો ઉપદેશવાં પણ જરૂરનાં છે. આ બાલપોથિમાં આવા પ્રકારનાં આંતરંગ રહસ્યો માત્ર ગણ્યાં ગાંઠયાંજ ઉપદેશવામાં આવ્યાં છે. જો વારંવાર આવું કથન કરવામાં ના આવે તો, હવે પછી શિખવાનાં મહાન્ રહસ્યો, આવા પ્રકારની તૈયારી વિના કોઈપણ સાધન વડે મનમાં પ્રવેશ પામી શકશે નહિ. તેટલા માટે આવી ભાવનાઓ અત્રે દર્શાવવી ઉચિત લાગે છે.

યજુર્વેદના મહાવાકય 'अहंब्रह्मास्मि' ના આધારે સરસ્વતિ રહસ્યો પનિ-

પદમાં ઉપદેશાયલી શબ્દાનુવિદ્ધ-સમાધિ શી રીતે કરવી, તે હવેના બે શ્લોકમાં કહેવાય છે.

૯૮-૯૯—અવ્યક્ત, મહત્, અહંકાર, સૂક્ષ્મતત્વો અને તેમના વિવર્તોથી હું રહિત છું. હું સ્થૂલ અવયવો અને નરનારી અને નાન્યતર ત્રિજાતિઓથી રહિત છું. હું વિષ્ણુ ( સર્વ વ્યાપક ) સ્વરૂપ હરિ છું. આ ઉપરાંત હું અત્યંત શાંત, અનંત, સર્વ સંપૂર્ણ, નિત્ય કર્મોથી રહિત, ઉપભોગથી રહિત, દેહના ષટવિકારોથી રહિત, ક્ષયથી રહિત છું. આ ઉપરાંત હું, માયા અવિદ્યા અને અન્ય તત્વો સાથે અસંબદ્ધ હોવાથી શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છું. હું એક છું. હું સદાશિવ સ્વરૂપ છું. અવ્યક્તાદિનામથી વ્યવહરાતા વિકારોથી તો માત્ર નિષ્પ્રતિયોગિક અરૂપ બ્રહ્મજરહિત છે, સપ્રતિયોગિક ચિદ્રૂપ બ્રહ્મ આ પ્રમાણે રહિત નથી. શબ્દાનુવિદ્ધ-સમાધિથી અનુભવી શકાય એવો તો માત્ર ચિદ્રૂપ બ્રહ્મ છે, અરૂપબ્રહ્મ નહિ.

આ સંબંધમાં નીચે પ્રમાણે કેટલાક દોષ દર્શાવી શકાય એમ છે:—

૧. જો ચિદ્રૂપ બ્રહ્મનો અવ્યક્ત સાથે સંબંધ ના હોય તો, તેનાથી આરંભિને નીચેનાં ભુવનોમાં પ્રસરતા વિકારો આધાર વિનાના બની જશે.

૨. જો જીવ, " હું વિષ્ણુસ્વરૂપ હરિ છું " એવા પ્રકારનું વિષ્ણુનું ધ્યાન ધરે તો,—એક મનુષ્યનું પોતાના વિચાર અનુરૂપ સ્વરૂપ બંધાય છે, એ સિદ્ધ નિયમાનુસાર—તેને શંખ ચક્રાદિવાળા વિષ્ણુનું સ્વરૂપ પ્રાપ્ત થવું જોઇએ તથા તેનો લક્ષ્મિ સાથે સંબંધ થવો જોઇએ. જો તે સદાશિવનું ધ્યાન ધરે તો તેને તે સ્વરૂપ પ્રાપ્ત થવું જોઇએ. માટે એકવેદાન્તિ માટે આમ કહેવું અયોગ્ય લાગે છે.

૩. એમ કહેવાયું છે, કે ઇક્ષણ અથવા વિચારવડે ચિદ્રૂપબ્રહ્મે જીવને ઉત્પન્ન કર્યો; તે તેમાંથી અગ્નિમાંથી સ્ફુલિંગની પેઠે પ્રકટી નિકળ્યો. આ બ્રહ્મને પૂર્વકથિત કર્મ હોવાથી તથા સ્વાત્માનંદનો ઉપભોગ હોવાથી, તે " કર્મ અને ઉપભોગથી રહિત " છે એમ કહેવું તદ્દન અયોગ્ય છે.

આવા અનેક દોષો હોવાથી અનુભવાદ્વૈતવાદી અથવા સાંખ્ય-યોગિનોવાદ અસત્ય થઇ પડે છે.

ઉત્તર—જો કે સોનાના ઘડાને મૃત્તિકામાં ભેળવવામાં આવશે તોપણ તે તેનાથી નિર્લેપ રહેશે. આથી પ્રથમ દોષનું નિવારણ થાય છે.

૨. મહર્ષિ વ્યાસાચાર્યનાં વેદાન્તસૂત્રોએ નિશ્ચિત રીતે દર્શાવ્યું છે, કે સાયુજ્યમુક્તિ માટેના અધિકારીભક્તે ગમે તો લક્ષ્મિસંહ મહાવિષ્ણુનું અથવા પાર્વતિ સહિત સદાશિવનું ધ્યાન ધર્યું હશે તોપણ લક્ષ્મિ અને પાર્વતિ તથા વિશ્વને ઉપજાવવાની અને વિનાશ કરવાની શક્તિ વિનાના અન્ય સર્વ પ્રકારના ઉપભોગોજ તેને મળશે.

આ ઉપરાંત અત્રે વિષ્ણુ અને સદાશિવ શબ્દો, અરૂપનિર્વિશેષ બ્રહ્મને સૂચવતા યોજવામાં આવ્યા છે. આ પ્રમાણે આ કથનમાં કોઈ પ્રકારની અસંગતિ ન હોવાથી, બીજા દોષનું પણ નિરાકરણ થઈ જાય છે.

૩–અવિભક્ત ચિદ્રુપ બ્રહ્મ, સ્વતઃ પ્રકાશતા આનંદને લીધે–બ્રહ્માંડના અંતિમક્ષય સમયના મહાન્ અગ્નિની પેઠે–પોતાના આંતરમાં વર્તતી ચિતના નામની શક્તિના (અથવા ચિચ્છક્તિના) કાર્યવડે, અગ્નિમાંથી નિપજતા સ્ફુલિંગોની પેઠે જીવોને ઉત્પન્ન કરવાનું કાર્ય કરે છે. આ ઉત્પત્તિ અને સ્વાનંદના ઉપભોગનું કાર્ય. જીવ અને ઈશ્વરનાં કાર્ય અને ઉપભોગના કરતાં ભિન્ન પ્રકારનું છે. આથી ત્રીજા દોષનું નિવારણ થાય છે.

તેથી માત્ર અનુભવાદ્વૈતવાદજ યાથાર્થ છે, એ સમજવા જેવું છે. હવે આ અધ્યાત્મોપનિષદની ગુરૂપરંપરા આપીને, તેને સમાપ્ત કરવામાં આવે છે.

આ આત્મવિદ્યા, અવાન્તરાત્માના નામથી વ્યવહુરાતા સુવિખ્યાત વિષ્ણુને આપવામાં આવી હતી; (કીયા ગુરૂએ આપી હતી તેનું નામ અત્રે આપવામાં નથી આવ્યું તોપણ એટલું નિશ્ચિત લાગે છે, કે શ્રેષ્ઠ શિવસ્વરૂપ દક્ષિણામૂર્તિએ તે આપી હતી. ) અવાન્તરાત્માએ તે ચતુર્મુખ બ્રહ્માને આપી; બ્રહ્માએ ઘોરાંગિરસને આપી; તેમણે રૈકવને આપી, તેમણે રામને આપી, જેમણે સર્વ સહિયોને આપી. આ પ્રમાણે નિર્વાણ નામનો મોક્ષનો નિયમ પ્રવર્ત્યો. અંતમાં પુનરાવર્તન કરવામાં આવ્યું છે તે ઉપનિષદ સમાપ્ત થયું એમ દર્શાવે છે.

પ્રશ્ન—પ્રાંતિક ભાષાઓમાં ઉપનિષદોની ટીકાઓ પ્રસિદ્ધ કરવાથી શુદ્રોને પણ તેમનો લાભ મળી શકશે. આ તો ખોટું કહેવાય, કારણ કે ભગવાન્ વ્યાસાચાર્ય અને અન્ય મહર્ષિઓએ મૂકેલા પ્રતિબંધ સામે આતો છૂટ આપવા સમાન ગણાય.

ઉત્તર—સુતસંહિતા અને અન્ય પુરાણોમાંથી એટલું સ્પષ્ટ થાય છે, કે ભગવાન્ વ્યાસ અને અન્ય સર્વ ઋષિયોએ, ચતુર્થવર્ણના મુમુક્ષુઓને અન્ય ભાષાના સાધનવડે વેદોના અર્થો શિખવવાની છૂટ આપી છે માટે ઉપનિષદોના ઉપદેશો સર્વ વર્ણોને આપવા, એ બીલકુલ ખોટું નથી.

આ પ્રમાણે વાલવોધિનીમાં 'તત્વાનણય' નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત.

(ચાલુ.)

છ. કૃષ્ણ. શાસ્ત્રી.

Theosophist.

આદ્યદ્રષ્ટા
એક અભેદમાર્ગ પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

[illegible]

( ધર્મ, શુદ્ધ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—આધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૨, અંક. ૧૧-૧૨ ] ( માસિક ) [ અગષ્ટ-સપ્ટેમ્બર. ૧૯૦૭.]

વિષયાનુક્રમ

| વિષય | પૃષ્ઠ. |
| --- | --- |
| ભજન | ૩૨૫ |
| નરહરિકૃત જ્ઞાનરમણી | ૩૨૬ |
| હિંદના યાત્રાના સ્થળો | ૩૨૯ |
| માયા—વાદ | ૩૩૬ |
| આત્મ—સંયમ | ૩૪૩ |
| તંત્ર વિદ્યા | ૩૫૧ |
| નિર્ભય શરણ | ૩૫૯ |
| નરહરિકૃત જ્ઞાનગમણિ | ૩૬૧ |
| આધ્યાત્મિકતા એટલે શું ? | ૩૬૨ |
| સ્થૂલપારની સૃષ્ટિનું જ્ઞાન | ૩૬૯ |
| આર્યાચારો | ૩૭૫ |
| શ્રદ્ધા અને ધર્મ | ૩૮૩ |
| અનુક્રમણિકા | ૩૮૫ |

અમદાવાદ યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ કરીએ.

વ્યવસ્થાપક.

---

## સૂચના.

છેલ્લા અંકો—૧૧-૧૨ બનતીત્વરાએ બહાર પડ્યા છે તથા નવા વર્ષના અંકો પણ હવે જલદી બહાર આવશે તન્ત્રી.

---

આદ્યતંત્રી
શ્રી અભેદમાર્ગ પ્રવાસી
મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

તન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ્. એલ્. બી.
ઉપતન્ત્રી —
માધવલાલ નર્મદાશંકર દ્વિવેદી.

( ધર્મ, ગૂઢ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૨૨, અંક. ૧૧. ] ( માસિક ) [ ઓગષ્ટ. ૧૯૦૭. ]

## ભજન.

( મળેલું. )

પરિ: બ્રહ્મની પિછાન કરવા,
દુનિયાં આખ્ખી ડ્હોળી .. ..રે.... . જી પરિ૦
જડ-ચેતનમાં તર્ક બુદ્ધિથી,
જોયું ખોળી ખોળી.........રે.... ...જી. પરિ૦
ચર્મ-ચક્ષુના બધા પ્રયત્નો,
મિથ્યા આજ પ્રમાણ્યો......રે........જી. પરિ૦
સૂક્ષ્મ તત્વમાં ભલે જાઓ પણ,
ગૂઢ તત્વ નવ જાણ્યો........રે........જી. પરિ૦
સૂક્ષ્મથકી અતિ સૂક્ષ્મ થવાથી,
કોઇ શકે—સમજાવી.... .......રે........જી. પરિ૦
તદપિ પરમ કોઈ તત્વરૂપને,
શકશે ક્યહાંથી બતાવી.......રે........જી. પરિ૦
ઘણી શર્કરા અણું વિભાગે,
સિકતા માંહીં સમાણી.......રે........જી. પરિ૦

ઘ્રાણેન્દ્રિયથી ગન્ધ આવતાં,
પીપિલિકા એ જાણી.........રે.......જી. પરિ૦
કષ્ટ સાધ્યથી ઘણા પ્રયત્ને,
પ્રાપ્ય થવી મૂકેલી..........રે.......જી. પરિ૦
અથાક શ્રમથી રાત દિવસ ઘણી,
રેતી કેક ધકેલી.... ..........રે.......જી. પરિ૦
મિષ્ટ વસ્તુની પ્રાપ્તિ ભયે નહીં,
ગન્ધઃ પ્રસરતી ભાળી.........રે.......જી. પરિ૦
ઉલટ વધે ત્હાં પ્રકાશ ઉરમાં,
વૃત્તિ થઈ રસવાળી........રે.........જી. પરિ૦
ગગન થકી ત્હાં ગિરા ઉદ્ભવી,
અધુના લે વિશ્રાન્તિ..........રે........જી. પરિ૦
સમય આવતાં ટળી જવાના,
સરવ ભેદ ને ભ્રાન્તિ......... રે........જી. પરિ૦
એક ચરણથી ઉભો અખંડિત,
હજુ કશું નવ જાણું...........રે........જી. પરિ૦
( પણ ) તદાકાર થૈ ગંધ ( બ્રહ્મ ) સ્વરૂપમાં,
પુનર્જન્મ નહીં આણું...........રે........જી. પરિ૦

મઠ્ઠાકર—નાગર.

---

# नरहरिकृत ज्ञानरमणी.

( ભજન. )

( અનુસંધાન પૃષ્ઠ ૨૯૨ થી. )

અનહદી પરિચે દોહા પદ પઘએ, તબથી જુગમ ભટકત રહિએ;
સત્ય સત્ય સતગુરુ કહ્યો ગાવી, અનહદી પરિચી મન મરી જાની. ૧૩૯
અનહત ક્રીજને ઓટકી લીતી, તાપર ભૂગતી મુગતી નાવ છીતી;
અનહદ શું મેલા કરી ભાઈ સબ સીધો ચ્રત પદહી પાઈ. ૧૪૦
ભોમનિરાલંબ એતમધિ પાટ સાંધો ઘટ દરવાજા નહીં કપાટ;
હંસઝરણ પદ હંસ ખીરાજે નિરગુણ સગુણ સબદ ઉહી બાજે. ૧૪૧

ઝીલમીલ ઝીલમીલ ઝીલમીલ જ્યોતી, ઝીલમીલ ઝીલમીલ અકલ ઉદ્યોતી;
ઝીલમીલ જ્યોતી નિરંતર નિહાલો, ઝીલમીલ જ્યોતિ પ્રગટ યહો બાળો. ૧૪૨
સતગુરૂ મિલે તો સંસા ભાજે, સતગુરૂ મિલે મન રહી અંદાજે;
સતગુરૂ સોઇજો તત્વ દેખાવે, જહાં હરીહર બ્રહ્માદિક લોલાવે. ૧૪૩
જીવન વે, પરમતત્વહિ પાયા, તાકામન સહજ સુન્યહી સમાયા;
જાહી બીતી હોય સોઈ યહો જાણી, ગુંગા સાકર કહા બખાણી. ૧૪૪
અનભેકી ગત અનભેઈ બુઝી, ઓરનકુ યહ કછુ અન સુઝી;
પંખી કહા ગરૂડ ગત જાણે, અપણી અપણી સબ પરમાણે. ૧૪૫
ત્યૂં સાધુકી ગત સર્વથી ન્યારી નિઃસાધનવંત ન લહી સંસારી.
સાધુકી ગત્ય સાધુ લેહેવે, જે પરમ જ્યોતી મગ્ન હોઈ રહેવે. ૧૪૬
નીલગ ભોમ્ય સતગુરૂહી બતાઇ યહાંહિ કાહૂહી કછુ બાઇ
જીનહી ખોજા ઓહી હાસ ઉની પાયા અદબદ રતન ભંડારા. ૧૪૭
જહાં બુદ બુદ ફેન લોહ નહી લહિરી, સો જલ કોય સકી નહી પેરી;
વારપાર થાહ નહી આવી, સોસાવર સતગુરૂહી દીખાવી. ૧૪૮
જલખીન જલ સંપૂરણ પેખો, ઇહો સતગુરૂ દીષ્ટ આતમ દેખો;
અકલ સકલ જહાં શબ્દ સમાવે ઓહી પરચી ઓહી મન ઠહીરાવે. ૧૪૯
મન ઠહીરાયા મહાસુખ પાયા, કલપત જલપત શુન્ય સમાયા.
સહીજાનંદ સમાધી ખેલી, ના કછુ ગ્રહી નાં કછુ મેલી. ૧૫૦
પૂરણ બ્રહ્મ નિરંતર જાણે, એહી બાત અંતર ઠહેરાણે.
બીલગી ન રહી બાગી નહી જાવે આનંદમગન તત્વ ચિત લાવે. ૧૫૧
સંત સબહીમે દેખી આપં, વે રહીત વિષય ગુણ સોક સંતાપં.
આતમ જાંણુ સબહીકું પુંજી, ઇહો ગત કોઇક સાધુ બુઝી. ૧૫૨
સાધુકા મન સીતલ હોઈ જીને ઇહો દલથા દુબીધા ખોઈ
સાધુ જન કાહુકુ ના નંદે, સાધુ સબકુ શીર શીર બંદે. ૧૫૩
સાધુકે સીસ સીંગ ન હોઇ પાય ઘુઘરૂ ન બાંધે કોઇ
માન કાટાલા કછુઅક બાઇ સાધુ સાધુ ગુણે દિઓ લખાઈ. ૧૫૪
અસ્તુતી નીંદા માન અપમાના, હરખ શોક સુખ દુખહી સમાના.
હાંન હુવેથી મલીન ન હોઇ લાભ આયે કછુ ફુલી ન સોઇ. ૧૫૫
જય પરાજય સરખા હોઈ જાની મનથી મીમેરી ખોઈ.
જાકે ચિત ઉપજે નહી ચંતા, રહે નિરાલંબ અહરનીશ સંતા. ૧૫૬
દ્રોહ ન કરી કીયા મન આણી, સાધુ સબમે આતમ જાણી.
ક્ષમા ધરી સત્ય સારહી બોલી, ઓર માયા દેખી મનહી ન ડોલી. ૧૫૭
સમતત્વ સો સબ મહી પેખી, વે કબહુ કાહુકુ ન ઉવેખી.
કરી ઉપકાર સબહીકુ ઓહી. આતમ તુલ્ય માની સબ સોઇ. ૧૫૮
કામ ક્રોધ લોભથી રહે ન્યારા, સાધુ વરજે ગુણ દોષ અહંકારા
સાધુ ચળે ન રીધ સીધ દેખી, દુર્મતી સબહી મનથી ઉવેખી. ૧૫૯

એકાદશ ઇંદ્રી બસ રાખે બ્રહ્મરસ સાધુ અહરનીશ ચાખે
અતિ કોમલ હ્રદય સો સાધુ કેરા, જહાં હરી બીન નહી પ્રપંચ અનેરા.૧૬૦
પરમ પવિત્ર સાધુજન હોવી, જો બાહ્ય આભ્યંતર બ્રહ્મહી જોવી.
સાધુ કછુ બીકાર ન રાખે, જે નિસદીન નામ ધણીકા રાખે. ૧૬૧
સાધુકુ કછુ ઇચ્છા નાહી, સાધુ રહી સદાલય મોહી
સાધુ જન્મ સો અલ્પ અહારી, સાધુકી મત જુગથી ન્યારી. ૧૬૨
શાંત ગુણ સો સાધુ ધરતા, ઘોર સુભાવ સાધુ પરહરેતા.
થીર બુદ્ધ સો સાધુ કેરી. સાધુકે મન નહી મીમેરી. ૧૬૩
સાધુ અતી સ્મરણહી રહવી, બ્રહ્મ વીના ઔર બાત ન કહીવી.
સાધુ જન સો મહા મુની કહીયે, જાકે મન બાણી હરી રહીયે. ૧૬૪
સાધુ જન અષ્ટમ દીન મોહી, સાધુ બ્રહ્મ ચરાચર જોઈ.
સાધુકી ગત ગેહેવર બાઇ, તાકુ મોન કીઓ ઉનબાઇ. ૧૬૫
સાધુ ધૈર્ય સો કબહુ ન મેલી, સાધુ આપણે સુભાવે ખેલી.
સાધુ હંસ દશા લીય રહવી, તજી તજી નીર ખીરસો ગ્રહવી. ૧૬૬
દેહ પ્રાણ મનકી ખટ લહીરી. સો સહીજી સાધુ ગયે સબ પીરી
સાધુ કે મન માન ન હોઇ, વે ઉચ નીચ દેખે નહી કોઇ. ૧૬૭
સબકુ માન દેવે સો સંતા, જો નીરખે નીરંતર એક અનંતા.
પરમ કલ્પદ્રુમ સાધુ કહીએ, જાકે દરસ પરસ પરમ સુખ લહીયે. ૧૬૮
સબકુ પરમ મિત્ર કરી જાણી, રાગ રોષ મન મહી ન આણી.
સાધુ સદા કરૂણામી હોઇ, જીન કપટ કામના દુર્બીધા ખોઇ ૧૬૯
સોઇ સંત પંડિત કવિ ગ્યાની, જીન ઇહો આતમ જોતી પીછાની.
આતમ તત્વ ચીન્હે જે કોઇ, પરમ ચતુર પંડિત કવિ સોઇ. ૧૭૦
ઘરમે ન રહવી બનહી ન જાવી, સાધુ સહીજ સમાધ લગાવી.
સાધુ સલમહી પુરણ પેખી, પરમ જોતી નીરંતર દેખી. ૧૭૧
ઉનમુની ગુફા ગહી સાધુ ઝુલી, સાધુ આપણે હોરે ન ભુલી.
પંડ બ્રહ્માંડ પરીપદ સારે, સાધુ જનકી ઓહી દ્વારે ૧૭૨
જહાં નામીનાં તૂનાં ઇહો લોકા, સંધ્યા રયણી ( રાત્રી ) દીન નહી હર્ષ શોકા.
સદા સદોદીત પરમ પ્રકાશા, સાધુ જનકા ઉહી નીવાશા. ૧૭૩
અતી સક્ષ્મગતી સાધુ કેરી, યોગ યુક્તિ સબ સાધુકી ચેરી.
સાધુ જનકી ઇહોલક્ષ આઇ, જો જીવત મ્રતવગ હોવી ભાઇ. ૧૭૪

[ ચાલુ ]

# ॥ हिंदना यात्रानां स्थलो ॥

ગુપ્તવિદ્યાના એકાદ અભ્યાસિએ મારા ઉપર મોકલાવેલા નીચેના પત્રથી, 'હિંદમ ઉભરાઈ જતાં યાત્રાનાં અનેક સ્થલોમાં દર્શાવવામાં આવેલાં પ્રાચીન હિંદુઓનાં ધાર્મિક રૂપકોની ઉપયોગિતા ઉપર કેટલોક પ્રકાશ પડશે તથા હિંદુ લોક સમૂહ આવાં સ્થલોને શા માટે શ્રેષ્ઠ પૂજ્ય બુદ્ધિ પૂર્વક અવલોકે છે, તેનો પણ ખુલાસો મળી રહેશે. "આધ્યાત્મિક કેલવણીના સાધનરૂપે યાત્રાઓ " વિશે બોલતાં એ લેખક નીચે પ્રમાણે પોતાના વિચારો દર્શાવે છે:—

"પાછલા કાલનાં બ્રહ્મસુધર્મનાં શાસ્ત્રોએ, આધ્યાત્મિક કેલવણીના એક સાધન રૂપે યાત્રાઓ માટે આગ્રહ દર્શાવવાની બાબત સુપ્રસિદ્ધ છે. વર્તમાન કાલમાં હિંદના ગમે તે ભાગનો, ગમે તે જાતિનો એવો એકાદ પવિત્ર હિંદુ ભાગ્યે જ હશે, કે જે યાત્રાઓના મુખ્યસ્થલોમાં જઈ આવ્યા વિના પોતાનાં ધાર્મિક કૃત્યો સંપૂર્ણ થયાં એમ માનતો હોય. આ સંબંધમાં વર્તમાન કાલનો હિંદુ પોતાના ક્રિશ્ચન સમકાલિનોથી એટલો બધો સંપૂર્ણ રીતે ભિન્ન પડી આવે છે, કે પોતાની ધાર્મિક ફરજો પૂરી પાડવાને યાત્રાલુઓની કેટલી બધી વિશાલ સંખ્યા દેશમાં વર્ષોવર્ષ ચારે તરફ ફરી વળે છે, તથા આ હેતુ સિદ્ધ કરવા માટે તેઓ કેટલું બધું કષ્ટ અને ખર્ચ ભાગવે છે. એ ક્રિશ્ચયનોના માન્યામાં ભાગ્યે જ આવે એમ છે. આ પત્રને આ પ્રશ્નના સામાજીક દૃષ્ટિબિંદુ સાથે લેવા દેવા નથી. લોકોની આધ્યાત્મિક કેલવણીમાં હિંદમાં યાત્રાઓથી કેટલું શુભ થાય છે. તથા આ સંસ્થાનો આચાર વિધિ કેવો હશે, એ તપાસવાનો આપણો ઉદ્દેશ છે. યાત્રાનાં સ્થલો એટલાં બધાં છે, તથા તેમનું આંતર્ રહસ્ય એટલું બધું ઉંડું છે, કે આ વિષયમાં વર્તમાન લેખકે કોઈ પ્રકારની સંપૂર્ણતાનો દાવો દૂર જ રાખવો જોઇએ. સાથે સાથે જ એમ આશા રાખવામાં આવે છે, કે નિપુણ અભ્યાસિઓ અને યોગિઓ અત્રે દર્શાવાયલી શોધની દિશાને અનુસરીને આગળ કાર્ય ચલાવશે, જેથી ખુલ્લા હૃદયના લોકને યાત્રાઓનું શ્રેષ્ઠ પ્રકારે લાભકારક વલન સ્પષ્ટ રીતે દર્શાવી શકાય તથા વર્તમાન દિનના હિંદુને તેના પૂર્વજોનું શ્રેષ્ઠજ્ઞાન દર્શાવી શકાય.

" પ્રથમ એટલું કહેવું ઉચિત છે, કે હિંદુઓનાં પવિત્ર નગરો, સુસ્થાપિત અને શક્તિવાન્ આધ્યાત્મિક મધ્યબિંદુઓ સમાન છે તથા તેમાંથી એક પ્રકારની ઉચ્ચતા પ્રાપ્ત કરાવતો પ્રવાહ વહન કરે છે, સામાન્ય જન સમૂહથી અદૃશ્ય છે તેથી તે કંઈ ઓછો બલવાન્ નથી. યાત્રાનાં સ્થલો યથાર્થ રીતે આધ્યાત્મિક શાલાઓ સમાન છે; જો કે પોતાનીજ પવિત્રતા અને પોતાના જ મોક્ષની સ્વાર્થી શોધમાં લાગેલા આળસુ અને વ્હેમી માનવિઓ માટે તેઓ સંપૂર્ણ રીતે બંધ છે, પરંતુ સત્યના તીવ્ર ઇચ્છાવાળા અને ભક્તિમાન્ શોધક માટે હમેશાં ખુલ્લી જ હોય છે. હિંમત પૂર્વક એટલું કહી શકાશે તથા તે માટે સર્વ યથાર્થ ગુપ્ત વિદ્યાનુયાયીઓનો વિશ્વાસપૂર્વક આધાર મેળવી શકાશે, કે હિંદમાં એવું કોઇ પણ અગત્યનું યાત્રાનું સ્થલ નથી, જેમાં ઉચ્ચ વર્ગના કોઈ મહાત્મા અથવા દીક્ષિતની હાજરી ન હોય; ઘણાં સ્થાનોમાં તો નિત્યની હાજરી હોય છે; આવા પુરૂષો પોતે જે ઉચ્ચ માર્ગે ગમન કરતા હોય છે તે દર્શાવવાને હમેશાં તૈયાર હોય છે. કોઇક મહાન્ સાધુની ( પાપ

" પૂર્ણાવતાર સ્વરૂપ શ્રીકૃષ્ણ, પોતાના માનવસ્વરૂપમાં શ્યામ વર્ણના છે. આ દિવ્યશ્યામતાની પાર કોઈ માનવ ચક્ષુ પ્રવેશી શકતું નથી. કોઈક વૈષ્ણવ ગ્રંથમાં એમ કહેવામાં આવ્યું છે, કે એક સમયે કૃષ્ણે પોતાનું કાલિરૂપ શ્યામાસ્વરૂપમાં રૂપાંતર કર્યું, તથા આ પ્રમાણે આંતર જ્ઞાનના આધ્યાત્મિકચક્ષુ સમિપ ખુલ્લાં થતાં સઘને સૂચવ્યું,

" હવે કાશીનો બુદ્ધિસ્વરૂપમાં વિચાર ચલાવીએ. પ્રકૃતિના પ્રથમ આવિર્ભાવરૂપ બુદ્ધિ છે, એટલું લક્ષમાં રાખવાનું છે. કપિલના મત પ્રમાણે પ્રકૃતિમાં અહંકારને વિકસાવવામાં બુદ્ધિ ("અધ્યવસાય") નિશ્ચયરૂપ છે. બુદ્ધિની ત્રણ દશાઓ અથવા ભૂમિકાઓછે: સત્વ, રજસ અને તમસ ત્રિગુણોની સામ્યાવસ્થા એટલે એકપ્રકારના અનસ્તિત્વના અર્થમાં, પ્રકૃતિ સાથે એકસ્વરૂપ, તેની પોતાની શુદ્ધ તાત્વિકદશા–ભૂમિકા છે. આ બુદ્ધિ, મુક્તિની માતા સમાન છે; યથાર્થ રીતે તે મુક્તિસ્વરૂપ જ છે. જ્યારે રજસની અસર નીચે સત્વગુણ પ્રાધાન્યપણે વર્તે છે ત્યારે ચાર બાબતો ઉત્પન્ન થાય છે;- ધર્મનો અભ્યાસ, વૈરાગ્ય, ઐશ્વર્ય, તથા અંતે મોક્ષ; આ સમયે શુભના આધિક્યને લીધે, બુદ્ધિ પોતાની મૂળ શુદ્ધદશામાં સમાઇ જાય છે. જ્યારે અમુક અસરને લીધે તમસનું આધિક્ય વર્તે છે ત્યારે ઉપર કહેલી ચાર બાબતોનાથી વિરૂદ્ધની ચાર બાબતોનો ઉદય થાય છે. તમસ્ પોતાની આવરણશક્તિવડે વિશ્વમાંની એક સત્યવસ્તુને, જડના વિવર્ત પામતા વિશ્વરૂપે દર્શાવે છે; રજસ્ પોતાની વિક્ષેપશક્તિવડે બંધનના કારણરૂપ રાગદ્વેષનાં દ્વંદ્વ ઉપજાવે છે.

" બુદ્ધિની આ ત્રણ દશાઓને તિર્યકતિ કાશીનાં ત્રણ સ્વરૂપો રૂપે દર્શાવે છે. નિર્વિશેષ, શુદ્ધ ( જ્યારે સત્વ ગુણનું પ્રાધાન્ય હોય છે. ) તથા જડ ( જ્યારે તમો ગુણનું પ્રાધાન્ય હોય છે ). તમોગુણના પ્રાધાન્યવાળો અભ્યાસિ દેશમાં આવેલા સ્થુલકાશીનગરનેજ યથાર્થતા રૂપે જુએ છે:—

॥ दौत्ररुपाजडाकाशी ॥

" શુદ્ધ કાશી, રૂપપક્ષમાં બંધાયલી શુદ્ધ ચિન્મય સ્વરૂપ છે:—

मूर्तिरुपातुवाकाशीशुद्धसाचिन्मयोसती ।

" સત્વગુણના પ્રાધાન્યવાળો અભ્યાસિ સદ્ગુણનો અભ્યાસ કરે છે, તથાપિ પોતાની આસપાસની પ્રકૃતિને શુભાશુભ માટે જવાબદાર ગણે છે.

" નિર્વિશેષ સ્વરૂપ કાશી, સ્વમાહાત્મ્યમાં સ્વયંભૂસ્વરૂપ છે, તથા શિવ અને મોક્ષ દશા પ્રાપ્ત થયલા સર્વ મુમુક્ષુઓના પરમેશ્વર સ્વરૂપ છે:—

पूर्णरुपा स्वमाहात्म्यं स्वयमेव विचारयेत ।
निर्विशेषांतुमुक्तानां शिवस्यचपरागतिः ॥

"હવે આપણાથી એ સામાન્ય શ્રદ્ધાની બાબતને સમજી શકાશે, કે અન્ય સર્વ સ્થલોએ કરાયલાં પાપને કાશીવાસ દૂર કરે છે, પરંતુ મહાદેવના મંદિરરૂપ કાશીમાંજ કરાયલું પાપ, તેના આચરનારને કૃપા પાત્ર રહેવા દેતું નથી,—અત્રે આધ્યાત્મિક પાપને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે, આ પાપ દૂર થઇ શકે એવું નથી. આ સત્યને જાણીને સ્વાર્થી વામમાર્ગે ચાલનાર અભ્યાસિને અવર્ણ્ય દુઃખ સહન કરવું પડે છે.

" તિર્થયતિ કહે છેઃ—" કાશીમાં પાપ આચરનારનું પાપ ભયંકર પ્રકારનું છે. ખેદ કારક છે, કે પાપી ને પ્રાપ્ત થતી રૂદ્રપિશાચની દશા અન્ય સર્વ પ્રકારનાં નર્કોનાં દુઃખો કરતાં વિશેષ અસહ્ય છે. "

" સત્યજ્ઞાનની પ્રાપ્તિ વડે હૃદયની વેદિમાં ( ચિદાગ્નિ કુંડમાં ) પ્રકટતો અગ્નિ સર્વ પ્રકારનાં પાપને ભસ્મ કરે છે, પરંતુ વામમાર્ગના અભ્યાસ વડે બની શકે તેટલો પોતાના જીવાત્માનો અધોપાત કરનાર અભ્યાસિના બચાવની કોઈ પ્રકારની આશા સંભવતી નથી.

" આ પત્રને લંબાવ્યા વિના, આ વિષયની વિશેષ માહિતી માટે અભ્યાસિને સ્કંદપુરાણ અવલોકન કરવાની ભલામણ કરવામાં આવે છે. આ વિષયમાં અનેક સ્થલે અવતરણો આપેલા તિર્થયતિના ગ્રંથના યથાર્થ અભ્યાસ વડે વ્યાવહારિક ગુપ્તવિધાનું વાચીને ઘણો લાભ મળી રહેશે, એટલું સમાપ્તિમાં કહેવું ઉચિત ધારૂં છું. "

આ ઉપરના પત્રમાં મારે થોડાક વિચારો ઉમેરવાના છે. એટલું કહેવું બીલકુલ અતિશયોક્તિ ભરેલું નથી, કે પૂર્વના પુરાણગ્રંથોમાં શોધકથી વૃથા શોધાતાં પ્રાચીન આર્યવિદ્યાનાં રહસ્યો, હિંદનાં કેટલાંક સુવિખ્યાત યાત્રાઓના સ્થલોમાં રૂપકો રૂપે દર્શાવાયલાં વારંવાર મળી આવે છે. કાશીના સ્થલ વિશે સામાન્ય રીતે દર્શાવવામાં આવતી ગૂઢભાવનાઓ, તેનો ભૂતકાલનો ઇતિહાસ, તેનાં અસંખ્ય દેવદેવીઓ, આ સર્વેમાં, યોગ દર્શનનાં ગાડેગાડાં ગ્રંથો સમજાવી શકે તેના કરતાં પણ વિશેષ સ્પષ્ટતાથી અંતિમ દિક્ષાનાં રહસ્યોની સૂચનાઓ મળી રહે છે. ચિદંબ્રમના મંદિરને જુઓ, અને ઈશ્વરના મહાન રહસ્ય સંબંધી કેબાલાના, ખાલ્ડીઆના, ઇજીપ્શનોના તથા હિંદુઓના સિદ્ધાંતોના પ્રકાશ અનુસાર પતંજલિએ કેવું યુક્તિપુઃસર આસુવિખ્યાતમંદિર બાંધ્યું છે, તેનું સંભાળ પૂર્વક અવલોકન ચલાવો. પવિત્ર અનાહતનાદ અને આઇસિસનાં અભેદ્ય આવરણો સંબંધી પ્રાચીનદીક્ષિતોના સર્વપ્રકારના ગૂઢસિદ્ધાંતો તપાસવા કરતાં આવા પ્રકારના અભ્યાસના માર્ગ વડે આ રહસ્યમાં તમે સુગમતાથી વિશેષ ઉંડા ઉતરી શકશો. ઘનોકની ખોવાયલી સુવર્ણત્રિકોણાકારભૂમિ માટે મેઝનો વૃથા શોધ ચલાવે છે; પરંતુ આવા વિષયોને લાગુ પડતા ખુલાસા કરવાના નિયમોને સમજનાર સત્યના ઉત્સુક અભ્યાસિને, ચિદંબ્રમના મંદિરમાં આ ત્રિકોણાકારભૂમિ શોધી કાઢવી મુસ્કિલ પડશે નહિ. આ પ્રમાણે શ્રીશૈલ, રામનદ, જગનાથ, અલ્લાહાબાદ અને અન્ય સ્થલોમાં અનેક ગુપ્તરહસ્યોના ખુલાસા મળી રહે છે;

હિંદુ ધર્માનુયાયીઓએ, વિવિધ પ્રકારના સહવાસોને લીધે આવાં સ્થલોને યથાર્થ રીતે પવિત્ર ગણ્યાં છે. આવાં સ્થલો સાથે જોડાયલાં પવિત્ર રૂપકોનો, તેમના ગૂઢ અર્થનો વિગતવાર ખુલાસો આપવા માટે તથા આ સ્થલો સાથે સંબંધ ધરાવતાં સ્થૂલ પુરાણોને યથાર્થ રીતે સમજાવવા માટે અનેક ગ્રંથના વિસ્તારનો ભય ઉભો થાય છે. પ્રાચીન સમયમાં કોઇ પણ લેખકને ગુપ્તવિદ્યાનાં રહસ્યો લોકસમૂહ માટે સ્પષ્ટ ભાષામાં ખુલ્લાં કરવાની રજા આપવામાં આવી નહોતી, તથા ગ્રંથો અને પુસ્તકભંડારો કાલનાં નાશ કારક કાર્યો વડે અથવા જંગલી હુમલો લાવનારાઓના ઝનુન વડે સહજમાં નાશ પામે એવા હોવાથી, પછીના વંશજોના લાભ માટે આવાં સ્થલો બાંધનાર શિલ્પિઓને જણાયલાં કેટલાંક મહાનરહસ્યોને ચિહ્નો અને રૂપકોના સ્વરૂપમાં, પથ્થરનાં, બલવાન્ અને ચિરસ્થાયી મંદિરોમાં જાળવી રાખવાની બાબતને યોગ્ય ગણવામાં આવી હતી. સ્ફીંન્ક્ષ અને પિરામિડ જેવાં સ્થલોને અસ્તિત્વમાં લાવનાર જરૂરીઆત વડેજ પ્રાચીન હિંદુ ધાર્મિક નેતાઓને આવાં મંદિરો બાંધવાનો તથા પોતાના સિદ્ધાંતોના ગુપ્ત અર્થને પથ્થર અને ધાતુમાં દર્શાવવાનો વિચાર સૂઝ્યો હતો. ઉપરના વિચારોને સિદ્ધ કરવા માટે તથા આવા પ્રકારનાં રૂપકોના ખુલાસા કરવાની વિધિ દર્શાવવા માટે થોડોક વિશેષ વિચાર અને સૂચનાઓ બસ થશે.

સપ્તસ્થાનની યાત્રા વડે ભક્તને મોક્ષ પ્રાપ્તિ થાય છે, આવા અર્થનો એક સંસ્કૃત શ્લોક હિંદુઓ વારંવાર બોલે છે. આ સ્થાન આ પ્રમાણે ગણવામાં આવ્યાં છેઃ—( ૧ ) અયોધ્યા, ( ૨ ) મથુરા, ( ૩ ) માયા, ( ૪ ) કાશી, ( ૫ ) કાંચિ ( કાંજીવરમ ), ( ૬ ) અવન્તિકા ( ઉજ્જન ) અને ( ૭ ) દ્વારકા. આ સ્થલો, ( ૧ ) સહસ્ર, ( ૨ ) આજ્ઞા, ( ૩ ) વિશુદ્ધિ, ( ૪ ) અનાહત, ( ૫ ) સ્વાધિષ્ઠાન, ( ૬ ) મણિપુર અને ( ૭ ) મૂલાધાર રૂપે જણાયલાં માનવ દેહમાં આવેલાં ગુપ્તશક્તિનાં સપ્તકેન્દ્રોને અનુક્રમે દર્શાવે છે. યોગિઓએ સ્વીકારેલાં આ શક્તિ–કેન્દ્રો સાથે સંબંધ ધરાવતા સિદ્ધાંતોના પ્રકાશવડે તપાસતાં, આ સ્થલો સાથે સંબંધ ધરાવતા વિચારો પણ સ્પષ્ટ થઇ જાય છે.

બનારસમાં મરણ થવાથી પુનર્જન્મની આવશ્યકતામાંથી અંતિમ છૂટકારા રૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ હિંદુઓનું સામાન્ય રીતે માનવું છે. સામાન્ય લોકના મનમાં આ શ્રદ્ધા એટલી બધી બળવાન્ છે, કે મરતા સુધી અત્રે રહેવાના હેતુથી વર્ષોવર્ષ આ સ્થાનમાં તેમની વિશાલ સંખ્યા વાસ કરવા માટે આવે છે.

ખરેખર આ એક હાસ્યજનક વ્હેમ સમાન જણાય છે; પરંતુ, આ વિચિત્ર માન્યતામાં એક મહાન્ આધ્યાત્મિક રહસ્ય છૂપાઇ રહ્યું છે. કાશીમાં મરણ થયું એટલે યથાર્થતાથી શું સૂચવાય છે, એ નિશ્ચિત થતાં આ સત્ય સ્પષ્ટ થાય છે. ઉપર કહેવાયલાં સપ્ત પવિત્ર સ્થલોની પ્રથમે કરેલી ગોઠવણ પ્રમાણે એટલું સહજ જણાઇ આવશે, કે બનારસ માનવ દેહમાં હૃદયને મળતું આવે છે, જેના મધ્યમાં યોગિઓનું અનાહત ચક્ર આવેલું છે; ત્યાં કરવામાં આવતા સંકલ્પમાંજ, કાશીને જે રીતે વર્ણવવામાં આવી

છે તે ઉપરથીજ આ અનુમાનના સત્યને વિશેષ ટેકો મળી રહે છે. તેમાં કહેવાય છે, કે બનારસ અસિ અને વરુણાની વચ્ચે છે; તે આનંદવનમાં આવેલું છે; તે મહા સ્મશાનમાં આવ્યું છે; તે ગૌરીના સન્મુખ ઉભું છે; શિવનાં ત્રિશુલ વડે ધારણ થયું છે; તે ઉત્તર તરફ જતા બ્રહ્મનાલના મધ્યમાં છે તથા તે મણિના (મણિ કર્ણિકા અર્થાત પ્રણવકર્ણિકા) અંતમાં છે. યોગિઓના અનાહતચક્રનું આ કેટલું બધું આલંકારિક વર્ણન છે, એ સહજમાં સમજી શકાય એમ છે. માનવ દેહમાં ઇડા અને પિંગલા નામની ઉભય નાડીયોના મધ્યમાં આ ચક્ર આવેલું છે, તથા ઉપરના વર્ણનમાં દર્શાવાયલી અસિ અને વરુણા નામની નદીઓ વડે એ ઉભય નાડીઓનું સૂચન થાય છે. આ ચક્રમાં સ્થિત થયલા પ્રજ્ઞાના ગર્ભમાં જ્યારે ચિત્ત એકાગ્ર થાય છે ત્યારે સમાધિ દશા અનુભવાય છે, તેથીજ બનારસ આનંદ-વનમાં, આનંદના બાગમાં આવેલું છે. જ્યારે પ્રજ્ઞાગર્ભમાં ચિત્તની આવા પ્રકારની એકાગ્રતા સિદ્ધ થાય છે ત્યારે સ્થૂલ અને સૂક્ષ્મ દેહોમાં અનુભવાતી ચિત્તની ભૂમિકા સંપૂર્ણ રીતે બંધ થાય છે. તેથી આધ્યાત્મિક ચેતનાનો સંસ્કૃત આત્મા જાગ્રત થતા પૂર્વે અનુભવાતી દશાને ગાઢ સુષુપ્તિ સાથે સરખાવી શકાય—વ્યષ્ટિવાચક મનુષ્યના મરણ સાથે સરખાવી શકાય. તેઓાન પછીનો મહાન્ સુખ શાંતિનો આજ સમય છે. માટે કાશી અથવા અનાહતચક્ર કે જેમાં આ દશા અનુભવાય છે તે મહાન્ સ્મશાન ભૂમિ સમાન છે, કારણ કે દરેક પદાર્થ—આત્મા અને અનાત્મા—તેટલા સમય માટે તો મરણ પામીને અસ્ત પામ્યા જેવોજ દેખાય છે. વેદાંત વાદીઓના પ્રજ્ઞાન રૂપ તથા ઇજીપ્તવાસિઓની આઇસિસરૂપ ગૌરિ છે. આ દશા—પ્રાજ્ઞની—અનુભવાતાં જીવાત્મા દિવ્યપ્રકાશ અને પ્રજ્ઞાનના સમક્ષ ખડો થાય છે તથા વિશ્વની પેલી પાર તેનાં આધ્યાત્મિક ચક્ષુઓ ખુલ્લાં થતાંમાંજ આચ્છાદન વિનાની રહસ્યયુક્ત દેવિને અવલોકવાને તૈયાર થાય છે.

માટે બનારસ, એ ગૌરિસુપ છે. વળી આ દશા, જીવાત્માથી અનુભવાતી ચિત્તની, સામાન્ય, સૂક્ષ્મ અને સ્વર્ગીય દશાઓ રૂપ ત્રણ દશાઓના અંતને દર્શાવે છે. વિવર્ત પામેલા પ્રાજ્ઞની આ ત્રણ દશાઓ શિવના ત્રિશુલનાં ત્રિબિંદુઓને દર્શાવે છે. વળી અનાહતચક્ર સુષુમ્નાનાડીમાં છે—મેરૂદંડના મધ્યમાં થઇને મસ્તિષ્કના શિરોબિંદુ પર્યંત વિસ્તરતા એક ગુપ્ત સાંકડા માર્ગનું નામ છે, તેમાં થઇનેજ પ્રાણરૂપ વિદ્યુત્તત્વ વહન કરે છે, આથીજ બનારસને બ્રહ્મનાલનું નામ આપવામાં આવ્યું છે, જે સુષુમ્નાનું નામ છે. વળી ઉપર સૂચવાયલી દશા આપણા પત્ર લેખકના કહેવા પ્રમાણે પ્રણવમાંના બિંદુને દર્શાવે છે, આથીજ બનારસને મણિકર્ણિકા રૂપે વર્ણવવામાં આવ્યું છે.

આ પ્રમાણે સમજાયું હશે, કે યોગિઓના અનાહતચક્રના એક પ્રકારના બાહ્યરૂપકના પ્રદર્શન રૂપે બનારસ છે. તેટલા માટે બનારસમાં મરવાનો અર્થ એટલો થાય છે, કે માનવની યથાર્થ વ્યષ્ટિસ્વરૂપ ચિત્તના મૂલઅંકુરમાં પ્રજ્ઞાને એકતાન બનાવવી. સહસ્રારચક્ર પ્રબલશક્તિને દર્શાવે છે તથા અનાહતચક્ર નિર્બલશક્તિને દર્શાવે છે, એ લક્ષમાં રાખવા જેવું છે. હૃદયમાં થતા આ ઉભય શક્તિયોના ગૂઢ સંયોગમાંથી અના

# ॥ માયા વાદ ॥

( અનુસંધાન પૃષ્ઠ ૩૦૧ થી. )

આ પ્રમાણે આપણે જોયું, કે માયા એ કંઇ સૃષ્ટિનો એક પ્રકારનો ખુલાસો આપવાનો વાદ નથી: તેતો માત્ર વસ્તુઓના એક પ્રકારના નિર્દેશ રૂપ છે; આપણી અસ્તિત્વનો આધારજ વિરોધ રૂપ છે, આપણે જ્યાં જ્યાં જઇએ છીએ ત્યાં આ ભયંકર વિરોધના મધ્યમાં આપણે ગતિ કરવાની છે, જ્યાં જ્યાં શુભ હોય ત્યાં અશુભ હોવુંજ જોઇએ, જ્યાં જ્યાં અશુભ હોય ત્યાં શુભ પણ હોવું જોઇએ, જ્યાં જ્યાં જીવન હોય ત્યાં મરણ પણ છાયા પેઠે તેને અનુસરવું જોઇએ, જે જે હસે છે તેમને રડવુંજ પડશે, જે જે અશ્રુપાત કરે છે તેને હાસ્યવશ પણ થવું પડશે. આવી વસ્તુદશાનો ઉપાય થઇ શકે એમ નથી. એકાદ એવું સ્થાન હશે કે જ્યાં માત્ર શુભ હશે અને અશુભ નહિ હોય, એવાં સ્થાનો હશે કે જ્યાં માત્ર હાસ્યજ પ્રવર્તતું હશે અને કદાપિ અશ્રુનું નામ પણ નહિ હોય, આવા પ્રકારની આપણી કલ્પનાઓ દોડે છે. પદાર્થોની પ્રકૃતિથીજ આવી બાબતો અસંભવિત છે, કારણ કે દશાઓતો તેની તેજ રહેશે. આપણામાં જ્યાં જ્યાં હાસ્ય ઉપજાવવાની શક્તિ રહેલી હોય છે ત્યાંજ આપણાં ચક્ષુઓમાં અશ્રુ વહેવરાવવાની શક્તિ પણ છુપાઇ રહેલી હોય છે. આપણામાં જ્યાં જ્યાં સુખ ઉપજાવવાની શક્તિ પ્રવર્તતી હોય છે ત્યાંજ આપણને દુઃખી બનાવવાની શક્તિ પણ છુપાઇને રહેલી હોય છે.

આ પ્રમાણે વેદાન્તતત્વશાસ્ત્ર, આશાવાદી અથવા નૈરાશ્યવાદી ઉભયમાંનું એકે નથી. તે આ ઉભયનો ઉદ્ઘોષ કરે છે, તથા પદાર્થોને જેવા હોય તેવા અવલોકે છે; સુખ

અને દુઃખ, શુભ અને અશુભના મિશ્રણ રૂપ આ દુનિયા છે; એકને વધારો અને અન્ય પણ સાથેજ વૃદ્ધિ પામતું જોઇએ. કોઇ કાલે પણ એક શુભદુનિયા સંભવી શકતી નથી, કારણ કે એ ભાવનાજ શબ્દોમાં વિરોધ દર્શાવે છે; તેમજ કોઇ કાલે એક અશુભ દુનિયા પણ સંભવતી નથી. સાથે સાથેજ આ પ્રથક્કરણ વડે આ દર્શન એક મહાન્ રહસ્ય શોધી કાઢે છે; તે એ છે, કે શુભ અને અશુભ ઉભય પદાર્થો કોઇ પ્રકારનું ભિન્ન અથવા સંબંધ વિનાનું અસ્તિત્વ ધરાવતા નથી. આપણી આ દુનિયામાં એવો કોઇ પદાર્થ નથી કે જેને માત્ર શુભનુંજ નામ આપી શકાય, તેમજ એવો કોઇ પદાર્થ નથી કે જેને તમે માત્ર અશુભનુંજ નામ આપી શકો. જે દેખાવ વર્તમાન કાલે શુભ રૂપે જણાય છે, તેજ કાલે સવારે અશુભ રૂપે પણ જણાય. જે એક પદાર્થ એક માનવિનામાં દુઃખ ઉપજાવે છે, તેજ અન્યનામાં સુખ પણ ઉપજાવે. બાલને બાળનાર અગ્નિ, એકાદ ભુખ્યા મનુષ્ય માટે સારી રસોઇ પણ તૈયાર કરે. જે જ્ઞાનતંતુઓ દ્વારા દુઃખની લાગણીઓનું વહન થાય છે, તેમનાજ દ્વારા સુખની લાગણીઓનું પણ વહન થાય છે. તેટલા માટે અશુભને અટકાવવાનો માત્ર એટલોજ માર્ગ છે, કે શુભને પણ અટકાવવું; આ વિનાનો અન્ય ખાત્રી ભરેલો માર્ગ નથી. મરણને અટકાવવા માટે આપણે જીવનને પણ અટકાવવુંજ પડશે. મરણ વિનાનું જીવન, અને દુઃખ વિનાનું સુખ, એ ઉભય વિરોધિ ભાવનાઓ છે તથા તેમાંની એક પણ સત્ય નથી, કારણ કે એ ઉભયે એકજ વસ્તુના આવિર્ભાવો સમાન છે. મને ગઇ કાલે જે શુભ રૂપ લાગતું હતું તે વર્તમાન ક્ષણે શુભરૂપ હોય એમ લાગતું નથી, મારા સમગ્ર જીવનમાં હું ભૂતકાલ તરફ દૃષ્ટિ કરૂંછું તથા મારી વિવિધ સમયની ભાવનાઓને અવલોકુંછું ત્યારે મને આ આમજ હોય એમ લાગે છે. એક સમયે મારી ભાવના ઘોડાગાડીઓ દોડાવવાની હતી; હવે હું આવો વિચાર કરતો નથી. અન્ય સમયે હું નાનો બાલક હતો ત્યારે અમુક પ્રકારની મિઠાઈ બનાવતાં શિખું તો સંપૂર્ણ સુખી બનું એવી ભાવના હતી. જો મને પત્ની હોય, બાલકો હોય, સંપૂર્ણ સમૃદ્ધિ હોય તો હું ખુબ સુખી બનું, એવી મારી અન્ય સમયે ભાવના હતી. આ સર્વ તરફ એક બાલકની વૃથાકલ્પનાઓ સમાન જોઇને મને હવે હસવું આવે છે. એક એવો સમય આવે છે કે જ્યારે આપણી વ્યક્તિનો નાશ થવાની બીતિથી ભડકાવતી ભૂત કાલની આવી ભાવનાઓ જોઇને આપણને હસવું આવે છે, એમ વેદાન્ત આદેશે છે. દરેક મનુષ્ય આ દેહને રાખવાનું પસંદ કરે છે, તેને છોડી દેવાનો વિચાર કરતો નથી; આપણી ભાવના એવી છે, કે જો આપણે આ દેહને લાંબા કાલપર્યંત ટકાવી શકીએ તો આપણે ઘણા સુખી થઇએ, પરંતુ એક એવો પણ સમય આવે છે, કે જ્યારે આપણે આ ભાવનાને હસી કાઢીએ છીએ. હવે જો પદાર્થોની આવીજ દશા હોય તો આપણે સહાયરહિત વિરોધની દશામાં આવી પડ્યા છીએ, અસ્તિત્વ તેમજ અનસ્તિત્વ ઉભયમાંનું એક નથી, પરંતુ ઉભયનું એક પ્રકારનું મિશ્રણ છે; દુઃખ તેમજ સુખ, ઉભયમાંનું એક નથી, પરંતુ એ ઉભયનું એક પ્રકારનું મિશ્રણ છે. આમ છે તો, વેદાન્ત અને અન્ય સર્વ તત્વશાસ્ત્રો અને ધર્મોનો ઉપયોગ શો? મનમાં આ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કારણકે લોકો તમને હંમેશાં પૂછશે, જો પદાર્થોની આવી દશા છે, જ્યાં જ્યાં તમે શુભ કરવાનો પ્રયત્ન કરોછો ત્યાં તેનું તે અશુભ બાકી રહે છે, જ્યાં જ્યાં તમે સુખ ઉપ-

જાવવાનો પ્રયત્ન કરોછો ત્યાં હમેશાં દુઃખનાં ડુંગરા હોય છે—તો આ સર્વનો ઉપયોગ શો ? આનો ઉત્તર એમ છે, કે સર્વથી પ્રથમ તો તમારે દુઃખને ઓછું કરવાના માર્ગે કાર્ય કરવાનું છે, કારણ કે તમારી જાતને સુખી બનાવવાનો માત્ર આટલોજ માર્ગ છે. આપણાં જીવનમાં આપણ દરેકને વેહેલો અથવા મોડો પણ આજ શોધી કાઢવાનો છે. બુદ્ધિશાળી પુરૂષોને આ સહજ જલદીથી જડી આવે છે, તથા મંદબુદ્ધિવાળાને આ શોધની કીમત ભારે પડે છે, તીવ્રબુદ્ધિવાળાને તે થોડીજ ભારે પડે છે. ઉપરના કરતાં અન્ય એ વિચારવાનું છે કે આ વિશ્વ સુખથી ઉભરાઇ જવું અને દુઃખ વિનાનું થાય એવો કોઇ પણ સમય આવવાનો નથી એવું આપણે જાણીએ છીએ છતાં આપણે જે કાર્ય કરવાનું છે તે એજ છે; જો કે દુઃખ વધ્યાં જાય છે તથાપિ સાથે સાથેજ આપણે આપણો ભાગ ભજવવાનો છે. આ ઉભય શક્તિયો વિશ્વને ચાલુ રાખે છે, આખરે એક એવો સમય આવે છે, કે જ્યારે આપણે આપણાં સ્વપ્નોમાંથી જાગ્રત બનીએ છીએ, માટીની મિઠાઇ બનાવવાનું કાર્ય મૂકી દઇએ છીએ; સર્વ સમય આપણે આવું કાર્ય કરતા હોઇએ છીએ, માત્ર તે માટીની મિઠાઇ બનાવવા સમાન છે, એ પણ સત્ય વિચાર છે. આ એક શિક્ષણ આપણે શિખવુંજ પડશે. આ શિખવા માટે ઘણા લંબાણ સમયની જરૂર પડશે. વેદાન્ત ઉપદેશે છે, **અનંત સાંત** બન્યું છે. આના આધાર ઉપર એક તત્વશાસ્ત્રનું દર્શન સ્થાપવાના જર્મનીમાં પ્રયત્નો થાય છે. વર્તમાન ઇંગ્લેન્ડમાં પણ આવા પ્રયત્ન કરવામાં આવે છે, પરંતુ આ તત્વવેત્તાઓના દૃષ્ટિબિંદુનું પ્રથક્કરણ આવું છે. કે **અનંત** આ વિશ્વમાં સ્વતઃઆવિર્ભાવ પામવાનો પ્રયત્ન કરે છે. બહુ સારૂં, તેથીજ એક એવો સમય આવવો જોઇએ કે જ્યારે અનંતે સ્વતઃ આવિર્ભાવ પામવામાં વિજય મેળવ્યો હશે. આ પ્રમાણે તો આવિર્ભાવ પામેલી દશા કરતાં, સંપૂર્ણદશા અધમ ભૂમિકાની થઇ પડી, કારણકે આવિર્ભૂત દશામાં સ્વતઃ પ્રદર્શિત થયાં જાય છે તથા તે પક્ષનો અનંત રૂપ ભૂમા આ પક્ષમાં ખલાસ ના થાય ત્યાં સુધી આ પ્રદર્શન થવાના કાર્યને આપણે વધારે વધારે મદદ કરવાની છે. આ એક સુંદર ભાવના છે, તથા આપણે આવિર્ભાવ, અનંત, પ્રદર્શન આદિ શબ્દો વાપર્યા છે, પરંતુ તત્વવેત્તાઓ તો સાહજીક રીતેજ સાંત અનંત બની શકે, એક અનેક થાય, એ બાબતના ન્યાય પુરઃસર મૂળઆધારરૂપ ખુલાસા માટે શોધ ચલાવે છે. સંપૂર્ણ તથા **અનંત**, બંધનોને લીધે આ વિશ્વસ્વરૂપ થાય છે. તેથી અત્રે જે જે હોય તે સર્વ, અંતવાળું બંધનવાળું, હોવું જોઇએ; ઇન્દ્રિયો મારફત અથવા મનદ્વારા અથવા બુદ્ધિ મારફતે આવતી દરેક બાબત અવશ્ય કરીને હદવાળી, અંતવાળી હોવી જોઇએ, તથા હદવાળું તે અનહદ બને એ વિચારજ ન્યાય વિરૂદ્ધ છે, તથા તેમ કદાપિ થઇ શકતું નથી.

અન્યપક્ષે વેદાન્ત કહે છે, કે પૂર્ણાત્મા અથવા અનંત, સાંતમાં સ્વતઃપ્રદર્શિત થવનો પ્રયત્ન કરે છે, એ વાત યથાર્થ છે, પરંતુ એક એવો સમય આવશે, કે જ્યારે તેને આ અસંભવિત માલૂમ પડશે, તેને પાછા ફરવું પડશે, તથા આ પાછા ફરવાનું નામ જ ધર્મનો યથાર્થ પ્રારંભ છે ત્યાગ, ધર્મના આરંભ રૂપ છે. મારે વિશે અમેરિકામાં કહેવાયું હતું તેમ, પાંચ હજાર વર્ષથી મરણ શરણ થઇને અદૃશ્ય થયલી એક દુનિયામાંથી આ-

વેલા અને ત્યાગની વાતો કરનાર એક મનુષ્ય દુપે હું ઉભો રહેલો છું. કદાચ અંગ્રેજતત્વ વેત્તા પણ તેમજ કહે છે. તથાપિ એટલી સત્ય બાબત છે, કે જીવનની માત્ર યથાર્થ વાત એજ છે, ત્યાગ કરો અને આપી દો. પછીથી એક એવો સમય આવે છે, કે જ્યારે મન જાગ્રત બને છે, આ દીર્ઘ અને નિરાનંદ સ્વપ્નમાંથી જાગી ઉઠે છે; બાલક પોતાની રમત છોડી દે છે અને માતા પાસે જવાનું પુનઃ પસંદ કરે છે. તેને જડી આવેછેઃ—

न जातु कामः कामानामुपभोगेनशाम्यति।
हविषा कृष्णवर्त्मेव भुय एवाभिवर्धते ॥

"જેમ અગ્નિમાં હોમેલા ઘૃત વડે સર્વ સમય અગ્નિશિખા વધ્યાં જાય છે, તેમ કામનાઓના ઉપભોગ વડે કદાપિ કામનાઓ સંતોષાતી નથી." સર્વ પ્રકારના ઇન્દ્રિયોપભોગનું, સર્વ બુદ્ધિવૈભવોનું પણ આમજ છે. માનવ જીવાત્મા જે જે ઉપભોગો ભોગવી શકે તે સર્વેનું આમજ છે. આ સર્વેનો કંઈ હિસાબ નથી, એ સર્વ માયામાં જેની પાર ના જવાય એવી જાલમાં ગુંથાયા છે. આપણે તેના દ્વારા દોડીએ, અનંત કાલમાં દોડીએ અને કોઇ પ્રકારનો અંત હાથ લાગે નહિ; જ્યારે જ્યારે આપણે સુખનો એક અલ્પ અંશ પણ મેળવવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે આપણી પીઠ ઉપર દુઃખનો ડુંગર પણ સાથે જ હોય છે. પદાર્થોની દશા કેટલી બધી ભયંકર થઈ પડશે! જ્યારે હું આ વિશેનો વિચાર કરવાનો પ્રયત્ન કરું છું ત્યારે, આ માયાવાદ, આ સર્વ માયામય છે, એ ભાવના જ શ્રેષ્ઠ અને સંભવી શકતો ખુલાસો છે, એમ વિચાર્યા વિના મારે ચાલવું જ નથી. આ દુનિયામાં દુઃખનો કેટલો બધો ઓઘ એકઠો થયલો છે; જો તમે વિવિધ પ્રજાઓમાં મુસાફરી કરવા નિકળશો તો તમને આટલું જડી આવશે, કે એક પ્રજાએ પોતાનાં અશુભ દૂર કરવામાં એક પ્રકારનાં સાધનોનો ઉપયોગ કર્યો છે, અન્ય પ્રજાએ અન્ય પ્રકારનાં સાધનોનો ઉપયોગ કર્યો છે. વિવિધજાતિઓએ તેના તેજ અશુભને ગ્રહણ કરીને, તેને અટકાવવાના અનેક પ્રકારે પ્રયત્નો કર્યા છે, તથાપિ આ કાર્યમાં કોઈ પણ પ્રજા વિજયવંત નિવડી નથી. જો તેને એક બાબતમાં ઓછું કરવામાં આવ્યું હોય છે તો, અન્ય બાબતમાં દુઃખના ઓઘને ઉભરાવવામાં આવે છે. આ પ્રમાણે આ ચાલ્યાં જાય છે. હિંદુઓએ જાતિમાં સતીત્વજાળવવા માટે, બાલલગ્નવડે તેમનાં સર્વે બાલકોનો અધોપાત કર્યો છે તથા દીર્ઘ સમયે આખી જાતિનો અધોપાત થયો છે. સાથેસાથેજ મારાથી એટલી બાબતનો નકાર નથી ભણી શકાતો, કે આ બાલ લગ્નવડે જાતિ વિશેષ વિશુદ્ધ બનતી જાય છે. તમે કઈ બાબતને પસંદ કરશો? જો તમને પ્રજાને વિશેષ વિશુદ્ધ બનાવવાની જરૂર લાગતી હોય તો તમે આ ભયંકર બાલલગ્નવડે પુરૂષ અને સ્ત્રીઓનો સ્થૂલરીતે અધોપાત કર્યાં જાઓછો. અન્યપક્ષે, તમે તમારી બાબતમાં સુરક્ષિત છો? ના, કારણ કે વિશુદ્ધિ એજ પ્રજાનું જીવન છે. તમને ઇતિહાસમાંથી નથી માલૂમ પડતું કે અસતીત્વદ્વારાજ એક પ્રજાનાં પ્રથમ મરણ ચિહ્નોનાં દર્શન થાય છે? જ્યારે એક પ્રજામાં આનો પ્રવેશ જણાય છે ત્યારે તે જાતિનો અંત દૃષ્ટિમર્યાદામાં જણાય છે. ત્યારે આ દુઃખોનું નિરાકરણ આપણને ક્યાં મળી રહેશે? જો માતપિતાઓજ પોતાનાં બાલકોમાંથી પતિપત્નીઓ પસંદ કરતાં હોય તો

આ પ્રેમનું અશુભ અટકાવી શકાય એવું છે. હિંદની બાલાઓ ભાવનાત્મક કરતાં વિશેષ વ્યાવહારિક છે. તેમનાં જીવનોમાં કાવ્યભાવનાનો ઘણો થોડો જ સમાવેશ થાય છે. વળી જો લોકોજ પોતામાંથી પતિપત્નીઓની પસંદગી કરી લે તો એથી પણ કંઈ ઘણું સુખ પ્રાપ્ત થતું નથી. હિંદની સ્ત્રી અત્યંત સુખી હોય છે; પતિ અને પત્ની વચ્ચેની તકરારનું દૃષ્ટાંત ક્વચિતજ જોવામાં આવે છે. અન્યપક્ષે યુનાઇટેડસ્ટેટ્સમાં જ્યાં વધારેમાં વધારે સ્વતંત્રતા સામ્રાજ્ય ભોગવે છે ત્યાં ભાગ્યેજ એકાદ સુખી ગૃહ મળી આવે છે. કેટલાંક સુખી ગૃહો હશે, પરંતુ સુખરહિત ગૃહો અને લગ્નોની એટલી બધી વિશાલ સંખ્યા છે, કે તેમનું કોઈ પ્રકારે વર્ણન થઇ શકે એમ નથી. હું ભાગ્યે જ એવી કોઈ સભા અથવા મંડલિમાં જતો કે જેમાં હાજર રહેલી સ્ત્રીઓના ત્રીજા ભાગે પોતાનાં પતિ અને બાલકોને કાઢી મૂક્યાં ના હોય.

અત્રે, ત્યાં અને સર્વત્ર આમ જ ચાલે છે, આથી શું સૂચવાય છે? એટલું જ કે, સર્વ પ્રકારના પ્રયત્નો હોવા છતાં, આ સર્વ પ્રકારની ભાવનાઓ વડે વિશેષ સુખ પ્રાપ્ત કરી શકાતું નથી. આપણે સર્વે સુખ માટે પ્રયત્ન કરીએ છીએ, તથા એકપક્ષે સહજ આગળ વધવાનો આરંભ થતામાં જ અન્યપક્ષે દુઃખનો આરંભ થાય છે.

ત્યારે શું આપણે શુભ આચરવા માટે પ્રયત્ન ના કરવો જોઇએ? હા, કોઈ કાલે પણ હોય તેના કરતાં વિશેષ ઉત્સાહપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ, પરંતુ આ જ્ઞાનથી જે થશે તે એટલું જ કે તેથી આપણી ઘેલછાનો ભંગ થશે. "અરે અતિ પાપી હિંદુ, તે પોતાની સ્ત્રીઓ સાથે કેવી રીતે વર્તે છે."—આ પ્રમાણે હવે અંગ્રેજ વધારેવાર ઘેલો બનીને હિંદુને શાપ આપશે નહિ. તે વિવિધ પ્રજાના આચારોને માન આપવાનું શિખ્યો હશે, ઘેલછા ઓછી થતી જશે, અને વિશેષ કાર્ય થવા માંડશે; ઘેલાઓ કાર્ય કરી શકતા નથી: તેઓ પોતાની શક્તિનો ત્રીજો ભાગ ગૂમાવી નાંખે છે. જેમને સમતોલ મનના, શાંત, વ્યાવહારિક પુરુષો ગણવામાં આવે છે તેઓ જ કાર્ય કરી શકે છે. નકામા તડાકા મારનારા ઘેલાઓ કંઇ પણ વિશેષ કરી શકતા નથી, આ ભાવનામાંથી કાર્ય કરવાની શક્તિ વધતી ચાલે છે. વસ્તુઓની આવી દશા જાણ્યા પછી વિશેષ ધીરજ આવશે. દુઃખ અથવા અશુભનો દેખાવ આપણને સ્વસ્થતામાંથી દૂર કરી શકશે નહિ તથા છાયાયો પાછળ દોડાવી શકશે નહિ. આથી આપણામાં ધીરજની વૃદ્ધિ થશે; દુનિયાને આ માર્ગે જ જવાનું છે એમ જાણતાં ધીરજ દૃઢ બનતી જશે. દૃષ્ટાંત તરીકે ધારો કે સર્વે માનવિઓ સારાં બની ગયાં છે, તો પ્રાણીઓને માનવિઓ બનવું પડશે તથા તેજ દશામાંથી પસાર થવું પડશે, અને વૃક્ષોનું પણ આમજ બનશે. પરંતુ માત્ર એક બાબત જ નિશ્ચિત છે; મહાન્ નદી, સમુદ્ર તરફ ધસી જાય છે; પ્રવાહમાં પાછો વળવાનો પ્રયત્ન કરતા તૃણ અને કાગળના ટુકડાઓ છે, પરંતુ આપણી ખાત્રી છે, કે એક એવો સમય આવશે જ્યારે આ દરેક ટુકડાઓને અનંદ સમુદ્ર તરફ ઘસડાવું પડશે. તેજ પ્રમાણે સર્વપ્રકારનાં શોક અને દુઃખવાળા, આનંદ, હાસ્ય અને અશ્રુઓવાળા, આ સંસારમાં એક બાબત નિશ્ચિત છે; આ જીવન અનહદ સમુદ્ર તરફ ધસ્યાં જાય છે, અને એ માત્ર કાલનોજ પ્રશ્ન છે, કે ક્યારે હું અને વૃક્ષો અને

પ્રાણીઓ તથા કોઇ પણ સ્થાને અસ્તિત્વ ધરાવતો જીવનનો એક પણ કણ, એ જીવનના અનહદ સમુદ્રમાં, મોક્ષમાં, ઇશ્વરમાં સમાઈ જશે.

આપણે હમેશાં ભૂલને આધિન હોવાથી એટલું હું ફરીથી એકવાર કહીશ, કે વેદાન્ત દર્શન નૈરાશ્યવાદી તેમજ આશાવાદી ઉભયમાંનું એકે નથી. તેનું એમ કહેવું નથી, કે આ દુનિયા સમગ્ર અશુભમય છે અથવા સમગ્ર શુભમય છે. તેતો એમ ઉપદેશે છે, કે આપણું અશુભ, આપણા શુભના કરતાં જરા પણ વિશેષ કીંમતનું નથી તથા આપણું શુભ, આપણા અશુભ કરતાં જરા પણ વિશેષ કીંમતનું નથી. આ રીતે આ સર્વે સાથે સાથે જોડાયલાં છે. આ દુનિયા આવી છે; આ જાણીને તમે ધીરજથી કાર્ય કરો છો. શા માટે? આપણે શા માટે કાર્ય કરવું જોઇએ? જો વસ્તુઓની દશા આવી છે તો આપણે શું કરવું જોઇએ? શા માટે આપણે અજ્ઞેયતાવાદી ના બનવું જોઇએ? વર્તમાન અજ્ઞેયતાવાદીઓ જાણે છે,કે આ પ્રશ્ન નું કોઈ પ્રકારનું નિરાકરણ નથી, આપણી ભાષામાં કહેવા માગીએ તો આ માયાના આવરણમાંથી દૂર ખસી શકાય એમ નથી; માટે સંતોષ ગ્રહીને પદાર્થોનો ઉપભોગ કરો. અત્રે પણ એક ભૂલનો સમાવેશ થાય છે, તે ભયંકર છે, અત્યંત ન્યાય વિરૂદ્ધની ભૂલ છે. તે આ પ્રમાણે છે. તમારી આસપાસના જીવનથી તમે શું સૂચવવા માગો છો? તમે જીવન વડે માત્ર ઇન્દ્રિયોને જ દર્શાવવા માગો છો? આ બાબતમાં આપણામાંનો દરેક, પશુઓથી સહજજ ભિન્ન પડી આવે છે. જેના જીવનનો માત્ર ઇન્દ્રિયોમાં સમાવેશ થઈ જાય એવો અત્રે એક પણ ભાગ્યેજ હાજર હસે, એ મારી ખાત્રી છે. ત્યારે એટલું સમજવા જેવું છે, કે આ વર્તમાન જીવનનો આથી કંઇક વિશેષ અર્થ થાયછે. આપણી લાગણીઓ અને વિચારો અને એ સર્વ આપણા જીવનના ઉપયોગિ વિભાગો રૂપે છે, મહાન ભાવના પ્રત્યેનો, સંપૂર્ણતા પ્રત્યેનો આપણો પ્રયત્ન, આપણે જેને જીવન કહીએ છીએ તેના શું એક અગત્યના વિભાગરૂપ નથી? અજ્ઞેયવાદીઓના મત પ્રમાણે આપણે જીવન જેવું હોય તેનીજ સંભાળ રાખવી જોઇએ. પરંતુ, આપણા અર્થે આનંદ અને શોક, તથા એ સર્વ અને એ ઉપરાંત ભાવના માટેની આવી વિકટ શોધ, સંપૂર્ણતા પ્રત્યે જવાની જીવનઆધાર રૂપ ભાવના, આ સર્વેનો જીવનના અર્થમાં સમાવેશ થાય છે. આપણે આ સર્વ પ્રાપ્ત કરવું છે, અને તેથી આપણે અજ્ઞેયવાદીઓ બની શકતા નથી, અથવા તેમની સૃષ્ટિનું દૃષ્ટિથી ગ્રહણ કરી શકતા નથી. અજ્ઞેયવાદીના દૃષ્ટિબિંદુથી આ જીવન, જે જે સર્વે અસ્તિત્વ ધરાવે છે તે સમાન છે, તેમાંથી ઉપર ગણાવેલા વિભાગોને બાદ કરવામાં આવે છે, તથા તેમણે આ જાણી શકાય એવા નથી, એમ શોધી કાઢ્યું છે; આથી તેણે શોધ ચલાવવાનો ત્યાગ કરવો જોઇએ. જેને માયા કહેવામાં આવે છે, આ પ્રકૃતિ, આ વિશ્વ, તે આજ છે, વેદાન્તીઓ પ્રમાણે આ પ્રકૃતિ છે. આરંભક અથવા અતિવૃદ્ધિ પામેલા સર્વે ધર્મોનો આની પાર જવાનો થોડો અથવા વધારે પ્રયત્ન હોય છે, તથા પુરાણુ ભાવનામાં અથવા રૂપક ભાવનામાં અથવા તત્વશાસ્ત્રની સૂક્ષ્મભાવનાઓમાં, દેવોની અથવા દેવદૂતોની અથવા ભૂતોની અથવા પિશાચોની વાર્તાઓ દ્વારા, મહાત્માઓની અથવા દૃષ્ટાઓની અથવા મહાપુરૂષોની અથવા મહંતોની, સર્વે એક પ્રકારના ઉદ્દેશની વાર્તાઓ દ્વારા તે દર્શાવવામાં આવ્યો હોય છે-આ સર્વે આ બંધનોનીપાર

જવાનો પ્રયત્ન કરે છે, આમની પાર કંઇ શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. એક શબ્દમાં કહેવા માગીએ તો આ સર્વે છુટકારા માટે, મોક્ષ માટે પ્રયત્ન પરાયણ થાય છે. ભાન સહિત અથવા ભાનવિના મનુષ્યે જાણ્યું છે, કે તે બંધાયલોછે; તેને જેવા થવું યથાર્થ લાગે છે તેવો તે નથી. તેનેતેજ સમયે, તેણે આસપાસ જોવાનો આરંભ કરવાની ક્ષણેજ, પોતે બંધાયલો છે, એમ માલૂમ પડયું તે સમયે જ ઉપદેશવામાં આવ્યું છે, તેનામાં એવું કંઇક છે કે જે પાર ઉડવા માગે છે, જ્યાં દેહ અનુસરી શકતો નથી, આ બંધનથી બંધાયલું હજુ પણ કંઇક છે. ધાર્મિક અધમભાવનાઓ કે જેમાં ભૂતપૂર્વજો તથા અન્ય પ્રેતો, અમુક પ્રકારની વાસના તૃપ્તિના કારણે તેમના મિત્રોનાં ગૃહોની આસ-પાસ ભટકયાં કરે છે–તેમાં પણ આ સ્વાતંત્ર્ય મેળવાની સામાન્ય બાબત મળી આવે છે. દેવોને પૂજવાની ઇચ્છાવાળો મનુષ્ય, સર્વથી પ્રથમ તેમનામાં પોતાના કરતાં વિશેષ સ્વાતંત્ર્ય જુએ છે; જો એક બારણું બંધ હોય તો દેવો ભીંતો દ્વારા પણ આવી શકે; તેમને માટે ભિત્તિઓરૂપ બંધનો નથી. તે આવા વિચારોમાં આનંદ માને છે. આ સ્વાતંત્ર્યની ભાવના વધતી જાય છે, આખરે એક પૌરૂષેય ઇશ્વરની ભાવના પર્યંત પહોંચેછે, તથા માયાની પાર કંઇક રૂપે ઇશ્વર છે એ ભાવનાનું મધ્યબિંદુ પણ આમાંથીજ મળી રહે છે. હું જાણે કે મારા સમીપ એક સ્વરે સાંભળું છું. જાણે કે હિંદના પ્રાચીન ઋષિયો આ પ્રશ્નની ચર્ચા ચલાવતા હોય એમ મને લાગે છે, આ મંડલિ એકાંત વનવાસમાં મળી છે, તેમાં અતિ વૃદ્ધ અને અતિ પવિત્ર પુરૂષો પણ આનું નિરાકરણ કરવામાં નિષ્ફલ નિવડયા છે. પરંતુ તેમના મધ્યમાં એક યુવક ઉભો થઇને આ પ્રમાણે દર્શાવેછે.

श्रुणवन्तुंविश्वे अमृतस्यपुत्राः ।
येधामनिदिव्यानि तस्थुः ।

* * *

वेदाहमेतम्पुरुषंमहान्तम्
आदित्यवर्णम्तमसः परस्तात्।
तमेवम्विदित्वा अतिमृत्युमेति
नान्यःपंथाविद्यते अयनाय ॥

“ હે તમે દિવ્યધામમાં વસનારા અમૃતના પુત્રો, મેં માર્ગ શોધી કાઢયો છે તેનું શ્રવણ કરો. આ અંધકારની પાર જે વર્તે છે તેને જાણવા વડે અંધકારની પાર જવાનો માર્ગ છે, ” એના એજ ઉપનિષદમાંથી આપણને આ વાક્ય મળી આવે છે. આ માયા તેમાંથી મળી આવે છે, તે અતિ ભયંકર છે; માયા દ્વારા કાર્ય કરવું અસંભવિત છે.જો એક મનુષ્ય કહે કે હું આનદી પાસે બેસીને, તે સમુદ્રમાં વહી ગયા પછી તેને અટકાવીશ, એ સર્વે દુનિયા સારી થતા સુધી, હું કાર્ય કરી શકીશ અને પછીથી તેનો ઉપભોગ કરીશ, એવું કહેનાર મનુષ્યના જેટલો જ ખરો છે, એક અથવા અન્ય એક

પણ સંભવી શકતું નથી. માર્ગ, માયાના સાથમાં નથી પરંતુ તેના વિરૂદ્ધ છે. આ એક અન્ય બાબત લક્ષમાં રાખવા યોગ્ય છે. આપણે પ્રકૃતિના મદદગારો જન્મ્યા નથી પરંતુ આપણે તો પ્રકૃતિ સાથે હરિફાઇ કરવાની છે. આપણે બંધનના ઉપરિઓ છીએ. આ ગૃહ અત્રે શા માટે છે ? પ્રકૃતિએ એ તમને આપ્યું નથી. પ્રકૃતિ કહે છે, જાઓ અને વનમાં વાસ કરો. મનુષ્ય કહે છે, હું એક ગૃહ બાંધીશ તથા પ્રકૃતિ સાથે યુદ્ધ ચલાવીશ, અને તે તેમ કરે છે. માનવ જાતનો સમગ્ર ઇતિહાસ કહેવાતા પ્રકૃતિના નિયમો સામેના સતત પ્રવર્તતા યુદ્ધ સમાન છે, મનુષ્ય અંતે વિજય પામે છે. નિત્ય સૃષ્ટિનો વિચાર ચલાવતાં, ત્યાં પણ આનું આ યુદ્ધ પ્રવર્તે છે, પાશવમનુષ્ય અને આધ્યાત્મિકમનુષ્ય વચ્ચે, પ્રકાશ અને અંધકાર વચ્ચે આ યુધ્ધ ચાલે છે અને અત્રે પણ મનુષ્યજ વિજય પામે છે. જાણે કે તે પ્રકૃતિમાંથી સ્વાતંત્ર્ય પર્યંતનો પોતાનો માર્ગ કાપી કાઢે છે. અત્રે માયાનો એક પ્રકારનો નિર્દેશ છે, તથા આ માયાની પાર વેદાન્ત તત્વવેત્તાઓ એવું કંઇક શોધી કાઢે છે કે જે માયાથી બંધાયલું નથી; આ જ્યાં સ્થિત થયું છે ત્યાં આપણે પહોંચી શકીએ તો ખાત્રીથી આપણે માયાની પાર જઇ શકીએ. સર્વે ધર્મોની આ સામાન્ય બાબત છે. જેને તમે ઇશ્વરવાદના ( Theism ) નામથી વ્યવહરો છો. પરંતુ વેદાન્તીને તો, આ માત્ર ધર્મના આરંભ રૂપ છે, અંતરૂપ નથી. આ વિશ્વના પ્રકાશક અને ઉત્પાદક, માયાધિષ્ઠિતના નામથી વ્યવહરાતા માયાના શાશકરૂપ એક પૌરૂષેય ઇશ્વરની ભાવના, વેદાન્ત ભાવનાનો અંતિમ ઉદ્દેશ નથી; આ ભાવના તો આરંભમાં છે, તથા એ એટલી બધી વૃદ્ધિ પામતી જાય છે, કે આખરે વેદાન્તીને, જે બહાર વસતો હતો તે યથાર્થ રીતે આંતરમાં વસનાર તેના રૂપજ હતો, એમ માલુમ પડે છે. જે એમ ધારતો હતો કે તે સ્વતંત્ર છે તેજ પોતે બંધાયલો છે એમ માનનાર હતો.

સ્વા વિવેકાનંદ.

---

## ॥ आत्म–संयम ॥

। अथवा ।

## ॥ पतंजलिनो योग ॥

### ધર્મ.

( અનુસંધાન પૃષ્ઠ—૨૦૮ થી. )

જેમ અસંત ઉચ્ચભાવના, જેમ એ ભાવનાના નજીકમાં જવાનો વિશેષ પ્રયત્ન, તેમ હમેશાં અધોપાત પણ વિશેષ લક્ષમાં લેવા યોગ્ય બને છે. પ્રાચીનહિંદના બ્રાહ્મણોનો અધોપાત આવા પ્રકારનો છે.

એક એવો સમય હતો કે જ્યારે બ્રાહ્મણોનો ઉચ્ચ ઉદ્દેશ માનવજાતના કલ્યાણ રૂપી હતો. દરેક વ્યક્તિના તથા માનવિઓના દરેકવર્ગના ધર્મનો અભ્યાસ કરવાનું તેનું કર્તવ્ય હતું કે જેથી આ ધર્મોપદેશ વડે તે દરેક જણ ઉચ્ચ ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવાના પ્રયત્ન માટે યોગ્ય બને. સ્થૂલવિશ્વના જીવનના તથા માનવિના નિયમોમાં તે પારંગત હોય છે એટલુંજ નહિ, પરંતુ કામના માનસિક, બુદ્ધિક અને વિશ્વનાં અન્ય ઉચ્ચ ભુવનોના આધી અનુભવ પર્યંત તે પહોંચ્યો હતો. ભૂત કાલમાં માનવ જીવન કેવું હતું તથા તેના સમિપમાં કેવું કીર્તિવંત ભાવિ ખડું હતું, તે તેના જાણવામાં હતું.તેની એવા પ્રકારની કાર્ય પ્રનાલિ હતી, કે જેથી દરેક માનવવ્યક્તિના ઉચ્ચ સુખમાં વધારો થતો હતો, આટલુંજ નહિ પરંતુ દરેક જીવંત પ્રાણીનું પણ શ્રેય સધાતું હતું. વર્તમાન કાલ પર્યંતતો આધુનિક સૃષ્ટિની અતિ ઉત્કૃષ્ઠ ભાવના, માત્ર વિશેષમાં વિશેષ સંખ્યાનું વિશેષમાં વિશેષ સુખ કરવારૂપ છે. પરંતુ વિશ્વમાન્ય બંધુભાવની ભાવના આગળ આ ભાવના અત્યંત પાછળ હઠી જાય છે. વિશ્વમાન્ય બંધુત્વનો સિદ્ધાંત, દરેક જીવતા પ્રાણીના વિશેષમાં વિશેષસુખની ભાવનાની માગણી કરે છે. પ્રાચીન કાલના બ્રાહ્મણ ધર્મની પણ આજ ભાવના હતી. આ ભાવનાના ઉપદેશક રૂપે તેના કર્તવ્યનું આચરણ કંઇ સહેલ નહોતું. મહાન્ સાંખ્ય યોગ દ્રષ્ટાઓએ એટલો સિદ્ધાન્ત નિશ્ચિત કર્યો છે, કે પોત પોતાના ભુવન ઉપર સર્વે પુરૂષો સમાન છે, તથાપિ જ્યારે તેઓ વિકાસક્રમમાં વર્તતા હોય છે ત્યારે તેઓ તેમ હોતા નથી.

માત્ર વર્ગોનો, સામાન્ય અને વિશેષોનોજ ભેદ નથી પરંતુ દરેક વિશેષજાતિની દરેક વ્યક્તિ અન્યથી ભિન્ન પડી આવે છે; દરેક વિશેષજાતિના અનેક વિભાગો હોય છે. તે અનેક દ્રષ્ટિબિંદુઓથી અન્યોન્યથી ભિન્ન પડી આવે છે. તેટલા માટે પ્રાચીન કાલના બ્રાહ્મણ ઉપદેશકને, પોતાના પદ ઉપરનાં પ્રાણીઓની દરેક વિશેષજાતિ અથવા વર્ગના, તથા દરેક માનવવ્યક્તિના ધર્મ શોધી કાઢવાના હતા.

તે જાણતો હતો, કે વિકાસક્રમમાં સર્વે માનવિઓ સમાન હોઇ શકે નહિ, તથા જો એક માનવિ અન્યના ધર્મ પ્રમાણે જીવન ગાળવા માંડે તો, તેને માટે તેમજ તેની જાતિ માટે તે અશુભકારક હતું. જ્યારે દરેક માનવવ્યક્તિ, પોતાનો, કુટુમ્બનો (કુલધર્મ), પ્રજાનો અથવા જાતિનો ( જાતિધર્મ ) ધર્મ, યથાર્થ રીતે પાળે છે ત્યારેજ માત્ર વ્યક્તિનું અને સમાજનું સુખ સાધી શકાય છે. માંહથી માંહ એટલું કહી શકાય, કે માત્ર સાંખ્ય યોગ દર્શનના આ બે સામાન્ય સિદ્ધાંતોના સ્વીકારવડે, જનહિતવાદીઓ અને સામાજીક વિદ્યા વાદીઓના દોષો દૂર થઇ શકે એમ છે.

પરંતુ મારે હિંદુપ્રજાના અધઃપાતનું વૃત્તાન્ત આગળ ચલાવવું જોઇએ. આપણે પ્રથમના વિભાગમાં સહજ દર્શન કરી આવ્યા તેવા જ્ઞાન વાળા, ભાવના વાળા, કાર્ય વાળા પ્રાચીન કાલના બ્રાહ્મણો સર્વ પ્રકારનું શાસન ચલાવવાને બંધાયલા હતા. એ સહજ વિચારી શકાય એવી બાબત છે.

જ્યાં તેઓ ગયા અને કાર્ય કર્યું ત્યાં મુખનાં બિન્ન્દુ વાવનાર, જાણે કે તેઓ પૃથ્વિના દેવો હોય તેવું માન તેમને મળવા માંડ્યું. તેમની આસપાસની દરેક બાબતમાં પવિત્રતાનો એક પ્રકારનો ઓજસ્ વ્યાપી રહ્યો હતો. આવા સમર્થ પુરૂષોના પછીના વંશજોને માલૂમ પડ્યું, કે તેમને તેમના મૃત પિતૃઓ માટે માન મળતું હતું, તેથી તેમણે પોતાની ઉપયોગિતાને સંતોષ પૂર્વક અવલોકવાનો આરંભ કર્યો.

તેમને તો સમગ્ર સૃષ્ટિ, એક આનંદ-ગૃહ સમાન થઇ પડી, દરેક માનવ પ્રાણી, તેમની પાસેથી ઉપદેશ માગવાના હક વાળા, તથા તેના સત્ય ધર્માચરણમાં તપાસ રાખનાર એક સાથી યાત્રાળુને બદલે, તેમનો સુખોપભોગ પૂરો પાડનારો એક ગુલામ સમાન બની ગયો.

બ્રાહ્મણની ભાવના બદલાતાં જે અનિવાર્ય હતું તે થયું. શ્રી કૃષ્ણ પરમાત્માના શબ્દોમાં, આ દુનિયાના દરેક પદાર્થને પોતાના ઉપભોગના વિષયરૂપ જોઇને તેણે તેમનો આનંદ પૂર્વક વિચાર કરવા માંડ્યો તથા વાસના ( સંસ્કાર ) નિયમના કાર્યના સાહજીક પરિણામ રૂપે સંગનો, આસક્તિનો ઉદય થયો. સંગથી કામનાનો, રાગનો ઉદય થયો, ( संगात्संजायतेकामः ॥ सुखानुशयीरागः । ) જ્યારે ભાવનાનો ફેરફાર લોકોના જોવામાં આવ્યો ત્યારે તેમનું નિર્વિવાદીત માન અદૃશ્ય થવાનો આરંભ થયો, તથા પછીથી ક્રોધનો ઉદય થયો, ( कामात् क्रोधोभिजायते ॥ दुःखानुशयीरागः । ) પોતાના હક અને વારસા સમાન થઇ પડેલી બાબત માટે બ્રાહ્મણોએ હવે વઢવાનો આરંભ કર્યો. પ્રથમ તકરાર ક્ષત્રીઓ સાથે ચાલી, કારણ કે સાહજીક રીતે અન્ય બુદ્ધિશાળી વર્ગ તેમનોજ હતો. આ અંતર વધતુંજ ગયું, આખરે ઉભય વર્ણોમાં ક્રોધ વ્યાપી ગયો, અને તેમણે અન્યોન્યનો વિનાશ સાધવા માંડ્યો.

પરશુરામે ક્ષત્રિઓનો વિનાશ કર્યો અને રામચન્દ્રે પોતાના મહાન્ બ્રાહ્મણ-વિનાશક સ્વરૂપમાં બ્રાહ્મણોની અશુભ શક્તિ લઇ લીધી.

પરંતુ બ્રાહ્મણોની પ્રકૃતિમાં વધેલા કોપ વડે, હજુ પણ તેમનો વિશેષ અધોપાત થવાનો હતો. કર્મનો નિયમ અનિવાર્ય છે. ક્રોધમાંથી વિસ્મૃતિનો ઉદય થાય છે. ( क्रोधात् भवति संमोहः ।), ક્રોધની લાગણીના ઉદય વડે એક વર્ગ રૂપે તેઓ વિસ્મૃતિ પથમાં પડી ગયા. તેઓ પોતાનો ઉચ્ચ સંદેશ વિસરીગયા; તેઓ પોતાની વિદ્યા વિસરી ગયા; તેઓ પોતાના દેવોને ભૂલિ ગયા; તેમણે યજ્ઞોને વિસારે પાડ્યા; તેઓ ધર્મમાં પણ સંમોહ પામ્યા.

આ વિસ્મરણના અનુસરણમાં જેમ થવું જ જોઇએ તેમ સ્મૃતિશક્તિનો ગુંચવાડો અને વિનાશ ઉપસ્થિત થયા. તેમની વિદ્યા પુનઃપ્રાપ્ત કરવાની શક્તિ પણ ચાલી ગઇ. જ્ઞાન અને સારાસાર વિવેક શક્તિરૂપ તેમની બુદ્ધિ નિર્બલ બની ગઇ તથા એક વર્ગ, વર્ણરૂપે બ્રાહ્મણો અદૃશ્ય થયા. વર્તમાનમાં તેમનામાંના કેટલાક અધ-

માધમ ખેડુત વર્ગમાં છે, કેટલાક વ્યાપારવડે જીવન ગાળવા માંડયું છે, સરકારી ઑફિસોમાં કેટલાક સીપાઇગીરી કરે છે તથા આ પ્રમાણે ચાલ્યાં જાય છે. અમુક પ્રકારના સંસ્કૃત શિક્ષણમાં ગર્વ ધરાવનાર કવચિતજ કોઇક મળી આવે છે, પરંતુ આવો મોટો ભાગ પણ અમુક ગુરૂ પાસે શીખેલા ગ્રંથોને માત્ર એક રીતે સમજી શકે છે. ગમે તે પ્રકારે માન જાળવી રાખવાને તથા અન્યવર્ગોના અજ્ઞાન ઉપર ઉદરપોષણ થઇ શકવા માટે તેમણે ભૂતકાલમાં પોતાના જ્ઞાનને અધમવર્ગોથી સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કર્યો હતો. વર્તમાનમાં પણ પોતાની જાતને પંડિત કહેવરાવનારાઓ, કોઇ પાસે શાસ્ત્રોનો યથાર્થ ખુલાસો કરવામાં તદન નિર્બલ નિવડે છે. મારે આવો ચિતાર આપવો પડયો છે તેથી હું દીલગીર છું. પરંતુ આ કંઇ હદપારનો ચિતાર આપવામાં આવ્યો નથી. જો મારા અવલોકનની જરા પણ ભૂલ થતી હોય તો તે માત્ર નરમાશના પક્ષમાં જ થાય છે.

મહાન્ ક્ષત્રિય વર્ણનુ પણ આવુંજ વૃત્તાંત છે. બ્રાહ્મણોની પેઠે તેમનાં પણ, સત્તાનો સ્વતંત્ર ઉપભોગ કરવાની લાલસા તથા દરેક જીવતા પ્રાણીનુ વધારેમાં વધારે ભલું કરવાને બદલે સામર્થ્યનાં ફલોનો ઉપભોગ કરવાની કામના, એ અધઃપાત થવાનાં કારણો છે. દેશમાથી સત્ય ક્ષત્રિયો તદન અદ્રશ્ય થઇ ગયા છે, આ ઉભયવર્ગો, આગામીવિકાસક્રમની ભરતિ સામે યુદ્ધ ચલાવે છે. કામનાને લીધે તેઓ ઉન્નતિપરિણામના નિયમ પ્રતિ અંધ બન્યા, અધમવર્ગોએ તેમની દશાએ ચઢવું જ જોઇએ, એ અનિવાર્ય નિયમને વિસરી ગયા; અધમવર્ગોની દશાએ ઉતરીજવારૂપ અવનતિપરિણામના પ્રવાહમાં તેઓ અનિવાર્ય રીતે તણાવા લાગ્યા, પોતાને પ્રાચીન ક્ષત્રિઓના વંશજો તરીકે કહેનારાઓનો વિશાલ વિભાગ વર્તમાનમાં તો સામાન્ય ધંધાધારીઓ, ખેડુતો, તથા ગૃહસેવકોના સ્વરૂપમાં પલટાઇ ગયો છે. કેટલાક કલાનિપુણ પુરૂષોના વર્ગો પણ ક્ષત્રિઓમાંથી ઉતરી આવવાનો દાવો કરે છે;

કોઇ પણ સમાજમાં આ ઉભયવર્ગોના અભાવ સાથે, તેની મહત્તા અનિવાર્ય રીતે દૂર જ થવી જોઇએ. અન્યપક્ષે આ ઉભય વર્ગો પોતાનો ધર્મ આચરીને પ્રધાન પરાયણ થાય તો પ્રજાનાં ઉન્નતિ અને આબાદિ અવશ્ય કરીને થાયજ.

પોતાના ધર્મોના આચરણનો ત્યાગ કરવા છતાં વર્તમાનમાં પણ બ્રાહ્મણો અને ક્ષત્રિઓ અસ્તિત્વમાં છે એમ કહેવું, એ શબ્દોના સાદામાં સાદા વિરોધ સમાન છે. અમુક મનુષ્યનો અથવા માનવવર્ગનો જે ધર્મ હોય છે તેજ તેમને તે જેવાં હોય છે. તેવાં બનાવે છે; જયારે અન્ય મનુષ્ય અથવા વર્ગના ધર્મના પક્ષમાં ધર્મનો ત્યાગ કરવામાં આવે છે ત્યારે તે માનવિઓ અથવા તે વર્ગ તેવા સ્વરૂપે અસ્તિત્વમાં છે.' એમ ભાગ્યે જ કહી શકાય. જો હિંદુઓ પોતાના પ્રાચીન દષ્ટાઓના ઉપદેશોમાં શ્રદ્ધા રાખશે તો, તેમના મનમાં આ વાતની કોઇ પ્રકારની શંકા સંભવી શકશે નહિ.

આપણે હવે નીચે પ્રમાણે નિર્ણયો ઉપર આવ્યા છીએ.

૧. હિંદુ સમાજમાંથી વર્તમાનમાં બ્રાહ્મણો અને ક્ષત્રિઓ તદ્દન અદ્રસ્ય થઇ ગયાછે.

આમ અદ્રસ્ય થઇ જવાનાં કારણો આ પ્રમાણે છેઃ—

૧. અન્યને બાતલ કરીને તેમની દશાનાં ફલો ભોગવવાની કામનાઃ

૨. નીચેથી આવતા નવીનોને કોઇ પ્રકારના પ્રવેશની રજા વિનાનાં સખ્ત જ્ઞાતિબંધનોમાં પોતપોતાને બાંધી લેવા માટે સતત ચાલતો વિગ્રહ, આથી વર્ણવ્યવસ્થા તદ્દન અદ્રસ્ય થઇ ગઇ છે, તથા જ્ઞાતિ સંસ્થાના નામથી વિભૂષિત થતા કામના અને સ્વાર્થના વંશઓને જન્મ આપ્યો છે.

૩ અધમવર્ગોનો ધર્મ કદપિ ઉચ્ચદશાઓમાં ચઢવાની આશા રાખવાનો નહનો, એવો વિપરીત કરી નાખેલો ઉપદેશ અને આચાર; અથવા અન્ય રીતે કહીએ તો, સામાજીકવિકાસની સાહજીકશક્તિઓ સામે કરવામાં આવેલો દ્રઢ વિરોધ.

૪. એક પ્રકારની કર્મરહિત દશાના સ્વાભાવિક પરિણામરૂપ માનસિક અને સ્થૂલ પ્રમાદથી ભરેલું જીવનવહન.

૫. સર્વે જીવતાં પ્રાણીઓનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શુભ કરવારૂપ (સર્વભૂત હિત)—હિંદુ પ્રજાની ભાવનાનું ક્રમિક વિસ્મરણ.

હિંદુ પ્રજાના અધોપાતનાં સર્વે કારણોને માત્ર એકમાંજ દર્શાવી શકાશે,—સાંખ્યયોગના પ્રાચીન દ્રષ્ટાઓએ દર્શાવેલા પ્રવત્તના ધર્મનો ત્યાગ. પ્રાચીન હિંદુ ધર્મનું નીચેનું તત્વ આપણા સ્મરણમાં રહેવા માટે આપણી જાતને અભિનંદન આપીશું.

" જ્યાં જ્યાં ધર્મ છે ત્યાં ઇશ્વર છે; જ્યાં જ્યાં ઇશ્વર છે ત્યાં જ વિજય છે. પરંતુ આપણે આપણા ધર્મને વિસારે પાડ્યો છે અને તેટલા માટે આપણા દેવોએ પણ આપણો ત્યાગ કર્યો છે.

જો આપણા મધ્યમાં દેવતાઓને પાછા લાવવાની ઇચ્છા હોય તો આપણે આપણો ધર્મ સમજીને તદનુસાર જીવન ગાળવું જોઇએ.

હવે પતંજલિએ વર્ણવેલી કેટલીક સિદ્ધિયો વિશે વિચાર ચલાવવામાં આવશે; તથા આપણા વિકાસ ક્રમમાં તેઓ કેવી રીતે આપણાં માર્ગદર્શક ચિહ્નો સમાન છે તથા આપણો ધર્મ પણ આપણને કેવી સ્વાભાવિક રીતે તેમના પર્યંત લઇ જાય છે, એ પણ દર્શાવવામાં આવશે.

આપણે પૂર્વે કહી આવ્યા તેમ, વિકાસ પામતા મનનો અથવા મનુષ્યનો ધર્મ ખાસ કરીને દર્શન ( ચિત્તનો વિસ્તાર ) પામવારૂપ છે. જાણવું અને થવું, એ ઉભયે એક જ છે. આપણે જે જાણીએ છીએ તેવા થઇએ છીએ, તથા આપણે જેવા થતા નથી તે આપણે જાણીએ છીએ એમ કહી શકાય નહિ. આ લેખોમાં પતંજલિએ દર્શાવેલી સમગ્ર સંસ્થાનો વિચાર ચલાવવો અસંભવિત છે. નિચેની વિચાર શ્રેણિમાં જે તેમાંથી જોવા યોગ્ય લાગશે તે તેમાંથી દર્શાવવામાં આવશે.

પ્રથમ આપણે એક ઉચ્ચ પ્રકારની સિદ્ધિ વિશે વિચાર ચલાવીએ.

भुवनज्ञानंसूर्येसयंमात् ॥ ३-२५ ॥

" સૂર્યનો સંયમ કરવાથી ભુવન જ્ઞાન થાય છે. "

આ સૂત્ર ઉપરના વ્યાસભાષ્યનો હવે હું અનુવાદ આપીશ, તથા તેના ખુલાસામાં ઘણા કાલ પૂર્વે મેં લખેલા હસ્તલેખમાંથી એકાદ અવતરણ આપીશ. આ વિચારપરંપરા જરા લંબાશે, પરંતુ મેં આ ખાસ સિદ્ધિનેજ પસંદ કરી છે કારણ કે તેથી સંભવિ શકે એવા માનવ જ્ઞાનનું વિશાલ ક્ષેત્ર ખુલ્લું થાય છે, માનવજીવનની મરણ પછીની દશાઓનો વિચાર પૂરો પડે છે, તથા યોગવિદ્યાની અગત્યની બાબતોનો ખુલાસો થાય છે; ચિત્તની ઉચ્ચભૂમિકાઓમાં પ્રવેશની તૈયારીરૂપે, સ્થૂલભુવન ઉપર યોગિએ કેવા પ્રકારનું કાર્ય કરવું જોઇએ, તેનો આથી આપણને સારો વિચાર મળી રહે છે.

ભાષ્ય આ પ્રમાણે છેઃ—

" તેમનો વિસ્તાર—આમના સપ્તલોક છે. અવિચિથી આરંભી મેરૂના પૃષ્ઠપર્યંત ભૂર્લોકનો સમાવેશ થાય છે. મેરૂપૃષ્ઠથી આરંભીને ધ્રુવપર્યન્તનો ગ્રહનક્ષત્રતારાથી વિચિત્ર બનેલો અંતરિક્ષલોક આવેલોછે. તેની પાર પંચવિધ સ્વર્લોક આવ્યો છે. તૃતીય માહેન્દ્ર લોક છે; ચતુર્થ પ્રજાપતિઓનો મહર્લોક છે; પછીથી ત્રિવિધ બ્રાહ્મલોક છે; જનલોક, તપોલોક, સત્યલોક, એમ બ્રાહ્મલોક ત્રિભૂમિકાવાળો છે.

નીચેના શ્લોકમાં સર્વને એકઠું દર્શાવવામાં આવ્યું છે.

ब्राह्मस्त्रिभूमिकोलोकःप्राजापत्यस्ततोमहान् ।
माहेन्द्रश्चस्वरित्युक्तोदिविताराभुविप्रजा ॥

" પ્રથમ ત્રિભૂમિકા વાળો બ્રહ્મલોક આવે છે; પછીથી મહાન્ પ્રાજાપત્યલોક આવે છે; પછીથી સ્વર્નામનો માહેન્દ્ર લોક છે; પછીથી તારાદિ વિભુષિત અંતરિક્ષલોક આવે છે તથા છેલો ભુર્લોક છે."

"પછીથી અવીચિ પર્યંત ઉપરા ઉપરિ આવેલાં છ મહાનર્ક છે—(૧) મહાકાલ, (૨) અમ્બરીષ, (૩) રૈરવ, (૪) મહારૈરવ, (૫) કાલસૂત્ર, (૬) અન્ધતામિસ્ત્ર; જેમાં અનુક્રમે પૃથ્વિ પાણી પવન અગ્નિ અને આકાશ આગળ પડી આવે છે. અત્રે પોતાનાં એકઠાં કરેલાં કર્મોનાં પરિણામોને ભોગવનાર પ્રાણીઓનો જન્મ થાય છે."

પછીથી સપ્તપાતાલો આવે છે—(૧) સુતલ, (૨) વિતલ, (૩) તલાતલ, (૪) મહાતલ, (૫) રસાતલ, (૬) અતલ, (૭) પાતાલ.

"પછી આઠમી વસુમતી નામની સપ્તદ્વીપવાળી ભૂમિ છે. તેના મધ્યમાં કાંચન પર્વતરાજ સુમેરૂ છે. તેનાં વૈડૂર્ય, સ્ફટિક, હેમ અને મણિમય શૃંગો છે અત્રે આકાશનો દક્ષિણ ભાગ વૈદુર્યપ્રભાના અનુરાગને લીધે ઉત્પલપત્રસમ શ્યામ છે; પૂર્વ ભાગ શ્વેત છે, પશ્ચિમ ભાગ સ્વચ્છ છે, ઉત્તર ભાગ પીત છે."

"આના દક્ષિણપાર્શ્વમાં જંબુ છે તેથી તેને જંબુદ્વીપના નામથી વ્યવહરવામાંઆવે છે. તેનાં રાત્રિ દિવસ સૂર્યના પ્રચારને લીધે થાય છે."

"આને ઉત્તર તરફ ત્રણ પર્વતશૃંખલાઓ છે, તેમનાં નીલ અને શ્વેત શૃંગો છે. તેમની લંબાઈ ૨૦૦૦ યોજન છે. આ પર્વતોના મધ્યમાં દરેક ૯૦૦૦ યોજન વિસ્તારના એવાં ત્રણ વર્ષો છે-(૧) રમણક, (૨) હિરણ્યમય, અને (૩) ઉત્તર કુરૂ. દક્ષિણે ૨૦૦૦ યોજન વિસ્તારની—નિષાદ, હેમકુટ અને હેમશૃંગ-નામની ત્રણ પર્વતશૃંખલાઓ છે. તેમના મધ્યમાં દરેક ૯૦૦૦ યોજન વિસ્તારનાં ત્રણવર્ષો આવેલાં છે-હરિવર્ષ, કિંપુરૂષ અને ભારત."

"સુમેરૂના પૂર્વમાં ભદ્રાશ્વ અને માલ્યવત્ આવેલા છે, પશ્ચિમમાં કેતુમાલ અને ગંધમાદન આવ્યા છે."

"મધ્યમાં ઇલાવૃત નામનું વર્ષ છે, આ સર્વ સુમેરૂના ૧૦૦૦૦૦ યોજન સમાન છે, દરેક દિશા આથી અર્ધ છે."

"એ જાણવું જોઇએ, કે ૧૦૦૦૦૦ યોજન વિસ્તારનો જંબુદ્વીપ છે. તેની આસપાસ તેનાથી બમણા વિસ્તારનો લવણોદધિ આવેલો છે."

"પછીથી પ્રથમ કરતાં અતે બમણા બમણા વિસ્તારના, શાક, કુશ, ક્રૌંચ, શાલ્મલ, ગોમેધ, અને પુષ્કર નામના સપ્તદ્વીપો છે. તે જ પ્રમાણે સપ્તસમુદ્રો છે: સર્ષપબીજના જેવા જણાતા ત્યાં પર્વતો પણ છે. વલયાકૃતિની પેઠે આમને વીંટી લેતા સપ્ત સમુદ્રો—ઇક્ષુરસ, સુરા, માખણ, દધિ, કાંજી, દુગ્ધના જેવા સ્વાદના છે. આ સર્વ યથાર્થ ક્ષિતિજ પ-

ર્યંત પહોંચે છે તથા, ૫૦૦૦૦૦૦૦૦ યોજન વિસ્તારના છે. દશ્યવિશ્વના વર્તુલમાં આ સર્વને યથાર્થ રીતે ગોઠવવામાં આવ્યું છે. આ પાતાલો, સમુદ્રો અને પર્વતોમાં પ્રાકૃતિક તત્વોનો નિવાસ છે. અસુરો, ગન્ધર્વો, કિન્નરો રાક્ષસો, ભૂતો, પ્રેતો, પિશાચો, અપસ્મારકો, અપ્સરાઓ, બ્રહ્મરાક્ષસો કુષ્માણ્ડો અને વિનાયકો; આ સર્વેના અત્રે નિવાસ છે."

"સર્વ દ્વીપોમાં પુણ્યાત્માઓ અને દેવમનુષ્યો રહે છે. સુમેરૂ, દેવોની ઉદ્યાન ભૂમિ છે. અત્રે મિશ્રવન, નંદનવન, ચૈત્રરથવન, સુમાનસવન આદિ ઉદ્યાનો છે. સુધર્મા નામની દેવસભા છે; સુદર્શન નામનું તેમનું પુર છે, વૈજયન્ત પ્રાસાદ છે."

"સુમેરૂની ઉપર ભુવર્લોક છે, જેમાં ગ્રહનક્ષત્રતારાઓ ધ્રુવની આસપાસ ફરે છે, તથા તેમના માર્ગોમાં અમુક વાયુઓ વડે પ્રચલિત થાય છે."

"માહેન્દ્ર લોકમાં ૭ પ્રકારના દેવો વસે છે—ત્રિદશો, અગ્નિશ્વાત્તો, યામ્યો, તુષિતો, અપરિનિર્મિતો, વશવર્તિઓ, પરિનિર્મિતવશવર્તિઓ. આ સર્વ સંકલ્પ સિદ્ધો હોય છે. માત્ર સંકલ્પ વડે કામનાઓને સંપૂર્ણ કરવાની શક્તિવાળા હોય છે, તથા અણિમાદિના નામથી જણાયલી સિદ્ધિયો વાળા હોય છે. તેમનું આયુષ એક કલ્પ પર્યંતનું હોય છે. તેઓ અત્યંત સુંદર હોય છે. તેઓ પોતાની કામનાઓનો ઉપભોગ કરવાવાળા છે. માત્ર શુભકર્મોની શક્તિવડે માતપિતાવિના તેમના દેહો અસ્તિત્વમાં આવે છે. તેમના પરિવારમાં ઉત્તમ અને અનુકૂલ અપ્સરાઓનો સમાવેશ થાય છે."

"મહાન પ્રાજાપત્યલોકમાં પંચ પ્રકારના દેવો છે-કુમુદ, રિભુ, પ્રતર્દન, અંજનાભ અને પ્રતિતાભ. મહાભૂત તેમના વશમાં વર્તે છે. તેમનો ધ્યાન રૂપી આહાર છે. તેમનું આયુષ્ય સહસ્રકલ્પનું છે."

"બ્રહ્માના પ્રથમ લોક જનલોકમાં ચાર પ્રકારના દેવો છે-બ્રહ્મ પુરોહિત. બ્રહ્મકાયિક, બ્રહ્મમહાકાયિક, અને અમર. ભૂતો અને ઇન્દ્રિયો તેમને વશ વર્તે છે. પોતાના પછીનાના કરતાં દરેકનું આયુષ્ય બમણું છે."

"દ્વિતીય, તપોલોકમાં ત્રણ વર્ગના દેવો છે—અભાસ્વર, મહાભાસ્વર, અને સત્યમહાભાસ્વર. ભૂતો, ઇન્દ્રિયો અને તન્માત્રાના મૂલ ઉપર તેમની સત્તા છે. પૂર્વપૂર્વના કરતાં પછીના બમણું આયુષ્ય ગાળે છે."

"આ સર્વ ધ્યાનાહારવડે પોષાય છે. તેમનાથી ઉર્ધ્વપ્રદેશમાં તેમનો જ્ઞાનપ્રદેશ પ્રતિહત બનતો નથી. અધમભુવનો ઉપરનું કંઇ પણ તેમનાથી છૂપું રહી શકતું નથી."

"બ્રહ્માના તૃતીય લોક, સત્યલોકમાં, ચારવર્ગના દેવો વસે છે-અચ્યુત, શુદ્ધ નિવાસ, સત્યાલોક, અને સંજ્ઞાસંજ્ઞિ. તેઓ વસવા માટે ભૂવનો બાંધતા નથીઃ તેઓ અન્યના ઉપરિ ઉપરિ સ્વપ્રતિષ્ઠ વર્તે છે. તેમની સત્તા મૂલપ્રકૃતિ ઉપર પ્રવર્તે છે તથા સૃષ્ટિના

અંતપર્યંત જીવે છે. આમાંના અચ્યુતવર્ગના દેવો સવિતર્ક સમાધિનું સુખ અનુભવે છે, શુદ્ધનિવાસ વર્ગના દેવો સવિચારસમાધિનું સુખ અનુભવે છે; સત્યલોક વર્ગના દેવો આનંદ માત્રના ધ્યાનના સુખવાળા હોય છે; સંજ્ઞાસંજ્ઞિવર્ગના દેવો સાસ્મિતસમાધિના અનુભવવાળા હોય છે. આ સર્વે ત્રૈલોક્યમાં વસે છે."

"બ્રહ્મલોકોનો સમાવેશ કરતા આ સપ્તલોક છે. વિદેહ અને પ્રકૃતિલય પામેલા અધિકારીઓ મોક્ષ પદમાં વર્તે છે; તેટલા માટે તેમને લોકના મધ્યમાં મૂકવામાં આવ્યા નથી."

"સૂર્યદ્વારમાં સંયમ સાધિને યોગિએ હજુએ આ સર્વ દૃશ્ય રહેલાનો સાક્ષાત્કાર કરવો જોઇએ; જ્યાં સુધી આ સર્વે દૃશ્ય ના થાય ત્યાં સુધી તેણે આ પ્રમાણે અભ્યાસ ચલાવવો જોઇએ."

હવે આપણે આ સર્વેને બની શકે તેટલું સમજવા પ્રયત્ન કરીશું.

[ ચાલુ. ]

રામપ્રસાદ.

Theosophist..

---

# ॥ तंत्र विद्या ॥

। प्रवेशिका ।

## ॥ प्राकृतिक सृष्टिमां आध्यात्मिक नियम. ॥

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૮ થી. )

જીવનની વિદ્યાનો અધમપ્રકૃતિને વશ કરવામાં તથા ઉચ્ચપ્રકૃતિને શ્રેષ્ઠ બનાવવામાં સમાવેશ થાય છે. સ્વઉપરના મોહમાંથી, અશુભના પ્રથમ દૂતથી શી રીતે છૂટા થવું એજ, તેનો પ્રથમ ઉપદેશ છે.

આ અધમ, આસુરી પ્રકૃતિ અસત્ય પદાર્થ છે, અનેક માયાવિ જીવોની બનેલી છે, જેમાંના દરેકને પોતપોતાના હક હોય છે, તથા આપણે જેમ જેમ તેમને સંતોષવાનો પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ પ્રમાણમાં તેમની માગણીઓ પણ વધતી જાય છે. આ જીવાત્માની એવી અર્ધજ્ઞાનવાળી શક્તિયો છે, કે જેમને વધવા દેવામાં આવે તો તેઓ જીવાત્માને ચ્છિન્ન ભિન્ન કરી નાંખે; યથાર્થ મહાત્માના શ્રેષ્ઠ 'अहं'—ઇશ્વરની શક્તિ વડે આ શક્તિયોને આધિન કરવીજ જોઇએ.

આવાં "અહમ્", હું હુંની ભાવનાઓ, પ્રાકૃતિકસત્વો સમાન છે, જેમને વિશે ગુપ્તવિદ્યાના સાહિત્યમાં ઘણું કહેવામાં આવ્યું છે. આ કંઇ કાલ્પનિક સત્વો નથી, પરંતુ જીવન શક્તિઓ સમાન છે, તથા જેને પોતાના જીવાત્માના અંતરમાં અવલોકવાની શક્તિ હોય છે, તે તેમને જોઇ શકે છે. આ દરેક શક્તિ, અમુક પ્રકારની પાશવતૃષ્ણાને મળતી આવે છે, તથા જો તેને વધવા દેવામાં આવે તો, તેની પ્રકૃતિને મળતા આવતા સત્વના (પ્રાણીના) સ્વરૂપ વડે તે અંકિત થાય છે. પ્રથમ તો તેઓ આછાં અને છાયા સમાન હોય છે, પરંતુ તેમની સાથે મળતી આવતી તૃષ્ણાનો વધારો થતાં તેઓ આંતરાત્મમાં વિશેષ ઘટ્ટ સ્વરૂપ ધારણ કરતાં જાય છે તથા તેમને ઇચ્છાશક્તિનું પોષણ મળવાથી, જેમ જેમ આપણી તૃષ્ણાઓ એક પ્રકારના રાગનું સ્વરૂપ ધારણ કરે છે તેમ તેમ તેમના બલમાં પણ ઘણી વૃદ્ધિ થતી જાય છે. નિર્બલ પ્રાકૃતિકસત્વોને, પ્રબલપ્રાકૃતિક સત્વો ગળી જાય છે, નિર્બલ તૃષ્ણાઓ બલવાન્ તૃષ્ણાઓમાં સમાઇ જાય છે, અને આખરે કદાચ એક રાગનો મૂખ્ય વિષય; એક શક્તિવાળું પ્રાકૃતિક સત્વ અવશેષ રહી જાય છે. જીવાત્માના સ્વર્ગના આરામનું રક્ષણકર્તા ઉમ્બરવાસિ ભયંકર રક્તબિન્દોમાં તેમનો સમાવેશ થાય છે. સર્પો, વ્યાઘ્રો, વરાહો, સદા અસંતોષિ વરૂઓ ઇત્યાદિના સ્વરૂપમાં તેમને વર્ણવવામાં આવે છે, પરંતુ ઘણીવાર તેઓ માનવ અને પાશવ તત્વોના એક પ્રકારના મિશ્રણના પરિણામરૂપ હોવાથી માત્ર તેઓ પાશવસ્વરૂપોજ દર્શાવતાં નથી. પરંતુ વારંવાર તેઓ મનુષ્ય જેવાં માથાંવાળાં પ્રાણીઓના અથવા પ્રાણીઓના અવયવોવાળાં માનવના સ્વરૂપમાં જણાય છે; આ સર્વે અનેક પ્રકારનાં અનેકવિધસ્વરૂપોમાં જણાય છે, કારણ કે કામ, લોભ, અપરિતોષ, ઇન્દ્રિયોપભોગનો પ્રેમ, તૃષ્ણા, ભીતિ, ત્રાસ, ધિક્કાર, અભિમાન, મિથ્યાગર્વ, સ્વાભિમાન, મૂઢતા, વિષયાસક્તિ, સ્વાર્થ, મત્સર, દ્વેષ, ઔદ્ધત્ય, દાંભિકતા, ધૂર્તતા, સત્યાભાસ, અલ્પમતિ, વ્હેમ, ઇત્યાદિ ઇત્યાદિના અનંતપ્રકારની અનેકવિધતાના સંબંધો અને મિશ્રણો સંભવે છે.

મનુષ્ય જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તેના જીવ-પ્રદેશમાં આ પ્રાકૃતિકસત્વો વસે છે, તેના જીવન-તત્વને આધારે જીવતાં હોવાથી બલવાન્ અને હષ્ટપુષ્ટ થાય છે, તથા તેના વિચારના ખોરાક વડે તેઓ પોષાય છે. ભીતિના એક પ્રકારના આવેશ વડે અથવા અમુક વ્યાધિના પરિણામ રૂપે જો આ સત્વોને તેમના પ્રદેશમાંથી બહાર નિકળવાની શક્તિ આપવામાં આવે તો તેઓ તેના બાહ્યપ્રદેશમાં પણ દશ્ય થાય છે. પવિત્ર આચાર વિધિવડે તેમનો વિનાશ સાધી શકાતો નથી, તેમજ એકાદ આચાર્યના ઉપદેશો અથવા પ્રાર્થનાઓ વડે પણ તેમને દૂર કરી શકાતાં નથી. તેમનો માત્ર દિવ્યપુરૂષની આધ્યાત્મિકઇચ્છાની શક્તિવડેજ વિનાશ સાધી શકાય છે; જેમ પ્રકાશ અંધકારનો વિનાશ કરે છે, વિદ્યુતનો ધડાકો વાદળાંને ચીરી નાખતો જણાય છે, તેમ તેના વડે તેમનો વિનાશ સિદ્ધ કરી શકાય છે.

જેઓ દિવ્ય આધ્યાત્મિક ચેતનાની ભૂમિકાપર્યંત પહોંચ્યા છે, તેઓજ આધ્યાત્મિક ઇચ્છાશક્તિ ધરાવી શકે છે; અધ્યાત્મવિદ્યામાં નહિ પ્રવેશેલા માનવિઓ આ વિશે

કંઇ જાણી શકતા નથી. પરંતુ આટલા બધા આગળ નહિ વધેલા અભ્યાસીઓ પણ આવાં પ્રાકૃતિક સત્વોનો ધીમે ધીમે વિનાશ સાધી શકશે; તેમને તેમનો જરૂરનો ખોરાક નહિ આપવા વડે, તેમની હાજરીની તૃષ્ણા નહિ રાખવા વડે આમ કરી શકાશે. તેમના અસ્તિત્વને ઇચ્છાશક્તિનો આધાર નહિ આપવા વડે તેમને દૂર કરી શકાશે. પછીથી તેઓ કરમાવા માંડશે, માંદાં પડશે, અને દેહના એકાદ નિરૂપયોગી અવયવની પેઠે કોહીને મરણ પામશે. માનવના આત્મિકદેહમાં મર્યાદાની એક રેખા બંધાવા માંડશે, કદાચ તેમાં 'દાહ' અને દુઃખ ઉત્પન્ન થાય છે. સ્થૂલ દેહમાંથી એકાદ સડતા ભાગને દૂર કરવામાં જે થાય છે તેના જેવીજ વિધિ અત્રે થાય છે; આખરે પ્રાકૃતિકસત્વનું કોહી ગયેલું શબ દૂર થાય છે અને વિનાશ પામે છે.

આવાં વર્ણનો કંઇ કલ્પનાએ અથવા રૂપકો અથવા સંજ્ઞાઓજ નથી, થીઓફ્રેસ્ટસ **પેરેસેલસસ, જેકોબબોહિમ** અને અન્ય અનેક ગુપ્તવિદ્યાના લેખકો તેમના વિશે લખે છે, તથા તેમના સિદ્ધાંતોની યથાર્થ કીંમત થાય તો અભિચારના ઇતિહાસમાં તથા મહાત્માઓનાં જીવનોની કથામાં વર્ણવાયલા અનેક બનાવોના ઘણા ઘણા ખુલાસા મળી રહેશે.

પરંતુ કંઇ માનવના જીવાત્માના પ્રદેશમાં માત્ર પાશવ બિજકોનોજ સમાવેશ થતો નથી. દરેક માનવબંધારણમાં શેક્ષપીઅર, કાલિદાસ, વૉશિંગટન, શિવાજી, ગેટે, બુદ્ધ, શંકરાચાર્યના જેવાં બિજકો પણ છે. આથી વિરૂદ્ધ પ્રતિનાં માનવિઓનાં બીજકો પણ તેનામાં હોય છે, આ દરેક બિજકમાં વિકાસ પામવાની શક્તિ છૂપાઇ રહેલી હોય છે; પરિવર્ત પામવામાં ધીમાં સ્થૂલઅણુઓની લટ્ટતાથી બની શકે તેટલા પ્રમાણમાં તેઓ આકાર ધારણ કરી શકે છે, તથા આખરે બાહ્ય દેહમાં પ્રતિબિંબ રૂપે પ્રદર્શિત થાય છે; કારણ કે દરેક ચારિત્ર એક પ્રકારના આકારને મળતું આવે છે. તથા દરેક આકાર અમુક પ્રકારના ચારિત્રને બંધ બેસતો આવે છે.

માનવપિંડરૂપી બાગ એવો છે, કે જેમાં સર્વ પ્રકારની વનસ્પતિઓ ઉગે છે. કેટલીક ઝેરી હોય છે, કેટલીક શુભકર હોય છે. કયાં કયાં બિજકોને જીવંતરૂપોમાં વિકસાવવાં છે, એ નિશ્ચિત કરવાની બાબત માનવના પોતાના હાથમાં છે, તથા એ વૃક્ષ તે એ જાતેજ બનશે.

આધ્યાત્મિકજીવન ગાળવાનું કાર્ય સિદ્ધ કરવા માટે માનવજાતના ધિક્કારનાર બનવાની અથવા પોતાની અસ્વસ્થ કલ્પનાપરંપરામાં મ્હાલવા માટે જંગલમાં એકાંત વાસિ બનવાની જરૂર નથી. આત્મજય પ્રાપ્ત કર્યા વિનાનાં માનવિઓ માટે દરરોજના જીવનની નિર્જીવ તકરારોથી ચાલતું યુદ્ધ, ઇચ્છાશક્તિનો અભ્યાસ કરવાની શ્રેષ્ઠ શાલા સમાન છે. " દુનિયાના દંભનો ત્યાગ કરવો ", એનો અર્થ એમ નથી, કે દુનિયાની ઉન્નતિ પ્રત્યે તિરસ્કાર દૃષ્ટિ રાખવી, ગણિતન્યાયઆદિ શાસ્ત્રથી અજાણ્યા રહેવું, માનવ

જાતના કલ્યાણમાં કોઇ પ્રકારનો ભાગ ના લેવો, જીવનાં કર્તવ્યોનો ત્યાગ કરવો અથવા કુટુંબનો તિરસ્કાર કરવો. જો આવા ઉલટા અર્થમાં વર્તવામાં આવે તો ધારેલા ઉદ્દેશ કરતાં તદ્દન વિરૂદ્ધ પરિણામ આવશે; એથી સ્વ માટેના પ્રેમમાં વૃદ્ધિ થાય છે, જીવાત્મા સમગ્ર સૃષ્ટિમાં વિસ્તાર પામવાને બદલે એક કેન્દ્રમાં સંકુચિત બનતો જાય છે. અમુક દશાની પાર જતા પૂર્વે આપણને પ્રથમ તેનો અનુભવ થવો જોઇએ. માનવજાતને વિસારનાર એક મનુષ્ય, જો તે પ્રથમ માનવજાત પ્રત્યેના પ્રેમપર્યંત પહોંચતો નથી તો તે પ્રભુનો પ્રેમ ભાગ્યેજ પામી શકે છે. "સ્વનો ત્યાગ કરવો;" એનો અર્થ એટલોજ છે કે વ્યક્તિ ભાવનાને જીતવી, તથા એ વ્યક્તિની તૃષ્ણાના પ્રેમના પદાર્થોમાંથી પોતાની જાતે છૂટા બનવું. એનો અર્થ એવો થાય છે, કે "દુનિયામાં વસવું પરંતુ તેમાં આસક્તિ રાખવી નહિ." વ્યક્તિના પ્રેમને બદલે વિશ્વમાન્ય પ્રેમને સ્થાન આપવું તથા વ્યક્તિના લાભ કરતાં સમષ્ટિના લાભને શ્રેષ્ઠ પ્રકારના ગણવા. માત્ર એક આવરણરૂપ સ્વનો, અહંતાનો ત્યાગ, અધ્યાત્મિકવિકાસને અવશ્ય કરીને અનુસરે છે. જેમ જેમ આપણે વ્યક્તિવાચક સ્વને વિસરતા જઇએ છીએ તેમ તેમ વ્યક્તિયોને, વ્યક્તિ વિષયક પદાર્થોને લાગણીઓને ઓછી અગત્ય આપીએ છીએ. નિત્ય, સ્થિર, બદલી શકાય નહિ એવી વ્યક્તિયો રૂપે, અન્યભિન્ન વ્યક્તિઓમાં ભિન્ન રહેનાર રૂપે, અભેદ્ય કોશોને લીધે તેમનાથી ભિન્નરૂપે, આપણે આપણી જાતને અવલોકવાનો આરંભ કરતા નથી પરંતુ એક અનંત શક્તિના આવિર્ભાવો રૂપે જોઇએ છીએ, જે સમગ્ર વિશ્વને છાઈ રહી છે, જેની શક્તિઓ આપણા અલ્પકાલના નિવાસ સ્થાન રૂપ દેહોમાં એકત્રિત થાય છે અને કેન્દ્રિત બને છે; જેમાં દેહો સતત વહ્યાં જાય છે તથા જેમાંથી પ્રકાશના અનંત પ્રદેશનાં કીરણો સતત પ્રકાસ્યાં જાય છે, જેનો પરિઘ અનંત છે તથા જેનું કેન્દ્ર સર્વત્ર છે.

આ સત્યના સ્વીકાર અને અનુભવ ઉપર, **સર્વે પ્રાણી માત્રમાં વસતા પ્રભુના વિશ્વ વ્યાપક પ્રેમના ધર્મ રૂપ** માત્ર યથાર્થ નિયમનો આધાર છે. જ્યાં સુધી મનુષ્ય પોતાના વિચારો અને વર્તનમાં માત્ર અલ્પઆત્મપ્રદેશનેજ હિસાબ ગણે છે ત્યાં પર્યંત તેનો મનનો પ્રદેશ અવશ્ય કરીને સંકુચિત બને છે. આપણા સર્વે પંથસંપ્રદાયસમાજો સ્વાર્થીભાવનાઓના આધાર વાળા છે. આપણો દરેક પંથસંપ્રદાય સમાજનુયાયી **પોતામાટેજ** જો જડ નહિ તો અમુક પ્રકારનો આધ્યાત્મિક લાભ મેળવવા પ્રયત્ન પરાયણ થાય છે. દરેક જણ, કોઇક અન્યથી પોતાનું રક્ષણ થાય એમ ઇચ્છે છે; પ્રથમ તો પોતે પોતાનું રક્ષણ કરવા માગે છે, અને પછીથી કદાચ અન્યનું રક્ષણ કરવાનો વિચાર કરે છે; આ સર્વમાં તેનું પોતાનું રક્ષણ કરવાની ભાવના સર્વોપરિ વર્તે છે. વિશ્વવ્યાપક પ્રેમનો યથાર્થ ધર્મ "પોતાની જાતને," "સ્વને," પીછાનતોજ નથી.

સ્વર્ગમાં જવાની અથવા નિર્વાણદશા પામવાની ઉચ્ચ અને પ્રશંસનિય તૃષ્ણા પણ સર્વ રીતે વિચારતાં એક પ્રકારની સ્વાર્થીતૃષ્ણા છે, તથા જ્યાં સુધી મનુષ્યનામાં ગમે તેવી કોઇ પણ પ્રકારની સ્વાર્થીતૃષ્ણા હોય છે ત્યાં સુધી તેનું મન માત્ર તેની પોતાની જાતનેજ જુએ છે. જ્યારે તેનામાંથી સંકુચિત માયાવિ "સ્વનું" ભાન દૂર પળે છે ત્યારેજ તેનો યથાર્થ ઇશ્વર પરમાત્માની પેઠે અનહદ અને સર્વવ્યાપક બને છે. જેનો અનહદ જ્ઞાન પામવાની ઇચ્છા હોય તેણે, હદ, બંધનોની પાર જવુંજ જોઇએ.

આવા ઉચ્ચ દૃષ્ટિ બિંદુથી વિચારતાં, વ્યક્તિ અતિ અલ્પ અને હિસાબ વિનાની તથા થોડીજ અગત્યની જણાય છે. એક ભાવનાના કેન્દ્રિત સ્થાન રૂપે માનવિ જણાય છે તથા અન્ય સર્વે લોક અને પ્રજાઓ અનહદ સમુદ્ર તટ ઉપરના રેતિના કણો સમાન જણાય છે. સદ્‌ભાગ્ય, કીર્તિ, પ્રેમ, મોજ શોખ ઇત્યાદિ, સાબુના પરપોટાઓના જેટલીજ અગત્યનાં થઇ પડે છે તથા બાલકોનાં નિર્જીવ રમકડાં સમાન ગણીને તેમનો ત્યાગ કરવામાં જીવાત્મા આનાકાની કરતો નથી. આવા પ્રકારના ત્યાગને એક પ્રકારના આત્મભોગ, યજ્ઞના નામથી વ્યવહરી શકાશે નહિ કારણ કે મોટાં થયલાં બાલબાલાઓ બાલ્યકાલની રમતોને " ભોગ " આપતાં નથી, માટે તેમને હવે એ બધાંની વધારે વાર જરૂર રહેતી નથી. તેમનાં મનનો વિસ્તાર થવાના પ્રમાણમાં તેઓ કંઇક વિશેષ ઉપયોગી બાબતનું ગ્રહણ કરી શકે છે; જેમ જેમ માનવનો જીવ વિસ્તાર પામતો જાય છે તેમ તેમ તેનાં પરિવર્તનો તથા તેના નિવાસસ્થાન રૂપ ગૃહ પણ, ઘણે દૂરથી અથવા ઉચ્ચ પર્વત ઉપરથી જોવાતા દૃષ્ટિપ્રદેશની સમાન એક અતિ અલ્પસ્વરૂપમાં તેને જણાય છે, તથા સાથે સાથેજ તેની અનહદવિશેની ભાવના વિસ્તાર પામતી જાય છે તથા વિશાલ સ્વરૂપ ધારણ કરે છે. આવા પ્રકારનો વિસ્તાર આપણને મહાન્ વિશ્વનાં વાસિઓ બનાવીને, " આપણી પાસેથી આશો દેશ અને ગૃહ છીનવી લેછે. " આપણાં ઐહિક માતપિતાઓ અને મિત્રોનાં અનિત્ય સ્વરૂપો વિશેની આપણી પ્રેમ વૃત્તિઓમાંથી તે આપણને દૂર કરે છે, તથા આપણા અમર ભ્રાતાઓ અને ભગિનિઓના સ્વરૂપમાં તેમની યથાર્થ વ્યક્તિઓ સાથે આપણો હમેશનો સંબંધ બાંધી આપે છે. તે તેને માયાવિ સંકૂચિત પ્રદેશોમાંથી ભાવનાના અનહદ પ્રદેશમાં ઉચ્ચ પંથે દોરી જાય છે, નિર્જીવ માટીના કારાગારામાંથી માનવને છુટો બનાવે છે, અને નિત્ય તથા વિશ્વ વ્યાપક જીવનના શ્રેષ્ઠ સ્વાતંત્ર્ય અને વિભૂતિમાં દોરી જાય છે.

જીવનનું દરેક સ્વરૂપ, માનવ સ્વરૂપને પણ બાધરૂપે ના ગણતાં, જીવનના વિશ્વમાન્યતત્વની શક્તિઓને એકત્રિત બનવાના એક કેન્દ્ર કરતાં કંઇ પણ વિશેષ નથી; જેમ જેમ આ શક્તિઓ વિશેષ એકત્રિત બનીને એ કેન્દ્રમાં વધારે કેન્દ્રિત બનતી જાય છે, તેમ તેમ તેઓ પોતાની વિકસવાની અને વિસ્તરવાની સત્તા દર્શાવવામાં અત્યંત નિર્મલ બનતી જાય છે. માત્ર પોતાના સ્વાર્થી હેતુ માટે પોતાની શક્તિઓનો ઉપયોગ કરનાર સ્વાત્મ-સંતોષિ મનુષ્ય તેમને પોતાની જાતમાંજ સંકૂચિત બનાવે છે, તથા જેમ જેમ તે તેમને સંકૂચિત બનાવતો જાય છે તેમ તેમ તે વિશેષ સાંકડા મનનો અને માન વિનાનો બનતો જાય છે; પૂર્ણની ભાવના તેના દૃષ્ટિપથમાંથી ખસી જવાને લીધે, તે પણ પૂર્ણના દૃષ્ટિપથમાંથી દૂર પળે છે. અન્ય પક્ષે જો એક મનુષ્ય માત્ર સ્વાપ્નિક જીવન ગાળે, અજ્ઞાતના પ્રદેશમાં પોતાની શક્તિઓને મોકલે, બુદ્ધિબલ મેળવ્યા વિના તેમને અવકાશમાં વિખેરી નાખે તો અનંતના પ્રદેશમાં તેના વિચારો છાયાની માફક ભટક્યાં કરે છે તથા આખરે વિનાશ પામે છે. સ્વાભિમાની વસ્તુસ્વાતંત્ર્યવાદી ( Realist ) તેમજ કામનાપરાયણ સ્વાપ્નિક તથા ભાવનાવાદી ( Idealist ) કોઇ પણ સત્યનું ગ્રહણ કરી શકતા નથી. સમતાના વિકાસ માટે, શક્તિ સંગ્રહ સાથે સંબંધ ધરાવતા વિસ્તારની આવશ્યકતા છે.

કેટલાંક મનુષ્યોમાં બલવાન બુદ્ધિશક્તિ હોય છે, પરંતુ આધ્યાત્મિકતા અલ્પ હોય છે; કેટલાકનામાં આધ્યાત્મિક શક્તિ હોય છે, પરંતુ બુદ્ધિ શક્તિ નિર્બલ હોય છે. જેમનામાં બુદ્ધિશક્તિઓને, પ્રબલ આત્મભાવનાનો સારો આધાર મળેલો છે, તે ઉત્તમ અધિકારી છે. અનુભવી બનવા માટે પ્રથમ તો આપણે અવલોકન અને ઉપદેશ ગ્રહણ વડે જે બાબતનો અનુભવ કરવાની જરૂર હોય તે બરોબર સમજતાં શિખવાની આવશ્યકતા છે. બુદ્ધિશક્તિ એકીકરણ અને વિકાસના પરિણામ રૂપ છે, વિસ્મૃતિ શક્તિના પરિણામ રૂપ નથી. સત્ય વડે જીવાત્માનું પોષણ થવું જોઇએ. આ બાબત આપણા પોતાના એક વિભાગ રૂપ પદાર્થની પ્રકૃતિની એકપ્રકારની સંવિતભૂમિકામાં જાગ્રત બનવા સમાન છે. સાયંકાલે અજાણ્યા દેશમાં આવનાર મનુષ્યને, રાત્રિની શાંતિમાંથી જાગ્રત બન્યા પછી પ્રભાતમાં તે ક્યાં છે તેનું પણ ભાગ્યેજ ભાન હોય છે. કદાચ તે પોતાના ગૃહ અને ત્યાં પાછળ મૂકેલાં મનુષ્યોનાં તરંગનગરો રચતો હોય છે અને તે જાગ્રત થયા પછી તથા નવીન અને અજાણ્યાં પરિવર્તનોના સંપૂર્ણ ભાનવાળા બન્યા પછીથીજ તેના જુના સંસ્કારો દૂર પડે છે, અને પોતે ક્યાં છે, તે અનુભવવાનો આરંભ કરે છે. આજ પ્રમાણે નવીન સત્યોનો અનુભવ થતા પૂર્વે, પ્રાચીનદોષો દૂર થવાજ જોઇએ. માનવિને આધ્યાત્મિક જીવનના અનુભવનો આરંભ થતાં એક ભાવવાળા આધ્યાત્મિક સત્યરૂપે *જીવન ગાળવાનો આરંભ કરે છે.*

આધ્યાત્મિક બનવા માટે, સ્થૂલ આરોગ્ય, બુદ્ધિ શક્તિનો વિકાસ, આત્મિક પ્રવૃત્તિ, એ સર્વે સાથે સાથેજ વધવાં જોઇએ. નિઃસ્વાર્થ બુદ્ધિ, શુદ્ધ મન અને નિરોગી દેહવડે આંતરજ્ઞાનને આધાર મળવો જોઇએ. આ શી રીતે સિદ્ધ કરવું, એ માયાવિ પરિણામોનું વર્ણન આપતી એક વિદ્યા વડે શિખવી શકાશે નહિ, તેમજ ભ્રમણાત્મક વિચારો ઉપર આધારો રાખતી એક પ્રકારની ધાર્મિક શ્રદ્ધા વડે પણ ઉપદેશી શકાશે નહિ; પરંતુ પ્રાચીન ઝમાનાઓના પ્રજ્ઞાધર્મ રૂપ અધ્યાત્મવિદ્યાવડે તે ઉપદેશી શકાય છે; તેનો આધાર સત્ય ઉપર છે તથા તેના વ્યવહારિક ઉપયોગરૂપ માનવઅસ્તિત્વનો અતિ ઉત્કૃષ્ટ ઉદ્દેશ છે.

આ પ્રજ્ઞાધર્મ, સંતો, મહંતો અને દક્ષાઓ, તથા સર્વે પ્રજાઓના આત્માનુભવિ પુરૂષોના વારસા રૂપ હતો તથા વર્તમાનમાં પણ તેમ છે; આવા પુરૂષો ધર્મની ગમે તેવી બાહ્ય સંસ્થાને અનુસર્યા હોય તે લક્ષમાં લેવાનું નથી. પ્રાચીન બ્રાહ્મણો, ઇજીપ્તવાસિઓ અને જ્યુ લોકોએ મંદિરો અને ગુફાઓમાં આ ધર્મને ઉપદેશ્યો છે, ગૌતમ બુદ્ધ અને નાઝરેથના જીસસે પણ તેનોજ બોધ આપ્યો છે, ગ્રીક લોકોનાં એલ્યુઝીયન અને એથીક રહસ્યોના આધારરૂપ તે બન્યો છે, નિત્ય ક્રાઇસ્ટના યથાર્થ ધર્મનો આધાર પણ તેના ઉપર છે. આ માનવ જાતનો ધર્મ છે, તેને અભિપ્રાયો, મનો, આકારો, સ્વરૂપો સાથે લેવા દેવા નથી. પ્રાચીન સમયની પેઠે વર્તમાનમાં, માનવિયોના ઉપદેશકો હોવાનો દાવો કર્તા પુરૂષો, તેનાં સત્યોને બરોબર સમજ્યા નથી તથા અવળા રીતેજ દર્શાવે છે. વર્તમાન દિનોના પૂજારીઓ અને પદાર્થવિદ્યાવાદીઓના પ્રતિબિંબરૂપ પૂર્વકાલના ધર્મ વિરોધિઓ હતા. પ્રથમની પેઠે વર્તમાનમાં પણ વ્હેમ અને સ્વાર્થની વચ્ચે સત્યને ચમકી

મારવામાં આવેછે તથા અજ્ઞાનની ગુફામાં છૂપાવવામાં આવે છે. પ્હેલાંની પેઠે હાલ પણ સ્વરૂપમાંથી, આકારમાંથી આત્મા દૂર ખસી ગયો છે, આત્માનો તિરસ્કાર કરીને માત્ર અક્ષરોના પૂજકોને લીધે આ આમ થયું છે. ગમે તો ગૃહનાં છાપરાંએ ચઢીને ઘોષ કરવામાં આવે, ભરબજારમાં ઉપદેશવામાં આવે તોપણ માત્ર આકારનું પૂજન કર્તા મૂર્તિ પૂજકો માટે પ્રજ્ઞાન હમેશાં એક ગુપ્તવિદ્યા સમાન રેહેશે. પોતાના જડ સ્વાર્થોમાં ગુંથાઇ ગયલો નાસ્તુાવટીની આસપાસ પ્રકૃતિનાં ભવ્ય સૌંદર્ય આવી રહ્યાં હોય છતાં તે તેમનું અવલોકન કરી શકતો નથી; તાર્કિક શોધક ચિહ્નો, રૂપકો માટે પૂછપાછ ચલાવે છે. પરંતુ પોતે હમેશાં જેમનાથી વીંટાયલો છે એવા ચિહ્નોનું અવલોકન કરતો નથી. રક્ષકને ઉદ્દભવવાનું સ્થાન માનવ જાતનુ હૃદય છે. જો માનવ જાતમાં વસતો વિભુ પોતાની દિવ્યતાના આત્મભાનવાળો થાય છે તો એક ઉત્તમ અને સુખી પ્રજા ઉપર પોતાનો પ્રકાશ પસારતા સૂર્ય સમાન તે જણાય છે.

શુભની તાંત્રીકશક્તિના અસ્તિત્વનો ઘણું કરીને ઘણા થોડાજ નકાર ભણી શકશે; પરંતુ જો શુભકર અથવા દક્ષિણમાર્ગની તંત્રવિદ્યાનો સ્વીકાર કરવામાં આવે તો દુઃખકર અથવા વામમાર્ગની તંત્રવિદ્યાની ભાવના પણ જરા પણ અસંભવિત લાગતી નથી.

શુભાશુભ તાન્ત્રિકશક્તિયોનો ઉપયોગ કરનાર માનવિ નથી, પરંતુ તેના બધારણદ્વારા શુભાશુભ ઉપજાવતો તેનામાં વસતો જીવાત્મા છે. મહા કારણના દૃષ્ટિબિંદુથી ઇશ્વર, જે જે દશાઓના આધિનમાં વર્તે છે તદનુસાર તે શુભ અથવા અશુભ છે; કારણકે જો ઇશ્વરનામાં શુભ તેમજ અશુભ ઉભયનો સમાવેશ ના થાય તો તે વિશ્વમાન્ય બની શકતો નથી. જે રીતે તેને વર્તવાની જરૂર પડે છે તદનુસાર ઇશ્વર શુભાશુભ કર્મો કરે છે; તેજ પ્રમાણે વસંત સમયમાં બરફને ઓગાળનાર, અંધકારયુક્ત પૃથ્વિમાંથી બહાર આવવામાં ઘાસ અને પુષ્પોને મદદ કરનાર સૂર્ય શુભ કરે છે, અને જો ગરમ આફ્રિકાના મુસાફરની ચામડીને બાળી નાખે તથા લૂવડે મનુષ્યનું મૃત્યુ ઉપજાવે તો દુઃખ કરે છે. નિયમ પ્રમાણે અને સ્વચ્છંદે નહિ વર્તનાર બુદ્ધિ રહિત જડ પ્રકૃતિની શક્તિ વડે ઇશ્વર એકાદ આરોગ્ય અવયવની વૃદ્ધિમાં મદદ કરે છે તેમજ વ્રણની અનારોગ્ય વૃદ્ધિને પણ વધારે છે. જે દિવ્ય અથવા આધ્યાત્મિક નથી તેમાં દિવ્યજ્ઞાન પ્રદર્શિત થઇ શકતું નથી. ભાન વિનાના દેહમાં ભાનનો ઉદય થઇ શકતો નથી. માત્ર જ્યારે માનવ જીવાત્મા, ચેતના અને જ્ઞાનના ભાનવાળો થાય છે ત્યારે મનુષ્ય પોતાની આધ્યાત્મિક શક્તિને વશ કરી શકે છે તથા તેનો શુભ અથવા અશુભ માટે ઉપયોગ કરી શકે છે.

પોતાનામાં એકાદ આધ્યાત્મિક શક્તિને ઉપજાવનાર મનુષ્ય, તેનો શુભ અથવા અશુભ માટે ઉપયોગ કરી શકે. અધમ હેતુઓ માટે બુદ્ધિશક્તિઓનો ઉપયોગ કરનાર મનુષ્યો વિશે આપણે દરરોજ સાંભળીએ છીએ. અન્યનાં લોભ, ગર્વ, સ્વાર્થ, તૃષ્ણાનો ઉપયોગ કરતાં મનુષ્યો આપણા જોવામાં આવે છે, આથી તેઓ તેમને પોતાના હેતુને આધિન બનાવે છે. પોતાના હેતુઓના લાભ માટે અથવા પોતાની તૃષ્ણાનો અમુક પદાર્થ પામવા માટે આપણે તેમને ખૂન કરતા, યુદ્ધ કરાવતા જોઇએ છીએ. પરંતુ આવા બનાવોનો થોડો અથવા વધારે જીવન માટેના યુદ્ધમાં સમાવેશ થઇ જાય છે. અવશ્ય કરીને આવી બાબતો તંત્રવિદ્યાના વામમાર્ગની નથી, કારણ કે સામાન્ય રીતે તદ્દન

અશુભના પ્રેમથીજ આમ વર્તવામાં આવતું નથી, પરંતુ અમુક પ્રકારની વ્યક્તિ સંબંધિ લાભની તૃષ્ણાને લીધે આમ વર્તવામાં આવે છે. તંત્રવિદ્યાના ખરેખરા વામમાર્ગીઓ તો એવા પુરૂષો છે, કે જેઓ અશુભ કરવા ખાતેજ અશુભ કરે છે, પોતા માટે કોઇ પ્રકારના લાભની આશા અથવા પ્રાપ્તિની તૃષ્ણા વિના અન્યનું અશુભ કરે છે. હંમેશાં પૂઠપાછળ નિંદા કરનારાઓનો, કુથલી કરનારનો, અવળે પંથે દોરનારનો, લલચાવનારનો, કુટુમ્બોના મધ્યમાં દ્વેષ ઉપજાવવામાં આનંદમાનનારનો, વૃદ્ધિના વિરોધિઓનો, અને અજ્ઞાનના ઉત્તેજકોનો આ વર્ગમાં સમાવેશ થાય છે, તેમને યથાર્થ રીતે અંધકારના (અજ્ઞાનના) પુત્રોના નામથી વ્યવહરવામાં આવે છે. જેઓ માત્ર શુભના હેતુથીજ શુભાચરણ કરે છે તેમને પ્રકાશના (જ્ઞાન) પુત્રોના નામથી વ્યવહરવામાં આવે છે.

પ્રકાશ અને અંધકાર વચ્ચેની [જ્ઞાન અને અજ્ઞાન] તકરાર દુનિયાના જેટલી પ્રાચીન છે, અંધકાર વિના કોઇ પ્રકારનો પ્રકાશ પ્રદર્શિત થઈ શકતો નથી, તેમજ શુભ સંભવિ શકતું નથી. જીવનના એક નિત્ય તત્વના પ્રકાશ અને છાયા સમાન શુભ અને અશુભ છે, અને જો અન્ય પ્રદર્શિત થવાનું હોય તો દરેકની આવશ્યકતા છે. સંપૂર્ણ શુભ, અસ્તિત્વમાં હોવુંજ જોઇએ, પરંતુ અશુભની હાજરી જાણ્યા વિના આપણે શુભને જાણી શકીશું નહિ. સંપૂર્ણ અશુભનું અસ્તિત્વ સંભવી શકતું નથી, કારણકે શુભની શક્તિ વડે તે એકત્ર જળવાઇ રહે છે. જે માનવિનામાં કોઇ પ્રકારના બીલકુલ શુભનો સમાવેશ થતો નથી તે પોતાના સામેજ ક્રોધી બને છે, આવી વ્યક્તિના બંધારણમાં સમાવેશ થતી શક્તિઓ અન્યોન્ય સાથે યુદ્ધ મચાવે છે તથા તેના ટુકડે ટુકડા કરી નાખે છે. માનવિની શુભ કરવાની શક્તિજ તેનો રક્ષક છે. આ શક્તિ તેને જે શુભ હોય તે પ્રત્યે આકર્ષે છે, અને આખરે જ્યારે જેમાંથી આરંભમાં જીવનનો ઉદ્ભવ થયો એવું સર્વશક્તિનું મૂલ ઉત્પત્તિ સ્થાન, તે પ્રવૃત્તિને પોતામાં સમાવી લે છે, અંધકારની શક્તિયોને સહન કરવું પડે છે, પરંતુ પ્રકાશનાં પ્રાણીઓ તો પોતાના મૂલસ્થાન સાથે અભેદભાવ પામે છે.

અધમે કદાક ઉચ્ચમાં વિકસવું જોઇએ, એવો વિકાસક્રમનો નિયમ છે; પરંતુ બીજા રૂપે સર્વ સ્વરૂપોમાં વસતિ તથા બાહ્યપ્રદેશમાંથી સ્વતઃ પોતા ઉપર પ્રવર્તતી અતિ ઉત્કૃષ્ઠ શક્તિ વડેજ આ સિદ્ધ થઇ શકે એમ છે. જીવાત્માનો પણ સ્થૂલ સ્વરૂપના જેટલી જ પોષણની આવશ્યકતા છે; જીવાત્માનું પોષણ વર્ષાની પેઠે ઉચ્ચ પ્રદેશમાંથી થાય છે; નીચેની દુનિયા તેના એકીકરણ માટેની દશાઓ પૂરી પાડે છે. પ્રાકૃતિક સૃષ્ટિમાં અધ્યાત્મિક નિયમ આવા પ્રકારનો છે,—સમગ્ર પ્રકૃતિએ તેનું ગ્રહણ કરવું જોઇએ તથા અધ્યાત્મિક વિકાસવડે આત્માપર્યંત વિકસવું જોઇએ, અને જડને આપણે ચડવાનાં પગથિયાં પૂરાં પાડવાનાં છે. આવો વિકાસ અને ઉચ્ચ પ્રદેશ પ્રતિનું ગમન, માનવિ ઈશ્વર ભાવનાના સ્વતઃ ભાનવાળો થવાના પ્રમાણ ઉપર આધાર રાખે છે, આથી તેને તેની દિવ્ય પ્રકૃતિનું ભાન થાય છે અને અંતે તેને ઇશ્વરના સ્વીકારપર્યંત લઇ જાય છે.

ઉપતંત્રી.

---

આદ્યસ્થાપક
શ્રી અક્ષરધામ પ્રવાસી
મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
શ્રીયુત આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સમ્બંધી વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૨, અંક. ૧૨. ] ( માસિક ) [ સપટેંબર. ૧૯૦૭. ]

## ભજન.

( મળેલું. )

### નિર્ભય-શરણ.

નિર્ભય છે હો શરણુંરે............
　　　　મ્હારે મ્હારાના....ધનું હો....જી.
હરિ કરેતે ખરી અમારે.
　　　　નથી અન્ય કંઇ આશા.
સંસારીડાં અળગાં ધાર્યાં.
　　　　નથી બન્ધના પાસા,
　　લગની એવી લા....ગી....રે.
　　બીજું કાંઈ જાણું નહિ.
　　　　નિર્ભય છે હો............
પ્રપંચ આ માયાના સઘળા..........
　　　　મિથ્યા સર્વ પ્રમાણ્યા.........
સદ્ગુરુએ અમને દેખાડયાં............
　　　　હરિ એક તે જાણ્યા.........

તૃષ્ણા સરવે ત્યા....ગી....રે.
મિથ્યા સુખ માણું નહિ.
નિર્ભય છે હો............
માયાની ઘન ઘટા ગર્જના............
કર્ણ નથી સાંભળતા.........
નયન જુએ ત્હાં મોહ ન પામે............
ઇશ્વરકૃતિ સોકળતા.........
ભૂલ્યો ભારે ભા...ગી....રે.
દિલે ખેદ આણું નહિ.
નિર્ભય છે હો.........
આવ્ય ચાલીજા આધિ વ્યાધિ............
અને ઉપાધિ સઘળી.
તું ત્હારૂં કર્તવ્ય કરીલે.
નહિ મુજ કાયા નબળી.
લઉં છું હું તો મા....ગી...રે.
જાતાં એ પિછાણું નહિ.
નિર્ભય છે હો.........
દુર્ગમ પર્વત વચ્ચે પડિયા............
જવા બધા ઉલ્લંઘી........
હિમ્મત ધરીને પંથ કાપતાં.
કોઈ કરે નહીં બંધી......
જોયું મ્હેં તો જા....ગી....રે.
વૃથા વાદ તાણું નહિ.
નિર્ભય છે હો..........
શરણાથી આણું કે પાછું.
કદિ જરા નહિ ચાલું.
કલ્પવૃક્ષની શીતળ છાયમાં.
વસીને સુખડાં મ્હાલું.........
અન્તઃકરણે રા....ગી....રે..........
બીજું કાંઇ નાણું નહિ.
નિર્ભય છે હો.........
કણકણ પ્રત્યે પ્રેમ ભરાણો............

તિત તિત વૃદ્ધિ થાય,.........
સ્વરૂપ સુંદર નિર્મળ એમે..........;
અન્ય કાંઇ ગાણું નહિ;
નિર્ભય છે હો..........
મુસાફર—નાગર.

---

# ॥ नरहरिकृतज्ञानरमणी ॥

( મળેલું )

( અનુસંધાન ગતાંકથી )

સોઇ બ્રાહ્મણ જે બ્રહ્મકું જાણી, પરમ તત્વ ઘટમાંહી પીછાણી
બાહ્ય આભ્યંતર તત્વહીબદે, બ્રાહ્મણ સોઇ કહુનંદે. ૧૭૫
ચાર અવસ્થા ચારી બાણી, ચાર મુદ્રા લેહો પીછાણી;
પ્રણવ અગ્રકું જે કોઇ બુઝે, સોઇ બ્રાહ્મણ નિરંજન સુઝે. ૧૭૬
ક્ષત્રી ક્ષેત્રસ જે સમ્યકબુઝે, ઔર મન ઇંદ્રિ ત્રિગુણ શું ઝુઝે;
સર્વત્ર કુમારી જે મરે, સામ્ય રાજસો ક્ષત્રી કરે. ૧૭૭
જા ધરિ અનહત બાઝાં બાજે, ઔર જોગ સંગ્રામથી કબ હું ભાજે;
ગૌ બ્રાહ્મણ પ્રજા ધર્મ પાલી, ક્ષત્રીસો અભિદાનકૂ આલી. ૧૭૮
વૈશ્ય સોઇજો બુજિવ્યાપારા, તત્વ ગ્રહી ઔર તજે બીકારા,
ગૌકી સુશ્રુસા કરિ જેહી. પરમ મુક્તિ પાવી વૈશ્ય તેહી. ૧૭૯
ગૌકી ભક્તી ગોરસ ખાવી, ઓહી તત્વ શું જે ચિત લાવી,
ગોરસ સબકૂં જેહી ચખાવી, સોઇ વૈશ્ય પરમ પદ પાવી. ૧૮૦
શુદ્ર સોઇ જે સેવા કૂં જાણે, આત્મભાવ નિરંતર આણે;
જે વિશ્વ સકલ કૂં મને કરી પૂજે, સોઇ શુદ્ર પરમ પદ બુઝે. ૧૮૧
સોઈ બ્રહ્મચારી જે બ્રહ્મવિચારી, ઔર બીતૂં ભાવ મનહિથી વારી;
વિષય વાસના જાકીમોઈ, સાચા બ્રહ્મચારી યુગ સોઈ. ૧૮૨
ગૃહસ્થ સોજે ગુરુ શબ્દહીગ્રહેવી, સદા સર્વદા ખ્યાલસિરેહેવી;
આવે જાય સો હરિ કે લેખી, ગૃહસ્થ સોય સબમે હરી દેખી. ૧૮૩
વાનપ્રસ્થ શુન્ય બનકે બાશી, જહાં શબ્દ અનાહત જોતી પ્રકાશી,
અમૃત ફલકા કરે જુ અહારા, વાનપ્રસ્થ હિંસાથી ન્યારા. ૧૮૪

સકલ સંગકું તજી જે કોઇ, જીવત મ્રતક સંન્યાસી સોઈ.
જે હદ છાંડ બેહદમે આવે, સોહંસ બરણુ સન્યાસી કહાવે. ૧૮૫
સત રજતમ પંચ પંચહીછાંડી, તૂરિયા પદમાંહિ ખંભગાડી.
પરાતપર પેખી જે કોઈ, પરમહંસ સન્યાસીસોઇ. ૧૮૬
જાકે કછુ લિંગ ચેહેન ના હીસી, બોમસે જા બહુ આહીસી.
પાણુ પાત્ર દિસવસ્ત્ર હીહોઈ, નિરાલંબ અબધૂત સોઈ. ૧૮૭
કોઇ સ્થાનક જે આપ ન બાંધી, આનંદ આતમ જોગહીસાધી,
આતમ તત્વ લેહી જે કોઈ, જુગમહી જીવનમૂક્તા સોઇ. ૧૮૮
હોરિહોર જે આપા બાંધી, દેહ ઈંદ્રિમન પ્રાણુ ન સાંધી,
હરખ શોક ત્રિગુણુ મહી ખેલી, બંધ સોઈ જે અહંમમત્વ ન મેલી. ૧૮૯
આબગૂણુ નિર્ગુણકી ગત્યહીબોલૂ મુગતી ભંડાર એરી બીધ ખોલૂ:
થીર કરી ચંત ધરો ઇહો લોઇ, તો તુમ પાવો પરમગતી સોઇ. ૧૯૦
ત્રિગૂણમય એહી સંસારા, તાથી રહી જે કોઈ ન્યારા;
આતમ ચંતન હીરદે રાખી, ગુણુબીધમ બુદ્ધ સગહી નાંખી. ૧૯૧
અધમ ગતી તામસકી દેખાઉ, મધ્યમ ગતી રાજસકી બતાઉ,
ઉત્તમ ગતી સાત્વિકીકી જાણો, પરમ ઉત્તમ નિર્ગુણ પરમાણો. ૧૯૨

[ ચાલુ ]

---

# आध्यात्मिकता एटले शुं ?

આધ્યાત્મિક મંડળોમાં અન્ય કોઇ પણ શબ્દ વારંવાર વપરાતો હોય એવો હોય તો તે આધ્યાત્મિકતા છે; કમભાગ્યે એટલું પણ સત્ય છે, કે અન્ય શબ્દ કરતાં આ શબ્દની વ્યાખ્યા બાંધવાનું કાર્ય અતિવિકટ છે, અને તેથીજ તે જે જે રૂપે નથી તે રૂપ તેને માનીને ભૂલ કરવામાં આવે છે. તે નીતિવિધારૂપ નથી, તેમજ ચારિત્રબંધારણરૂપ નથી: તે પરોપકારરૂપ નથી તેમજ યોગાભ્યાસરૂપ નથી; જોકે આ સર્વેની તેનો વિકાસ સાધવા માટે આવશ્યકતા છે. મુંડકોપનિષદમાં કહ્યું છે તેમ: " આ આત્મા પ્રવચન વડે ( વક્તૃતા ), મેધા વડે ( ગ્રન્થાર્થધારણશક્તિવડે ). તેમજ બહુ શ્રુતવડે ( અધ્યયન ), કદાપી પણ લભ્ય નથી. આ આત્મા બલહીન વડે ( શિરેકપરત્વરૂપ ), પ્રમાદ વડે ( અનાત્મપરતારૂપ ),અથવા નિષ્કામતારૂપ મોક્ષ ચિહ્ન રહિત અજ્ઞાનીય તપ વડે લભ્ય થઇ શકતો નથી; " તથાપિ માનવવિકાસક્રમનાં અતિમસ્થાનપર્યંત લઇ જતા માર્ગમાં ગમન કરવાની ઇચ્છાવાળા અભ્યાસિયો માટે આ સર્વે સાધનો આવશ્યક છે.

" આધ્યાત્મિકતા એટલે શું ? " એ પ્રશ્નના ઉત્તરનો આધાર, " આત્મા એટલે શું ? " એ પ્રશ્નના ઉત્તર ઉપર રહે છે. ઉભય પ્રકારના ભિન્નમાર્ગોએ માનવિઓ આત્મભાવના પર્યંત પહોંચે છે. "પૂર્વે, મેં, લોકની એ પ્રકારની નિષ્ઠા હે અનઘ ! કહી છે; જ્ઞાન યોગ વડે કરીને સાંખ્યવાળાંની અને કર્મ યોગ વડે કરીને યોગવાળાની "–( ભગવદ્‌ગીતા—૩.૩ ) આગળ ઉપર આ ઉભય વર્ગનાં મનુષ્યોને આ પ્રમાણે વર્ણવ્યાં છે: "પરંતુ ઇન્દ્રિય ગ્રામનું સંયમન કરી, સર્વત્ર સમબુદ્ધિ એવા જે, અક્ષર, અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વત્રગ, અચિન્ત્ય, કૂટસ્થ, અચલ, ધ્રુવ, તેને ઉપાસે છે, તે, સર્વ ભૂતના હિતમાં અભિરક્ત, મનેજ પામે છે. ". ( ગીતા—૧૨—૩—૪ ) અને જેઓ " મારામાં મન અર્પી નિત્યયુક્ત મને ઉપાસે છે ને પરશ્રદ્ધોપેત છે, તેને હું યુક્તતમ માનું છું " ( ગીતા—૧૨—૨. )

આ ઉભય માર્ગો માનવિની ઉભય પ્રકારની–જ્ઞાન અને કર્મ–પ્રકૃતિઓ સાથે મળતા આવે છે. જ્ઞાનસ્વભાવવાળાં મનુષ્યો કર્મ કરતાં ધ્યાનપરાયણ વિશેષ હોય છે તથા માનવજ્ઞાનની વૃધ્ધિમાં ઉમેરો કરનાઓ તેમનામાંથી આવે છે. રાગસ્વભાવનાં મનુષ્યો, ધ્યાન કરતાં, કર્મપરાયણ વિશેષ હોય છે, અને આવાં માનવિઓ ઇતિહાસ બનાવે છે; કારણ કે રાગ વડે, અમુક કસોટીના અવધિ પછી, અવશ્ય કરીને કર્મમાં પ્રવૃત્ત થવાય છે. પ્રથમવર્ગના અમૂર્તભાવનાઓમાં આનંદ માને છે; અન્યવર્ગને મૂર્તપ્રતિમાઓ અસર કરી શકે છે. ચંદ્ર અને અગ્નિને દર્શાવતી ઇડા અને પિંગલા ઉભયનાડીઓમાંની પ્રથમ પ્રથમ વર્ગમાં બલવાન્ છે, અને અન્ય અન્ય વર્ગમાં બલવાન્ છે.

સાંખ્યનિષ્ઠાને યોગ્ય જ્ઞાનસ્વભાવવાળા અભ્યાસિયો માટે કહેવાયું છે–" કેટલાક ધીર પુરુષો, ચક્ષુઓને આંતરમાં વાળીને, અમૃતત્વની ઇચ્છા કરતા, પ્રત્યગાત્માનાં દર્શન પામે છે."–( કઠ. ઉપ.–૯–૧ ) વર્તમાન વિચારની આ ત્રણ સામાન્ય ભાવનાઓમાંથી–ચૈતન્ય, શક્તિ અને જડ—તેઓ અન્ય એમાંથી પાછા ફરી જાય છે તથા શુદ્ધ ચૈતન્યનું ધ્યાન ધરે છે. " સ્વયંભૂએ, ઇન્દ્રિયોની, અનાત્મવસ્તુપ્રત્યેનાં ગમનસ્વભાવવાળી બનાવીને હિંસા કરી, ( ઉક્ત સત્તા પ્રદાનરૂપ હિંસા ), તેથી સર્વે જનો બાહ્ય વિષયોનેજ જુએ છે." ( કઠ. ઉપ. ૪—૧. )જેમની દૃષ્ટિ બહિર્ ધાવન કરે છે તે જડને જુએ છે. પરંતુ જ્ઞાન યોગિ તો પોતાના પ્રાણના પ્રાકૃતિક વહનની દિશાને પલટાવીને દૃષ્ટિને આંતરમાં વાળે છે. આવા આંતરાવલોકનના સમયમાં, ' ભુવર્લોકનાં ચિત્રો,' નાદઆદિરૂપ દર્શનો તેના જોવામાં આવે છે. પરંતુ તે જાણે છે, કે જે આત્માને તે શોધે છે, તે રૂપ આ ચિત્રો અને સ્વરો નથી. તે સારી રીતે સમજે છે, કે આંતર્ અથવા બાહ્ય પ્રદેશમાં જોવાતો સૂક્ષ્મ અથવા સ્થૂલ કોઈ પણ પદાર્થ, માત્ર આત્મપ્રદેશની બહારના એક પદાર્થ રૂપ જ છે. એચ. પી. બીએ કહ્યું હતું તેમઃ " બાહ્ય પ્રદેશમાં ત્રિકોણનાં દર્શન પામવાં, એ કંઈ નથી; તે તો માત્ર ત્રિપુટિનું ઓજસ અંડ ઉપર પડતું પ્રતિબિંબ છે; આથી એટલું સિદ્ધ થાય છે, કે દ્રષ્ટા, ત્રિકોણની બહાર છે..........તમારે તમારી જાતને તેમાં પ્રવિલાપવાનો, તમારી જાતને તે સાથે એક બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ." આ પ્રમાણે જીવાત્માના અનુભવ પ્રદેશમાંથી જે જે બાહ્ય પ્રદેશનું છે, તે દૂર કરવા વડે "અહં", "ચૈતન્ય"

સાથે તે પોતાની જાતને એક રૂપ બનાવતાં શિખે છે. સામાન્ય માનવ અનુભવ, "अहं" તેમજ "न-अहं", ચૈતન્ય તેમજ જડ, ઉભયમાંના એકેના ભાનરૂપ નથી, પરંતુ આ ઉભયના પરસ્પરવર્તનના ભાન રૂપ છે; ધ્યાન સમયમાં મનુષ્ય નિશ્ચયપૂર્વક "न-अहं" ને દૂર કરતો જાય છે તથા ક્રમે ક્રમે શુદ્ધજીવાત્માનો અનુભવ મેળવવાનો આરંભ કરે છે. પરંતુ આ માર્ગનો કંઈ આ અંત નથી; કારણ કે "अहं" એ અહંકારના, અહં-કર્તાના, જડના એક સૂક્ષ્મવિવર્તના પરિણામરૂપ છે. માત્ર જ્યારે તે ઉચ્ચભૂમિકાએ પહોંચીને, શુદ્ધ આત્મ સ્વરૂપનો અનુભવ મેળવે છે, તથા જડના પરિણામ રૂપ તૃષ્ણા અને કર્મની પાર પોતાની જાતને પુરૂષ રૂપે જુએ છે, ત્યારે જ તે યથાર્થ જ્ઞાન પામ્યો કહેવાય છે. તેને મન આત્મા અનુભવમાંથી ઉત્પન્ન થતી અમૂર્તભાવના રૂપ નથી, પરંતુ એક યથાર્થ મૂર્તભાવના રૂપ જ છે. આત્માનુભવ મેળવનારના આગળ, આત્મા સાથે પોતાના જીવને તદ્રુપ બનાવનારના આગળ, આત્મા વિશે એક અમૂર્તભાવના રૂપે બોલવું તદન હાસ્યજનક લાગે છે. તે પોતાના દેહમાંના પ્રતિબિંબ ચૈતન્યથી આરંભિને, પ્રત્યક ચૈતન્ય પર્યંત પહોંચે છે, જે જડથી વિરૂદ્ધ આત્મજીવન સમાન છે, અનાત્માથી વિરૂદ્ધ આત્મજીવનરૂપ છે, અને પછીથી શુદ્ધ ચૈતન્ય અને કૈવલ્યની ઉચ્ચભૂમિકાઓએ ચઢે છે; આ સમયે તેને માટે પ્રકૃતિ વધારેવાર અસ્તિત્વ ધરાવતી નથી, જે અભાવમાંથી તે ઉત્પન્ન થઈ હતો તે માંજ, તેને માટે તો તે અદૃશ્ય થઈ જાય છે. દરેક ભૂમિકામાં તેનું ચૈતન્ય, તેને એક મૂર્ત ભાવનાના અનુભવ રૂપ બને છે, ગમે તો તે સામાન્ય જીવનનું મલિન ચૈતન્ય હો, ધ્યાનનું આપેક્ષિકજ્ઞાન હો અથવા અનુભવનું શુદ્ધચૈતન્ય હો. અનુભવમાંથી બાહ્ય તત્વોનું દૂર કરવા પણું હોય છે, પરંતુ કંઈ અમૂર્તભાવનાઓ બાંધવાની નથી. અમૂર્ત ભાવના બાંધવાનો એક એવો વિધિ છે, કે જેવડે આપણે અનુભવના એક અવયવનું માનસિક ચિંતન કરીએ છીએ તથા ધ્યાનના હેતુથી તેને કલ્પિત યથાર્થતા પણ અર્પીએ છીએ. ઉપર વર્ણવેલા આત્માનો અનુભવ, આરંભની ભૂમિકામાં મનની પારના પ્રદેશમાં વર્તે છે અને કોઈ પણ પ્રકારની એક અમૂર્તભાવના રૂપ નથી પરંતુ એક યથાર્થતા રૂપ છે. આથી સ્પષ્ટ થાય છે, કે પ્રસમાત્મા, કંઈ એક અમૂર્તભાવના રૂપ આત્મા નથી; સાંખ્યવાદીઓના પુરૂષનું પણ આમ નથી.

ચીનાઓના એક પ્રાચીન શુદ્ધિવિષેના શિક્ષગ્રંથમાં સાંખ્યમાર્ગનું ઉત્તમ વર્ણન આપવામાં આવ્યું છે."માનવ આત્મા શુદ્ધિ પસંદ કરે છે, પરંતુ તેનું મન તેને ક્ષુભિત કરે છે. માનવમન શાંતિ પસંદ કરે છે, પરંતુ તેની તૃષ્ણાઓ તેને અવળું ખેંચી જાય છે. જો તે તેની તૃષ્ણાઓને હમેશ માટે દૂર કરે તો તેનું મન સ્વતઃજ શાંત બનશે તેનું મન શુદ્ધ બનવા દ્યો, અને તેનો આત્મા સ્વતઃ શુદ્ધ બનશે.........મનુષ્યો શા માટે આમ વર્તી નથી શકતાં, એનું કારણ એટલું જ છે, કે તેમનાં મન શુદ્ધ બન્યાં નથી તથા તેમણે પોતાની તૃષ્ણાઓને દૂર કરી નથી. જો એક મનુષ્ય પોતાની તૃષ્ણાઓને દૂર કરીને પછીથી મન તરફ દૃષ્ટિ વાળે તો, તે મન હવે વધારેવાર તેનું પોતાનું રહેતું નથી. જ્યારે તે દૂર દૂર બાહ્ય પદાર્થો તરફ જુએ છે, ત્યારે એ પદાર્થો એવા થઈ પડે છે, કે તેમની સાથે તેને કંઈ પણ લેવા દેવા રહેતી નથી. જ્યારે તે આ ત્રણ બાબતો સમજે છે, ત્યારે તેને માત્ર શૂન્ય આકાશ જણાય છે. શૂન્યના આવા ધ્યાનવડે તેનામાં શૂન્યતાની ભાવના ઉદય પામે છે. આવા પ્ર

કારની શૂન્યતા વિના કોઇ પ્રકારનું શૂન્ય સંભવી શકતું નથી; ખાલી અવકાશની ભાવના દૂર થતાં, અભાવની ભાવના પણ સ્વતઃ અદૃશ્ય થાય છે; અભાવની ભાવના દૂર થતાં સતત શાંતિની દશાનો ઉદય થાય છે. આવી સ્થિતિથી સ્વતંત્ર શાંત દશામાં કોઇ પ્રકારની તૃષ્ણા ઉદય પામતી નથી ત્યારે યથાર્થ શાંતિ, વિશ્રાંતિ પામી શકાય છે. આવી યથાર્થ શાંતિ હમેશના એક ગુણ સમાન થઇ પડે છે, તથા જરા ચૂક વિના બાહ્ય પદાર્થોને પ્રતિઉત્તર આપે છે; એટલું નહિ પરંતુ આ યથાર્થ અને સતત વર્તતો ગુણ જ સમગ્ર પ્રકૃતિમાં છાઇ રહે છે. આવા પ્રકારના સતત પ્રતિઉત્તર અને સતત શાંતિમાં, હમેશની શુદ્ધિ અને વિશ્રાંતિનો સમાવેશ છે. જેનામાં આવી સંપૂર્ણ શુદ્ધિ આવે છે, તે ક્રમે ક્રમે યથાર્થ આત્માને પીછાનતો જાય છે. આવા અનુભવને લીધે, તેને આત્માનુભવીના નામથી વ્યવહરવામાં આવે છે. જો કે તેને આત્માનુભવીના નામથી વ્યવહરવામાં આવે છે, તો પણ, તે તો પોતાની જાતને કશાનો અનુભવ થયો હોય એમ માનતો નથી. સમગ્ર જીવંત પદાર્થો પરિવર્ત કરનાર રૂપે આત્માનુભવી કહેવામાં આવે છે. જે આટલું સમજવાને શક્તિમાન્ છે તે અન્યને આત્મજ્ઞાનનો ઉપદેશ કરી શકે." સેક્રેડબુકસ—ઑફ—ધી—ઇસ્ટ—વૉલ્યુમ—૪૦—પૃ—૨૫૧—૩.

ભગવદ્‌ગીતામાં જ્ઞાનયોગિના માર્ગની એક ભૂમિકા, અક્ષરે અક્ષર વર્ણવવામાં આવી છે. "સર્વત્ર અસક્ત બુદ્ધિ, જીતાત્મા, વિગતસ્પૃહ, તે પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને સંન્યાસ થકી પામે છે સિદ્ધિ પામેલો બ્રહ્મને જે રીતે પ્રાપ્ત કરે છે તે મારી પાસેથી હે કૌન્તેય ! જે જ્ઞાનની પરનિષ્ઠા છે તે, સમાસ થકી સાંભળ વિશુદ્ધબુદ્ધિથી યુક્ત, ધૃતિથી આત્માને નિયમી, અને શબ્દાદિ વિષયોને તજી, અને રાગદ્વેષનો વ્યુદાસ કરી, વિવિક્ત સેવતો લઘુ આહાર કરતો, વાક્ કાયા મનને વશ રાખનારો, નિત્ય ધ્યાનયોગપરાયણ, વૈરાગ્યમાં સુસ્થિત, અહંકાર, બલ, દર્પ, ક્રોધ, પરિગ્રહ, તજી નિર્મમ, શાન્ત, તે બ્રહ્મ સાક્ષાત્કાર યોગ્ય છે. જે બ્રહ્મભૂત પ્રસન્નાત્મા તે શોચ કે કામ ધરતો નથી. સર્વ ભૂતપતિ સમ હેઇ મારીપર ભક્તિને પ્રાપ્ત કરે છે."—(૧૮—૪૯ થી ૫૪.)

આધ્યાત્મિકતામાં આત્મ જીવનનાં લક્ષણોનો સમાવેશ થઇ જાય છે. સાંખ્ય માર્ગમાં ચાલનાર મનુષ્યના જીવનમાં આત્મા શીતે પ્રદર્શિત થતો જાય છે ? ગીતાના બારમા અધ્યાયના ઉપર ઉતારવામાં આવેલા ૩—૪ શ્લોકો, જ્ઞાનયોગના મૂખ્ય લક્ષણરૂપે ઇન્દ્રિય સંયમને તથા સર્વત્ર સમબુદ્ધિને દર્શાવે છે. ઇન્દ્રિયોનો સંયમ એટલે શું ? ગીતાના અન્ય શ્લોકમાં ( ૩. ૩૩ ) કહેવાયું છે,—"જ્ઞાનવાન્ પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે ચેષ્ટા કરે છે, ( અર્થાત્ ) ભૂત માત્ર પ્રકૃતિને અનુસરે છે, ત્યાં નિગ્રહ શું કરી શકે ?" આથી જ પછીના શ્લોકમાં નિગ્રહનો યથાર્થ અર્થ સમજાવવામાં આવ્યો છે,- ઇન્દ્રિય ઇન્દ્રિયના અર્થોમાં રાગ દ્વેષની વ્યવસ્થા છે, માટે તેમને વશ ના થવું, કેમકે તેજ એના શત્રુ છે " ( ૩. ૩૪ ) " પ્રિય પામીને હર્ષ ના કરવો, અપ્રિય પામીને ઉદ્વેગ ના કરવો. ( ગીતા ૬—૨૦ ) પ્રિયાપ્રિયનો દેહ સાથે સંબંધ છે, તથા જે પુરૂષ પ્રિયનો દેહ સાથે સંબંધ થતાં હર્ષ પામે છે તે દેહને ભૂલથી પોતાની જાત રૂપે માને છે. આ સંબંધમાં આધ્યાત્મિકતાનો અર્થ,.. તેના દૈહિક અને માનસિક જીવનમાંથી આત્માને ખેંચી લેવા

સમાન છે. આવા સંહરણને લીધે એક પક્ષે તે આત્મ જીવન અનુભવવાને સમર્થ બને છે, તથા અન્યપક્ષે તેના મન અને દેહ, તેમાના જીવનના નિયમોના આધિનમાં આવી પડેલાં હોવાથી, સંપૂર્ણતાથી વર્તે છે; કારણ કે પ્રકૃતિને તેના પોતાના આધાર ઉપર છોડી દેવામાં આવે તો, પ્રકૃતિને પ્રકૃતિનું કાર્ય કરવા દેવામાં આવે તો, દેવોના નિયમતાનુસાર તે સંપૂર્ણતાથી કાર્ય કર્યા જાય છે.

રાગદ્વેષ સ્વભાવવાળાં મનુષ્યો વિશે હવે આપણે વિચાર ચલાવીએ; આ વર્ગમાં માનવ પ્રાણીઓની વિશાલ સંખ્યાનો સમાવેશ થાય છે. ભગવદ્ગીતાના કર્મયોગિઓનો આમાં સમાવેશ થાય છે. આમને મન ભૂતો ( જન્મેલાં સત્વો ), મૂર્તપદાર્થો, એજ અનુભવના વિષય છે. દેવગણોની ભાવના આમના મનને અસર કરી શકે છે. આમને મન ઇશ્વર, એઉંમાં શ્રેષ્ઠ યથાર્થતારૂપ છે. જો આવાં મનુષ્યો, તત્વશાસ્ત્રના વિચારો ચલાવે છે, તથા ચેતન અને જડ ઉભય વિભાગમાં પ્રાણીઓનું ભાવનાત્મક પૃથક્કરણ ચલાવે છે તો મને મન તે માત્ર અમૂર્ત ભાવનાઓ સમાન જ છે. આમને શુદ્ધ ચૈતન્યનો અનુભવ મેળવવાની દરકાર હોતી નથી; માત્ર " બ્રહ્માથી તે કીટ પર્યંતમાં " નાનાં મોટાં સત્વોના સંસર્ગમાં આવવાનું તેઓ પસંદ કરે છે. આવાં માનવિઓ કર્મમાર્ગાનુરત છે, અને પ્રદર્શિત પ્રાણીઓની સૃષ્ટિમાંજ માત્ર કર્મ સંભવી શકે છે. ઉર્મિઓમાંથી કર્મનો ઉદય થાય છે. અને ઉચ્ચમાં ઉચ્ચ ઉર્મિ પ્રેમ છે. આથી આલોકો જે માર્ગ પસંદ કરે છે, તે પ્રેમ માર્ગ છે. આ ઉર્મિ અને કર્મનું યથાર્થ ઐક્ય, સંસ્કૃત ભક્તિ શબ્દ વડે દર્શાવાય છે. જેમાં પ્રેમ અને સેવા ઉભયનો સમાવેશ થાય છે. તેઓ પ્રભુના ઉપર પ્રેમ રાખે છે, તેની સેવા કરે છે, અને તે તેમના ઉપર પ્રેમ રાખે છે તથા તેમની સેવા કરે છે. " જે કોઈ મને ભક્તિથી ભજે છે, તે મારામાં છે, ને હું તેનામાંછું. " (ગીતા ૩—૨૯. ) " જે અનન્ય હોઇ મારૂં જ ચિંતન કરતા મને જ સર્વ પ્રકારે ભજે છે, તેવા નિત્ય અભિયુક્તને હું યોગ ક્ષેમ આપું છું. " ( ગીતા—૩—૨૨. )

ભગવદ્ગીતાનો મૂખ્ય ઉદ્દેશ મનુષ્યોને આ સેવાનો માર્ગ દર્શાવવાનો છે. " પુનઃ સર્વમાં પણ ગુહ્ય મારૂં પરમ વચન સાંભળ, તું મારો દૃઢ ઇષ્ટ છે માટે તારૂં હિતકહુંછું. મન્મયથા, મદ્ભક્તથા, મદ્યાજીથા, મને નમસ્કાર કર, હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે મનેજ તું પામીશ, તું મારો પ્રિય છે. સર્વધર્મનો પરિત્યાગ કરીને મને એકને શરણ જા, હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ, શોક માકર. " ( ગીતા—૧૮—૬૪ થી ૬૬. ) " કદાચિત્ કોઈ સુદુરાચાર પણ અનન્ય ભાક્ થઇ મને જો ભજે, તો તેને સાધુજ જાણવો, કેમકે તે સારે માર્ગે લાગેલો છે. ક્ષિપ્રંજ ધર્માત્મા થાય છે, ને નિત્ય શાંતિ પામે છે, હે કૌન્તેય ! નિશ્ચય જાણ, મારો ભક્ત કદાપિ વિનષ્ટ થતો નથી. વળી હે પાર્થ ! મારો આશ્રય કરીને, પાપયોનિ પણ જે હોય, સ્ત્રી વૈશ્ય શુદ્રાદિ પણ, તે સર્વ પરગતિને પામે છે. " [ ગીતા—૯—૩૦ થી ૩૨. ] આ માર્ગે ચાલનાર મનુષ્ય, પોતાના ભિન્ન સ્વના મોક્ષની ભાવના દૃષ્ટિસમિપ રાખતો નથી. એક વૈષ્ણવભક્ત ગાય છેઃ—

"નાહં વન્દે તવ ચરણનું દ્વન્દ્વ અદ્વન્દ્વ માટે,
કુંભીપાકે ગુરુ હરિ ખરે, નાહું તે નર્ક નાંખું;
રમ્યા રામામૃદુતતુલતા બાગમાં નો રમું હું,
ભાવે ભાવે હૃદય ભવને ભાવના તારીમાં છું."
"નાસ્થા ધર્મે, ન ધન સમૂહે, નાજ કામોપભોગે,
જે ભાવિ તે, ભવતુ ભગવન્ પૂર્વ કર્માનુરૂપે;
આહું યાચું મમબહુ યથા જન્મજન્માંતરે તો,
તારા પાદામ્બુજ તણી રૂડી, નિશ્ચલાભક્તિરેજો."

આ સંબંધી ગીતાના આચાર્ય કહે છે, "તેમનો હું મૃત્યુ સંસાર સાગરમાંથી સમુદ્ધાર કરું છું." ( ૧૨- ૭. )

એટલું આપણે ઉપર જોઇ આવ્યા કે "પ્રકૃતિ વિયુક્તાત્મસ્વરૂપ" ( રામાનુજ ), જડથી ભિન્ન શુદ્ધ ચૈતન્ય, આવા સ્વભાવનાં મનુષ્યોનું આકર્ષણ કરી શકતું નથી. અવિદ્યારૂપ સર્વે પ્રકારના અધમદોષોથી રહિત, ઇશ્વર. અનહદ, અનુપમેય, અસંખ્ય, શુભગુણોવાળો, પરબ્રહ્મ, પુરુષોત્તમ, " ( રામાનુજ ) તેમના દષ્ટિ બિંદુથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠતત્વ છે; તેઓ આને જાણવાની કામના કરે છે, " જેને જાણીને અત્રે અન્ય કંઈ પણ અવશેષ જાણવાનું રહેતું નથી. " તેનો દેહ ઉભય પ્રકારનો હોય છે-એક પરમાણુ વિષયક જડનો બનેલો હોય છે, તથા અન્ય " જે જીવરૂપ છે ને જેનાથી............આ જગત્ ધારણ થાય. " ( ગીતા—૭—૫. ) " મારો જ અંશ જીવલોકમાં સનાતન જીવભૂત જે છે તે જ પ્રકૃતિસ્થ જે મન સમેત ૭ ઇંદ્રિય તેને આકર્ષે છે. " (ગીતા—૧૫—૭) ઇશ્વરના આ વિભાગમાં જ્ઞાન, ઇચ્છા, ક્રિયારૂપ તેની ત્રણ શક્તિઓ અંતર્ભૂત રહેલી છે. જ્ઞાન દેહ. ઇચ્છા દેહ, ક્રિયા દેહમાંના વહનરૂપે પ્રાણના આ ત્રણ વિવર્તો છે. જ્યારે ભક્ત પુરુષ, પોતાના ચારિત્રના મુખ્ય હેતુરૂપે ક્રમે ક્રમે પ્રભુના પ્રેમને સ્થાન આપેછે, ત્યારે ધીમે ધીમે તેના પ્રભુની શક્તિનું તેનામાં વહનથવામાંડેછે. નવીન નવીન જ્ઞાન પ્રકાશ પામવાના એક ક્રમરૂપ તેનો વિકાસ ક્રમછે.જ્યારે જ્યારેતે પોતાની ઇચ્છાનું પ્રભુનીઇચ્છામાંપ્રવિલાપન કરે છે, ત્યારે પ્રભુની શક્તિ તેના ઉપર અવતરે છે. આથીતેને મન,તેનાથી અનુભવાતા ઇશ્વરની એકતાની દઢતાના પ્રમાણ ઉપર આધ્યાત્મિકતાના વિકાસનો આધાર રહે છે, ઇશ્વરની ઇચ્છા શક્તિ સાથે પોતાની ઇચ્છા શક્તિને અભેદ ભાવ પમાડવાના પ્રમાણ ઉપર આધાર રહે છેઃ આ પ્રમાણે કાર્ય પાર પાડવામાં તે વિજયી થાય છે. જ્યારે તેનાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા, ઇશ્વરનાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા સાથે એકતાલ થઇને વર્તે છે, ત્યારે તે પ્રકૃતિ ઉપર તથા પોતાના દેહો ઉપર વિજય પ્રાપ્ત કરે છે

"વોઇસ આફ ધી સાયલન્સ" નામના ગ્રંથમાં ઉભય માર્ગો વિશે કહેવાયું છે:— "હે શિષ્ય ! માર્ગ તો એક છે, પરંતુ અંતમાં દ્વિવિધ છે.........એક જ બે રૂપ છે, એક ખુલ્લો અને અન્ય ગુપ્ત પ્રથમ પ્રાપ્તવ્ય સ્થાન પર્યંત લઇ જાય છે, અન્યસ્વ-વિલય પર્યંત લઇ જાય છે. જ્યારે અનિત્યને, નિત્યમાં હોમવામાં આવશે ત્યારે ઇનામ તને જ મળશે;

જેમાંથી આવ્યું હતું તેમાં બિન્દુ પાછું સમાય છે. પ્રગટ માર્ગ, વિકાર રહિત નિર્વાણ પર્યંત સંપૂર્ણતાની કીર્તીવંત દશા પર્યંત, માનવ વિચારની પારના આનંદ પર્યંત લઈ જાય છે. આ પ્રમાણે પ્રથમ માર્ગ મોક્ષનો છે. પરંતુ અન્ય માર્ગ ત્યાગનો છે અને તેથી જ તેને પ્રેમ માર્ગના નામથી વ્યવહરવામાં આવે છે.......જેવો તું પ્રકટ માર્ગના અંતને પામી શકે કે તુર્તજ તારે બોધિસત્વ દેહનો ત્યાગ કરવો પડશે અને અતિપ્રભાવવાન ધર્મકાયની દશામાં પ્રવેશવું પડશે, જે કૈવલ્ય સમાન છે. ગુપ્તમાર્ગદ્વારાપર નિર્વાણિક આનંદ પર્યંત પહોંચાય છે–પરંતુ અસંખ્ય કલ્પોના અંતે આમ થઇ શકે છે; ભ્રમિત મર્ત્યમાનવોની સૃષ્ટિ માટે અનહદ દયા અને પરોપકારની ભાવનાને લીધે મેળવેલાં અને ગુમાવેલાંઅનેક વારનાં નિર્વાણોને લઇને આમ થાય છે."

ઉભય પ્રકારના ભિન્ન વર્ગોને યોગ્ય આ બે પ્રાચીન માર્ગો છે. એ ઉભયે અન્યોન્યથી શ્રેષ્ઠ નથી; એકના તાત્વિક અને આધ્યાત્મિક ગુંચવાડાઓ અન્યના તેવા વિચારો કરતાં કંઇ વિશેષ સત્ય નથી. વાચકના મનમાં એવો પ્રશ્ન ઉભો થશે, કે 'વિશ્વના ગુંચવાડાના ઉભય નિરાકરણોમાંથી કયું એક અતિમ સત્ય રૂપે હશે, કારણ કે સત્ય તો એકજ હોવું જોઇએ. વિરોધિ ભાવના ઉપર આ પ્રશ્નનો આધાર છે. દુનિયામાં સત્યની માત્ર કસોટી માનવિનો અનુભવ છે. જેનો જેનો તેને અનુભવ થાય છે તે સત્ય છે. આ અનુભવનો ખુલાસો, ખુલાસો શોધતા મનુષ્યને અસર કરે એવા શબ્દોમાં, એક પ્રકારના તેના માનસિક પ્રથકકરણ સમાન છે. જો સ્વભાવની અનેક વિધતાને લીધે મનને અનેક રીતે અસર થઇ શકે છે, તો એટલું ફલિત થાય છે, કે તેમાંથી એક જ સિદ્ધાન્તના, સમાન આધારવાળા અનેક ખુલાસાઓ સંભવી શકે. એક નિરાકરણને અન્યના કરતાં વિશેષ સત્યમાનવું, એ ભૂલ છે. સર્વ રીતે વિચારતાં, અનુભવ પ્રદેશ આત્માનો છે, તેવી આત્મ પ્રદેશનો અનુભવ, મનન પ્રદેશના નિરાકરણ કરતાં વિશેષ અગત્યનો છે.

સામાન્ય મનુષ્ય થોડોક બુદ્ધિ પક્ષનો અને થોડોક ઉર્મિપક્ષનો હોય છે; આગળ વધેલો મનુષ્ય પણ ઉર્મિપક્ષના સંપૂર્ણ અભાવ રૂપે બુદ્ધિ પક્ષનો સંભવી શકતો નથી, અથવા આથી વિરૂદ્ધ પણ બની શકતું નથી. સર્વે મનુષ્યોમાં આ ઉભય ગુણો હોય છે; માત્ર આગળ વધેલા અભ્યાસિઓમાં જ, અન્ય મનુષ્યો કરતાં સ્વભાવવડે જીવન વિશેષ રંગાયલાં હોય છે. જ્યારે દરેક મનુષ્યનો અધિકાર સ્પષ્ટ રીતે લક્ષમાં આવે છે ત્યારે જ દરેકને અનુસરવાને યોગ્ય માર્ગ પણ જાણવામાં આવે છે.

દરેક આત્મજીજ્ઞાસુએ, પ્રકૃતિએ તેને કયા માર્ગ માટે અધિકારી બનાવ્યો છે. તે જાતે જ શોધી કાઢવાનું છે; કયા માર્ગને અનુસરવાથી તે અનામય પદને પામશે, "જ્યાં સૂર્ય પ્રકાશતો નથી, તેમજ ચંદ્ર, તેમજ નક્ષત્રો પ્રકાશતાં નથી." એવા પ્રદેશનો અનુભવ મેળવી શકશે. એ જાતે જ શોધવાનું છે.

આ પ્રમાણે આપણે જોયું, કે આત્મા, તેમજ આધ્યાત્મિકતા ઉભયેનો અર્થ સર્વમનુષ્યો માટે એક સરખો થતો નથી. એકને આત્મા, અનુભવની યથાર્થતા સમાન છે, અન્યને તે તેમાંથી ઉપજતી અમૂર્તભાવના સમાન છે. એક પક્ષે, આત્માને અને સચેતન જીવનના કેન્દ્રને, દેહમાંથી, મનમાંથી, અહંકારમાંથી, એ પ્રમાણે અન્યમાંથી પાછો ખેંચી લેવા રૂપ આધ્યાત્મિકતા છે; અન્યપક્ષે, શક્તિઓના વિકાસમાં, દેહ અને મનને, હમેશાં બ્રહ્માંડની ઇચ્છાને અનુસરનારાં બને એવી રીતે કેળવવામાં આધ્યાત્મિકતાનો સમાવેશ થાય છે.

શ્રીનિવાસ આયંગર.

Theosophist.

---

# ॥ स्थूलपारनी सृष्टिनुं ज्ञान ॥

વર્તમાન દિનોમાં "ઇન્દ્રિયાતીત સત્યો" વિશે સાંભળનાર ઘણા લોક, એકદમ આવા પ્રકારનો પ્રશ્ન પૂછે એ સ્વાભાવિક છેઃ "અમે અમારી જાતે આવું જ્ઞાન શી રીતે પ્રાપ્ત કરી શકીએ?" ખરેખર વર્તમાનમાં લોકના એક પ્રકારના લક્ષણ રૂપે વારંવાર કહેવામાં આવે છે, કે તેઓ માત્ર શ્રદ્ધાથી કશાનો સ્વીકાર કરતા નથી, માત્ર "પ્રમાણને" આધારે કશાને માનતા નથી, પરંતુ માત્ર પોતાના અવલોકનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવાની ઇચ્છાવાળા હોય છે. આથી જ્યારે માનવની સ્થૂલ પારની પ્રકૃતિ વિશે, તથા જન્મ પૂર્વે અને મરણ પછી માનવજીવાત્માના ભાવિ વિશે થોડુંક જાણવાનો ગુપ્તવિદ્યાનુયાયીઓ અને અધ્યાત્મવાદીઓ દાવો કરે છે, ત્યારે તેમને એકદમ આપણા દિનોની આ સામાન્ય માગણીના સામે થવું પડે છે. આવા સિદ્ધાન્તો માત્ર ત્યારે જ કોઇને પણ અગત્યના છે કે જ્યારે તમે તેને તેમના સત્યની જાતે ખાત્રી કરી લેવાનો માર્ગ બતાવ્યો હોય છે, એમ તેમનું કહેવું થાય છે.

આવી માગણી તદ્દન યથાર્થ છે; આ બાબતનો સ્વીકાર કરવામાં કોઇ પણ યથાર્થ ગુપ્તવિદ્યાનુયાયી અથવા અધ્યાત્મવાદી કદાપિ ભાગ્યે જ નિષ્ફલ નિવડશે. પરંતુ એટલું પણ સમાન રીતે સત્ય છે, કે આવી માગણી કરનારની વિશાલ સંખ્યાના મનમાં ગુપ્ત વિદ્યાવાદીનાં કથનો પ્રત્યે નાસ્તિકતાની અથવા વિરોધની એક પ્રકારની લાગણી હોય છે. જ્યારે ગુપ્ત વિદ્યા-વાદી, પોતે દર્શાવેલાં સત્યો કેવી રીતે અનુભવી શકાય એવાં છે, એ જણાવતો હોય છે ત્યારે આ લાગણી ખાસ કરીને લક્ષમાં લેવા યોગ્ય બને છે. કારણ કે આવા સમયે લોકો તેને વારંવાર કહે છે. "જે સત્ય હોય તે સિદ્ધ કરી શકાય છે, માટે તમે જે કહો છો તે અમને સાબિત કરી દેખાડો." આ ઉપરાંત પણ તેઓ સૂચવવા માગે છે, કે સત્ય કંઇક સ્પષ્ટ અને સાદું જ હોવું જોઇએ, કંઇક એવું-હોવું જોઇએ કે જે "સાદામાં સાદી" બુદ્ધિ પણ સમજી શકે. "ખરેખર માત્ર ગણ્યા ગાંઠ્યાં પસંદ કરેલાં માનવિઓ જેમને આ જ્ઞાન 'ખાસ' ઇશ્વરાદેશ વડે મળેલું હોય છે તે વારસોના હોવો

જોઇએ." ઇન્દ્રિયાતીત સત્યોના સંદેશ વાહકને આ પ્રમાણે વારંવાર તેનો અસ્વીકાર કરતા લોકના સામે થવું પડે છે, કારણ કે-દૃષ્ટાંત તરીકે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રીનાથી ભિન્ન રીતે— તે પોતાનાં કથનો માટે તેઓ જાતે સમજી શકે એવી જાતની કોઇ પ્રકારની સાબિતીઓ આપી શકતો નથી.

વળી એવા કેટલાક છે, કે જેઓ આવી બાબતોનો સંભાળ પૂર્વક ત્યાગ કરે છે, આવી બાબતો બુદ્ધીયુક્ત જણાતી નથી એમ માનીને, તેમની સાથે કોઇ પ્રકારનો નીકટ નો સંબંધ રાખવાની તેઓ ના ભણે છે. જે જન્મ અને મરણની પાર છે, જે આપણે આપણી ઇન્દ્રિયોથી ના જોઇ શકીએ, તે વીશે આપણે કંઈ પણ ના જાણી શકીએ એમ વિચારીને જો કે સંપૂર્ણ રીતે નહિ તો પણ થોડો ઘણો તેઓ પોતાની જાતને દિલાસો આપે છે.

વર્તમાનદિનોમાં આધ્યાત્મિક શાસ્ત્રના સંદેશવાહકને લક્ષમાં લેવા યોગ્ય ભાવનાઓ અને ટીકાઓમાંની આવી કેટલીક છે. પરંતુ આ સર્વ આપણા ઝમાનાના મૂખ્ય સૂરને ઉપજાવતી સર્વે દલીલો સમાન છે. આધ્યાત્મિક સંસ્થાની સેવામાં પોતાની જાતને અર્પનાર દરેકે સ્પષ્ટ રીતે આ મૂખ્ય સૂરને લક્ષમાં લેવાની જરૂર છે.

પોતાના જ્ઞાનનો આધાર સ્થૂલપારની સત્ય બાબતો ઉપર છે, એટલું ગુપ્તવિદ્યાનુયાયી પોતે જાતે સારી રીતે જાણતો હોય છે; જેવી રીતે આફ્રિકાના મુસાફરના અનુભવો અને અવલોકનો ઉપર સત્ય વૃત્તાંતોનો આધાર હોય છે, તેવીજ રીતે ઉપરની બાબતનું પણ છે. એનિ. બેસંટે પોતાના "ડેથ—એન્ડ આફ્ટર!" નામના પુસ્તકમાં જે કહ્યું છે, તે ગુપ્ત વિદ્યાનુયાયીને બંધ બેસતું આવે છે." એક પરિપક્વ અનુભવવાળો આફ્રિકામાં શોધખોળ ચલાવનાર, પોતે આપેલા વૃત્તાંત ઉપર એ દેશમાં કદાપિ નહિ જઈ આવેલા પુરૂષોએ કરેલી ટીકાઓની ઘણી થોડીજ દરકાર રાખે છે; તેણે જે અવલોક્યું હશે તે કહેશે, જેમની ટેવોનો પોતે અભ્યાસ ચલાવ્યો હશે એવાં પ્રાણીઓનું વર્ણન આપશે, મુસાફરી કરેલા પ્રદેશનો નકશો ચિતરી આપશે, તેની પેદાશો અને લક્ષણોનો સાર સંગ્રહ દર્શાવશે. જો મુસાફરી નહિ કરેલા ટીકાકારો તેના વિરૂદ્ધ પડશે, તેને હસશે, સુધારશે, તો તેથી તે ગભરાશે નહિ તેમજ ભીતિ પણ પામશે નહિ, પરંતુ તેમને એકલા ફરજ રહેવા દેશે. પોતાની અવિદ્યા માટે વારંવાર પ્રતિજ્ઞા કરવા વડે અજ્ઞાન, જ્ઞાનની ખાત્રી કરી શકતું નથી. એકાદ વિષય માટે સંપૂર્ણ રીતે અજ્ઞાની હજારો પુરૂષોનો અભિપ્રાય, એ વિષયથી ભોમિયા એક પુરૂષના અભિપ્રાય કરતાં જરાપણ વધારે વજનદાર નથી. એકમત થતા અનેક સાક્ષિઓ વડે પુરાવો બલવાન બને છે, તેના એક સત્ય બાબતના જ્ઞાનમાં દરેક જણ ટેકો પૂરે છે; શૂન્યને શૂન્ય વડે એક હજારવાર ગુણવામાં આવે તો પણ પરિણામ શૂન્યજ રહે છે."

અત્ર ગુપ્તવિદ્યાનુયાયીના દૃષ્ટિબિંદુને દર્શાવવામાં આવ્યું છે. :દરેક પાસા ઉભી કરવામાં આવતી વિરૂદ્ધ દલીલોને તે સાંભળે છે, તથાપિ તે સારી રીતે સમજે છે, કે

આ સંબંધી વાદવિવાદ કરવાની કંઇ જરૂર નથી. તેને જેવો અનુભવ થયો છે, એવા અનુભવ વિનાના પુરૂષો તેના ખાત્રી ભરેલા જ્ઞાન વિશે ચર્ચા ચલાવે છે, એમ તેના સમજવામાં આવે છે. એક નવીન સિદ્ધાંત શોધી કાઢનાર ગણિત શાસ્ત્રીના જેવી તેની દશા થઈ પડે છે, ગમેતો એક હજાર પુરૂષો તેના સામે થાય તો પણ એ સિદ્ધાન્તોની કીંમત ઓછી થતી નથી.

અત્રે એકદમ સંશયાત્માઓની શંકા ઉપસ્થિત થઇ આવે છેઃ—" ગણિત શાસ્ત્રના સિદ્ધાંતોને કોઈ પણ સાબીત કરી શકે છે; ગમેતો તમે ખરેખર કંઇક શોધી કાઢયું હશે, પરંતુ અમે અમારા અવલોકનવડે એ બાબતના સત્યને પિખિશું ત્યારેજ માત્ર અમે તેનો સ્વીકાર કરી શકીશું." એટલું સ્પષ્ટ છે, કે આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કરનાર કોઇ પણ ગણિત શાસ્ત્રના એકાદ સિદ્ધાન્તને સિદ્ધ કરી શકશે, જ્યારે ગુપ્તવિદ્યાનુયાયીથી સ્વીકારાતા અનુભવોનો આધાર ગણ્યા ગાંઠયા પસંદ કરાયલા પુરૂષોની ખાસ શક્તિયો ઉપર છે, જે મને તે અંધ શ્રદ્ધાથી સ્વીકારે છે, એમ માનીને તેઓ પોતાને યથાર્થ ગણે છે.

પરંતુ જે આ બાબતનો યથાર્થ વિચાર કરે છે તેને માટે તો આવી શંકાની કોઇ પ્રકારની સત્યતા એકદમ દૂર પળે છે. કારણકે અત્રે દરેક યથાર્થ ગુપ્ત વિદ્યાનુયાયી, સંશયાત્માઓની પેઠેજ બોલશે. જે કોઇ પોતા માટે પ્રવેશ કરવા યોગ્ય શક્તિયો પ્રાપ્ત કરશે તેને માટે ઉચ્ચજ્ઞાનનો માર્ગ ખુલ્લો છે, એવા સત્ય ઉપર તે હમેશાં ભાર મૂકશે. ભાવના યોગિ એવું કંઈ પણ સાબિત કરતો નથી કે જે તેના વિરોધિઓને જો તેઓ જે કહે છે તે માત્ર સંપૂર્ણ રીતે સમજતા હોય તો સાબિત કરવાની ફરજ નાપડે.

આવશ્યક શક્તિયો મેળવ્યા પછીથીજ સંશયાત્માઓ (Sceptics) ભાવનાયોગિના (Mystic) સિદ્ધાંતોની કસોટી કાઢવામાં સંતોષ માનતા નથી, પરંતુ તેને તેમની વર્તમાન શક્તિઓ અનુસાર તપાસે છે, તથા તે જેવા પ્રકારની શક્તિઓ માગવાને બંધાયલો છે, તે વડે તપાસ ચલાવવામાં આવતી નથી. તે તેમને કહે છે, "તમે જે અર્થમાં દર્શાવવા માગોછો તે પ્રમાણે હું "પસંદ થવાનો" દાવો કરતો નથી. આ શક્તિયો મેળવવા માટે માત્ર મેં મારા અંતરમાં કાર્ય કર્યું છે; એ શક્તિયોદ્વારા સ્થૂલપારના પ્રદેશોમાં કરેલાં અવલોકનો વિશે બોલવાનું સંભવિ શકે છે. પરંતુ આ શક્તિઓ દરેકનામાં સુપ્ત દશામાં છે, માત્ર તેમને વિકસાવવાની આવશ્યકતા છે." પરંતુ આ સમયે તેના વિરોધિઓ ઉત્તરવાળે છે. "અમે અત્યારે જેવા છીએ તેમને તમારે તમારા સત્યો સાબિત કરી આપવાંજ જોઇએ." તેમણે પ્રથમ તેમનામાંની સુપ્તશક્તિઓનો વિકાસ કરવો જોઇએ, એવી તેની માગણીને તેઓ સ્વીકારશે નહિ, પરંતુ એમ વર્તવાની જરા પણ ઇચ્છા વિના, તેઓ તેની પાસેથી સાબિતી મેળવવાનો આગ્રહ કરશે. તેઓ એટલું પણ જોઈ શકતા નથી કે, ગણિત શાસ્ત્રની પાસેથી, ગણિત શિખવાની પ્રથમ મહેનત લીધાવિના એક હલ ખેડનાર ખેડુત એકાદ ગુંચવાયલા સિદ્ધાન્તનો ખુલાસો માગે, તેના સમાનજ આછે.

આવા પ્રકારના વિચારો, એટલા બધા સાદા દેખાય છે, કે તે વિશે બોલવાની અભ્યાસિ લગભગ આનાકાની કરે છે. તથાપિ આથી વર્તમાન કાલે હજારો લોકો જેમાં

ફૂટાય છે એવી એક ભ્રમણાનું સૂચન થાય છે. જો કોઈ તેમને તે વિશે ખુલાસાવાર સમજાવે છે તો હમેશાં તેની સાથે તેઓ વાદ માત્રમાં એકમત થાય છે, કારણ કે બેને બેનો સરવાળો ચાર થાય, તેના જેટલીજ આ બાબત સ્પષ્ટ છે. પરંતુ અભ્યાસમાં, અનુભવમાં તેઓ હમેશાં તેનાથી વિરોધમાં હોય છે. આ વિશે કોઇ પણ અભ્યાસિ સહજમાં પોતાની ખાત્રી કરી શકશે. આબૂલ્ર માનવિઓના મોટા વિભાગમાં તો એક ટેવ સમાન થઈ પડી છે. જો તેઓ માત્ર શાંતિથી વિચાર કરી શકે તો તેમણે સર્વ સમય માટે સ્વીકારેલા એક સાદામાં સાદી પ્રકૃતિના સિદ્ધાન્તના સામે જેજે હોય તેના વિરૂદ્ધ તેઓ હમેશાં થાય છે, આવીજ રીતે તેઓ આ પ્રમાણે કરે છે એમ જાણ્યાવિના આ ભૂલનો અભ્યાસ કર્યો જાય છે, તે વિશેની ખાત્રી મેળવવાની ઇચ્છાવિના આ પ્રમાણે વર્ત્યો જાય છે; ગમે તો વર્તમાન દિનોમાં ભાવનાયોગિ વિચાર પરાયણ કલાબિજ્ઞોનાં મંડલોમાં ફરે અથવા વિશેષ શિષ્ટ કેળવાયલા મંડલમાં ફરે, તેનો કંઈ હિસાબ નથી, પરંતુ જ્યાં જ્યાં તે જાય છે ત્યાં તેને તેના તેજ વ્હેમ સામે થવું પડે છે, તેનો તેજ આત્મ વિરોધ સહન કરવો પડે છે. લોક પ્રિય ભાષણોમાં, સર્વ વર્તમાનપત્રો અને માસિકોમાં તથા વિદ્વત્તા ભરેલા ગ્રંથો અથવા પુસ્તકોમાં પણ આનું આજ મળી આવે છે.

આપણે ઝમાનાના ચિહ્નન વિશે વિચાર ચલાવીએ છીએ, જેને આપણે માત્ર અસામર્થ્યરૂપે ગણવાનું નથી, તેમજ તેને વિરોધ ટીકારૂપે ખુલ્લું પાડવાનું નથી, કદાચ તે સત્ય હશે પરંતુ પ્રમાણિક તો નથીજ, આટલી બાબત આપણે અત્રે સ્પષ્ટ રીતે લક્ષમાં લેવાની છે. ઉચ્ચ સત્યો વિરૂદ્ધનું આ લક્ષણે, આ ભૂલ ભરેલા વિચારે, આપણા ઝમાનાના અંતરમાં જડ ઘાલી છે, એ આપણે સમજવુંજ જોઇએ. મહાન્ વિજયો, અનહદ વૃદ્ધિ, જેથી તે જુદો પડી આવે છે, તેજ તેને અવશ્ય કરીને આ ભૂલ તરફ વાળે છે, એ આપણે સ્પષ્ટ રીતે જાણવાનું છે. ઓગણીસમા શતકનો ખાસ કરીને આ સંબંધમાં તેનાં અદ્દભૂત શ્રેષ્ટ કાર્યોના મધ્યમાં પણ એક શ્યામ પક્ષ છે. બાહ્ય દુનિયામાં કરેલી શોધો ઉપર તથા યાંત્રિક અને ઔદ્યોગિક હેતુઓ માટે પ્રાકૃતિક શક્તિયો ઉપર મેળવેલા વિજય ઉપર તેની મહત્તાનો આધાર છે. ઇન્દ્રિયોના અવલોકન વડે અને પછીથી ઇન્દ્રિયોએ જેજે અવલોકન કર્યું હોય તેના ઉપર મનને યોજવાથીજ આ વિજયો પ્રાપ્ત કરી શકાત. આપણી ઇન્દ્રિયોની તથા ઇન્દ્રિય સૃષ્ટિ સાથે સંબંધ ધરાવતાં આપણા મનના વિભાગની કેલવણીના પરિણામરૂપ વર્તમાન દિનોની કેલવણી, સિષ્ટાચાર છે વર્તમાન દિનોમાં માર્ગમાં આપણાથી ભરાતું દરેક ડગલું દર્શાવી આપે છે, કે આપણે આવા પ્રકારની કેલવણીમાંથી કેટલું મેળવ્યું છે. કેલવણીનાં, શિષ્ટાચારનાં આવાં શુભ ફ્લોની અસરને લીધે, વર્તમાન દિનોમાં આપણા જાતિ બંધુઓમાં પ્રસરી રહેલી વિચારની ટેવો વિકાસ પામી છે. તેઓ ઇન્દ્રિયો અને મનનોજ આશ્રય શોધે છે, કારણકે આ સાધનો વડેજ તેઓ મોટા બન્યા છે. ઇન્દ્રિયો અને મનદ્વારા જણાતા પદાર્થો વિના અન્ય કશાનો સ્વીકાર ના કરવો જોઇએ, એમ આ લોકને શિખવવામાં આવ્યું હતું. મન અને ઇન્દ્રિયો કરતાં અન્ય કંઈ પણ પોના માટે માત્ર વજનદાર પુરાવાનો, માત્ર સંપુર્ણ આધારનો વિશેષ હક દર્શાવવાના વલનવાળું નથી. જો એક મનુષ્ય આ સાધનો વડે અમુક પ્રકારની અભિવૃદ્ધિ પામ્યો

હોય છે તો પછીથી તેને દરેક બાબતોને આમના વિચારને, આમની ટીકાને આધિન કરવાની ટેવ પડે છે. વળી અન્ય પ્રદેશમાં, સામાજીકજીવનના પ્રદેશમાં, આને મળતુંજ વલન જોવામાં આવે છે, ઓગણીશમા શતકના મનુષ્યે સંપૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્ય માટે, શબ્દના સંપૂર્ણ અર્થાનુસાર આગ્રહ ધારણ કર્યો અને સામાજીક સામ્રાજ્યમાં કોઈ પ્રકારની સત્તાનો અસ્વીકાર કર્યો. તેણે સમાજને એવી રીતે બાંધવાનો પ્રયત્ન કર્યો કે જેથી દરેક વ્યક્તિનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય, પોતે પસંદ કરેલો ધંધો, વચમાં કોઇ પણ પ્રકારના બાધ વિના સુંસ્થિર બન્યાં રહે. આ પ્રમાણે સાધારણ મનુષ્યના દૃષ્ટિબિંદુથી દરેક બાબતને અવલોકવાની તેને ટેવ પડી ગઈ. જીવાત્મામાં સુપ્તદશામાં રહેલી શક્તિયોનો, એક મનુષ્ય આ દિશામાં વિકાસ કરે, અન્યમનુષ્ય અન્યદિશામાં વિકાસ કરે. એક વિશેષ, અન્ય ઓછી વૃદ્ધિ પામે. જ્યારે મનુષ્યો આવી શક્તિયોને વિકસાવે છે, અથવા જ્યારે તેઓ તેમની કંઈક પણ કીંમત આંકે છે ત્યારે તેમનામાં માંહામાંહે ભેદ પડવામાંડે છે. જો એક મનુષ્ય આવી શક્તિયોના અસ્તિત્વનો સ્વીકાર કરે તો તેણે વિકાસમાં આગળ વધેલા અન્યમનુષ્યોને, થોડોક વિકાસ પામેલા મનુષ્યના કરતાં, આવા વિષય ઉપર બોલવાનો અથવા અમુકપ્રકારે વર્તવાનો વિશેષ હક આપવોજ જોઇએ. પરંતુ ઇંદ્રિયો અને મનના સંબંધમાં તો એક સામાન્ય દૃષ્ટિબિંદુ ચાલી શકે. આ પ્રદેશમાં સર્વના સમાન હક છે, સમાન સ્વતંત્ર્ય છે.

વર્તમાન સામાજીકસામ્રાજ્યના બંધારણને લીધે, માનવિની ઉચ્ચશક્તિઓ સામે બળબળાટ ઉપજાવવામાં મદદ મળે છે, એ પણ લક્ષમાં લેવા યોગ્ય છે. ભાવનાયોગિના માનવા પ્રમાણે ઓગણીશમા શતકનાં શિષ્ટાચાર કેળવણી તદ્દન સ્થૂલદિશાઓમાં પ્રવર્તિ રહ્યાં છે; અને લોકો પણ માત્ર સ્થૂલભુવનમાંજ પ્રવૃત્તિપરાયણ થવાની ટેવવાળા થઇ પડયા છે, એ ભુવનમાંજ પોતાના ગૃહમાં હોય એમ માનવા લાગ્યા છે. સ્થૂલ વિનાનાં અન્યભુવનો ઉપરજ ઉચ્ચશક્તિયો વિકાસ પામી શકે છે, તેથી આ શક્તિયોથી ઉપજતું જ્ઞાન માનવિથી દૂર પડ્યું છે. સ્થૂલભુવનસાથે, ઇન્દ્રિયસૃષ્ટિ સાથે સંબંધ વિનાના કોઇ પ્રકારના વિચારો કરવાને વક્તાઓ તદ્દન અશક્ત છે, એટલી બાબતની જો ખાત્રી કરવાની ઇચ્છા હોય તોજ જનસમૂહની સભાઓમાં હાજરી આપવી આવશ્યક છે. આપણાં વર્તમાનપત્રો અને માસિકોના આગળ પડતા વાહકોમાં પણ આ જોવામાં આવે છે. જે જે અક્ષિયોથી ના જોઇ શકાય અથવા હાથથી ના અનુભવી શકાય અથવા સાધારણ મનુષ્યથી સમજી ના શકાય એવી સર્વ બાબતોનો સર્વ પાસાથી ગર્વિષ્ઠ અને સંપૂર્ણ રીતે અસ્વીકાર થતો જોવામાં આવે છે. આપણે એકવાર ફરીથી કહીએ કે અમે આવા વર્તન પ્રત્યે તિરસ્કાર દર્શાવતા નથી. માનવજાતના વિકાસક્રમમાં આ દશા પણ એક આવશ્યક ભૂમિકા દર્શાવે છે. મન અને ઇન્દ્રિયોના ગર્વ અને વ્હેમો વિના, આપણે જડ જીવન ઉપરના આપણા વિજયો ભાગ્યેજ પ્રાપ્ત કરી શક્યા હોત, તેમજ વ્યક્તિત્વને અમુક પ્રકારની સ્થિતિસ્થાપકતા ભાગ્યેજ અર્પી શક્યા હોત. તેમજ સ્વાતંત્ર્ય અને વ્યક્તિત્વની સાબિતી માટેની માનવ તૃષ્ણાઓ ઉપર આધાર રાખતી અનેક ભાવનાઓ હજુ હવે પ્રાપ્ત કરી શકાશે, એવી, આપણે ભાગ્યેજ આશા રાખી શકીએ.

પરંતુ તદ્દન જડવાદપરાયણ શિષ્ટાચાર કેલવણીના આ સ્થોમ પક્ષે, વર્તમાન માનસિમાં સમગ્રસ્વરૂપમાં ઉંડી અસર ઉપજાવી છે. સાબિતી તરીકે, ઉપર દર્શાવાયેલી સત્ય બાબતોને ફરી દર્શાવવાની જરૂર નથી. ખાસ કરીને વર્તમાન દિનોમાં મોક્ષવિનોમાં અગ્રણીઓમાં આવતાં અમુક દૃષ્ટાંતો વડે એટલું સાબિત કરવું સહેલું છે, કે વર્તમાન દિનના માનવિનું મન, ઇન્દ્રિયો, અથવા સાધારણ મનશક્તિના પુરાવા ઉપર કેટલો બધો આધાર રાખે છે. આવી બાબતોને લીધેજ આધ્યાત્મિક જીવનનો પુનરૂદ્ધાર કરવાની આવશ્યકતાનું સૂચન થાય છે.

વર્તમાનમાં સર્વ પાસા વિવિધધર્મોવાળા પોતાનાં શાસ્ત્રોના, રૂપકોના, વાર્તાઓના, કથાઓના, ખુલાસા કરવા લાગ્યા છે, ઉંડા ઉતરી સમજાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા છે, એ વર્તમાન ઝમાનાનાં ચિહ્ન સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. બાઇબલના ખુલાસાઓ કરનાર એક વર્તમાન વિખ્યાત લેખક, પોતાના "ઇશ્વરાદેશ" વાદના વિરોધિઓને પ્રતિ ઉત્તર આપે છે.

"આપણને શાલામાં અથવા દેવલમાં 'ઇશ્વરાદેશ' વિષે જે શિખવવામાં આવે છે તેથી આપણે સત્યના પ્રદેશમાં રહીએ છીએ એટલુંજ નહિ પરંતુ એટલું આપણું કર્તવ્ય છે, કે આપણે આપણાં બાલકોને ઉડાવનારા જવાબો આપવાનું દૂર કરવા માટે આવા ગંભિર પ્રશ્નોનો સ્વતંત્ર વિચાર ચલાવવાની જરૂર છે, આવા પ્રશ્નોમાં અગત્યના વ્યાવહારિકપક્ષનો સમાવેશ થાય છે."

અત્રે સાદી રીતે શું સૂચવવામાં આવ્યું છે ! સ્થૂલ શોધમાં લાગેલું મન, સ્થૂલ પારની પ્રકૃતિના અનુભવોને તપાસવાનો હક દર્શાવી શકે આવું મન, વિશેષ તૈયારી કર્યા વિના "ઇશ્વરાદેશ" ના ઉપદેશો વિશે વિચાર ચલાવવાને પણ નાલાયક હોય, એવા ભાવનો ઉદય જોવામાં આવતો નથી. એકાદ મનુષ્યને જે "આંતર પ્રકાશ" રૂપે જણાય છે તે સમજવાની ઇચ્છા થતાં, જેમાંથી તે "આંતર પ્રકાશ" આવે છે એવી શક્તિઓ ધારણ કર્યાવિના તેમ બની શકતું નથી.

જે પોતાના અંતરમાં દર્શનની ગુપ્તશક્તિને વિકસાવે છે તેના તુર્તજ સમજવામાં આવે છે, કે વેદપુરાણાદિ શાસ્ત્રોની અમુક વાર્તાઓમાં, તેને માટે મનશક્તિવડે ગ્રહણ થઇ શકે તેના કરતાં ઉચ્ચપ્રકૃતિનાં સત્યો દર્શાવવામાં આવ્યાં છે; મનશક્તિનો માત્ર ઇન્દ્રિયપદાર્થો સાથે સંબંધ છે: તેના ગુપ્તઅનુભવો સ્પષ્ટ રીતે દર્શાવી આપશે, કે ઇન્દ્રિયાતીત સત્યોના એક પ્રકારના ગૂઢ દર્શનમાંથી આવી "કથાઓ" ની ઉત્પત્તિ થઇ છે. આ પછી એક ક્ષણમાં તેનું સમગ્ર દૃષ્ટિબિંદુ પલટાઇ જાય છે.

જેમ એક મનુષ્ય ગણિતના એકાદ સિદ્ધાન્તનું, તેનું પ્રથમ કોણે નિરાકરણ કર્યું અથવા અનેક જણે તેનું નિરાકરણ કર્યું એ શોધી કાઢવાવડે મિથ્યાત્વ થોડુંજ સિદ્ધ કરી શકશે—આમ થાય તો એક ખરેખર કીમતિ ઐતિહાસિક શોધ થઇ પડે—તેમજ શાસ્ત્રની એકાદ કથાના સત્યનું, અન્યત્ર આવેલી તેના સમાન કથાના શોધવડે થોડુંજ

નિરાકરણ થઇ શકે છે. દરેક જણને આવી " આંતર પ્રકાશ " ની બાબતો ઉપર સ્વતંત્ર વિચાર ચલાવવાનો હક અથવા ફરજ છે, એ સ્વીકારવાને બદલે, આપણે એમ વિચારવાની જરૂરછે, કે " ઇન્દ્રિયપારનાં સત્યોને " દર્શાવનાર ભાવનાયોગિઓના અનુભવ પ્રમાણે પુનઃજીવન ગાળવાનું સંભવિત કરી આપનાર સૂક્ષ્મશક્તિઓનો વિકાસ કરનાર પુરૂષનેજ માત્ર આવી બાબતો વિશે નિશ્ચિત મત દર્શાવવાનો હક છે.

આનુભવિક ઇન્દ્રિય-જ્ઞાનમાં શ્રેષ્ઠ વિજયો પ્રાપ્ત કરવાને યોગ્ય સાધારણમનશક્તિ કેવી રીતે અવેને લીધે એવા પ્રદેશોની તપાસ કરવા મંડી જાય છે કે જેના અસ્તિત્વ વિશે શિખવાની પણ તેને દરકાર હોતી નથી, આનું આપણને અત્રે ઉત્તમ દૃષ્ટાંત મળી રહે છે. કારણ કે ઇન્દ્રિયોના અનુભવ વિના અન્યકશાથી શુદ્ધ ઐતિહાસિક શોધ ચલાવી શકાતી નથી.

આ પ્રમાણે આપણે શાસ્ત્રોના નવીન શોધપ્રદેશમાં અંધકારમાં કુટાઇએ છીએ. સર્વ ભોગ આપીને "*નવીન ઐતિહાસિક શોધ " વિધિને શાસ્ત્રો પ્રત્યે લગાડવામાં આવી હતી આવા લેખોને અન્યોન્ય સાથે સંભાળ પૂર્વક સરખાવવામાં આવે છે, તથા સર્વ પ્રકારની બાબતો વિશે સંબંધ મેળવવામાં આવે છે, કે જેથી અમુક સ્થાનમાં અમુક સમયે શું શું બન્યું તે આપણા સમજવામાં આવે. તેમાં કહેવાતી " ઐતિહાસિક વ્યક્તિઓએ " કેવી રીતે જીવન ગાળ્યું હશે તથા યથાર્થ રીતે કેમ ઉપદેશ કર્યો હશે, એ લક્ષમાં આવે.

*આ ભાવના સત્તરમા શતકના એકમહંતે યથાર્થરીતે દર્શાવી છે.

" અવતારો અથવા મહાત્માઓ, પવિત્રસ્થલોમાં વર્ષોવર્ષ જન્મ ધારણ કરે, અને તમારા પોતામાં તેમનો કદાપિ જન્મ ના થાય તો તમારે સદા માટે આશા છોડવાની છે. જો તેઓ તમારામાં સજીવન ના બને તો પવિત્રસ્થલો અથવા અન્યવિધિઓ તમને દુઃખમાંથી બચાવી શકે એમ નથી. "

કદાચ આવા શબ્દો કોઇ શંશયાત્માના હોય એવા જણાય છે, પરંતુ તેમાંથી બલવાન શ્રદ્ધા સ્પષ્ટ જણાઇ આવે છે. તેરમા શતકના એક સંતપુરૂષે કહ્યું છેઃ—

" એવા કેટલાક છે કે જેઓ જેવી રીતે તેઓ ગાયને જુવે છે તેવી રીતે ઇશ્વરને જોવાની ઇચ્છા રાખે છે; જેવી રીતે તેઓ ગાય પ્રત્યે પ્રેમ દર્શાવે છે, તેવીજ રીતે પ્રભુપ્રત્યે પ્રેમ દર્શાવવા માગે છે.........સાદામનતા મનુષ્યો માને છે, કે જાણે તે અત્રે ઉભો હોય અને તેઓ તત્રે ઉભા હોય તેવી રીતે ઇશ્વરનાં દર્શન થશે, પરંતુ આ આમ નથી; આ દર્શનમાં તો ઇશ્વર અને હું ઉભયે એક છીએ " !

"ઐતિહાસિક સત્ય" ના શોધ સામે આ શબ્દો આગ્રહપૂર્વક લગાડવાના નથી. પ્રથમથી જો તેમાં સમાવેશ થતા ગુપ્તઅર્થનો પોતામાં અનુભવ નહિ કરવામાં આવે તો શાસ્ત્રો જેવા લેખોનાં ઐતિહાસિક સત્યોને કોઇ પણ ભાગ્યે જ યથાર્થ રીતે સમજી શકશે. અવા સર્વ પ્રકારની સરખામણી અને પ્રથક્કરણ તદ્દન નિરૂપયોગિ છે, કારણ કે પોતાની જાતમાં કૃષ્ણને ગૂઢ અનુભવ મેળવ્યા વિનાનો કોઇ પણ માનવિ ભાગ્યેજ શોધી શકશે, કે ગોકુલમાં કોણ જન્મ્યો હતો. પોતાના આંતરમાં કદમવૃક્ષનો અનુભવ નહિ મેળવનાર, કદમવૃક્ષના બનાવોને ભાગ્યે જ સમજી શકશે. શુદ્ધ ઐતિહાસિક શોધ વડે, પ્રથકકરણ કર્તા શારીરશાસ્ત્રી કદાચ એકાદ મહાન્ કાવ્યપ્રતિભાનું રહસ્ય શોધી શકે તેના કરતાં ભાગ્યેજ, ગૂઢયથાર્થતાદિર્શનો વધારે શોધ થઇ શકે છે.

જે આવી બાબતોમાં સ્પષ્ટ રીતે જોઇ શકે છે તેને માલૂમ છે, કે વર્તમાન કાલે મન-શક્તિનો "ગર્વ" કેટલાં બધાં ઉંડાં મૂલ ઘાલી બેઠો છે, તથા તેનો ઇન્દ્રિયસૃષ્ટિની બાબતો સાથે જ સંબંધ છે. તે કહે છે, "ઉચ્ચ સત્યોને કેળવવા માટે શક્તિયોનો વિકાસ કરવાની મારી ઇચ્છા નથી; વર્તમાનમાં મારી જે શક્તિયો છે, તે વડેજ હું તેમના વિશે મારા નિર્ણયો બાંધવા માગું છું."

વર્તમાન જમાનાના ઝોકથી જુદીજ રીતે સારી રીતે લખાયલા એક ચોપાનીયામાં આ પ્રમાણે વાચવામાં આવે છે:—

"જાતિના જીવનને સૂચવતા કૃષ્ણને, વર્તમાનદિનોનો માનવિ પોતાના અંતરૂમાં પીછાની શકે; શાસ્ત્રયોજકોની પેઠે તે પોતાના જીવાત્મામાંથી કૃષ્ણને જન્માવી શકે; એક માનવિ તરીકે તે પોતાની જાતને શાસ્ત્રલેખકોની દશામાં લાવી શકે, કારણ કે તેને સમાન આત્માનુભવો થશે તથા તે જાતેજ શાસ્ત્ર ઉચ્ચારશે, અથવા લખશે."

આ શબ્દો સત્ય હોવા જોઇએ, અથવા કદાચ તદ્દન ભૂલ ભરેલા પણ હોય. જ્ઞાનીઓની ભાવનાથી અવલોકતાં આ શબ્દો સત્ય છે; શાસ્ત્રોના કૃષ્ણને પોતાના આંતરૂમાં અનુભવવાનો પ્રયત્ન કરવાના આવા કોક વિચારમાંથી દરેક માનવ જીવાત્મામાં સુપ્તદશામાં રહેલી શક્તિયોને વિકસાવવાના સંબંધમાં આ શબ્દો યથાર્થ છે. માત્ર ઇન્દ્રિયદર્શનોના સત્યને સ્વીકારનાર વર્તમાન જમાનાના ઝોક પ્રમાણે ઉપજાવાયલી કૃષ્ણની ઉપરચોટીયા ભાવનાના સંબંધમાં આ શબ્દો તદ્દન અસત્ય છે.

આત્મજીવન માત્ર ત્યારેજ સમજી શકાય છે, કે જ્યારે આપણે તે વિશે અશુદ્ધ મનથી વાદવિવાદ ચલાવતા નથી, પરંતુ તે માટે અંતરંગપક્ષથી આપણી જાતનો વિકાસ કરવા માગીએ છીએ. જો કોઈ સત્યોને "સાધારણ બુદ્ધિ" પર્યંત ઉતારી પાડવાની માગણી કરે તો માનવિથી પ્રાપ્ય ઉચ્ચસત્યો વિશે જરા પણ શિખવાની કોઇ આપણા ચરાખી શકે નહિ. આ સંબંધે આવી શંકા ઉઠાવી શકાય, "ત્યારે શા માટે

તમે ભાવનાયોગિઓ અને અધ્યાત્મવાદીઓ, લોકોને આ સત્યોનો ઉપદેશ કરો છો, કે જે તમારા કહેવા પ્રમાણે હજુ તેઓ સમજવાને તૈયાર બન્યા નથી ? જેમનો અનુભવ મેળવવાને મનુષ્યે અમુક શક્તિયો પ્રથમથી જ કેળવવી જોઇએ એવા સિદ્ધાંતોનો ઉપદેશ કરનાર એકાદ આધ્યાત્મિકસંસ્થાની પણ શી જરૂર ? "

આ દેખીતા વિરોધનું નિરાકરણ કરવાનો આ લેખમાળાનો ઉદ્દેશ છે. એમાં દર્શાવવામાં આવશે, કે આપણા દિનોના આધ્યાત્મિક પ્રવાહો એક ભિન્ન પ્રકારના આધારથી વહન કરે છે, તદ્દન અધમબુદ્ધિ ઉપર આધાર રાખતા પદાર્થવિજ્ઞાન કરતાં તદ્દન ભિન્ન રીતે વહન કરે છે. આમ હોવા છતાં પણ, માત્ર સ્થૂલ બનાવો ઉપર આધાર રાખતા પદાર્થવિજ્ઞાન કરતાં આધ્યાત્મિક પ્રવાહો કોઇ પણ પ્રકારે ઓછા શાસ્ત્રીય નથી ઉલટું આથી તો પદાર્થવિજ્ઞાનના શોધનો પ્રદેશ સ્થૂલપારના પ્રદેશમાં વિસ્તરે છે. એક વિશેષ પ્રશ્ન કરીને આપણે આ લેખને સમાપ્ત કરવો જોઇએ; એ પ્રશ્ન કદાચ આમ પૂછવામાં આવે છે, "સ્થૂલપારનાં સત્યોનો કોઇ અભ્યાસિ શી રીતે અનુભવ મેળવી શકે, તથા તેમનો આ પ્રમાણે અનુભવ મેળવવામાં આધ્યાત્મિકસંસ્થાઓ કેવા પ્રકારની મદદ કરી શકે છે ? " [ ચાલુ ].

"Theosophist."

---

# आर्य आचारो.

( મળેલું. )

શાસ્ત્રો જે ઉત્તમ નીતિ અને આચારો પ્રબોધે છે, જેને આચરણમાં મુકવાથી મનુષ્યની શારિરીક, માનસિક અને પારમાર્થિક ઉન્નતિ થાય છે એમ તે કથે છે તે આચારોના ગૌરવનું વર્તમાનમાં અભાવ થયું હોય એમ આપણને જણાય છે. તુચ્છ બાબતોનું પણ અલક્ષ્ય કરવાથી મોટી હાનીઓ થાય છે એવી મંતવ્યતા પણ ઘણે અંશે સામાન્ય વર્ગમાંથી નીકળી ગયેલી જણાય છે. પણ કાળ બળાનુસાર કેટલાક બનાવોથી, સ્થૂલદૃષ્ટિવાનને એવી બાબતોમાંની કોઇક જણાય છે. અને ત્યારે જ તેઓ તેને માની શકે છે. દ્વિજે અમુક સ્થિતિમાં બેશી, અમુક દિશા તરફ મુખ રાખી, અમુક પ્રકારની માનસિકસ્થિતિપૂર્વક ભોજન, જલ પાનાદિ વ્યવહાર કરવો; એમ જે સચ્છાસ્ત્રો પ્રબોધે છે તેમાં ખરેખર મનુષ્યની ઉન્નતિનાં ગુપ્તકારણો સમાઇ રહેલાં છે: છતાં પણ તેના તરફ સૂક્ષ્મદૃષ્ટિ ફેરવ્યા વિના તે જણાતાં નથી. તેના પર પુખ્ત વિચાર કર્યા વિના, તેમાં રહેલાં ઉન્નતિનાં ખરાં કારણોને જોવાની દૃષ્ટિવાળા ન હોવા છતાં તેવા હોવાનું ડોળ ધરાવનારા " તે ગપાષ્ટકો છે, પુરાણીઓનું વૃથાજીવણ છે, સમયાદિનો નિરૂપયોગ કરનાર છે " એમ તર્ક વિતર્ક કરે છે: તેવાઓને પણ તે બાબતોપર જ્યારે પશ્ચિમથી

યુરોપ, અમેરિકા તરફથી-પ્રકાશ નાંખવામાં આવે છે ત્યારે માનવાનાં કારણો જણાય છે. આમ થવાનું કારણ પોતે સ્વતંત્ર શોધ નહિ કરતાં અન્યની શોધોના પરિણામોમાં અં. જાવું એજ છે. જળપાનાદિ તુચ્છ બાબતો પર પણ લક્ષ ન રાખવાથી ક્યારેક મહાન હાનીના ભોગ થઈ પડવું પડે છે, એ નાચેના ખરા બનેલા બનાવથી કાંઇક વિચાર કરતાં જણાશે. જે આચારોપર આજે, અશ્રદ્ધા ઉપજી છે તેનાં ગુપ્તરહસ્યપર પ્રકાશ પડે તો લોકોના આચારમાં ઉતરે અને શાસ્ત્રે, વર્ણવેલાં લોકોત્તર પરિણામો પણ ઉત્તરોત્તર જણાય.

સપ્ટેંબર મહિનાની બીજી તારિખની સાંજે પાંચ વાગ્યે ઓફીસમાંથી છુટી હું મારા એક મિત્રની સાથે પશ્ચિમમાં ચાલતા પ્રેતાવાહન નામના તંત્રપર વાતચિત કરતો ચાલ્યો આવતો હતો. મારા આ મિત્ર થિઓસોફીકલ સોસાયટી-અધ્યાત્મમંડલના સભાસદ હતા, તેઓનું વલણ, આ તંત્ર ઘણીજ ઉતરતી પંક્તિનું છે અને આર્ય પ્રજાને તે ત્યજવા યોગ્યજ છે એમ સમજાવવાપર હતું. પણ કેટલાક ચમત્કારિક બનાવો મેં થોડા સમય પર જોએલા હોવાથી મને તે વિદ્યા આપણામાં ચાલતા ધુણવાનાધુણવાના માતાના આવવાના-અમુક પ્રેત શરિરમાં આવવાના કરતાં ઘણી શ્રેષ્ઠ જણાતી હતી, છતાં મારા મિત્ર તો તેને એક જ કક્ષામાં મુકતા. આ અમારી વાતચિતના રસની વચ્ચે થોડા સમયમાં ભંગ પડયો. આગની બીગલનો અવાજ લોકોને ચોંકાવતો ચોંકાવતો વધારે પ્રમાણમાં સંભળાવા લાગ્યો. લોકોની દોડાદોડ અમારા રસ્તાપર થવા લાગી અને બાજુમાંના રસ્તાપરની એક વેપારીની દુકાનમાં આગ લાગ્યાની ખબર પડી. આવું થતું ત્યારે મારી વૃત્તિ ત્યાં જઇ કાંઈ મદદ બની શકે તો કરવાની થતી. તરતજ મારા મિત્ર સાથે અમે બાજુને રસ્તે મરડાયા અને જ્યાં આગ લાગી હતી તે દુકાન પાસે જઈ પહોંચ્યા. બીજા માળના વચ્ચેના ભાગપરથી તે શરૂ થઇ હતી અને અત્યારે પોતાની જ્વાળારૂપી જીભથી ત્રીજામાળને ચાટતી હતી. દુકાનમાં શણની ગુણપાટો, વિલાયતથી નમુનાના આવેલા કપડાના કટકાઓ, અને જુના કોટો ભરેલા હતા. નીચેના ભાગમાં તે માલને છુટો છુટો થોડા પ્રમાણમાં રાખી વેપાર ચલાવવામાં આવતો, વચ્ચેના માળમાં શણની ગુણોની ગાંસડીઓ અને કોટની પેટીઓ ચડાવી રાખવામાં આવતી, અને છેલ્લે માળે તેનો છુટો જથ્થો પાડી રાખવામાં આવતો. આગ લાગવાનું ખરૂં કારણ કાંઇ હજુ સુધી જણાયું નહોતું અને તે શોધવાનું કોઇનું મન તેનાપર વળતું એ નહોતું કારણ કે આગ ઓલવવાની પ્રથમ જરૂર હતી. દુકાનનું બારણું પશ્ચિમ તરફનું હોવાથી પવનના સપાટાનું જોર વધારે લાગતું હતું કારણ કે પવન તે તરફનો હતો. બજારનો ભાગ હોવાથી લોકો જલદી એકઠાં થઈ ગયાં હતાં પણ તેમનાથી કાંઇજ બની શકે એવું નહોતું આગ લાગવાને પંદરેક મિનિટનો લાંબો વખત જતાં બંબાવાળાઓ આવી પહોંચ્યા તેઓનું સ્ટેશન જરા દૂર હતું, પણ પવન તે બાજુનો હોવાથી અને બજારના ભાગમાં નુકશાન થવાનો સંભવ વિશેષ હોવાથી તેઓ ઘણી ઝડપે ખબર મળ્યા કે તુરત જ ત્યાંથી દોડયા હતા. ઘેટાવાળો અઠ્ઠાવિશેક વર્ષનો એક બલુચી પઠાણ હતો; તેણે ઘોડા છોડી બીજા ઓલવવા લાગેલા માણસો સાથે ભાગ લેવા માંડયો. બાજુની મેડીને હવે

આગ લાગવાની તૈયારી થઇ હતી. આ માણસો પોતાના જેવું કામ ન કરી શકે એમ તેનું માનવું હોય એમ તેના મોંઢા પરથી અમને જણાતું હતું, તે બાજુની મેડીના બારીપર થઇ માળની પેહેલી બારીપર કુદી ગયો, જે ગાંસડીની જવાળા મેડીને લાગી તેને મોટા નુકશાનપર મુકવાની અણીમાં હતી તેને જોરભેર એક હડસેલો મારી નીચેના બાગમાં ગબડાવી પાડી. આ ગાંસડી આડી નડતી હતી ને તેથી પાણીનો માર ત્યાં લાગી શકતો નહિ હોવાથી તે બાજુની આગ નરમ પડતી નહોતી પણ આડ ખસી જતાં નીચેના માણસોએ પાણીનો માર ત્યાંજ શરૂ કર્યોને આમને દશેક મિનીટમાં નરમ પાડી નહિ જેવી કરી નાંખી. પણ તેટલામાં તો લોકોનું મન બીજી બાજુએ દોરાયું. જે ઘોડાવાળાએ ઓલવતી વખતે ઘણું સારૂં કામ કરેલું અને બધા માણસોનું ધ્યાન જેના તરફ આ વખતે એક મદદગાર તરીકે ખેંચાયું હતું, તે માણસ પાસેના પાણીના નળની બાજુમાં પછડાયો. આને શું થયું તે જોવા માણસો દોડયાં, અને એકાદ બે મિનિટમાં તો લોકોનું ટોળું મોટા પ્રમાણમાં તેને ફરી વળ્યું. તેને શું થયું છે તે તેના શરિરને અડકીને જોનારને જણાયું કે તેના પ્રાણનો સંબંધ તેના શરિરથી છુટી ગયો છે; અને મરણ પામ્યો છે. આગ ઓલવાઇ ગઇ હતી પણ લોકો તો આગળના કરતાં ઉલટાં વધારે પ્રમાણમાં એકઠાં થવા લાગ્યાં. કોઈ એક તો કોઇ બીજું એમ આના મૃત્યુના કારણ બોલી થોડીવાર થતાં માર્ગે પડવા માંડતા અને વળી બીજા એકઠાં થતાં. તેના ઉપરીને મ્યુનસિપેલીટીના તરફથી આ માણસને સિવિલ હોસ્પીટલમાં લઈ જવાનું કહેવામાં આવતાં તેને ત્યાં લઇ ગયા અને તેની તપાસ કરવાનું સિવિલ સરજનને સોંપવામાં આવ્યું.

કાંઇક આશ્ચર્યમાં, કાંઇક વિચારના વમળમાં અને કાંઇક કારણ માટેના તર્ક વિતર્ક કરતા હવે અમે પણ ઘર તરફ જ ફર્યા. થોડે ચાલતાં મારા મિત્રે મને પુછ્યું "કેમ, આપને આ બનાવનું કાંઈ કારણ જણાય છે ? " મેં તુર્તજ પ્રત્યુત્તર આપ્યો "તેને કોઇ જાતનું ઝેર અપાયલું હોવું જોઇએ, નહિ તો આ પ્રમાણે એકદમ બને નહિ."

"શું તમારૂં એમ ધારવું છે કે મૃત્યુ—આકસ્મિક મૃત્યુ થવામાં માર કે ઝેર જ કારણ હોય ? અને એ શિવાયના બીજાં અદૃષ્ય કારણો ન હોય? મારૂં ધારવું તો એવું છે કે સામાન્ય માણસો તો શું પણ કોઇ વખતે ડોકટરોને પણ તેનાં ખરાં કારણો શોધતાં આડે રસ્તે ઉતરી જવું પડે છે."

"ત્યારે વળી તમે આમાં પણ કોઇ અદૃષ્ય કારણોને જ જુઓ છો ? અને જો એમ હોય તો કયાં કયાં કારણો તમને જણાય છે ? "

"મને જે કારણો જણાય છે તે હાલ ચાલતી કેટલીક સાયન્સ (વિદ્યા) કરતાં પણ ઘણાં આગળ જનારાંછે. જો કે આથી સાયન્સને કોઈ પણ વિરોધ આવતો નથી."

"પણ શારિરશાસ્ત્રવિત્ પુરૂષો તો એનાં કારણો બરાબર સમજાવી શકે કે કેમ ? કદી આમાં આપણા જેવાથી ભુલ થવા સંભવ હોય "

"પણ હાલનું શારિરશાસ્ત્ર બધી રીતે સંપૂર્ણ છે એમ તેઓજ માની શકતા નથી તેનું કેમ ?"

"ત્યારે તેઓ જણાવે તેના કરતાં બીજાં ઉચ્ચ કારણો શોધવાનું આપણી પાસે કયું સાધન છે કે જેની મદદથી આપણે તેનાથી વધારે ખાત્રીવાળાં કારણો જોઇ શકીએ ?"

"આપણી પૂર્વની અધ્યાત્મવિદ્યા, અને તે વિદ્યાને બળે જણાતાં કારણોની સાયન્સને પણ મળતી મદદથી આપણે કાંઇક વધારે જાણી શકીએ. આપણા પૂર્વ શાસ્ત્રવિત્ પુરૂષો યોગબળ સંપન્ન હતા અને તે બળના પ્રખર પ્રતાપે મરણ થયેલાં માણસોના સુધીને ન મળે તેવા બંધારણનું જ્ઞાન પોતાને મેળવવામાં યોજતા; અને લોકોપકારાર્થે પ્રસિદ્ધ કરતા. તેઓએ જણાવેલાં કારણો આપણી સ્થૂલદૃષ્ટિથી જણાતાં કારણો કરતાં વધારે સત્ય હોય એમ હવે પશ્ચિમ તરફનાઓને પણ કબુલ કરવું પડ્યું છે.

"ત્યારે હવે તેઓ શું કારણો જણાવે છે ?"

"મનુષ્યના સ્થુલ શરિરનો બધો આધાર તેનાં બીજાં ઉચ્ચ શરિરોપર છે, જેવું આ દૃશ્ય સ્થુલ શરિર છે તેવાં બીજાં કેટલાંક અદૃશ્ય અને સુક્ષ્મ શરિરો છે. જેઓએ પોતાની સુક્ષ્મ દૃષ્ટિઓ ખીલવી અતીન્દ્રિય ગણાતી વસ્તુઓ જોવાનું સામર્થ્ય સંપાદન કર્યું છે તેઓ આ શરિરોને જોઈ શકે છે. હાલમાં જેને પશ્ચિમમાં વિશ્વ દૃષ્ટિ કહે છે (Clairvoyance) તે જોકે આપણા યોગવિદ્વરોની દૃષ્ટિ આગળ નહિવત્ છે છતાં તેઓ પણ આ પછીના એકાદ બે શરીરરોને જોઈ શકે છે. આ શરિરને સૌથી નીકટનો સંબંધ આ પછીના છાયા શરિર સાથે છે. જેવો મુળ આકાર હોય તેવો તેનો નમુનો થાય; જેવું બિબું હોય તેવીજ છાપ પડે. તેથી તે છાયા શરિર રૂપ બિબાંમાંથી પડેલો બાહાર દેખાતો નમુનો આ સ્થુલ શરિર છે. તે છાયા શરિરનો સંબંધ જેમ સ્થુલ શરિર સાથે એક બાજુથી થએલો છે તેમ બીજી બાજુએ સુક્ષ્મ નામના શરિર સાથે છે. વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલાં પ્રાણ તત્વને આકર્ષિ સુક્ષ્મ અને સ્થુલ શરિરનો તે સંબંધ જોડી રાખે છે અને પોષણ પણ કરે છે જેથી તેને પ્રાણમય કોશ કહે છે હવે આ ત્રણે શરિર કરતાં ઉચ્ચ માનસિક શરિર છે. માનસિક શરિરનું પૂર્ણ સ્વરૂપ આજે જોઇએ તેટલું પશ્ચિમમાં નહિ ચર્ચાયલું હોવાથી તેના સંબંધે ઘણા ભુલાવા થાય છે. આ વખતે સ્પષ્ટ રીતે તેનું વર્ણન કરવાનો આપણને અવકાશ નથી પણ આ શરિરપરજ નીચલાં ત્રણે શરિરોનો પૂર્ણ આધાર છે. યોગિઓ આ શરિરને કેળવી તેની પાસે અમાનુષિ કાર્યો કરાવતા એમ આપણા શાસ્ત્રદ્વારા આપણને જણાય છે. વળી બીજી રીતે જ્યારે મન અત્યાતુર બની જાય છે ત્યારે પણ તેવાં કાર્યો થવાનો સંભવ છે. મન જ્યારે પોતાની સર્વ શક્તિમત્તા દર્શાવે ત્યારે તેને સહન કરવાનું બળ નીચેના શરિરોમાં લાવવાની ક્રિયાને ક્રિયા યોગ( तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रिया योगः ) કહે છે; જો આ ક્રિયા યોગ દ્વારા નીચેનાં શરિરોમાં તેવું બળ નથી હોતું અને કોઇક આવા વખતે જ્યારે મન પોતાની શક્તિને દર્શાવે છે ત્યારે નીચેના શરિરોમાં વિકૃતિ થયા વિના નથી રહેતી. સા-

માન્ય મૃત્યુને વખતે ઉપલાં શરિરો નીચલાં શરિરોથી છુટાં પડવામંડિ છે પણ આવે વખતે તે છુટાં પડવામાં દેર પડે છે. સામાન્ય મૃત્યુમાં ઉપલાં શરિરો શાંતિ પૂર્વક આ સ્થુળ શરિરમાંથી નીકળે છે ત્યારે તે વિના એકદમ છુટાં પડી જતાં જણાય છે માનસિક શરિરમાં જ્યારે ઉત્તમ જાતની ધ્રુજરીઓ (Vibrations) થાય છે અને તદનુકુલ ધ્રુજરીઓ—આંદોલન નીચેના શરિરોમાં થાય છે ત્યારેજ ઉત્તમ કાર્યો કરી શકાય છે. હવે જો ઉચ્ચ જાતનાં આંદોલનને સ્થુલ શરિર અનુકુળ ન થાય તેના પ્રવાહનું બળ ધારણ કરવાની શક્તિ તેનામાં નહોય તો ઉપરનાં શરિર પોતાની ગતિમાંને ગતિમાંજ નોંખા પડી જાય છે. એક બીજી રીતે પણ આ સ્થુલ શરિરથી ઉપલાં શરિરને જુદાં કરી શકાય છે જે માત્ર યોગિઓજ જાણી શકે છે; પણ જ્યારે તેમ કરવામાં આવે છે ત્યારે ઉપરના શરિર વચ્ચે એક રૂપેરીતંતુ (Link) જોડાઇ રહે છે અને તેની મારફતે પાછા આવી શકે છે. સામાન્ય માણસોમાં તેનું જ્ઞાન નહિ હોવાથી તેઓ પાછા આવી શકતા નથી; પણ તેને જાણનાર ઇચ્છા પૂર્વક આ શરિરથી બહાર નીકળી શકે છે, અને આવી શકે છે. જ્યાં સુધી એ તંતુની સાથે શરિરો સંકળાઈ રહે છે ત્યાં સુધી મૃત્યુ કદી નીપજતું નથી. આ તંતુ તુટયા પછીજ સ્થુલ શરિરના પરમાણુપર કોઇની સત્તા નહિ રહેવાથી વીંખાવામાંડે છે અને તેને છેદન ભેદન દશામાં લાવી મુકે છે."

"શું ત્યારે આમાં પણ કાંઇ આવુંજ કારણ હોવું જોઇએ ? જોકે મને તે સ્પષ્ટ સમજાતુ નથી"

"ના તેથી પણ ઉતરતું એક બીજું કારણ છે, પણ તેને ને આને લાંબો વિચાર કરતાં વિરોધ કે જુદાઇ નહિ હોવાથી તેના જેવુંજ કહેવાય. કેટલીક સ્થુલશરિરથી થતિ ક્રિયામાં કાંઈ સ્થુલ અડચણ નાંખવામાં આવે તો પણ ઉપરનાં શરિર આ શરિર દ્વારા ક્રિયા કરી શકતાં નથી અને તરત વિકાર પામે છે; જો વિકૃતિજ પામતાં હોય અને છુટાં ન પડી જતાં હોય તો રોગ—વ્યાધિને પ્રકટાવિ તે અડચણને દૂર કરવા પ્રયત્ન કરે છે અને જુદાં પડી જતાં હોય તોતો પછી મૃત્યુજ નીપજાવે છે; વચ્ચેનો સંબંધ તુટી જાય છે. આ માણુસના બનાવમાં તેવું થયલું જણાય છે. તેને વિષ દેવામાં આવ્યું હોય તેવી અસર પૂર્વેથી કાંઇ જણાઇ નહોતી. વળી વિષથી થતા વિકારો તેના શરિરમાં દેખાતા નહિ હતા, જેથી વિષના વિશેષ અનુમાનોપર આપણે જઇ શકતા નથી; અને જો કદી તેમ હોય તો પણ આપણે શોધીએ છીએ તે કારણને તે વિરોધનથી; પણ તેના કરતાં સુક્ષ્મતર કારણ છે તેથી વિશેષ વિચારણીય છે. તે આવ્યો ત્યારે નિદ્રામાંથી ઉઠયો હોય તેવું જણાતું હતું. સામાન્ય રીતે નિદ્રામાં ઉપલાં શરિર સાથે આ સ્થુલશરિર નિવૃત્ત જેવી દશામાં (Nagative state) પડે છે અને ઉઠયાં પછી પણ તેની થોડી ઘણી અસર જણાય છે. આ દશામાં અન્યનાં આંદોલનો વિશેષ છુટથી આપણાં શરિરોમાં પ્રવેશી શકે છે. વળી આગ ઓલવવાની તીવ્ર લાગણીથી તેના સૂક્ષ્મશરિરમાં સ્થુલ ઉપાધિ સહન કરી શકે તેના કરતાં વિશેષ પ્રમાણમાં આંદોલનો થવા લાગેલાં. તૃષાતુરની રૂધિરવહાનાડીદ્વારા રૂધિરની ગતિ જોઇએ તે કરતાં મંદ થઇ જાય છે અને વિશેષ ગરમીમાં તે વધારે મંદ થવા માંડે છે; આથી સ્થુલશરિર ઉપરની ગતિઓ ગ્રહણ કરવા

ક્ષમતાહિન થવા માંડે છે. આ માણસ તુરત પાણીના તરફ ગયેલો તેથી તે તૃષાતુર હતો એ અનુમાનપર સહજ આવી શકાય છે. આગમાં તેની તૃષા વિશેષ પ્રદિપ્ત થયેલી અને આવી બારિક વેળાએ અસાવધાનતા અને અજ્ઞાનથી પાણી પીવા માંડયું પાણીથી હૃદયની નિર્બળ થયેલી ગતિને ધક્કો લાગ્યો. ઉપરનાં આવતાં અદિાલનોનુદ્ધાર બંધ પડયું. નિચેના શરિરમાં આવતો પ્રાણ પ્રવાહ અટક્યો અને જીવનરૂપ શરિરો અહિથી છુટાં પડયાં. આ દેહ ગતિવાન તત્વની સહાય વિના ગતિ નહિ કરતો હોવાથી ગતિ રહિત થયો, અને તેને આપણે મરણ નીપજ્યું એમ કહ્યું.

"મને આ કારણો વિશેષ માનનિય જણાય છે. પણ જોઇએ તેટલાં સ્પષ્ટ હું સમજી શકતો નથી. વારુ, આ બાબતોનો સંપૂર્ણ ખુલાસો અને શામાંથી મળી શકે?"

"આપણાં આર્યશાસ્ત્રો મહાન રહસ્યથીજ પૂર્ણ છે; પણ તે જોવામાં ઉચ્ચ બુદ્ધિ વિભવ સાથે અમુક અંશમાં સાત્વિક શ્રદ્ધાની જરૂર છે. તેના પ્રણેતાઓએ તેમાં જે ગુપ્તતા રાખી છે તેને જાણનારા સમર્થપુરૂષવરોની પણ પહેલાં મદદ લેવી પડે છે. આ ત્રણ સાધનોનું ઐક્ય થતાં તેનો પ્રકાશ જોઈ શકાય છે. આપણા દેશમાં પશ્ચિમની નાસ્તિકતાએ જ્યારે પ્રવેશ કર્યો ત્યારથી ન સહન થઈ શકે તેવા અનાચારોએ પ્રવેશ કર્યો પણ જ્યારે હવે તેજ પશ્ચિમની પ્રજાએ કાળબળથી આપણાં શાસ્ત્રમાં વર્ણવેલી ગુપ્ત વિધાનો અભ્યાસ કરી આપણા આચારો શારિરીક, માનસિક અને દૈવીઉન્નતિ સાધક છે એમ સ્વીકારવા માંડયું છે ત્યારે હવે તેનું પરાવર્તન પણ અત્ર થવા માંડ્યું છે. હું જ્યારે લંડન હતો ત્યારે ત્યાંની સાઈકીકરીસર્ચ સોસાયેટી "(ચમત્કાર શોધક મંડળ) તથા" સ્પિરિચ્યુઅલ એલાયન્સ (પ્રેતાવાહન તંત્ર મંડળ) ના સંબંધમાં આવ્યો હતો. કેટલીક બાબતો એવી ચર્ચાતી કે આપણાં શાસ્ત્રો તેને પાપરૂપ ગણે છે, અને કેટલીક કાંઈક ઠીક હતી. છતાં તેઓનો ઉદ્દેશ ઉચ્ચ હોવાથી હું તેને સામાન્ય રીતે ઠીક ગણતો હતો; કારણ કે ગુપ્તવિદ્યામાં નાસ્તિકને પણ આના ચમત્કારોથી કાંઇક શ્રદ્ધા ઉપજતી. કેટલાક ચમત્કારો તો અહિના સમાન્ય લોકો કરતાં કંઇક ઉચ્ચ સ્થિતિવાળાને પણ ન સમજાય તેવા હતા. મને થીઓસોફીનો લાંબો પરિચય હોવાથી તે વિશેષ આકર્ષક જણાતી હતી પણ ત્યાંને માટે તો એ વિદ્યા ઘણીજ સારી હતી. વળી તેમાંના ઘણાનું તો એવું એ માનવું હતું કે પૂર્વની યોગવિદ્યાજ આ છે. તેમાંના એક બે સભાસદોએ યોગવિદ્યાના ગ્રંથોનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું હતું કે જેમાંથી પોતાનું તંત્ર સિદ્ધ કરાય. ઉપરોક્ત તંત્રોને આપણા શાસ્ત્રોમાં સ્થાન મળ્યું છે પણ તેઓ ઘણાજ હલકાં અને વામમાર્ગનારપમાં બદલાઈ જાય તેવાં હોવાથી આપણે તેને હેય ગણ્યાં છે. દક્ષિણમાર્ગને નામે પ્રચલિત યોગતંત્રને અનુસરીનેજ આપણા આચારોનું બંધારણ રચાયું છે, અને તે તંત્રની શ્રેષ્ઠતા અકથ્ય છે. પૂર્વના પુરૂષવરોએજ પ્રયત્નથી એ વિદ્યા શોધી તેવો પ્રયત્ન વર્તમાનમાં આદરનારને પણ તે પ્રયત્નના પ્રમાણમાં ગમ્ય થાય છે. આપણી એ વિદ્યાપર પ્રકાશ નાંખવામાં વર્તમાનમાં થીઓસોફી નામક સંસ્થાએ ઘણું કર્યું હોય એમ મને જણાયું છે, અને તમે પણ તેની દ્વારા આ બાબતોપર પ્રકાશ નાંખી ખુલાસાઓ મેળવી શકો."

"વારૂ, આજની આપણી વાતચીતથી પણ મને તે બાબતપર વધારે પ્રકાશ પડેલો જણાય છે. આજે હું જમીને જલદી આવીશ અને તમે પણ તૈયાર થઇ રહેશો ગાડીવાળાને મેં સવારથી કહ્યું હતું એટલે તે હાજર હશે, અને આપણે ફરતાં ફરતાં તે વિષે વધારે વાત કરવાનું બની આવશે. વારૂ અત્યારે તો જય જય."

"જય—જય. જરા વહેલા આવશો તો આપણે કોઈ પુસ્તક લઇ લઇશું."

આ વાતચિતથી આજે મને કંઈક પ્રસન્નતા જણાઇ. મરણ પછી માણસ નાશ નથી પામતું એ સાંભળવામાં આવે છે પણ જો આ રીતે નજરે જોઇ શકાતું હોય તો શોકનાં કેટલાં કારણો નાબુદ થઇ જાય! મરણનું ભય પછી ક્યાં રહે? આર્ય આચારો મને થોડા સમયપર હસવા જેવા જણાતા હતા પણ આ મિત્રના કહેવાપરથી કેટલા બધા ઉત્તમ છે એમ સમજાય છે અમે બન્ને સાંજે ફરવા ગયા ત્યારે તેઓએ ઘણી ઘણી મહાન બાબતો મને સમજાવી કે જેના વિચારમાં મારી રાત્રિ ઉત્તમ સ્વપ્નસહ વ્યતિત થઇ. અમે રાત્રે જે વાતચિત કરી તે પ્રસંગ પરત્વે જણાવવાપર રાખી અત્રે વિરમાય છે.

એક નુતન થીઓસોફીસ્ટ.

---

# ॥ श्रद्धा अने धर्म ॥

શ્રદ્ધાને, જીવનને એક સમગ્ર સ્વરૂપમાં સંગ્રહી લે એવા, તેના સર્વ બનાવોને કેન્દ્રિત કરી શકે એવા, તેની પ્રવૃત્તિના વિવિધ માર્ગોને આદેશે એવા અથવા માત્ર એક પ્રવૃત્તિના પક્ષમાં અન્ય સર્વ પ્રવૃત્તિઓને દબાવી દે એવા એક ઉદ્દેશની આવશ્યકતા છે. એ ઉદ્દેશ પાર પાડી શકાશે, એવી તીવ્ર, અડગ ખાત્રીની જરૂરછેઃ એકાદ કાર્યમાં ગંભિર માન્યતા અને તેને પાર ઉતારવાની પ્રતિજ્ઞાની આવશ્યકતા છે. તેની સંપૂર્ણતા પ્રતિના શ્રદ્ધાળુ પુરૂષના માર્ગ ઉપર તપાસ રાખતી એક શ્રેષ્ઠ સત્તાના ભાનના, સ્વીકારની જરૂર છે. શ્રદ્ધા માટે આટલાં વાનાં વિના ચાલે એમ નથી. જ્યાં જ્યાં આમાંના એકની પણ ખામી હોય છે ત્યાં શ્રદ્ધાને બદલે મત, પંથ, સંપ્રદાય, સમાજો, દર્શનો, રાજકીય પક્ષો આપણા જોવામાં આવે છે. મહાન ધાર્મિકભાવના માટે પ્રતિક્ષણે કોઇ પ્રકારનું સતત આત્માર્પણ કરવામાં આવતું નથી.

અરે! તમે ફરિયાદ કરો છો, કે શ્રદ્ધા મરણ શરણ થઈ છે અથવા મરવા પડીછે. માનુષિઓના જીવો અહંકારની જ્વાલાઓ વડે કરમાઈ ગયા છે; તથાપિ તમે સર્વ પ્રકારની શ્રદ્ધાને, માન્યતાને ધિક્કારી કાઢો છો તથા તમારા લેખોમાં ઘોષણા કરી મૂકો છો, કે ધર્મ મરણ શરણ પડયો છે; તેના દિનો ખલાસ થયા છે તથા લોકો માટે કોઈ પ્રકારનું ધાર્મિક ભાવિ સંભવિ શકતું નથી.

"કેવળ ધર્મના રંગે રંગાયલા સાહિત્યનો સમય વીત્યો છે. એક સમય એવો હતો કે જ્યારે સર્વ ઉપદેશ સર્વજ્ઞાન આપવાનું દ્વાર ધર્મ હતો. પ્રતીતિ શ્રદ્ધાને પ્રીતિ ઉપજાવનારો માર્ગ દેવ કથા હતી, રૂચિ અને આદર પ્રગટાવવાનો પ્રકાર અદ્ભુત કથન હતું." વર્તમાનમાં ધર્મ રંગે રંગાયલા સાહિત્યનો સમય વીત્યો છે એમ કહેવાનો આશય આવાં વાક્યોમાં સ્પષ્ટ થાય છે.

ધાર્મિકભાવના તો માનવ જાતના શ્વાસપ્રશ્વાસ સમાન છે; તેના, જીવન, આત્મા, હૃદય અને આવિર્ભાવ સમાન છે. પોતાની ઉત્પત્તિના જ્ઞાનમાં તથા ભાવિના અનર્યભાનમાંજ માત્ર માનવજાતનું અસ્તિત્વછે: આ ઉભયના મધ્યમાંના નજીકના એકાદ દૃષ્ટિ બિંદુ ઉપર પોતાની શક્તિઓને એકત્રિત કરવા વડેજ તે પ્રદર્શિત થઈ શકે છે. ધાર્મિક ભાવનાનું ખાસ કરીને આવું કર્તવ્ય છે. આ ભાવનામાં આપણુ સર્વના એક સામાન્ય ઉત્પત્તિ સ્થાનની શ્રદ્ધાનો સમાવેશ થાય છે; આથી એક સિદ્ધાન્તરૂપે આપણા સમક્ષ એક સામાન્ય ભાવિ ખડું થાય છે; આથી સર્વે કાર્યપરાયણ શક્તિઓ એક કેન્દ્રમાં એકત્રિત થાય છે, જેમાંથી ભાવિની દિશામાં તેઓ સતત વિકાસ અને વૃદ્ધિ પામ્યાં જાયછે, તથા માનવ મનની સુખશક્તિઓ પણ તે પ્રત્યે દોરાય છે.

વ્યક્તિના સંબંધમાં વિચારતાં, તેના અને જે ઝમાના સાથે તેનો સંબંધ છે, એ ઉભય વચ્ચે અસ્તિત્વ ધરાવતા સંબંધના ચિહ્નરૂપે ધાર્મિક ભાવના છે. તેના જીવનના કાર્ય અને નિયમના પ્રદર્શનરૂપ છે. આ ભાવનાથી વ્યક્તિ ઉચ્ચ દશાને પામે છે તથા શુદ્ધ બને છે તથા પ્રવૃત્તિના કેન્દ્રને આંતર પ્રદેશમાંથી બાહ્ય પ્રદેશમાં ફેરવવા વડે તેનામાં વસેલા અહંકારનો વિનાશ સધાય છે. તેનાથી માનવ માટે, સ્વાત્માર્પણના ઉત્પાદકરૂપ કર્તવ્યવાદ ઉપસ્થિત થાય છે. આથી શ્રેષ્ઠ અને પવિત્ર બાબતો આચરવામાં ભૂત કાલમાં તેને આંતર્ પ્રેરણા મળી છે, તથા ભાવિમાં પણ તેજ તેનો નિયામક બનશે. આ શ્રેષ્ઠભાવનાજ, માનવને પરમાત્માના નિકટમાં લાવેછે, માનવ પ્રાણીમાં શક્તિ મત્તાના સ્ફુલિંગનો ઉદય કરે છે, દરેક વિઘ્નમાંથી તરી પાર ઉતારે છે, તથા ધર્મવીરના વધસ્તંભને વિજયની નિઃશ્રેણિમાં પલટાવી નાખે છે.

વ્યક્તિની શ્રદ્ધારૂપ હક છે. સામાન્ય એકત્રિત શ્રદ્ધારૂપ કર્તવ્ય છે. હકથી માત્ર વિરોધ ખડો થાય છે; તે વિનાશ સાધી શકે છે, તેનાથી સ્થાપના થઇ શકતી નથી. કર્તવ્યથી બંધારણ બંધાય છે, એકત્રિત થવાય છે, અભેદ સધાય છે. કર્તવ્યની ઉત્પત્તિ એક સામાન્ય નિયમમાંથી થાય છે; માત્ર માનવ ઇચ્છામાંથી જ હકનો જન્મછે. હકની સામે લડત ચલાવવામાં કોઇ પ્રકારનું બંધન નથી. કોઇ પણ મનુષ્ય પોતાને નુકશાનકારક અન્યના કોઇ પણ હક સામે તકરાર ચલાવી શકે. આવા ઉભય વિરોધિઓનો મધ્યસ્થન્યાયાધિશ સામર્થ્ય છે. હકની ભાવનાના બંધારણ ઉપર બંધાયલા સમાજોએ પોતાના વિરોધિઓને વારંવાર આવોજ ઉત્તર વાળ્યો છે.

કર્તવ્ય ભાવનાના આધારે બંધાયલાં મંડળોને સત્તાનો આશ્રય શોધવાની ફરજ પડતી નથી. કર્તવ્યને, ધર્મને એકવાર નિયમરૂપે સ્વીકાર્યા પછી, તકરારનો, વિરોધનો સંભવજ તેમાંથી દૂર પળે છે.

મહાન્ ભાવનાઓ મહાન્ પ્રજાઓને જન્મ આપે છે. એક જીવંત ભાવનાના જ્વલંત સારરૂપ તમારા જીવનને બનવાઘો. લોકોની ક્ષિતિજને વિશાલ બનાવો. જડવાદના ભારમાં કચરાઇ ગયલાં તેમનાં હૃદયનો ઉદ્ધાર કરો. તેમના સમક્ષ એકાદ મહાન્ ભાવના ખડી કરો. તેમનામાં ધર્મ ભાવનાને પુનઃજાગ્રત કરો. સમસ્ત દુનિયામાં ખળભળાટ ઉપજાવતો વર્તમાનકાલનો પ્રશ્ન, ધાર્મિક પ્રશ્ન છે. ધાર્મિક સિદ્ધાંતોના પ્રથક્કરણ અને અંધાધુંધીમાં લોકોના હૃદયમાંથી શ્રદ્ધાનો અંશ બુઝાઇ ગયો છે. એકીકરણ અને ધાર્મિક સિદ્ધાંતોની એકતાવડે તે પુનઃપ્રજ્વલિત બનશે.

# સુદર્શન.

( પુસ્તક—૨૨—ઇ. સ.—૧૯૦૬–૦૭. )

सत्यंपरंधीमहि ।

भागवतम् ।

તન્ત્રી.
પ્રૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

ઉપતન્ત્રી.
માધવલાલ નભુભાઇ દ્વિવેદી.

# સુદર્શન.

## ( પુસ્તક–૨૨. )

॥ अनुक्रमणिका ॥


| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| | આ. | |
| આત્મ સંયમ અથવા પતંજલિનો યોગ | રા. રા. રામપ્રસાદ | ૭૨—૨૦૧—૩૪૩ |
| આધ્યાત્મિકતા એટલે શું ? | રા. રા. શ્રિનિવાસઆયંગ ર | ૪૬૨ |
| આર્ય આચારો | એક નુતન થીઓસોફીસ્ટ | ૩૭૭ |
| | ઉ. | |
| ઉન્નતિ અને અવરોધ | રા. રા. વકીલ–આઇ. એમ પાઠક | ૨૭૫ |
| ઉપાસના અને ॐ શબ્દનું ટુંકું વ્યાખ્યાન | રા. રા. શંભુપ્રસાદ શીવપ્રસાદ મહેતા. બી.એ. | ૧૭૫ |
| | એ. | |
| આંતર પ્રકાશ | ઉપતંત્રી | ૧૯૬ |
| | ક. | |
| કર્મ વિપાક | રા. રા. મદડાકરનાગર | ૨૨–૧૦૪–૧૫૧–૨૫૩–૨૮૨. |
| કર્નલ ઑલ્કૉટ | ઉપતંત્રી | ૧૧૦ |
| કર્નલ ઑલ્કૉટનું મરણ | ,, | ૧૩૭ |
| કશું અકસ્માતથી બનતું નથી | ,, | ૨૪૭ |
| કાવ્ય, | | |
| આપાત પરિત્યાગ | (મળેલું) | ૩ |
| ઊર્ધ્વગતિ | રા. રા. મદડાકરનાગર | ૮૯ |
| ક્રિયાસાધ્ય | ,, | ૧ |
| ખિન્નહૃદય | રા. રા. અમૃતલાલ કુંવરજી વૈદ્ય | ૧૦૨ |
| ગોપીગીત | રા. રા. નવીન | ૧૦૧ |
| ચંદ્ર સખી | ( મળેલું ) | ૧૬૯ |
| દિવ્ય પ્રભાત | ,, | ૬૬ |
| નરહરિકૃત જ્ઞાનરમણિ | નરહરિદાસ | ૨૮૯—૩૨૬—૩૬૧ |
| નિર્ભય શરણ | રા. રા. મદડાકર નાગર | ૩૫૯. |
| પત્ર | ( મળેલું ) | ૫ |
| પ્રેમયાચના | ,, | ૬૬ |
| પ્રેમગીત | રા. રા. રસિક | ૧૩૧ |

આલાર્ક નૃપાશ્વારોહણ.................રા. રા. પાન્ય.......................... ૩૭
ભજન.................................રા. રા. મદહાકરનાગર.................... ૩૨૫
મહાશ્વેતા પ્રણયવિરહ...................રા. રા. કુસુમ.................... ૧૭૭—૨૨૭
વાત્સલ્ય પ્રેમબલ........................રા. રા. મદહાકરનાગર.................... ૨૫૭
સાપન્ય......................... ,, .......................................... ૬૭
સંસારમાં સ્રીનીપદવી.........રા. રા. ભાઇશંકર કુબેરજી શુકલ..................૪૦
હોરી..................................( પ્રાચીન કાવ્ય )............................. ૬૫
હૃદયજવાલ........................ રા. આર્ત.......................................... ૮૮
હૃદય ભાવના........................રા. રા. મદહાકરનાગર.......................... ૧૬૭
હૃદયને સાંત્વન........................રા. રા. દીન ................................ ૧૭૦

ચ.

ચર્ચાપત્ર................................રા. રા. જીજ્ઞાસુ................................ ૫૯
ચર્ચાપત્રીઓને ઉત્તર....................તન્ત્રી.......................................... ૬૧
,,.......................................રા. રા પ. હ. મહેતા............................૧૮૩

જ.

જાગ્રત બનતો હિંદ............વિદુષ. એનિ. બેસંટ.............................. ૧૭૩

ત.

તંત્ર વિદ્યા..............................ઉપતંત્રી..............................૨૮—૨૩૨—૩૫૧

દ.

દુનિયાની ઉન્નતિ........................Pilgrim.................................... ૧૪૫
દેશાભિમાનનો આધ્યાત્મિક આધાર...... The Bengali............................ ૬૯
દ્વાદશ જ્યોતિર્લિંગ અને યાત્રા પ્રકાર...રા. રા. પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય........... ૨૭૨

ધ.

ધર્મોની બંધુતા........................વિદુષિ. એનિ. બેસંટ.........૧૯૧—૨૩૮—૩૦૮

ન.

નવું અને જુનું..........................ઉપતંત્રી........................................૧૫૬

પ.

પ્રજા બંધારણ..........................વિદુષિ. એનિ. બેસંટ................................૯૧
પૂર્ણાહુતિ...............................તંત્રી.......................................... ૨૦૯

બ.

બાલબોધિની ........................રા. રા. જી. કૃષ્ણ. શાસ્ત્રી..............૧૮૪—૩૩૩

મ.

મરણનો અનુભવ......................ઉપતંત્રી........................................ ૧૭૧
માયાવાદ..............................સ્વામિ. વિવેકાનંદ.................... ૨૯૭—૩૩૬
મારા ગુરૂદેવ............................ ,, ..........................................૧૩—૪૨
રા.રા. મનઃસુખરામ સૂર્યરામનો દેહ ત્યાગ.........તન્ત્રી.................................૨૮૭

વ.

વર્તમાન લેખકો........................ઉપતંત્રી.......................................૬૨
વેદાન્ત અને વર્તમાન સુધારો............... ,, .......................................... ૬
વેદાન્ત અને થીઓસોફી................રા. રા. જી. કૃષ્ણ. શાસ્ત્રી......................૩૧૫

સ.

સાક્ષરવર્ય.ગોવર્ધનરામ માધવરામનો સ્વર્ગવાસ. .તંત્રી......................................૯૫
સાખ્યયોગ... ...................રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ......... ૧૭૬
સ્વામિ. વિવેકાનંદ લંડનમાં............. ઉપતંત્રી........................................ ૧૬૦
સ્થૂલપારની સષ્ટિનું જ્ઞાન...... ... ............,, ........................................ ૩૬૫

હ

હિંદના યાત્રાના સ્થલો .. ...........Theosophist.............................. ૩૨૯
હિંદુઓની અવિભક્ત કુટુમ્બભાવના......ઉપતંત્રી .. ........ ....................૫૪
હિંદુતત્વ શાસ્ત્રના ત્રિદર્શનોની એક વાક્યતા...રા. રા. શ્રિનિવાસ, આયગર......૨૧૬—૩૦૧
હિંદુઓની સામાજીક સુધારણા ..........ઉપતંત્રી..... ...........................૨૧૨

---

